# કંકાવટી

જાન્યુઆરી
૧૯૮૫



કવિતા
અજિત ઠાકોર
રજની શાહ
કિસન સોસા

વિવેચન
અજિત ઠાકોર

નોંધ
રતિલાલ 'અનિલ'

આચમન
ગુલામ મોહમ્મદ શેખ

પુસ્તક પરિચય
રતિલાલ 'અનિલ'

નવલિકા
નવેન્દુ ઘોષ
(વિજય શાસ્ત્રી)

વિનોદ
રતિલાલ 'અનિલ'

પત્રચર્ચા

# કંકાવટી

જાન્યુઆરી ૧૯૮૫

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

'વર્ષ ૨૬ : અંક ૩૦૮ : મૂલ્ય : બે રૂપિયા

દર માસની ૫ દરમી તારીખે પ્રગટ થાય છે.


વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૦, બે વર્ષના રૂ. ૩૮; વિદેશ : શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), છ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫૦૦૨ સરનામે જ કરવો.



કાગળ, પ્રિન્ટિંગ આદિના ભાવોમાં ઘણો વધારો થયો હોઈ, 'કંકાવટી' ના વાર્ષિક લવાજમમાં વધારો કરવો અનિવાર્ય બન્યો છે. ગયા ઓગસ્ટ માસથી 'કંકાવટી'નું વાર્ષિક લવાજમ ૨૦-૦૦ રૂપિયા છે. વિદ્યાર્થીઓ માટે હાલનું લવાજમ વાર્ષિક ૧૫-૦૦ રૂપિયા જ રહે છે.




તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫૦૦૨

મુદ્રણસ્થાન : ધવલ આર્ટ પ્રિન્ટર્સ, વાડીફળિયા, સૂરત-૩૯૫૦૦૩




## — / અજિત ઠાકોર

### બંધ એકાદશ.દ્વાર

ધમધમાતું...ધકેલાઉં અંદર...
પાકે ચડેલા ગૂમડા પેઠ
થાઉં ફાટું ફાટું

પોપડે પોપડે ખરે છાતી
દિવસ ઢળે તેમ સોજો ચડે
ઝેર મારી જાય બધું

પગ જાણે
પાણીના રેલા
ચાલું
રસ્તાથી વેંત અધ્ધર

અંદરથી ચડે આંથો
આખ્ખો દા'ડો બસ
ઉભરાઉં ઢોળાઉં ઓબાકળું બહાર...



## સક્રિયતા / રજની શાહ

તમે ક્યારેય અન્ધારું ઊતરી આવે
તે પહેલાં
ચાદર પાથરવાનું કર્યું છે સાહસ ?
મેલાં-ઘેલાં ગાદલાંને ઢાંકીને '
સ્વચ્છતાનો આભાસ રચવાનું
કેટલું તો હોય છે સુખ ?
પાથરતાં પાથરતાં પડેલી
કરચલીઓ ભાંગીને
કશુંક કર્યાનું સુખ.
દરેક છેડા સરખા કરીને
એક વ્યવસ્થા ઊભી કર્યાનું સુખ.
ને બધું જ પતી જાય પછી યે
થોડીકવાર ચાદરને જોતા ઊભા રહેવાનું
ને એમ ઊભાં ઊભાં જ
તમને ખબર પણ ના પડે એમ
તમારા ચિત્તમાં ઊઘડ્યા કરશે :
અવનવા રંગો સતત, એક દિવસ.
રસ્તે જોયેલી એકાદ પોડશીના ઓષ્ઠોનો રંગ
બળી ચૂકેલાં લાકડાંની રાખનો રંગ
ફૂલો, પાંદડીઓ, વૃક્ષો
પટ્ટાઓ પાડતા રસ્તાઓ
બધું જ બધું
ગોઠવાઈ જશે તમારી ડિઝાઈનમાં
તેના મૂળ રંગોમાં
માત્ર, આ ચાદર બદલવાનું સાહસ
આપણે કરીએ એટલું જ.

## સપનાની જેમ / કિસન સોસા

કોચલું ફોડી નહીં ઊડે કશું ટહુકાની જેમ
તું મને જોયા ન કર, સેવ્યા ન કર સપનાની જેમ

હું પડ્યો અસ્તિત્વમાં ઉજડી ગયા કસબાની જેમ
લોહી—સૂતી શેરીએ પ્રસર્યા ન કર તડકાની જેમ

જવાળની ડાળે અહીં અંગારના ખીલ્યા ગુલાબ.
પતંગિયા ઊડી ગયાં છે આ તરફ તણખાની જેમ

હું ઠર્યો જવાળામુખી છું, તું સતત વરસ્યા ન કર
રાખ, પથ્થરથી નહીં ફૂટે કશું ફણગાની જેમ

ને પછી વધતું ગયું અંતર ને ઓઝલ થઈ ગયા
જોજનો ચાલ્યા સમાંતર આપણે રસ્તાની જેમ

શૂન્ય સોંસરવો જ આ નીકળી જશે મારો અવાજ
હું અહીં ક્યારેય નહિ પાછો ફરું પડઘાની જેમ.

## રોમૅન્ટિક વિવેચનને નિમિત્તે / અજિત ઠાકોર

પરબ ડિસે. '૮૪માં ભાલચંદ્રે 'અજિત ઠાકોર અને રાધેશ્યામ શર્માને નિમિત્તે' આધુનિક ગુજરાતી કવિતાની ચિકિત્સા કરવાનો પ્રયાસ કર્યો છે. એમની ચિકિત્સાની રીતભાત ને એમના નિદાન વિશે ઘણું કહેવાનું પ્રાપ્ત થાય છે.

એમણે એમના મન પર પડેલી ધૂંધળી, પૂર્વગ્રહયુક્ત ને અતિ-

વ્યાપ્તિભરી છાપને એમના લખાણની આધારભૂમિ બનાવી છે. આથી એમણે અભિનિવેશભર્યો અભિગમ રાખવો પડ્યો છે. એમને ગુજરાતી કવિતા 'પાલગ્રેવની 'ગોલ્ડન ટ્રેઝરી'ના ચતુર્થ વિભાગની રોમૅન્ટિક કવિતાઓના પયપાનથી ઉછરેલી' લાગી છે. તેમને 'ઊંડે ઊંડે એમ લાગ્યા કરે છે કે સાંપ્રત ગુજરાતી સાહિત્યનાં બધાં જ સ્વરૂપોમાં રોમૅન્ટિક વલણો, આધુનિકતાવાદી ઉપનિવેશો, અંચળાઓની ચુસ્તતા છતાં છૂપાવી શકાતા નથી.' તેમના આ વિધાનો 'આત્યંતિક' અને 'અતિસરલીકૃત' છે. આ લેખને તેમણે પુરાવા આપવાની દિશામાં વિસ્તાર્યો છે.

ભાલચંદ્રની સૈધ્ધાંતિક પીઠિકા ધૂંધળી અને આંતરવિરોધોથી ભરેલી છે. તેઓ રોમૅન્ટિસીઝમ અને ક્લેસીઝમ વચ્ચેની ઉચ્ચાવચતા પોતાને અભિપ્રેત હોવાનો ઈન્કાર કરતા કહે છે કે, 'એકદમ હવે મારે જણાવી દેવું જોઈએ કે રોમૅન્ટિક/નોન રોમૅન્ટિક કે રોમૅન્ટિક/ક્લેસિઝમ કે રોમૅન્ટિક/મોડર્નિસ્ટિક એ યુગ્મોમાં ઉચ્ચવચતાનો ભેદ જોવાની કોઈ ઈચ્છાથી આ પૃથક્કરણ કરવાનો કશો ઉપક્રમ અત્રે નથી. આવી કોઈ ઉચ્ચાવચતા સ્થાપી શકાય ખરી?' તેમણે ઈન્કાર કર્યો હોવા છતાં તેમની સમગ્ર સિધ્ધાંતચર્ચા અને ઉદાહરણોની ચર્ચા રોમૅન્ટિસિઝમને ઉતરતા માનવાના તેમના વલણને પ્રકટ કરી દે છે. તેઓ રોમૅન્ટિસ્ઝિમ અને ક્લેસિઝમ એ બે પૈકી રોમૅન્ટિસિઝમને કાવ્યજન્મનું પ્રથમ પગથિયું લેખે છે. તેમના શબ્દોમાં આખરે તો કાવ્યજન્મનું પ્રથમ પગથિયું જ રોમૅન્ટિસિઝમ છે. જે કલ્પનાવ્યાપાર કાવ્યનો કાચો પદાર્થ છે તે તો મૂળભૂત રીતે રોમૅન્ટિક જ હોય,..." આમ રોમૅન્ટિસિઝમની સ્વાયત્તતાનો તેઓ સ્વીકાર કરતા નથી. તેઓ રોમૅન્ટિસિઝમને કવિતાની કાચી સામગ્રી જ માનતા હોય તો તેઓ બ ને વચ્ચે ઉચ્ચાવચતા નથી માનતા એવું કઈ રીતે કહી શકે? તમામ રોમૅન્ટિક કવિતાને કવિતા તરીકે અમાન્ય કરવાનું ભાલચંદ્રનું આ વલણ અભૂતપૂર્વ લાગે છે. રોમૅન્ટિસિઝમ તરફનો પૂર્વગ્રહ અને ક્લેસિઝમ તરફનો પક્ષપાત એમના વિવેકને ધૂંધળો ને એમના નિદાનને ને એમની ચિકિત્સાપદ્ધતિને

અવિશ્વસનીય બનાવી દે છે.

ભાલચંદ્ર કવિતામાં પર્સનલ આઈ–મિથીકલ આઈ વચ્ચેનું અંતર અને તેના સંદર્ભે પર્સનલાઇઝેશન–ડીપર્સનલાઇઝેશનની ચર્ચા કરે છે. કવિતામાં કવિના પર્સનલ આઈ અને મિથીકલ આઈ વચ્ચે અંતર રહેવું જોઈએ. એમણે રોમૅન્ટિક કાવ્યમાં પર્સનલ આઈ જ શેષ રહે છે એવું અર્થઘટન કર્યું છે. જો એવું હોય તો રોમૅન્ટિક કવિતામાં ઉત્તમ કૃતિ સર્જવાની શક્યતા જ ન રહે. રોમૅન્ટિક કવિતામાં ડિપર્સ-નલાઇઝેશનના સંકેત ન પડેલા હોવાનું માની તેમણે એ મનોરુગ્ણતાની નીપજ હોવાનો આરોપ મૂક્યો છે. જો આ રીતે વિચારીએ તો સમગ્ર રોમૅન્ટિક કવિતાને કવિના અંગત લવારા માની કવિતાના ક્ષેત્રમાંથી બહાર મૂકવી પડે. આખરે રોમૅન્ટિક કવિતાને કવિતા બનાવનાર તત્ત્વ કયું છે? આપણે ત્યાં આ સમસ્યાનો વિચાર થયેલો છે. કાવ્યવ્યાપારમાં પર્સનલ આઈ અને મિથીકલ આઈ તથા પર્સનલાઇઝેશન અને ડિપર્સનલાઇઝેશનના વિરોધી જણાતાં દ્વંદ્વોને સંયોજીને તાટસ્થ્યપૂર્વકના તાદાત્મ્યની કલ્પના આપણે ત્યાં થઈ છે. કાવ્યની રચના અને ભાવન એ બંને વ્યાપારોમાં એનો મહિમા થયો છે. એ જ કવિના સંવેદનની રૂપનિર્મિતિ સાધે છે. અને એ જ કવિના ભાષારૂપે પ્રકટ થયેલા સંવેદનનું સહૃદયમાં સંક્રમણ કરવારૂપ સાધારણીકરણ પણ સાધે છે. આપણે ત્યાં કાવ્યરચનાના મૂળમાં કવિની 'સમાધિ' રહી હોવાની વાત પણ આનો નિર્દેશ કરે છે. ભાલચંદ્ર માને છે તેમ આ (પર્સનલ આઈ/મિથીકલ આઈ તથા પર્સનલાઇઝેશન/ડીપર્સનલાઇઝેશન) પરસ્પર વિરોધી અને અસંયોજ્ય તત્ત્વો નથી. બલ્કે અર્ધનારીશ્વરની જેમ કવિતાના પ્રાદુર્ભાવ સમયે તેમનું તાટસ્થ્યપૂર્વકના તાદાત્મ્યરૂપે અવિનાભાવિ ને અવિચ્છેદ્ય સંયોજન સિદ્ધ થતું હોય છે. કેવળ તાટસ્થ્ય કે કેવળ તાદાત્મ્યથી કવિતાને ન ચાલે. પરંતુ તાટસ્થ્યપૂર્વકના તાદાત્મ્યથી કાન્ત-ભવભૂતિ જેવા કવિઓમાં ઉત્તુંગ કલાશૃંગો સિદ્ધ થતાં અનુભવાય છે.

ભાલચંદ્રની કૃતિચર્ચા પણ તેમણે ઊભી કરેલી સિદ્ધાંતધારણાના ચોકઠામાં કૃતિઓને મારીમચડીને બેસાડવારૂપ બની ગઈ છે. પહેલા કૃતિને રોમૅન્ટિસિઝમનું લેબલ લગાડી દેવું અને પછી તેનો કવિતા તરીકે છેદ ઉડાડી દેવો એવી સરળ પદ્ધતિ ભાલચંદ્રે અપનાવી છે. 'કવિનું વસિયતનામું' તેમને 'હું' કરતાં વધુ રોમૅન્ટિક લાગે છે. તેમના મતે 'સર્વસ્વીકૃત અભિગમ, અપેક્ષિત અભિગમ, કે કવિમાં અપાર કરુણા હોય અને કવિ તેવી કરુણાનું ગાન કરે કે પ્રેયસનું ગાન કરે તે અભિગમ એક રોમૅન્ટિક ખ્યાલ નથી શું ? ભાલચંદ્રને આ કાવ્યમાં કરુણાનું ગાન થયેલું લાગે છે ? વાસ્તવમાં વ્યવહાર જગત જેની મૂલ્યહીન ગણી વિડંબના કરે છે તેવા ભાવપદાર્થોની અ–મૂલ્યતાને વેદનાસિક્ત વ્યંગ દ્વારા અહીં ઉપસાવી આપવામાં આવી છે. તેમણે આ કાવ્યને રોમૅન્ટિક કાવ્ય ઠેરવવા કાવ્યના શીર્ષકને પણ પુરાવારૂપે આગળ ધર્યું છે. તેમના શબ્દોમાં " 'ઇતરા' કે જેમાં આ કાવ્ય સંગ્રહિત છે, તેમાં કાવ્યને શીર્ષક આપવામાં આવ્યું નથી. આથી જ્યારે આ કાવ્યનું શીર્ષક, 'કવિનું વસિયતનામું' એમ પાછળથી આપવામાં આવે છે ત્યારે કવિ પોતે આ રોમૅન્ટિસિઝમની તરફેણમાં ચૂકાદો આપી દેતા નથી જણાતા ?" વાસ્તવમાં આ કૃતિ સંગ્રહસ્થ થઈ તે પહેલાં 'કવિનું વસિયતનામું' એવું શીર્ષક હતું, જે 'ઇતરા'માં ગ્રંથસ્થ થઈ ત્યારે સુ. જોને એ બોલકું લાગવાથી કે અન્ય કોઈ કારણોસર દૂર કર્યું હતું. આ પરથી તો એવું લાગે છે કે ભાલચંદ્ર સર્જતી કવિતાની સાથે રહ્યા નથી. અને નક્કર પ્રતીતિઓ કરતા અટકળો ને પૂર્વગ્રહો પર જ ચાલ્યા છે.

ભાલચંદ્રે કવિના પર્સનલ આઈ અને મિથીકલ આઈ વચ્ચેના અંતરને શૂન્ય થતું માની 'હું' અને 'કવિનું વસિયતનામું' કૃતિઓને મનોરુગ્ણતાની નીપજ માની છે. એમણે આ અંતરને કઈ રીતે શૂન્ય થતું પ્રમાણ્યું તે સ્પષ્ટ કર્યું નથી. કાવ્યભાવના ક્યા તબક્કે ક્યા સ્વરૂપે એમને આનો અનુભવ થયો તે જાણી શકતું નથી. આ વસ્તુ

તેમની પર્સનલ આઈ અને મિથીકલ આઈની ઉપસ્થિતિને પરખવાની અનિચ્છા તથા અશક્તિ બતાવે છે. તેઓ 'કાલે જો સાગર છલકે તો કહેજો કે/મારા હૃદયમાં ખડક થઈ ગયેલા/કાળમીંઢ ઈશ્વરના ચૂરેચૂરા કરવા બાકી છે...'નું વિચિત્ર અને સંદર્ભથી વિપરીત અર્થઘટન કરે છે તેમના મતે 'અહીં ઈશ્વર એક અશ્મિભૂત અવશેષ, ફોસિલ તરીકે વ્યક્ત થાય છે. પણ આ ફોસિલ એવું છે કે સાગર તેના ચૂરેચૂરા ન કરી શકે. આનો અર્થ એવો સમજવો કે કવિને ઈશ્વરનો પોતાના હૃદયમાં સ્થાપિત આ અશ્મિભૂત અવશેષ પ્રિય છે? કે કવિના એસેન્શલ બીઈંગની આ વિટંબણા છે? ખરેખર કવિને શોક છે કે ઈશ્વર તેના હૃદયમાં માત્ર એક અશ્મિભૂત અવશેષ રૂપે જ છે, અને જેવો છે તેવો પણ સાગર તેના ચૂરેચૂરા ન કરી શકે તેવો તો છે જ, અને એટલે અંશે પરિસ્થિતિ હજુ કંઈક સારી છે?" વાસ્તવમાં એક રમણીય વ્યંજનાસભર ઇમિજને ચોક્કસ અર્થઘટનમાં પૂરી દેવાનું ખૂબ મુશ્કેલ છે. છતાં વિકલ્પો ખુલ્લા રાખીને એવું કહી શકાય કે માન્યતા, પૂર્વગ્રહ, અંધશ્રદ્ધા આદિરૂપે ગંઠાઈને કાળમીંઢ ખડક શા બની ગયેલા સ્નેહ, કરુણા, ઔદાર્ય, શ્રદ્ધા જેવા હૃદયભાવો પુનઃ છલકી ઊઠેલા જીવનસાગરનાં મોજાંઓથી કણકણ થઈ વિખરાઈ જાય એવી કવિની અંતિમ ઇચ્છા છે.

આધુનિક ગુજરાતી કવિતાનું નિદાન થવું અનિવાર્ય છે. એને માટે નિર્મમ પણ થવું પડે ત્યાં થવું જોઈએ. પરંતુ ચિકિત્સા ને નિદાન રોગ કરતા પણ વધુ ખતરનાક નીવડે એવું તો ન જ બનવું જોઈએ. કવિતામાં દૂરીકરણ ઇચ્છતા ભાલચંદ્ર વિવેચનમાં પૂર્વગ્રહો અને અભિનિવેશોથી દૂરીકરણ સાધી શક્યા હોત તો આનંદ થાત. કેમકે સ્વસ્થતા અને વિવેક વિવેચન માટે પણ અનિવાર્ય લક્ષણો મનાયાં છે. બાકી તત્ત્વચર્ચા ગમે તેવી કઠોર કેમ ન હોય પણ તેનું નિમિત્ત બનવું એ સર્જકનું મોટું સદ્‌ભાગ્ય છે...

## એક જણ બોલ્યો ! / રતિલાલ 'અનિલ'

શ્રી ગુલામ મોહમ્મદ શેખે બાળપણમાં, ગુજરાતી કવિતામાં, 'ભદ્રસમાજના ભરડામાં' શબ્દને 'ફસાયેલો' જોયો. આજે પણ એને ભરડામાંથી મુક્તિ મળી છે ખરી ? એમને કવિતાની ભાષા અન્ય વર્ણની, અજાણી અને બનાવટી ય લાગી, એ પરિસ્થિતિ આજે ય નથી ? આયાસી છંદરચનાની ટાપટીપમાં એનું નકરું રૂપ (હજી યે) કાટ ખાતું નથી ? અછાન્દસે એ ભરડામાંથી, સંસ્કાર પરમ્પરાયે છૂટવાનો માર્ગ કર્યો તે છતાં, મોહાસક્તો યે એ મુક્તિનો મોટે ભાગે, લાભ લીધો છે ખરો ? ભદ્રોની બોલાતી ભાષાએ આભડછેટ હજી યે છોડી છે ખરી ? શિક્ષણનો અને શિક્ષણસંસ્થાઓ અને એનાં પુસ્તકાલયોનો વ્યાપ વધ્યો તે સાથે ઘણી બધી કવિતા એ શાલેય કવિતા થઈને, 'ઉપયોગી' થવાનું પ્રાથમિકથી માંડીને એમ. એ. સુધીનું ધોરણ છોડ્યું છે ખરું ? શિક્ષણ સાહિત્યના ખરેખરા વ્યાપમાં કેટલું સહાયભૂત થયું ? શિક્ષણના

વ્યાપ સાથે, શ્રી ગુલામ મોહમ્મદ શેખને જે વિચાર આવ્યો એ વિચાર વધારે ઉગ્ર બને એવું બન્યું નથી ? પંડિત પેઢીએ ભદ્ર સંસ્કૃતિને શિક્ષણ દ્વારા આરોપવાનો, પિતામ્બરની ગાંઠ વાળી સંકલ્પ કરેલો એ હજી ય પ્રૌઢ અને પ્રતાપી રહ્યો છે એવું નથી ? ભરડા બહારનો કવિતાનો શબ્દ પ્રવેશે નહીં એવી ઘેરાબંધી હજી યે ચાલુ રહી નથી ? એક કૉલેજમાં પ્રકાશકે 'અથવા' કાવ્યસંગ્રહની નકલ મોકલી તો 'તમારા ખર્ચે આવીને એ પાછી લઈ જાવ' એવો જવાબ પ્રકાશકને મોકલાયો, એ ઘટના શું સૂચવે છે ? જ્ઞાતિબંધનોની વાડાબંધી વિશે લખતા વિદ્વાન લેખત વક્તા સામાજિક ચિંતકને આવા સાહિત્યિક જ્ઞાતિવાદ વિશે વિચારવાની નવરાશ છે ખરી ? સાહિત્ય પરિષદ જેવી કેળવણી પરિષદ સ્થાપીને તેના પણ સં-ચાલક થવા પાછળ મંત્રદષ્ટા હોવા છતાં સફળતા માટે તાંત્રિક દૃષ્ટા હોવાની અનિવાર્યતા સ્વીકારી નથી ? મંત્રવિદ્યાના દેખીતા ઋષિઓને પરોક્ષ ચાલકો રૂપે, તંત્રવિદ્યા અને તાંત્રિકો પર જ વિશ્વાસ નથી ? પ્રશ્નો જ પ્રશ્નો છે !

શ્રી ગુલામ મોહમ્મદ શેખને આવેલા વિચારના સંદર્ભે, ઘણા સમયથી મનમાં એક મુદ્દો વારમ્વાર ઘોળાયા કરે છે તે, નિમિત્ત મળતાં આછડતો છણું ? ગઝલ એ બોલાતી ભાષાના ઉચ્ચારે છંદબદ્ધ થતી કવિતા છે, અલબત્ત, હવે 'હમણાં' જેમણે લખવા માંડી તેમની—અગાઉ-નાની નહીં. બોલાતો શબ્દ ગઝલમાં પણ એ જ સ્વાભાવિક ઉચ્ચારે બોલાય એ એક ગુણે કરી ગઝલને સાહિત્યિક અને શૈક્ષણિક વાડાની બહાર રહેતા ભાવકો સુધી પહોંચવાનું શક્ય બન્યું. ગઝલ મૂળે વાતચીત/બોલચાલની ભાષામાં વાતચીત કરવાનું માધ્યમ. બોલાતી ભાષાને જ કવિ પ્રયોજે અને એને કવિતાના શબ્દનું ગૌરવ બક્ષે એવી એની પ્રયોજના ઉર્દૂમાં, ગઝલ ન હોત તો ઉર્દૂ ગદ્ય કેટલું નબળું/પાંગળું હોત ! ગઝલે ઉર્દૂ ભાષાને અનેક નવા રૂઢ પ્રયોગો/ઇડિયમ્સ, મહાવરા આપ્યા. આપણે ત્યાં અખાની કવિતાએ જે કામ કર્યું તેવું

કાર્ય કરવાની મોકળાશ ગઝલકાર માટે રહેલી છે. પણ હવે થાય છે શું ? ઉદાહરણ પસંદ કરું છું, તેના કવિ માઠું ન લગાડે, વાસ્તવમાં તો એ ઘણામાંના એક છે. 'એતદ્' અને 'વિદ્યાનગર'માં દોઢ માસ પહેલાં પ્રગટ થયેલી ગઝલો જુઓ ! વાસ્તવમાં એ ખૂબ જ ગંભીર પ્રકારના પ્રયોગો/પ્રયત્નો છે–એટલે જ અહીં એ ઉદાહરણ લેખે સ્વીકારું છું. 'એતદ્'ની ગઝલ ગંભીર છે, તો 'વિદ્યાનગર'માંની વ્યંગ–ઉપહાસની રચના છે. મારે તે વિશે અહીં કહેવાનું નથી, કહેવું છે તે એની ભાષા અને શબ્દો વિશે. શ્રી શેખને જે ક્ષોભ અને વિષાદ થયો છે એ ઉપર્યુક્ત રચનાઓ વાંચતા તાજા થાય છે–અને એમાંથી જન્મે છે એ જ પેલા ભદ્ર સમાજના ભરડામાં ફસાયેલા શબ્દનો પ્રશ્ન ! અમે નવી શક્યતા તાગીએ છીએ–એવા વાસી શબ્દોથી ઉગરી જવાય એમ નથી. બદામના ગૌરવાંકિત અભિનયે શિંગદાણા પ્રાશન કરો ત્યારે બકુલ ત્રિપાઠી જેવાને એક સરસ લલિત નિબન્ધ મળે એ પ્રાપ્તિ ખરી, પણ કવિતાનું માધ્યમ, જે મૂળભૂત અપેક્ષા રાખે છે, તેને શો જવાબ મળે છે ? ભદ્ર સંસ્કૃતિ/બ્રાહ્મણ સંસ્કૃતિની/પુસ્તકિયા ભાષાથી ગઝલ જે બળકટ કાવ્યપ્રકાર છે, તે જે કાવ્યોચિત/કાવ્યપ્રકારોચિત અપેક્ષા ઉત્પન્ન કરે છે, તેનું શું ? શબ્દોની આ ટાપટીપ, ચાકચીક્ય, ભદ્ર રીતભાત ખરી, પણ ઈસુ-ખ્રિસ્ત કહે છે, 'મારાં કેટલાંક ઘેટાં વાડાની બહાર પણ છે', તેમ ભદ્ર રીતભાત અને શિક્ષણના વાડાની બહાર પણ કવિતા અને ભાષા છે–ત્યાં પણ માણસો છે, તેમની ભાષાનો જીવન્ત થડકો, પ્રાણમય લય છે–એને પોચટ પોમલો બતાવવાના પ્રયત્નો એ શક્યતાની ખોજ છે ? એક જ ભદ્રંભદ્ર બસ નહોતા ? 

## આચમન /

### 'ભદ્રસમાજના ભરડામાં ફસાયેલો શબ્દ' / ગુલામમોહમ્મદ શેખ

શાળાની દુનિયામાં સાહિત્ય–કળાને બહુ સ્થાન નહીં તેથી સાહિત્યનો સંપર્ક બર્ડવૂડ લાઈબ્રેરીમાં મથાળાથી માંડીને મુદ્રકના નામ લગી છાપાં અને સામયિકો કે પુસ્તકો વાંચવામાં. હિન્દી હોંશે વાંચું અને આંવડે નહીં તોયે 'માર્ગ' જેવું અંગ્રેજી સામયિક ઉકેલવાની તાલાવેલી થાય. ફ્રાન્સિસ સૂઝાના તરડાયેલા ચહેરાઓ જોઈ ચિત્તમાં સળવળાટ થયો હતો. પાઠ્યપુસ્તકોમાં છપાયેલી કવિતા ભાગ્યે જ મનમાં બેસે. મોટે ભાગે નિઃસત્ત્વ અને અધૂરી જણાય. એની ભાષા અન્ય વર્ણની, અજાણી, બનાવટીય લાગે. ભદ્રસમાજના ભરડામાં ફસાયેલો શબ્દ બોલાતી બોલીની આભડછેટ રાખતો લાગે ને આયાસી છંદ રચનારી ટીપટાપમાં એનું નક્કરું રૂપ કાટ ખાતું જણાય, લોકલઢણ ગમે પણ એય સાહિત્યવર્ણના પૂર્વનિયોજિત વર્તુળમાં રમતી લાગે (હજુ પણ એવું જ નથી શું ?) એવું થાય કે આપણી આટ–

આટલી અવનવી જાતિઓ અને એમનું સંસ્કૃતિ-બાહુલ્ય, પણ એ આપણી કવિતામાં ઊગ્યું નહીં. વાણિયા, વાઘરી, વહોરા, મેર, મિયાણાની જીભે ભાષાએ ભાતીગળ રૂપ ધર્યાં પણ એકે વાઘરી કવિ પાક્યો નહીં. પાક્યા તે આપણા કવિવર્ણની બહાર રહ્યા. પ્રાદેશિક અને ધર્મ રીતિઓમાંથી ય એણે મોણ લીધું નહીં. (મોડેથી રાવજીમાં ચરોતર વસ્યું ને મકરન્દે અલખ-છંદ છેડ્યો, પણ એવા કેટલા ?) એથી એ રક્તહીન રહી. શુદ્ધિના આગ્રહે આપણે સંસ્કૃતિને પ્રમાણી, પ્રાકૃતને ટાળી. સંસ્કૃત પરંપરામાંથી પિંગળ પામ્યા ને અંગ્રેજી ખાડીએ નિકાસ કર્યા તેવા-તેટલા 'પશ્ચિમી' પ્રવાહો. વિક્ટોરિયન ચોખલિયાવૃત્તિ અને ગાંધીવાદી ગળણીમાંથી ગાળતાં ઘણુંબધું આપણા અનુભવમાંથી બહાર રહી ગયું. આમ તો ગુજરાતી એની ભાષાને વાણિજ્ય સાથે વિશ્વમાં લઈ ગયો અને બધે ગુજરાત વસાવ્યું પણ ક્યાંયથી એ પ્રદેશની સંસ્કૃતિ કે સાહિત્ય આયાત કરવા જેવાં લાગ્યાં નહીં, (આજે ય સ્વાહિલી કે તેલુગુમાંથી સીધો અનુવાદ કરનારા કેટલા ?, પંચાવનમાં વડોદરા આવ્યો ત્યારે આવાઆવા પ્રશ્નો ઘૂમરાતા થયા. પછી વિશ્વ-કળાના પરિચયે અને વિશેષ તો નવી કળાની ઉન્મેષે ઘણાં બંધ બારણાં ખોલ્યાં ત્યારે એ બધા પ્રશ્નો સ્પષ્ટ અને સતેજ થયા. મોકળા મને લખવાની વૃત્તિએ જોર પકડ્યું. એ પાંચ સાત વરસના ગાળામાં આકરો સંઘર્ષ અનુભવ્યો. છાપેલો શબ્દ સંગ્રહસ્થાનમાં સાચવીને મૂકેલા પદાર્થ જેવો મોહ અને ભય પમાડતો રહ્યો.

('સંસ્કૃતિ, સર્જકની આંતરકથા વિશેષાંક-૨'માંથી)



## વૈકુંઠ નથી જાવું / રતિલાલ 'અનિલ'

સદ્‌ગત જ્યોતીન્દ્ર દવે પછી ગુજરાતીમાં શ્રી બકુલ ત્રિપાઠીએ હાસ્યરસને અસ્ખલિત વહેતો રાખ્યો છે. રસ જામે ત્યારે એ વહે પણ છે એ હાસ્યરસનું સત્ય છે. આવડા મોટા વિશ્વ પ્રાણીસંગ્રહાલયમાં કેટકેટલાં વિવિધ પ્રાણીઓ છે? એમને પ્રાણીગત વિવિધતાથી તો ઠીક એકવિધતાથી યે હસતા આવડતું નથી! માત્ર માણસ હસે છે અને તે એકવિધ ન બની રહે એ માટે અનેકવિધરૂપે, રીતે, રસે હસે છે! છેલ્લા નિબંધસંગ્રહનું નામ ખૂબ સૂચક આપ્યું છે: 'વૈકુંઠ નથી જાવું'' કારણ કે વૈકુંઠમાં ભજનકીર્તન સ્તુતિ-પ્રાર્થના હોય! એવી એકવિધતામાં માણસ વૈકુંઠ જોઇ શકે નહીં અને મારા જેવો કહે કે એ માણસનું વૈકુંઠ હોઈ શકે નહીં! વૈકુંઠ વિશેની કોઈક વાત ગમે છે ક્યારે? ત્યાં 'નારાયણ! નારાયણ!' કહેતા નારદજી પધારે છે ત્યારે! અને વૈકુંઠની એકવિધતામાં સરસતાનો સ્વાનુભવ કરવા માટે વિષ્ણુ નારદજીને મૃત્યુલોકના સમાચાર જ પૂછે છે! એ બતાવે છે કે કૌતુક મૃત્યુલોકમાં છે—અને એટલે જ નારદસંસર્ગે નારાયણ પણ કૌતુકરાગી છે! એ કૌતુકરાગ વધી જતો હશે ત્યારે જ નારાયણ પૃથ્વીલોકમાં માનવદેહે અવતાર ધારણ કરતા હશે!

'ભગવાને લીલા કરી' એવું તો નાનપણમાં શ્રાવણે, અધિક માસે, કથાભટ્ટોના શ્રીમુખે અનેકવાર સાંભળ્યું હતું, એમણે શી લીલા કરી? એવો પ્રશ્ન પૂછવાનું મન આજે થાય છે! લીલા તો માણસ કરે છે!

રાસલીલામાં લીન થઈને નરસિંહ મહેતાએ મશાલ ઝાલી હાથ બાળ્યો નહીં તો દાઝયો તો ખરો ! તે સાથે ભાનમાં પણ આવી ગયા હશે ! પણ માણસની લીલા જોવામાં એના સાક્ષી થવામાં માણસને માત્ર દાઝવાનું નથી, મલપવાનું યે છે એવી સમજ ન પડી હોય તો 'વૈકુંઠ નથી જાવું'ના નાના નાના રસવિશ્વો નહીં તો રસના ટાપુઓ જેવા નિબન્ધો (પંડિતો પ્રશ્નાર્થ ડોકે જોશે !) સહજપણે વાંચવા જેવા છે. સહજપણે એટલા માટે કે એ લખવા એ સહજપણે ટેબલ પર બેસી નહીં ગયા હોય પણ એમણે સહજપણે ખુદ પોતામાં વસેલા માણસને અને એની લીલા જોયા પછી ઐક્યભાવે 'હું જ એકલો થોડો માણસ છું ? બીજાઓ પણ માણસ છે !' એવી શ્રદ્ધાથી જ નહીં, નૈષ્ઠિક નિષ્ઠાથી બીજા માણસોની લીલા રસપૂર્વક પણ સહજપણે નિહાળી એટલે સહજ લેખન લાગતા વિવિધ નિબન્ધો એમણે લખ્યા તેનું વાંચન લીલાદર્શનનો આનંદ (પરમાનંદ નહીં–કારણ કે આ વૈકુંઠની વાતો નથી !) આપશે. હા, પણ એ માટે સહજપણે 'માણસ' એટલો સમય તો હોવું જ જોઈએ. મકાનને ઘણી બધી બારીઓ હોય, ઘરમાં ટ્રંકોથી માંડીને છેવટે મકાનના બારણા સુધી નિષેધનારાયણ જેવાં તાળાં પહોંચી ગયાં હોય, એ વાતમાં સામસામી બારીએથી થતાં લીલાદર્શનને લેખકે અભડાવ્યું નથી ! વિસ્મરણની લીલા સાથે 'જોયું તેનું સ્મરણ કરવું એય છે એક લ્હાણું'' એ પંક્તિ મમળાવવાનું મન થાય એવી સામસામી બારી અને એમાંથી થઈ શકતા દર્શનનો 'મૂળભુત અધિકાર' નવા સ્થપતિઓ ઝૂંટવી લે છે તે એ સ્વતંત્ર નિબન્ધમાં વર્ણવે છે.

ટૂંકાં ટૂંકાં વાક્યોમાં સહજપણે, જાણે બોલ્યે જતા લેખક તત્ત્વના ટૂંપણામાં પડતા નથી, પણ તાત્ત્વિક અણસાર તો આપી જ જાય છે. નિબન્ધો નાના છે. ધારત તો એમણે લંબાવ્યા હોત અને 'રસિક વિદ્વાન'નું વિશેષણ પણ મેળવ્યું હોત, પણ લેખકે સહજ માણસ–લેખનમાં–રૂપે પ્રગટ થવામાં સહજનિર્મિતિનો આનંદ માણ્યો છે.

માણસના સંદર્ભે એના લીલાસ્વરૂપી - ચતુરાઈ દ્વારા નાનકડા લોભ, ચંચળતા દ્વારા વસ્તુજગત પણ લીલામય બની રહે છે એ 'વસ્તુઓ' નિબન્ધમાં જોઈ શકાય છે. અખો એક પંક્તિમાં કહે છે: 'પ્રીતે થયો પારંગત' માણસની પ્રીતે બકુલભાઈ હાસ્યરસમાં પારંગત થયા છે! રોમેન્ટિક પ્રીત બહુ ઊંચી ગણાઈ છે, કારણ કે એમાં માણસ નાનાવિધ લીલા કરે છે, એમાં પ્રગટ થતો માણસ જોનારને કૌતુકરાગી બનાવ્યા વિના રહેતો નથી. અને હાસ્યરસનો નાગર લેખક માણસની કુદરતી (પ્રાકૃત ?) લીલાને નાગરહાસ્યથી મઢી શકે છે.

લેખનમાં બકુલભાઈ બહુ બોલકા વર્તાય છે—અને બહુ બોલકા માણસો ડાવકા પ્રશિષ્ટ એટલે કે પ્રતિષ્ઠિત સજ્જનોને બહુ ગમતા નથી, પણ બોલકો માણસ આપવડાઈ કરતો હોય, બડાઈ હાંકતો હોય, બોલવું એ પોતાની પ્રતિભા કે વ્યક્તિત્વને મઠારવાનો, ઓપ આપવાનો ઉદ્યમ કરતા હોય એવા બોલકા માણસો ન ગમે, પણ બાળક સાવ રમતિયાળપણે ટૂંકાં ટૂંકાં વાક્યોમાં સહજપણે કૌતુકરસ પ્રદીપ્ત થાય અને સાથે અધરો અવબોધ પણ સહજપણે થતો રહે તો બીજા માણસને એમાં રસ પડવાનો—દાદીમા વાર્તા કરે ને એમાં રસલીન થયેલાં શિશુ મીઠી નીંદમાં સરે એવું આ ઉદાહરણમાં નહીં બને—એ જાગીને ચોપડી પૂરી કરશે. અલબત્ત, શાંત વાચન માટે એ ફરી હાથમાં લેવી પડે એવી છે.

સ્વર્ગમાં ઋતુઓ કેમ નથી ? ત્યાં માણસે ગણેલા નવ રસ નથી એટલે! નવ રસ તો માણસના જગતમાં છે—શૃંગાર વસંત ઋતુ આણી દે છે, પણ હાસ્ય સાથે માણસની ઋતુ શરૂ થાય છે. માણસ દ્વારા તે ઋતુ આપણા જગતમાં છે.

માનવીની સહજ નાનાવિધ તેમ નાની નાની લીલાનું સૂક્ષ્મ નિરીક્ષણ બકુલભાઈ માટે સહજ સિદ્ધ થઈ ચૂક્યું છે. આમાંના નિબન્ધો માણસ, માણસો અને એમની સર્વસામાન્ય રોજિંદી (એટલે જ જીવનભરની!) વર્તણૂક, આચરણ, ટેવ, સ્વભાવ, ધીરજ અને

ઉતાવળ–જે લેખકની નજરે પડે છે અને આલેખાય છે ત્યારે તે લીલા બની જાય છે! એમને શબ્દલીલામાં રસ નથી. બીભત્સને પણ 'રસ' ગણવામાં આવ્યો છે એ અધ્યાપક હોવાથી વિદ્વાન હશે, એટલે બકુલભાઈ જાણતા જ હશે, પણ તે મુંબઈગરા કે બમ્બઇયા ગુજરાતી નાટ્યકારોના સ્વતંત્ર અને એકલા ઉપયોગ માટે છાંડી દીધો છે. એમણે માત્ર માણસની લીલા પર જ હસતી/ચમકતી નજર રાખી છે.

'હોળી' નિબન્ધ એક સરસ સ્મરણલેખ છે–અલબત્ત, બકુલ શૈલીનો. હોળી તો રાજસ્થાનની જ એમ કહેવાય છે જ એટલે એ સ્મરણ રાજસ્થાનનું જ છે–પણ કહેવું પડે કે હોળી તો માણસની જ! એ પર્વે માણસ પોતાના ઘણા બધા વાઘા અને મહોરાં ફેંકી દે છે. પણ એ લેખનો રસ, હોળી સાથે જોડાયેલા ભય પમાડે એવા હાસ્યનો નથી.

'શહેર' નિબન્ધ તો કંકાવટીના ૧૯૮૩ના દિવાળી અંકમાં પ્રગટ થઈ ચૂક્યો છે. શહેરી રૂઢ પ્રયોગો પણ એમાં જણાશે. પણ બસ સ્ટેન્ડે શેરડીની સાથે બાવડાં પીલતા, શેરડીનો રસ કાઢવા સાથે બાવડાનો કસ કાઢતા સંચાવાળાની લીલા પણ વર્ણનમધુર અને પ્રાસાદિક છે! શેરડી મીઠી હોય તો શૈલી યે એટલા પૂરતી મીઠી હોઇ શકે! એ નિબન્ધ પછી તો નિબન્ધિકાની છટા બતાવતો કાવ્યની કોટિએ પણ પહોંચવા લંબાય છે. ત્રણ ચાર પાનાંના નિબન્ધોના સંગ્રહમાં એ ખાસ્સો આઠેક પાનાંનો છે. વધારે રસ પડે એવો છે. ટેલિફોન, ઘડિયાળ, અરીસો–આ ઘરેલું ચીજો સાથે/સમક્ષ માણસ શી લીલા કરે છે એ પણ બકુલભાઈ જોવાનું ચૂક્યા નથી. પણ ચર્વિત વિષય એમણે સહજ તાઝગીથી પોતીકી રીતે–મૌલિક રીતે–દર્શને આલેખ્યા છે. રોજિંદો વ્યવહાર, બીજા માણસો સાથેના વ્યવહારમાં પ્રગટ થતો માણસ, જાતને સંગોપવામાં જ અનાયાસ પ્રગટ થતો માણસ–લેખકની વસ્તુસામગ્રી બને છે, પણ એ માણસ શહેરી અને કોઈક ઉદાહરણમાં અમદાવાદી એવું વાચક જોઈ શકશે. નાટકો ઐતિહાસિક અને સામાજિક એવાં જુદી જુદી સંજ્ઞાએ ઓળખાય છે. પંડિત વિવેચકોને ઐતિહાસિક જ

કહેવા પડે તો હાસ્યલેખકને સામાજિક જ કહેવો પડે! એ સામાજિક ન હોય તો 'ચેવડો' શબ્દની વ્યુત્પત્તિ વિશે લખે ખરો, પણ હાસ્યનું ઉપાદાન ચેવડો નહીં, ચેવડો ખાનાર અને 'લ્યો, લ્યો નાખો હવે!' કહેનાર માણસ હોય! બકુલભાઈ અધ્યાપક છે, એમને ઐતિહાસિક થવાની શૈક્ષણિક તક હતી, પણ એમણે દીકરો પરણાવનાર કંકોતરીમાં કહે છે એમ, સામાજિક થવાનું જ નિર્ધાર્યું! બકુલભાઈ ગાંધીજી જેવા હસ્તાક્ષરવાળા સારા લેખક છે! એમની હસ્તપ્રત વાંચવાનું સહેલું નથી, પણ લખેલું છપાયું હોય તે વાંચવું સાવ સરળ છે. ૧૮૭ પાનાંમાં ચાળીસ લલિત નિબન્ધો છે. એમાં છે તો માણસની એક માત્ર લીલા, પણ એમાં શ્રાવણી હિંડોળા જેવું વૈવિધ્ય છે.

અખબારમાં રોજિંદી કટાર વાંચનાર બકુલભાઈને પિછાને છે પણ આ સંગ્રહના નિબન્ધોમાં એમને એ જ હળવા મિજાજના બકુલભાઈ મળશે તો ખરા, પણ એમાં નવી પિછાન થશે. નાટ્યકાર પ્રહસનકાર લેખક અહીં જુદા સ્વરૂપે જોવા મળશે. કૉલમલેખકને છાપાળવા થઈ જવાનો ભય રહે છે, પણ બકુલભાઈને એમાંથી છટકી જતાં આવડયું છે.

હમણાં એમનું વિશિષ્ટ ગદ્ય જોવા મળ્યું 'સંસ્કૃતિનાં આત્મકથા અંકમાં. એ આત્મવૃત્તાંતમાં એ ચંચળ છે કે ગતિવાદી છે, છે તો એ ગતિ લહેરિયા લેતી છે કે આંગણે આંટા મારવા જેવી છે–એવા ઘણા પ્રશ્ન થાય. એમનું એ વિલક્ષણ ગદ્ય તપાસવા જેવું છે. ઉ. જો.એ માત્ર એમનો ઉલ્લેખ એમના સમારોપ લેખમાં કેમ ટાળ્યો હશે? બકુલ વિદ્વાનો જેવું કેમ હસતા નથી, માણસ જેવું કેમ હસે છે? એવો ક્ષોભ ઉ. જો.ને થયો હશે! □

## આજીવિકા / નવેન્દુ ઘોષ    અનુ. વિજય શાસ્ત્રી

ઉગ્ર સ્વરે ખોટે પૂછ્યું: 'લાકડાં કેમ કાપ્યાં ?'

સુખન ચૂપ રહ્યો.

દહીંસર ગામમાં ખોટ એટલે જમીનદાર. શ્રી હોમી શેઠનાની ગોર ત્વચા ગુસ્સાથી લાલચોળ થઈ ગઈ. એ એના બાપ જેટલો ચાલાક તો નહોતો પણ ગામમાં આવતાંની સાથે જ એણે લોકો સમક્ષ પુરવાર કરી આપ્યું કે બાપ કરતાં સવાયો છે પોતે ! એનામાં બુદ્ધિ ઝાઝી નહોતી માત્ર મિજાસ બાપ લાખ ચાલીસનો હતો. ગુસ્સો, બધું ભસ્મીભૂત કરીને જ ઠંડો પડતો.

પોતાની અડધા વીઘા જમીનના ચોખા તો સુખને ક્યારના ખાઈ નાખ્યા હતા. સુખન સશક્ત યુવાન હતો. કાળી શિલા જેવી કાયા. સુખન, એની પત્ની તુલસી અને એક વર્ષનું બાળક આ ત્રણ જીવોનું બે મહિનાનું ગુજરાન અડધા વીઘા જમીનની ફસલમાંથી નીકળી જતું. બાકીના મહિનાઓ દરમિયાન સુખન અને તેની પત્ની જંગલમાં જઈને લાકડાં કાપતાં અને સમુદ્રકિનારે આવેલા આગાશીના બજારમાં જઈ વેચી આવતાં. એમાંથી એ બંનેનો સાંજનો રોટલો નીકળી જતો અને વર્ષ પૂરું થતાં જ પેલી અડધા વીઘા જમીનની ઊપજ પર જીવવા તૈયાર થઈ જતાં.

બે તો બે મહિના પણ સુખનો રોટલો તો ખાવા પામતાં ! પણ ગયા વર્ષે અતિવૃષ્ટિને કારણે ફસલ બરબાદ થઈ ગઈ. સુખનને દેવું

કરવું પડ્યું. સવારથી સાંજ સુધી લાકડાં કાપવા છતાં દેવું ચૂકવાયું નહોતું. અધૂરામાં માંદગી પણ આ જ વખતે આવી. તુલસી મલેરિયામાં પટકાઈ. છોકરાને પણ ઝાડા અને તાવ લાગુ પડ્યા. સુખન પોતે પણ થોડા દિવસ માંદગી ભોગવી માંડ બેઠો થયો હતો. અનાજ ખાવું હજુ ગઈ કાલથી જ શરૂ કર્યું હતું. એટલે પહાડોમાં લાકડાં કાપવા જવાની હામ નહોતી રહી. એટલે ખોટના પહાડ પર લાકડાં કાપવા ચાલ્યો ગયો. પાછા વળતાં ખોટના માણસો તેને જોઈ ગયા.

આજે સવારે જ ખોટે સુખનને બોલાવી મગાવ્યો હતો.

ખોટ ગર્જના કરી બોલ્યા: 'સાલા હરામી, જવાબ કેમ નથી આપતો ! રાસ્કલ ક્યાંનો.'

સુખન ગભરાઈને બોલ્યો: 'જી, શરીરમાં અશક્તિ બહુ હતી. એટલે હજૂર'.

'એટલે ?' ચહેરો તરડાતો રાખતાં ખોટ બોલ્યો: એ...ટ...લે તું તારા બાપના જંગલમાં લાકડાં કાપવા ગયેલો કેમ, 'સાલા તારી તો...'

એક ગંદી ગાળ પછીયે ખોટેને સન્તોષ ન થયો. સહસા તેણે ભારે જોડાથી જોરથી સુખનને એક લાત ઠોકી દીધી. અને બોલ્યો 'બોલ, સાલા હવે કોઈ દહાડો ચોરીછૂપીથી લાકડાં કાપવાનો છે ? બોલ ?'

લાત ખાઈને પણ સુખને જાત સંભાળી દીધી. ઢળી ન પડ્યો. ક્ષણવારમાં જ એનું નાક સૂઝી ગયું અને આંખો બળવા લાગી.

સુખન પૂરો સ્વસ્થ થાય એ પહેલાં જ ખોટે એને ફરીથી મારવા પગ ઉપાડ્યો. સુખનથી હવે ધીરજ રહી નહીં, તે બોલી ઊઠ્યો, 'ખબરદાર, હજૂર વધુ મારશો નહીં.'

'શું બોલ્યો ?' એક મામૂલી આદમીની આ હિંમત ! ખોટ ક્ષણવાર માટે તો સ્તબ્ધ થઈ ગયો પણ તરત જ આગળ વધી સુખન પર નિર્મમ પ્રહારો કરવા લાગ્યો. બોલ્યો 'તારી આટલી હિંમત ? સાલા, હું તો તારી...'

અમુક પ્રહાર થતાં તો કૂતરો પણ ઊછળીને સામો કરડવા ધસે છે, એ જ ન્યાયે સુખન ખોટ પર તૂટી પડ્યો. શાનો ખોટ (જમીનદાર)? કંઈ દહેરામાંનો દેવ ઓછો છે?

'ખબરદાર.'

અણધાર્યા હુમલાથી ખોટ ડઘાઈને ઢળી પડ્યો પણ તરત જ એના સાથીદારો અનન્તરાવ અને તહેસીલદાર સુખન પર તૂટી પડ્યા.

'મારી નાખો સાલાને' ખોટ બરાડી ઊઠ્યો.

પણ સુખન મર્યો નહીં. અધમૂર્છ સ્થિતિમાં જમીનદારના માણસો એને પહાડની કેડી પર નાખી ગયા હતા. લાંબો સમય સુખન ત્યાં જ પડી રહ્યો. સીસમ અને પીપળાનાં વૃક્ષોનાં પર્ણોમાંથી ગળાઈને આવતો તડકો સુખનના શરીર પર પડતો હતો. ઝાડની ડાળી પર બેઠેલા કાગડાઓ થોડીકવાર કાં કાં કરતા રહ્યા. જંગલી ખિસકોલીઓ સુખનના લોહી અને ઘા પાસે અટકીને થોડુંક જોતી અને પછી દોડી જતી. લાલ ટપકાંવાળા પથ્થરની જેમ સુખન પડી રહ્યો. ધીમે ધીમે એને કળ વળી. ચામડીની તિરાડોમાંનું લોહી સૂકાઈ ગયું. લીલા વ્રણ થોડાક શાંત થયા. મરેલા સાપ જેવા દેહમાં સંજીવની સંચાર કરતી હવાએ પ્રવેશ કર્યો ત્યારે સુખનને ભાન આવ્યું. વેદના અને યંત્રણાની વિચિત્ર લાગણીથી એણે પોતાના જીવનને નિહાળ્યું. જીવનનું સૌથી મોટું સત્ય હતી આ વેદના. આખા જીવનનો સુખસંચય આ વેદના પાસે ફિક્કો લાગી રહ્યો હતો. પણ આ વેદનાને પણ ટપી જાય એવી ભૂખનું તેને એકાએક ભાન થયું. એણે ઊભા થઈ જેમતેમ કરતાં ચાલવાનું શરૂ કર્યું. એક પહાડી ઝરણાના પાણીથી ઘાને ધોયા. ઘેર આવીને જોયું તો તુલસી નહોતી, તૂટી સરખી ઝૂંપડીની ઓસરીમાં તે લાંબો સમય બેસી રહ્યો. કોઈ હઠીલા અને મૂર્ખ ઉંદરની જેમ ભૂખ એનાં આંતરડાંમાં ઊથલપાથલ મચાવી રહી હતી. બપોર થવા આવ્યા હતા. ચકલીઓની ચીંચીંથી સુન્દર લાગતી આ દહીંસર ગામની ક્ષણો સુખનની ભૂખ આગળ તૂટતી/ વીતતી જતી હતી. એટલામાં એની વહુ આવી. કાખમાં છોકરું ઊંઘતું

હતું. તુલસીની આંખો સૂઝી ગઈ હતી—કદાચ બહુ રડવાને લીધે.

તુલસી ચૂપચાપ થોડો સમય ઊભી રહી. પતિનો ચહેરો ધ્યાનથી જોયો પછી બારણાનું તાળું ખોલ્યું: સુખન બોલ્યો: 'કંઈ ખાવાનું આપ તો.'

છોકરાને એક તરફ સુવડાવી તુલસીએ સુખનને ખાવાનું ધર્યું. ખાતાં ખાતાં સુખને પૂછ્યું: 'ક્યાં ગયેલી ?'

'તને શોધવા.'

'ભૂલગો કેમ છે ?'

'એમ જ છે. આજે તાવ પણ વધારે છે.'

'હું'

મીઠું અને મરચું, ભાત અને પાણી—આ બધાંએ સુખનના ઉઝરડાયેલા દેહ માટે જાણે મલમનું કામ કર્યું.

'બહુ વાગ્યું છે ?' તુલસીએ પૂછ્યું.

સુખન ડોળા તતડાવી બોલ્યો, 'તારે શી પંચાત ? મરી તો નથી ગયોને.' પછી ધીમા પડી પૂછ્યું 'કાલ લગી ચાલશેને, તુલસી ?'

'નહીં' પછી થોડી વાર મૂગા રહી બોલી 'ભૂલગાની દવા ? બે દિવસથી બિચારો સાવ નંખાઈ ગયો છે.'

'આગાશી આવશે મારી સાથે ?'

'પૈસાનું ?'

'હં, વૈદની દવા આપ એને.'

સાંજના અંધારામાં ગંગુઆ, પનીલા અને રંગએકર સહાનુભૂતિ પાઠવવા આવ્યા. બેઠા બેઠા બીડીના દમ માર્યા કર્યા બધાએ. બોલવા જેવું હતું યે શું. સ્થિતિ તો બધાની એકસરખી જ હતી. સુખને જુલમી ખોટ પર હાથ ઉગામ્યો હતો એનો સન્તોષ હતો સૌને.

રાત વધતાં ગંગુઆ વગેરે ચાલ્યા ગયા. ઝૂંપડી પાછળના જંગલમાં શિયાળવાંની લાળી સંભળાવા લાગી. રાત્રે કોઈએ ખાધું નહીં. તેલ પણ ખૂટવા આવ્યું હતું એટલે દીવો રાણો કરી બંને ચૂપચાપ બેસી

લ્યાં. વચ્ચેવચ્ચે બીમાર છોકરાના કણસવાનો અવાજ નીરવતાને ભેદતો રહેતો હતો. છોકરું રડે કે તરત તુલસી એને છાતીએ દૂધ પાવા વળગાડતી. મરણિયું બની છોકરું ધાવતું પણ બે–ચાર ચુસકી બાદ ચાવણહીન છાતીને છોડી દેતું.

તુલસી બોલી : 'છોકરાની હાલત મને ઠીક નથી લાગતી.'

'સવારે વાત' સુખન બોલ્યો.

કીડીમકોડાની સરસરાહટ, સૂકાં પાંદડાંનો ખર–રવ, તમરાંની બોલી અને શિયાળવાંની લાળીના અવાજો વચ્ચે રાત વીતવા લાગી. સુખન અને તુલસી પણ અન્તે ઊંઘી ગયાં. ઠીક ઠીક સમય વીત્યા પછી એકાએક સુખનને તેની કાયા પર કોઈક શેક કરી રહ્યું હોય એવું લાગ્યું.

એણે આંખો ખોલી અને સહસા ચીસ પાડી ઊઠ્યો, 'તુલસી...'

'શું થયું ? શું થયું ?' તુલસી ગભરાઈને બોલી ઊઠી.

ચારે તરફ ધૂ–ધૂ કરતી આગની જ્વાળાઓ ફેલાઈ રહી હતી. દક્ષિણાનીલ અગ્નિજ્વાળાઓને ઓર ભડકાવતો વહી રહ્યો હતો. ઝૂંપડીની લાકડીઓ તડાતડ તૂટતી જતી હતી. હવામાં કડવી ગંધ ફેલાઈ રહી.

દોડતાં દરવાજો ખોલી સુખન અને તુલસી છોકરાને લઈને બહાર નીકળી આવ્યાં. બચાવાય એટલી ઘરવખરી બચાવી. થોડાંક ફાટાંતૂટાં કપડાં, થોડાંક ઠોબરાં અને છરી, કુહાડી સિવાય બાકીનું બધું જ આગમાં રાખ બનવા છોડી દીધું.

ગંગુઆ અને બીજા બધા આવ્યા ત્યાં સુધીમાં તો બધું ભસ્મીભૂત થઈ ગયું હતું. રાખની બારીક પર્ત અબરખની જેમ હવામાં ઊડી રહી હતી. તુલસીની કાખમાંનું છોકરું જોરજોરથી રડતું હતું.

સુખન પાષાણવત્ સ્થિર બેઠો હતો.

'સાલો ખોટ પાછળ પડ્યો છે.' ગંગુઆ બબડ્યો.

સુખનને ગંગુઆને ઘેર જ આશ્રય મળ્યો. સવાર પડતાં જ ગંગુઆ શેઠ વિઠ્ઠલદાસની લાકડાંની વખાર પર કામે ચાલી ગયો. સુખન વૈદ પાસે ગયો.

'મલેરિયાનો તાવ છે એમાં શું તપાસવાનું? મેં જે ટીકડીઓ આપેલી એ જ ચાલુ રાખ. મારા પૈસા?'

'એક-બે દહાડામાં આપી જઈશ, વૈદજી.'

'કપાળ તારું.' વૈદ અસ્ફુટ સ્વરે બબડ્યો.

ત્યાર પછી સુખન લાકડાં કાપવા નીકળી પડ્યો. શરીર ખૂબ પીડાતું હતું. છતાં જવું તો પડશે જ. બાપદાદાનું, પૂર્વજોનું ઘર એક જ રાતમાં ખતમ થઈ ગયું. દુઃખથી તેને કણ્ઠે ડૂમો ભરાઈ આવ્યો.

આ બાજુ અનન્તરાવ બે માણસ સાથે લઈને વિઠ્ઠલદાસની વખારે જઈને ગંગુઆને ધમકી આપી આવ્યો કે 'ખબરદાર, આજે તારે ત્યાંથી સુખનને કાઢી નહીં મૂકશે તો—'

ગંગુઆએ સામું પૂછ્યું : 'પણ રાવજી એનું છોકરું?'

'છોકરું જાય જહન્નમમાં. તને જે કહ્યું તે યાદ રાખ. સમજ્યો? બોટ પર હાથ ઉઠાવે છે! સાલાની આટલી હિંમત! એને જાનથી મારી નહીં નાખ્યો એ એના બાપનું નસીબ ગણાય. એને સોડમાં ઘાલતો નહીં ગંગુઆ.'

પછી વિઠ્ઠલદાસની વખારેથી નીકળી અનન્તરાવ તેના સાથીઓ ભેગો સુખનને શોધવા ચાલ્યો. શિકારી કૂતરાની જેમ સૂંઘી સૂંઘીને આખરે એમણે સુખનને શોધી કાઢ્યો ત્યારે જ જંપ્યા. સુખન એક સુક્કી ડાળ કાપીને હમણાં જ નીચે ઊતર્યો હતો. આ જંગલ બોટની માલિકીનું નહોતું. આમ જ પડતર જમીન હતી. અનન્તરાવ હાથમાંની લાકડી ઠપકારતાં બોલ્યો : 'સાલા, કોને પૂછીને લાકડાં કાપે છે?'

'જી' સુખન બાઘો બની ઊભો રહ્યો. બોલ્યો : 'આ તો બોટનું નથી.'

'બોટનું નહીં તો શું તારા બાપનું છે?'

રાવના સાથીઓએ અટ્ટહાસ્ય કર્યું. અનન્તરાવ બોલ્યો : 'ચાલ જા, ભાગ અહીંથી.'

ઝઘડો કરવામાં ફાયદો નહોતો. માણસનું લોહી વહેવડાવવું

અનન્તરાવનો શોખ હતો. આ ગુણને કારણે જ તે ખોટનો પાકો વિશ્વાસુ માણસ બની રહ્યો હતો. સુખન ટેકરી ઊતરી ગયો.

પછી તો એ જે જે પહાડ પર જતો ત્યાં બધે જ આવું બનવા લાગ્યું. અનન્તરાવ આદુ ખાઈને પાછળ પડયો હતો. સુખનને જરા પણ લાકડાં ન મેળવવા દેવાના જાણે તેણે સોગંદ ખાધા હતા. પરિણામે સુખન લાકડાં કાપી શકતો નહોતો. હિંસક કૂતરાની જેમ અનન્તરાવ સુખનનો પીછો કરતો જ રહ્યો. થાકયોપાકયો સુખન ગંગુઆના ઘર તરફ જતો હતો ત્યાં પાછળથી આવીને રાવે તેને એક લાત લગાવી દીધી. ધમ્મ દઈને સુખન ઢળી પડયો અને પથ્થર પર પછડાયો. નાકમાંથી ધડેડાટ લોહી વહેવા લાગ્યું. એક ક્ષણ માટે તો સુખનના હાથમાં કુહાડી સળવળી ઊઠી; પરંતુ તરત જ એણે પોતાની જાતને નસીબને હવાલે કરી દીધી.

રાવ સુખનની પીઠ પર એક પગ મૂકીને બોલ્યો : 'તું એક મગતરાથીયે તુચ્છ છે, સુખન. તારી બેરી યે સવાદ વગરની છે, એને કારણેય તને મારી નાખવાનું ન ગમે. છતાં પણ તને કહી દઉં છું કે કાલે આખા દિવસ દરમિયાન તું ગામમાં દેખાયો તો તારા સો ટુકડા કરીને આ પહાડી જંગલમાં વિખેરી દઈશ.'



ગંગુઆએ સાંભળ્યું. સંભળાવી પણ, બંને મિત્રો મૂગામૂગા બેસી રહ્યા.

પછી મૌનભંગ કરતાં ગંગુઆ બોલ્યો 'તું મુંબઈ ચાલ્યો જા સુખન.'

આંખેથી ભોંય ખોતરતો સુખન બોલ્યો—'એટલું મોટું શહેર, કોઈ ઓળખાણ નહીં, હાથમાં એકકે રૂપરડી નહીં.'

'તારાથી બીજું થઈ પણ શું શકશે સુખન. ખોટનો પારો ઠંડો પડવા દે. પછી આવીને માફી માગી લેજે. અમે પણ અમારા તરફથી બે શબ્દ કહીશું.'

સુખન હા કે ના કંઈ જ કહી શકયો નહીં. બબડ્યો: 'જઈને

ખાઈશ શું, છોકરોયે માંદો છે!'

'મુંબઈમાં ડૉક્ટર હોય, હૉસ્પિટલ પણ છે.'

'હા, પણ ખાઈશ શું ગંગુઆ. શું ખાઈશ?'

થોડી વાર ચૂપ રહી ગંગુઆ બોલ્યો 'એક કામ કરશે? છે તો ગેરકાનૂની.'

'શું ?'

ધીમા અવાજમાં ગંગુઆ બોલ્યો 'બે તોલા અફીણ શહેરમાં ઘુસાડવાનું. તારે જ્યાં પહોંચાડવાનું એનું સરનામું અપાશે. તને પંદરવીસ રૂપિયા મળી જશે. તારો પંદર દિવસનો ખર્ચો નીકળી જશે. ત્યાં સુધીમાં કોઈ કામ શોધી કાઢજે.'

'અફીણ ! !' સુખન છળી ઊઠ્યો.

ગંગુઆ બોલ્યો. 'ઘણા માણસો એવું કરે છે. ટેક્સ આપીને ધંધો કરવામાં નફો નહીં રહે એટલે લોકો આવું કરે. આગાશી ગામમાં તો એનો અડ્ડો જ છે.

'પણ પોલીસ ?'

'તારી પર કોઈને શક નહીં જાય. ખાલી શહેરનું ચેકપોસ્ટ સાવધાનીથી વટાવી દેજે.

'પણ ગંગુઆ'

'આ સિવાય કોઈ રસ્તો નથી, સુખન. ઉધાર આપવા જેટલા પૈસા તો મારી પાસેય નથી.'

સુખન મૂગો જ રહ્યો. એનું મન માનતું નહોતું.

એકાએક તુલસી ગભરાઈને દોડતી આવી. છોકરો બેભાન સ્થિતિમાં હતો. સુખને છોકરાના માથા પર પાણી રેડ્યું. થોડીક વારે તાવ કંઈક ઓછો થયો. ક્ષીણ અવાજે છોકરો રડી ઊઠ્યો: ચારે બાજુ નજર ફેરવી અને પાછો માને વળગી પડ્યો. બહાર આવીને સુખન બોલ્યો. 'અફીણ-વાળું કામ અપાવી દે ગંગુઆ, હવે વધુ સહન થાય એમ નથી.'

એ જ ક્ષણે બંને ઘરની બહાર નીકળી પડ્યાં. ગંગુઆએ મહાજન

વિઠ્ઠલદાસને જઈને કશુંક કહ્યું. ત્યારબાદ સુખનને બોલાવ્યો.

વિઠ્ઠલદાસે ગીધ દૃષ્ટિથી સુખનને નાણ્યો. પછી પૂછ્યું: 'હોશિયારીથી કરશે ને બધું?'

'જી.'

'અનામત કેટલી આપશે?'

'અનામત?'

'અનામત તરીકે જમીન મૂકી દે. અનામત લીધા વિના તને સો રૂપિયાની કિંમતનું અફીણ નહીં સોંપાય.'

આખરે એમ જ કરવું પડ્યું. અંગૂઠાની છાપ મારીને લખી આપવું પડ્યું કે 'સો રૂપિયાના બદલામાં નરસુરનો દીકરો સુખન પોતાની અડધું વીઘું જમીન ગીરવે મૂકે છે, એક મહિનાની મુદતમાં સો રૂપિયા પાછા ન મળે તો વિઠ્ઠલદાસ નન્દ્રેકર જમીનના માલિક ગણાશે.'

વિઠ્ઠલદાસને ગંગુઆના હાથમાં એક ચિટ્ઠી આપી. એ ચિઠ્ઠી લઈને સુખન અને ગંગુઆ એ જ રાત્રે ગામને સીમાડે ઈબ્રાહીમ મિયાંને મળ્યા.

'બેસો. અડધો કલાકમાં આવું છું.'

અડધા કલાક બાદ કાગળમાં લપેટેલું મુઠ્ઠીભર અફીણ સુખનને આપતાં ઈબ્રાહીમ બોલ્યો 'હોશિયારીથી જજે. વસ્તુ તો ઓછી છે પણ પકડાશે તો બે વરસની કેદ. અને ક્યાંથી મળી, કોણે આપી—એ બતાવશે તો......' પોતાના ગળા પર આંગળી ફેરવવાના અભિનય વડે ઈબ્રાહીમે બાકીની વાત સમજાવી દીધી. અફીણ લઈને સુખન ઘેર પાછો ફર્યો. તુલસીને કંઈ ખબર પડી નહીં. બૈરાને બધી વાતો કહેવાનો શો અર્થ? નકામી ફફડ્યા કરે.



સવાર થતાં સુધીમાં તો છોકરાની હાલત ખૂબ જ કથળી ગઈ. શહેર આશરે અઢાર માઈલ દૂર હતું. પહાડી રસ્તો, ઓછામાં ઓછા આઠ કલાક તો જશે જ. બીમાર બચ્ચાની સાથે આટલી લાંબી સફર કેમની પૂરી થશે તે સુખનને સમજાતું નહોતું.

તુલસી બોલી : 'બે દહાડા થોભી જાઓને.' સુખન દ્વિધામાં પડી ગયો.

સવાર પડતાં જ અનન્તરાવ આવીને બરાડયો 'ગંગુઆ!' બૂમ સાંભળી ગંગુઆ ધ્રુજી ઊઠ્યો. ધૂસપૂસિયા અવાજમાં બોલ્યો : 'હવે વાર ન લગાડ સુખન, દુશ્મન બહાર ઊભો છે. છોકરાને શહેરની હૉસ્પિટલમાં જઈને બતાવજે. જન્મમરણનો માલિક તો ભગવાન જ છે.'

'એ સાલા ગંગુઆ' રાવની ગર્જના પાછી સંભળાઈ.

સુખન ત્યાંથી નીકળી ગયો. બીજો ઉપાય જ ક્યાં હતો? અનન્તરાવ પાછળથી ગરજ્યો : 'મરવાનો થાય ત્યારે પાછો આવજે, તે પહેલાં નહીં.'

કૂતરાની જેમ પૂંછડી દબાવી સુખન ચૂપચાપ આગળ વધવા લાગ્યો. પાછું વળીને જોયું યે નહિ: આગળ સુખન ચાલતો હતો-માથે વાસણોનું પોટલું, અને બગલમાં પરચુરણ ઘરવખરીની ગઠરી લઈને હાથમાં હતી કુહાડી. પાછળ-પાછળ તુલસી માંદા છોકરાને પાલવમાં ઢબૂરીને ચાલી આવતી હતી. ડુંગરાળ રસ્તો, વાંકુંચૂકું ચઢાણ, સીધો ઢાળ. થકવી નાખે એવી મુસાફરી હતી.

ધીરે ધીરે બાપદાદાનું દહીંસર ગામ દૃષ્ટિપથથી દૂર થઈ ગયું. સુખને એક વાર પાછું ફરીને જોયું, પછી તુલસી પર એક નજર નાખી. બસ એક ક્ષણ માટે. બંનેએ જાણે પરસ્પરની વ્યથાનો ગતા કાઢી લીધો અને તરત મોં ફેરવી ચાલવા માંડયાં.

પગમાં જ સેકંડો, મિનિટો અને કલાકો વીતવા લાગ્યા. એક ટેકરીનો ઢોળાવ ઊતરીને બીજી ટેકરી ચડવાની. પશ્ચિમઘાટના બળેલા પથ્થરોવાળા પહાડો. નીચે માટી હતી. લીલોતરી હતી. મુખ્ય રસ્તો કોરાણે મૂકીને તેઓ આગળ વધતાં ગયાં. ક્યાંક સીસમ અને આંબાનાં ઝાડો હતાં, ક્યાંક વળી અજાણ્યાં વૃક્ષોનું ઝુંડ હતું. જાતજાતની ચકલીઓ ચીં ચીં કરતી હતી. પણ એ તરફ સુખન અને તુલસીનું ધ્યાન પણ ન ગયું. એમનાં ચિત્તમાં તો બસ એક જ વાતનું રટણ હતું—શહેર મુંબઈ.

પહાડો પર વૃક્ષોની છાયા નહોતી. રસ્તો જંગલી ઝાડીઓથી ભરેલો

હતો. ચારે બાજુ કાળી કાળી શિલાઓ હતી. વૈશાખના પ્રખર મધ્યાહ્નને પથ્થરો ગરમ તવાની જેમ તપી ગયા હતા. ત્રણેને પરસેવો વળી ગયો હતો. પરસેવે ત્રણે લથબથ હતાં. છોકરાએ પણ આછા કણસાટ દ્વારા જાણે પોતાની બેચેની પ્રગટ કરી. તુલસી થોભી ગઈ. બોલી: 'તરસ લાગી છે.'

સુખન એના તરફ જોયા વિના જ બોલ્યો: 'અહીંયાં પાણી ક્યાં ? આગળ ચાલ જોઉં.'

તુલસી કશું બોલી નહીં. જીભથી હોઠ પલાળી પાછી ચાલવા લાગી.

દિવસ આગળ વધી રહ્યો હતો. એ પહાડનાં ચઢાણ પાર કરતાં તો સૂરજ આકાશમાં વધુ ઊંચો આવતો જતો હતો. તાપમય મધ્યાહ્નને છોકરું નિર્જીવ હોય એમ પડી રહ્યું હતું. તુલસી સહેજ આગળ તરફ નમીને ચાલતી હતી. કેમ કે પોતાના પડછાયાથી છોકરાને તાપમાં છાંયો કરી શકાય. વધુ પડતા તાવને લીધે તેનું આખું શરીર ધખતું હતું. છોકરાના ધખધખતા દેહના સ્પર્શથી તુલસીનો દેહ પણ ગરમી અનુભવતો હતો.

વચમાં એક ઝરણું નજરે પડ્યું. વૈશાખી તાપે ઝરણાની ધારાને ય ક્ષીણકાય કરી દીધી હતી. ટપ ટપ પાણીનાં ટીપાં ટપકી રહ્યાં હતાં. એ ટીપાં પવાલામાં ઝીલીને સુખને તુલસીને પાણી લાવી આપ્યું. પોતે પણ પીધું. પાણીની સાથે રોટલી અને ગોળ ખાધાં.

તુલસીએ પૂછ્યું : 'છોકરાને કેમ છે ?'

'કેમ શું ?' સુખને તુલસીની આંખોમાં આંખો પરોવી.

'તાવ બહુ જ છે.'

'જલદી જલદી ચાલશું. શહેરની હોસ્પિટલમાં દાખલ કરીશું. સારો થઈ જશે.'

પાછું ચાલવું શરૂ કર્યું. મગજમાં પથ્થરની જેમ કેટલીય સ્મૃતિઓ એકઠી થઈ હતી. સામે હતું ધૂંધળું ભાવિ.

તડકો જેમ જેમ પ્રખર થતો ગયો, પથ્થરો પણ ગરમ ને ગરમ

તુલસી બોલી : 'બે દહાડા થોભી જાઓને.' સુખન દ્વિધામાં પડી ગયો.

સવાર પડતાં જ અનન્તરાવ આવીને બરાડચો 'ગંગુઆ!' બૂમ સાંભળી ગંગુઆ ધ્રુજી ઊઠ્યો. ધ્રૂસપૂસિયા અવાજમાં બોલ્યો : 'હવે વાર ન લગાડ સુખન, દુશ્મન બહાર ઊભો છે. છોકરાને શહેરની હૉસ્પિટલમાં જઈને બતાવજે. જન્મમરણનો માલિક તો ભગવાન જ છે.'

'એ સાલા ગંગુઆ' રાવની ગર્જના પાછી સંભળાઈ.

સુખન ત્યાંથી નીકળી ગયો. બીજો ઉપાય જ ક્યાં હતો ? અનન્તરાવ પાછળથી ગરજ્યો : 'મરવાનો થાય ત્યારે પાછો આવજે, તે પહેલાં નહી.'

કૂતરાની જેમ પૂંછડી દબાવી સુખન ચૂપચાપ આગળ વધવા લાગ્યો. પાછું વળીને જોયું યે નહિ: આગળ સુખન ચાલતો હતો-માથે વાસણોનું પોટલું, અને બગલમાં પરચુરણ ઘરવખરીની ગઠરી લઈને હાથમાં હતી કુહાડી. પાછળ-પાછળ તુલસી માંદા છોકરાને પાલવમાં ઢબૂરીને ચાલી આવતી હતી. ડુંગરાળ રસ્તો, વાંકુંચૂકું ચઢાણ, સીધો ઢાળ. થકવી નાખે એવી મુસાફરી હતી.

ધીરે ધીરે બાપદાદાનું દહીંસર ગામ દષ્ટિપથથી દૂર થઈ ગયું. સુખને એક વાર પાછું ફરીને જોયું, પછી તુલસી પર એક નજર નાખી. બસ એક ક્ષણ માટે. બંનેએ જાણે પરસ્પરની વ્યથાનો ગતા કાઢી લીધો અને તરત મોં ફેરવી ચાલવા માંડ્યાં.

પગમાં જ સેકંડો, મિનિટો અને કલાકો વીતવા લાગ્યા. એક ટેકરીનો ઢોળાવ ઊતરીને બીજી ટેકરી ચડવાની. પશ્ચિમઘાટના બળેલા પથ્થરોવાળા પહાડો. નીચે માટી હતી. લીલોતરી હતી. મુખ્ય રસ્તો કોરાણે મૂકીને તેઓ આગળ વધતાં ગયાં. ક્યાંક સીસમ અને આંબાનાં ઝાડો હતાં, ક્યાંક વળી અજાણ્યાં વૃક્ષોનું ઝુંડ હતું. જાતજાતની ચકલીઓ ચીં ચીં કરતી હતી. પણ એ તરફ સુખન અને તુલસીનું ધ્યાન પણ ન ગયું. એમનાં ચિત્તમાં તો બસ એક જ વાતનું રટણ હતું-શહેર મુંબઈ.

પહાડો પર વૃક્ષોની છાયા નહોતી. રસ્તો જંગલી ઝાડીઓથી ભરેલો

હતો. ચારે બાજુ કાળી કાળી શિલાઓ હતી. વૈશાખના પ્રખર મધ્યાહ્ને પથ્થરો ગરમ તવાની જેમ તપી ગયા હતા. ત્રણેને પરસેવો વળી ગયો હતો. પરસેવે ત્રણે લથબથ હતાં. છોકરાએ પણ આછા કણસાટ દ્વારા જાણે પોતાની બેચેની પ્રગટ કરી. તુલસી થોભી ગઈ. બોલી: 'તરસ લાગી છે.'

સુખન એના તરફ જોયા વિના જ બોલ્યો: 'અહીંયાં પાણી ક્યાં ? આગળ ચાલ જોઉં.'

તુલસી કશું બોલી નહીં. જીભથી હોઠ પલાળી પાછી ચાલવા લાગી.

દિવસ આગળ વધી રહ્યો હતો. એ પહાડનાં ચઢાણ પાર કરતાં તો સૂરજ આકાશમાં વધુ ઊંચો આવતો જતો હતો. તાપમય મધ્યાહ્ને છોકરું નિર્જીવ હોય એમ પડી રહ્યું હતું. તુલસી સહેજ આગળ તરફ નમીને ચાલતી હતી. કેમ કે પોતાના પડછાયાથી છોકરાને તાપમાં છાયો કરી શકાય. વધુ પડતા તાવને લીધે તેનું આખું શરીર ધખતું હતું. છોકરાના ધખધખતા દેહના સ્પર્શથી તુલસીનો દેહ પણ ગરમી અનુભવતો હતો.

વચમાં એક ઝરણું નજરે પડ્યું. વૈશાખી તાપે ઝરણાની ધારાને ય ક્ષીણકાય કરી દીધી હતી. ટપ ટપ પાણીનાં ટીપાં ટપકી રહ્યાં હતાં. એ ટીપાં પવાલામાં ઝીલીને સુખને તુલસીને પાણી લાવી આપ્યું. પોતે પણ પીધું. પાણીની સાથે રોટલી અને ગોળ ખાધાં.

તુલસીએ પૂછ્યું : 'છોકરાને કેમ છે ?'

'કેમ શું ?' સુખને તુલસીની આંખોમાં આંખો પરોવી.

'તાવ બહુ જ છે.'

'જલદી જલદી ચાલશું. શહેરની હૉસ્પિટલમાં દાખલ કરીશું. સારો થઈ જશે.'

પાછું ચાલવું શરૂ કર્યું. મગજમાં પથ્થરની જેમ કેટલીય સ્મૃતિઓ એકઠી થઈ હતી. સામે હતું ધૂંધળું ભાવિ.

તડકો જેમ જેમ પ્રખર થતો ગયો, પથ્થરો પણ ગરમ ને ગરમ

થવા લાગ્યા. ચાલવું ખરેખર કપરું બની ગયું. ચઢાણઊતરાણના શ્રમે પગની પિંડીઓ જડ બનાવી દીધી હતી. આખરે પગના સ્નાયુઓ ધનુષ્યાકાર બની ગયા. ઘૂંટણોમાં જરા પણ શક્તિ રહી નહીં.

'હવે નથી ચલાતું' તુલસી બોલી.

'આગળ વધ તુલસી, આગળ વધ.' નિર્દયી સ્વરે સુખને કહ્યું: પણ તુલસી એક ઝાડની નીચે બેસી જ પડી. સુખન થોભ્યો, એણે પત્ની તરફ જોયું. હાંફતી તુલસીની છાતી તળેઉપર થઈ રહી હતી. કપાળ પરનો પરસેવો લૂછી સુખને મોં બીજી તરફ ફેરવી લીધું.

'હવે કેટલું દૂર છે?' તુલસીએ પૂછ્યું.

'હજુ બેત્રણ માઈલ ચાલવાનું છે.'

તુલસીએ છોકરા તરફ જોયું અને બોલી: 'ભૂલગાનું શરીર ધખે છે.'

સુખન ધીમેથી બોલ્યો: 'શહેરમાં હૉસ્પિટલ છે, મોટા મોટા દાક્તર છે.'

છોકરાએ ફરી આછો કણસાટ કરી બાપના કહેવાનું જાણે સમર્થન કરતો હોય એમ થોડોક સળવળાટ કર્યો. પછી બંને આંખો ઉઘાડી જોવા લાગ્યો.

તુલસી એને બુચકારવા લાગી. છતાં છોકરો રડવા લાગ્યો. ઝાડ પરના કાગડાએ વાંકી ડોક કરી એમને એક વાર જોયાં. પછી કર્કશ અવાજે બોલી ઊઠયો: 'કા આ...'

'એને ધવડાવ.'

'દૂધ નથી' તુલસી બોલી.

'પાઈ તો જો.'

તુલસીએ સ્તન પરથી પાલવ હટાવી ચોળીને ઉપર ઊંચકી સ્તન બાળકના મોંમાં ઠાંસી દીધું.

છોકરું તે છતાંય રડતું જ રહ્યું. સુખન જોયા કરતો હતો.

તુલસી બોલી: 'દૂધ નથી. મારી છાતી સૂકાઈ ગઈ છે સુખન.'

સુક્કાં સ્તન. રસભંડાર ખાલી થઈ ચૂક્યો હતો, એકે એક નસ ગણી

ગણી શકાય તેમ હતી. છતાંય તુલસીએ સ્તનની ડીંટડી દબાવી, છતાં એકેય ટીપું ન નીકળ્યું. સુખન ઊભો થયો. બોલ્યો : 'હવે ચાલ.'

થોડીવારે રડતો છોકરો છાનો રહ્યો. તેઓ ચાલતાં હતાં.

દૂર દૂર સડક સપાટ ભોંયે હતી. ઘાસફૂસ સૂકાઈ ગયું હતું. મેદાન ધખધખી રહ્યું હતું. વાંકાચૂંકા ઘાસનો રસ્તો હતો. દૂર ભેંસોનું એક ધણ જઈ રહ્યું હતું. આ બધાં પરથી કોઈ નાનુંમોટું ગામ ઢૂંકડું આવ્યું હોવાનાં એંધાણ સાંપડતાં હતાં. પછી સડક પૂરી થતાં શહેર શરૂ થતું હતું.

ત્યાં નવી જિંદગી મળશે!

એક માઈલ, બે માઈલ. રસ્તો વધુ કપાઈ ગયો.

માથું ભમી રહ્યું હતું. ઘૂંટણ ચાલવાની ના કહેતાં હતાં. હમણાં જાણે આ પહાડો પર જ ઢળી પડાશે એવું લાગતું હતું. નસેનસ થાકથી વિશ્લસ્થ થઈ ગઈ હતી. તુલસી બોલી : 'હવે ચલાતું નથી.'

'આગળ ચાલ.'

'હવે નહીં ચલાય.'

'આ પહાડ પછી શહેરની સીમા છે.'

માંડ માંડ તુલસીએ પગ ઉપાડયા. શ્રમથી તેનો ચહેરો મ્લાન થઈ ગયો હતો. હોઠ ભીંસીને તે પતિની પૂંઠે પૂંઠે ચાલવા લાગી. પહાડ વટાવી તેઓ ઢોળાવ ઊતર્યાં. થોભ્યાં. દૂરથી શહેરની પાકી સડક દેખાઈ રહી હતી. ત્યાં એક તમ્બૂ બાંધેલો હતો. તમ્બૂની પાસે પોલીસના ચાર માણસો ઊભા હતા.

'પોલીસ, થોભી જા તુલસી' સુખન પોતે પણ થોભી ગયો.

'હવે વધુ નથી ચલાતું' તુલસી ચિચવાઈ.

'આવી ગયું હવે. શહેરની પાકી સડક દેખાય છે.' તુલસીની આંખો ચમકી ઊઠી, બોલી : 'તો ચાલ.'

'થોડીવાર ઊભી રહે, ત્યાં પોલીસ ઊભા છે.'

'એમાં શું થઈ ગયું ?'

'આ બાપ રે, તો શું કરશું ?

'ચાલ, પેલી ટેકરી પાછળથી જઈએ.'

તુલસી માથું ધુણાવી બોલી: 'ના, ના, હવે તો હું મરી જ જઈશ.'

'એ સિવાય કોઈ રસ્તો નથી, તુલસી.'

'આરામ કરીશ. મારો તો જીવ જાય છે!' તુલસી બેસી જ પડી. નાછૂટકે સુખનને પણ બેસવું પડયું. પણ એની નજર તમ્બૂ પર હતી.

તુલસીએ છોકરા તરફ જોયું. પછી દીકરાના શરીરને અડકીને બોલી: 'તાવ ઊતરી ગયો છે.'

'હેં ?'

'શરીર ઠંડું થઈ ગયું છે.'

'સારું થયું, શહેરની ઠંડી હવા લાગતાં જ...'

'પણ આટલું બધું ઠંડું કેમ છે?' તુલસીના અવાજમાં કમ્પ હતો. પછી તરત જ છોકરાની છાતી પર હાથ મૂકયો. 'એ જુઓ તો.'

'શું, શું છે?' સુખને પૂછ્યું.

'ભૂલો હાલતો નથી, શ્વાસ નથી ચાલતો.'

એક છલાંગ મારી સુખન પાસે આવ્યો. છોકરાને બરાબર અડકી-અડકીને જોયું, પછી તુલસી ભણી એક સ્થિર દૃષ્ટિ માંડી કહ્યું: 'ભૂલો મરી ગયો, તુલસી!' તુલસી ચીસ પાડી ઊઠી: 'નહીં ઈઈઈ...'

સુખન સખત શબ્દોમાં બોલ્યો: 'ચૂપ રહે. નીચે પોલીસ છે!'

'નહીં ઈઈઈ...'

'ચૂપ' નિષ્ઠુરતાથી સુખન બોલ્યો: 'રડવાથી શું છોકરો પાછો આવવાનો છે? ચૂપ મર.'

પતિની આંખોમાં એક વિચિત્ર હિંસાનો ભાવ હતો. જે નિહાળતાં જ તુલસી ચૂપ થઈ ગઈ.

તેમ છતાં પાછું બબડી કે 'કદાચ મરી નથી ગયો, તાવ ઊતરી ગયો હશે.'

સુખન બોલ્યો : 'મરી ગયો છે.'

દૂરથી ટ્રેનના પસાર થવાનો અવાજ આવી રહ્યો હતો. એમની ચારે બાજુ ગતિશીલ દુનિયા, પંખીઓનાં ગુંજનથી, ચકલીઓની ચીંચીંથી અને ભ્રમરોના ગુંજારવથી મોહક બની ગઈ હતી. પણ એમને આ કશાની અસર નહોતી થતી. પર્વતના શિખરને દીકરાની સ્મશાનભૂમિ બનાવી, મરેલા દીકરાને ખોળામાં લઈને મા બેસી રહી હતી અને બાપ પોલીસના તમ્બૂ તરફ નજર માંડતો, વિચારવા મથતો છતાં કશું વિચારી શકતો નહોતો.

અચાનક સુખન ઊભો થયો. હાથ લંબાવી બોલ્યો : 'લાવ ભૂલો, મને આપ કબરમાં સુવાડું.'

મરેલા દીકરાને છાતી સાથે જકડતાં તુલસી વિકૃત અવાજે બોલી: 'નહીં, નહીં !'

'લાવ, તુલસી, રડ નહીં.'

'નહીં ! નહીં ! નહીં !'

સુખને બળજબરીથી દીકરો છીનવી લીધો. પછી નિર્મમતાથી બોલ્યો : 'ખબરદાર રડી તો. નીચે પોલીસ ઊભા છે.'

પછી મરેલા દીકરાની લાશ લઈ સુખન તુલસીની નજરથી દૂર સરી ગયો.

તુલસી સૂધબૂધ ગુમાવી બેઠી હતી. પહાડની પથરીલી ભૂમિ પર બેઠેલી તુલસી જીવનમરણનો ગૂઢ કોયડો ઉકેલવા મથતી હતી.

થોડી વાર પછી સુખન પાછો આવ્યો...... મરેલો છોકરો ખોળામાં લઈને.

તુલસીએ આંખો ઉઠાવી તેના તરફ જોયું.

નત મસ્તકે સુખન બોલ્યો: 'મારો જીવ ન ચાલ્યો તુલસી. શહેરમાં જઈને દાટી દઈશું. એને...એને પણ શહેરમાં લઈ જવાનો જ હતો ને.'

'તો ચાલો' તુલસીએ દીકરા માટે બે હાથ લંબાવ્યા. પણ સુખન બોલ્યો : 'થોડીવાર મારી પાસે રહેવા દે. તું આ પોટલું પકડ.'

પહાડની ધારે ધારે થઈને તેઓ નીચે ઊતરી આવ્યાં. નિરુત્સાહી,

અશક્ત, સાંજ ઢળવા માંડી હતી. તડકાનો રંગ બદલાઈ ચૂક્યો હતો. આકાશમાં પોચાં સ્વપ્નિલ વાદળાંનું સરઘસ નીકળ્યું હતું.

તમ્બૂ પાસે પહોંચતાં જ કોઈ પોલીસે બૂમ મારી: 'એ કાકા, અહીં આવ.'

'જી' સુખન સામે જઈને ઊભો રહી ગયો.

'ક્યાં જવાના?'

'મુંબઈ.'

પોટલું ખોલીને જોયું. હાથમાંના ડંડૂકા વડે પોટલામાંની ચીજો આમતેમ કરતાં પોલીસનો માણસ ભૃકુટિ તાણીને બોલ્યો: 'આમ આવી રીતે શું જોયા કરે છે?'

સુખન બોલ્યો: 'મારો છોકરો મરી ગયો છે.'

'કયો છોકરો?'

'આ.'

'ગાંડો થયો છે કે શું? મરેલો છોકરો લઈને ક્યાં જાય છે?'

'જી, એને પણ શહેરમાં લઈ જવાનો હતો એટલે.' બીજા પોલીસવાળાઓ પણ આ તમાશો જોવા એકઠા થઈ ગયા. જાણે સુખન કોઈ તમાશાની ચીજ ન હોય.

એક પોલીસવાળો બોલ્યો: 'દુઃખમાં મગજ બગાડવાથી શું ફાયદો, કાકા, જા. જા છોકરાને દફનાવી દે.'

જલદી-જલદી સુખનનું પોટલું જોઈ તપાસી, પાકીટ, વગેરેની તલાશી લઈ પતિપત્નીને જવા દીધાં. પોલીસવાળાની આંખમાં પણ સહાનુભૂતિ હતી.

પાકા રસ્તા પર આવી તેઓ આગળ વધવા લાગ્યાં. મુંબઈની સડક લીસ્સી હતી. પણ શહેરનો સીમાપ્રાન્ત હોવાથી નિર્જનતા હતી.

થોડે દૂર જઈને ડાબી તરફ એક બગીચાવાળું મકાન આવ્યું. સુખન બોલ્યો: 'તું જરા અહીંયાં બેસ, તુલસી.'

'કેમ?'

'ભૂલાને દફનાવી દઉં. શહેરમાં તો એ આવી પહોંચ્યો. ફક્ત એને હૉસ્પિટલ ન લઈ જઈ શકાયો.'

તુલસી વ્યાકુળ બની બોલી: 'એકવાર એને મારા ખોળામાં આપ.'

'ના તુલસી, મરેલાને માટે આટલું ગાંડપણ સારું નથી.'

'તું બહુ નિષ્ઠુર છે.'

'રડ નહીં તુલસી, ન રડ.'

લાંબી લાંબી ફાળ ભરતો આગળ વધ્યો–તુલસીની નજરોથી દૂર. પછી ગીચ ઝાડીના એકાન્તમાં આવીને બેઠો. આ જગ્યા યોગ્ય હતી અહીં જ પંખીઓ કલરવશે. ફૂલો ખીલશે. અહીં જ કોયલ, ફૂલની પાંખડીઓ સાથે ભળી જશે.

દીકરાને જમીન પર સુવડાવી પાકીટમાંથી ચાકુ કાઢી એકવાર તો કમ્પી ઊઠ્યો સુખન. પછી માટી ખોદવા લાગ્યો. જલદીજલદી. માટી ખોદતાં ખોદતાં તેને પોતાની જ મજબૂત કાયાના અંતરતમ પ્રદેશને ખોદતો હોવાની લાગણી થઈ આવી. જાણે એ ગહન સ્તરેથી પાણી નીકળી આવશે–પાણી, જીવનનું પ્રતીક!

ત્યાં જ રડવાનો ક્ષીણ અવાજ આવ્યો. સુખન ચોંકી ગયો. ના, છોકરું નહીં, તુલસી રડી રહી હતી. કોઈક વિલાપમય રાગની જેમ. રડ તુલસી, રડી લે.

માટી ખોદ્યા પછી તેણે એ છરી તરફ જોયું. એનો હાથ કમ્પ્યો. કદાચ છરી પણ કમ્પી ઊઠી. પછી એણે છરી દૂર ફેંકી દીધી. હવાને ચીરતી છરી એ છરી દૃષ્ટિમર્યાદાની બહાર જઈને પડી. પછી છોકરાને હળવેકથી ખાડામાં સુવાડ્યો. પછી એના શરીર પર ઓઢાડેલા ફાટેલા, મેલા–કપડાને ઊંચકી લીધું. છોકરાનું પેટ ખુલ્લું થઈ ગયું. પેટ પર ચોરસ ઘાનું નિશાન હતું. એ ઘામાં લોહીની સૂકી રેખા પડી હતી. શરીર કડક બનાવી દાંત ભીંસીને એ કાપેલા ચોરસના એક છેડાને સુખને પકડીને ખેંચ્યો થોડુંક માંસ પણ ઊંચકાઈ આવ્યું. છોકરાના પેટની અંદર કાગળમાં લપેટેલો અફીણનો ગોળવો કાઢીને આંખો મીંચી એણે

પેટ પાછું ઢાંકી દીધું. પછી છોકરા પર માટી પાથરી દીધી. એકાએક સુખન કમ્પવા લાગ્યો. એને લાગ્યું કે કોઈ અદૃશ્ય ધરતીકમ્પથી કોઈ કાળી શિલા હાલી રહી છે. એને રડવું આવી રહ્યું હતું. રુદનથીયે વધુ તીવ્ર, ગમ્ભીર અને માર્મિક એવી કોઈ અનુભૂતિની સોય એની છાતીમાં વારંવાર ઘોંચાઈ રહી હતી. છેલ્લી વાર માટી પાથરી એને લાગ્યું કે આ આશ્ચર્યમય સુન્દર ધરતી પર દુર્લભ માનવજન્મ પામીને એક વર્ષનું એ અબૂધ બાળક પોતાનું પિતૃઋણ ચૂકવીને જ મર્યું છે.

□

## સાભાર સ્વીકાર

**ગીત : ૮૧–૮૨ :** એ વર્ષ દરમ્યાન પ્રગટ થયેલા વિવિધ કવિઓનાં ગીતોનો સંગ્રહ : સં. અરવિંદ ભટ્ટ, પ્ર. મુદ્રા પ્રકાશન, મોતીવાલા ક્લિનિકલ લેબોરેટરી, ઈંદિરા માર્કેટ સામે, અમરેલી–૩૬૯૬૦૧, મૂલ્ય ૧૨ રૂપિયા.

**સમુડી** : નવલકથા : લે. યોગેશ જોષી, પ્ર. વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ કેન્દ્ર, વડોદરા–૫, મૂલ્ય ૧૦ રૂપિયા.

**અનુભાવન :** (સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી કવિતાને લગતા વિવેચન લેખો) લેખક : ડૉ. પ્રમોદકુમાર પટેલ, પ્રકાશક : પ્રમોદકુમાર પટેલ, એચ–૨, યુનિવર્સિટી સ્ટાફ કૉલોની, વલ્લભ વિદ્યાનગર, ૩૮૮૧૨૦. વિક્રેતા : નવભારત સાહિત્યમન્દિર, જૈન દેરાસરની બાજુમાં, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૧ કિંમત : રૂા. ૩૨–૦૦

## બોધપાઠ રાજપાઠ / રતિલાલ 'અનિલ'

જિંદગી આખી બીજા માટે નિશાળ છે, બીજો માણસ (પોતે નહીં હોં !) આજીવન વિદ્યાર્થી છે એવો સ્થિર અને સ્થાયી મત ધરાવનારા મુરબ્બીઓ સાયકલ પરથી પડીએ, શરદીથી નાક ગળવા માંડે, ફેવરીટ સ્ટારની ફિલ્મટિકિટ ન મળવાથી જોયા વિના જ ઘઉં-વર્ણા ચહેરે છતાં સ્વચ્છ ધોયેલા મૂળા જેવા ઘરે પુનરાગમન કરીએ, આપણને માટે એવી દુર્ઘટના અને મુરબ્બીને માટેના અવસરે એ કહેવાના: હવે તો કંઈ બોધપાઠ લ્યો ! રાયતું ખાવાથી આંખમાંથી પાણી ગળે તે બોધપાઠની ઘટના ગણાય, પણ બીજી વાર રાયતું જમીએ તો બોધપાઠ લીધેલો ન ગણાય. ચોમાસામાં ચંપલ પહેરીને બહાર નીકળવું એ બોધપાઠ ન લીધાની જ ઘટના ગણાય, કારણ કે પાણી કીચડમાં ચાલવાથી ચંપલની પટી તૂટી જાય પછી બીચબજારે વિવેચકો કહે છે એવો ચિત્તવિક્ષોભ જન્મે પણ કવિતાને બદલે બીજાઓ માટે ઠઠ્ઠાકાવ્ય જન્મે ત્યારે બોધપાઠ લેવાની શીખ આપનાર વડીલ વહારે ચઢતા નથી, પણ ખુલ્લા પગે થેલી વસાવી તેમાં ચંપલ લઈને ઘરે પાછા ફરીએ ત્યારે વડીલ કહેવાના કે તું બોધપાઠ કેમ લેતો નથી ? મોજમાં આવી મહેફિલ જમાવીએ, પૈસાનો ધુમાડો નહીં પણ ઉપભોક્તા ચીજોનો ધંધો કરનારાઓના લાભમાં વાપરી નાખીએ તો એ જ વડીલ કહેવાના, 'અલ્યા, કંઈ રાજપાઠમાં આવી ગયો છે ને !'

અમે એક પાઠનો બોધ તો લીધો, થોડા સમય માટે જીવનમાં

પણ ઉતાર્યો એ માટે એમણે અમને શાબાસી આપી પીઠ થાબડવી જોઈએ તેને બદલે રાજાપાઠ લેવા બદલ ઠપકો અને તે પાઠ નહીં લેવાનો બોધ આપે છે!

અમે નાટકમાં જોયું છે કે રંગલો આવે તે કરતાં રાજા સ્ટેજ પર આવે ત્યારે પ્રેક્ષકોનું રંજન વધારે થાય છે! નાટકમાં રાજાપાઠ હોય ત્યારે વળી રંગલાનું પાત્ર શા માટે હોવું જોઈએ એ જ અમને સમજાતું નથી! ઝીંકથી ઝગઝગતો પૂંઠાનો મુગટ અને ભાડૂતી જરિયાન વેશ પહેરી, કમરે તલવાર લટકાવી, આંકડાવાળી બનાવટી મૂછ સાથે એ સ્ટેજ પર પ્રવેશે ત્યારે પ્રેક્ષકને જે ઉત્તેજક રંજન મળે છે તે રંગલો નથી આપી શકતો! એણે ચહેરે, ગાલે જે ગુલાબી પાવડર છાંટચો હોય છે તેમાંથી ડોકિયાં કરતો ઘઉંવરણો વાન જે મિશ્ર રંગ આભા જન્માવે છે તે બસ, જોયા જ કરીએ એવી હોય છે.

ગણેશોત્સવમાં મહોલ્લાના છોકરાઓએ જ નાટક ભજવવો એવો ફેંસલો થયો તે સાથે ઘણા યુવાનો, નાટક ભજવાયા પહેલાં જ રાજ-પાઠમાં આવી ગયા! એમાંના દરેકને નાટકમાં બસ, રાજાપાઠ જ લેવો હતો! એમાંના કેટલાકે રોજ આવતા બહુરૂપીને જોયો હતો. એ રાજાના રૂપમાં આવતો ત્યારે શેરીમાંથી ઝાઝા પૈસા જો કે ન મળતા. શનિવારે હનુમાનનું રૂપ લઈને આવે ત્યારે એને વધારે પૈસા મળે અને અપરિપક્વ બુદ્ધિના બાલીશ મોજ માણનારાં બાળકો વધારે ખુશ થાય, પણ રાજા રૂપે હોય ત્યારે યુવાનો એને જોઈ રહે.

સૌને રાજાપાઠ જોઈએ પણ છેવટે અખાડે જતાં સ્નાયુબદ્ધ લખમણને ફાળે એ પાઠ ગયો, કારણ કે એનો રોફ કહો કે 'બો' પડતો હતો. એનો સાદ ઘોઘરો અને કડક હતો. સોહરાબ મોદીની ઐતિહાસિક ફિલ્મો એણે ફરી ફરીને જોઈ હતી અને એ ફિલ્મના સંવાદ–અંશની મિમિક્રી પણ એ કરતો. એના ઉચ્ચારો ચોખ્ખા નહોતા—ગુજરાતી કરતાં મરાઠી પોલિસો હિન્દી ભાષા બોલે એવી હિન્દીમાં બોલવાનું એને સ્ટેજ પર વધારે ફાવે! પણ રાજા દમામદાર હોવો જોઈએ અને

લખમણ હતો દમામદાર એટલે એ નાટકમાં એ રાજા બન્યો ! સાચું કહું તો નાટક કરતાં રિહર્સલમાં બહુ મજા આવેલી. અગાઉથી તલવાર ભાડે લાવીએ તો ભાડું કેટલું બધું ભરવું પડે ! એટલે એ તલવારના માપની લાકડી સાથે જ રાજદરબારમાં આવે ! પતરાની ખુરશીને જ સિંહાસન બનાવે ! એને કહેવું પડયું કે આ અખાડો નથી, રાજદરબાર છે. રાજા કંઈ દાવ લેવાના પેંતરા ભરતો ન આવે ! માથે શિયાળુ વાંદરાટોપીને જ મુગટ સમજીને પહેરે ! વાંદરાટોપી તો રોમન બાદશાહના ઊની તાજ જેવી લાગે છે એવું કહીએ તો એ હસે. એ કહે, રિહર્સલ એટલે રિહર્સલ, નાટક નહીં ! જીવન એક નાટક નહીં, નાટકનું રિહર્સલ છે એવો બોધ એ વખતે જ થયેલો !

નેકી પોકારનારો છોકરો નેકી પોકારે ત્યારે એનો તીણો ઘાંટો ફાટી જાય ! દરબારીઓ છાતી કાઢીને દરબારમાં પ્રવેશે ત્યારે કહેવું પડે કે દરબારમાં રાજા સિવાય બીજો કોઈ છાતીકઢો થઈ શકે નહીં. પણ લોકશાહીમાં એવો બોધપાઠ કોણ ગ્રહણ કરે ? કફની પાયજામો પહેરેલા દરબારીઓ ખરેખર લોકશાહીનો જ બોધપાઠ આપતા–તેમાં યે ખાદીનાં કફની–પાયજામાવાળા દરબારી તો ખાસ !

'અલ્યા, તને જીવન જીવતા આવડે છે ?' મુરબ્બી કોઈવાર એવું પૂછે છે ત્યારે કહેવાનું મન થાય છે કે અમે નાટક ભજવ્યો અને એનાં રિહર્સલ કર્યાં ત્યારે અમે કંઈ જીવન જીવ્યા છીએ, કંઈ જીવન જીવ્યા છીએ ! જ્ઞાન અને વાસ્તવિકતા મળે છે ત્યારે મનોરંજન થાય છે એવું ત્યારે જ ભાન થયેલું. જ્ઞાન કહે કે રાજાના હાથમાં સિગારં ન હોય ! એ બહુ તો એક દરબારી હુક્કો પકડીને ઊભો હોય, રાજા તકિયા પર પાછળ નમીને ટેસથી હુક્કાની નેળ મોઢે માંડી બેઠો હોય–પણ લખમણ તો ચેઈન સ્મોકર ! એ વાસ્તવિક્તા ! એથી અમારા જ્ઞાન અને નાટકની અને રિહર્સલની વાસ્તવિકતાનું મિલન અમારું શ્રેષ્ઠ મનોરંજન બનતું ! વળી રાણી કંઈ તું–તાં ન કરે ! પણ રિહર્સલમાં તો એ રૂપાળો છોકરો, છોકરીના વેશમાં જ રાણી રૂપે રજૂ થાય ! તે વચ્ચે વચ્ચે રાજાને

તું-તા પણ કરે! રાજાનો રોફ વધારે જોઈને એ વંકાય! રોફ તો હજી વિકટોરિયાનો ખાસ તો ઘરડેરાઓ પર પડે છે, તો પછી મારો કેમ નહીં? એવા એના મનોભાવમાં સચ્ચાઈનો રણકાર હતો!

રજવાડી નાટક પસંદ તો કર્યો પણ જયારે ભાડૂતી ડ્રેસો લાવવાના થયા ત્યારે આ નાટકથી તો ભાડૂતી ડ્રેસવાળાનું જ મનોરંજન થશે એવું સૌને લાગ્યું! એના કરતાં સામાજિક નાટક ભજવવાનું રાખ્યું હોત તો ઘરનાં કપડાં અને સરંજામમાં બહુ તો રૂપિયાવાળી બોલપેન ખિસ્સામાં રાખી હોય તો ચાલ્યું જાત! લગ્નસરામાં કોઈ વરરાજા સાંજે પરણીને આવે તે પછી આવો નાટક ભજવવાનું રાખ્યું હોય તો રાજાના ડ્રેસ અને તલવારનું ભાડું તો બચી જ જાય એવો સુવિચાર મારા જેવાના મનમાં આવ્યો ખરો!

મને એક કિસ્સો યાદ આવ્યો. રાજાશાહી સમાપ્ત થયા પછી દરબારની આથમણી દિશા શરૂ થયેલી. દરબાર ચોકમાં ખાટલો નાખીને પડયા રહે દિવસભર. કોઈ સલામ કરવા ઢુંકે નહીં, પણ દરબારનો પુરાણો કેફ એવો ને એવો! જયાં દરબારી દબાતે પગલે આવે ત્યાં છોકરાઓ રમતાં રમતાં હાલ્યાં આવે! કશો દરબારનો ભાર-વકકર ન સમજે! દરબાર ધૂંધવાય, ખાટલે રાખી હોય એ તરવારે ખખડાવે તે સાથે છોકરા ખડખડાટ હસે!

છોકરાઓ માટે એ જ રાજરંજન હતું! બન્યું એવું કે એકવાર છોકરાઓ રમતાં રમતાં પણ ગાજર ખાતાં ખાતાં ચઢી આવ્યા. દરબારને ગુસ્સો ચઢયો–'હાળાવ, દરબારચોકમાં ગાજર ખાવ છો!' છોકરાઓ ગાજર નાખીને નાઠા! દરબારચોકમાં તો મિષ્ટાન ખવાય! બધા ગયા પછી દરબારે પડેલાં ગાજર ભેગાં કર્યાં અને એને ધોઈ નાખીને સમારીને, રૂપેરી તાસકમાં આપવાનો હુકમ કર્યો.

એવું અદભુત રાજરંજન એ નાટક ભજવાયો ત્યારે થયું. વરરાજા માટેની ખુરશી લઈ આવેલા–એ જ સિંહાસન! રાજા બેઠો હોય પછી દરબારીઓ ધડાકાબંધ પ્રવેશે ને સ્ટેજ હીંચકો થઈને રાજા

સાથે સિંહાસનને ઝુલાવે ! રાજાએ તાલી પાડી–'કોઈ છે ?' ત્યારે શ્રોતાઓ જ બોલી ઊઠ્યા–અમે છીએ–આગળ ચલાવો !

રાજાએ તરસ છિપાવવા સ્ટેનલેસનો જગ ઉઠાવી અદ્ધરથી પીવાનો અભિનય કર્યો ત્યારે પાણીએ જગમાંથી પડવાનો અભિનય પણ ન કર્યો ! એ ખાલી હતો. યુદ્ધના સીનમાં તો સ્ટેજના પાટિયા નીચેનો આડો ભાગ જ તૂટી ગયો ! રાજા ખરાખરીનો ખેલ કરવા 'તો થઈ જા માટી !' કહીને મ્યાનમાંથી તલવાર ખેંચે તે નીકળે જ નહીં ! જેમ જેમ ખેંચે તેમ તેમ મ્યાન ખેંચાય અને શ્રોતાઓ વીરરસનું હાસ્યરસમાં રૂપાન્તર કરે ! છેવટે મ્યાન જ કાઢીને રાજાએ એવી છટાથી વીંઝી કે સ્ટેજની છત પર લટકતો સોનો બલ્બ જ ધડાકા સાથે તૂટી ગયો ! અંધારું તો ન થયું, કારણ કે બીજા દીવા બળતા હતા. પણ સ્ટેજ પર ચોમાસાનાં વાદળ ગોરંભાયાં હતાં એવું લાગ્યું. રાજાની વીરતાએ ગ્લોબના ફુરચા ઉડાવ્યા તેથી સામે લડનાર જ નહીં, ખુદ રાજા પણ ગ્લોબના તૂટેલા કાચની કરચોથી ઘાયલ થયો ! પણ ખરેખર શૂરવીર એટલે ઘવાયેલી હાલતમાં યે લડયો એથી એ સૌને ખરેખર નરબંકો લાગ્યો !

રણમેદાનમાં રાતે યુદ્ધ થાય અને ઈલેક્ટ્રિક લાઈટની રોશનીમાં લડાય–એ બોધપાઠ ખરેખર રાજરંજનનો હતો–તે હું જીવનભર ભૂલી શકું એમ નથી !



## પત્રચર્ચા /

ડિસેમ્બર '૮૪ના અંકમાં કવિશ્રી કિસન સોસાનું 'ગુજરાત દીપો. અંક'માં તાન્કા વિષે પ્રસિધ્ધ થયેલા મારા લેખ અંગેનું ચર્ચાપત્ર વાંચ્યું. તેમાં તેઓ વધુ પડતા આવેગશીલ થઈ ગયા છે અને તેથી કેટલીક હકીકતો નિહાળી શક્યા નથી. સાચા સર્જકને આવું બાલિશ વર્તન શોભે ખરું ? ગમે તેમ બેજવાબદારીપૂર્વક શબ્દોની ફેંકાફેંકી (અને ગાળાગાળી સુધી પહોંચવાની ચેષ્ટા) જે કાંઈ એમને સિધ્ધ કરવું છે, તેમાં વિક્ષેપરૂપ નીવડે છે. ચર્ચાપત્રમાંથી કશું નક્કર ફલિત થતું નથી.

મારા એ લેખમાં મેં એમનો પૂરતો ઉલ્લેખ કર્યો છે, એટલું જ નહીં તેમનું એક તાન્કા પણ મારો મુદ્દો સબળ કરવા રજૂ કર્યું છે. જો ધાર્યું હોત તો તેમનો નામોલ્લેખ ટાળી શક્યો હોત. પણ એક વિવેચક તરીકે હું એમ કેવી રીતે કરી શકું ? છતાં તેઓને મારા તાટસ્થ્ય વિષે શંકા છે ! શ્રી સોસા જણાવે છે કે 'મારું નામ નેપથ્યે રાખ્યું છે' મેં લેખમાં બે–ત્રણવાર ઉલ્લેખ કર્યો, એમના સંગ્રહનું નામ પણ આપ્યું, છતાં તેમને એમાં 'બદઈરાદો' દેખાય છે ! મારો ઈરાદો તો તેમને પણ પૂરતો ન્યાય આપવાનો હતો. જો આમ જોઈએ તો 'તાન્કા' સર્જવાની પ્રવૃત્તિ ઘણા સર્જકો કરતા હતા કોણ પહેલું અને કોણ પછી એ નક્કી કરવાનું મુશ્કેલ બને તેવું હતું. પણ શ્રી રમેશ આચાર્યે 'તાન્કા' સ્વરૂપની દિશામાં સારી પ્રગતિ કરી સૌથી પ્રથમ સંગ્રહ 'હાઈફન' આપ્યો, એટલું જ નહીં 'ગૂડ મોર્નિંગ તાન્કા'નું તાન્કા સંપાદન પણ કર્યું. આમ, તેમના તરફ ધ્યાન જાય તે સ્વાભાવિક છે. શ્રી સોસા 'આર્થિક કારણો'ની તતૂડી વગાડ્યા કરે છે, પણ ભલે સંગ્રહ પ્રગટ ન કરી શક્યા, તાન્કા અંગે લેખો લખી શક્યા હોત. તાન્કાનું વાતાવરણ જમાવી શક્યા હોત. આ રીતે પણ અગ્રેસર થઈ શકાય છે. તેમણે એક સ્થળે જણાવ્યું છે 'તાન્કામાં લય અને પ્રાસ જળવાય, કવિતા સર્જાય તો જ કંઈક કામ થયું લેખાય'– આ તેમનો મુદ્દો સાચો છે. આવું તંદુરસ્ત વલણ રાખીને તેઓ તાન્કા

સર્જશે તો અવશ્ય તાન્કાને અને કવિતાને ફાયદો થશે. તાન્કાનું ક્ષેત્ર હજુ વિશાળ છે, હજુ પ્રયોગો થઈ શકે તેમ છે. હજુ અગ્રેસર થઈ શકાય તેમ છે. તેવું કાંઈક કરો હું જરૂર તેની નોંધ લેતાં ધન્યતા અનુભવીશ. મેધાવી સર્જકે આવા હોબાળામાં ન પડતાં, તરત પોતાનો રાહ બદલી Creative Indexની તપાસ કરવા મંડી પડવું જોઈએ પણ કેટલીકવાર હસવું આવે તેવું વિધાન શ્રી સોસા કરે છે. તેઓ એવા મતલબનું કહે છે કે તાન્કાનું દુર્ભાગ્ય છે કે આવા લોકો (?) તેને મળ્યા. પણ તાન્કાનું દુર્ભાગ્ય નક્કી કરનારા આપણે કોણ? જો તેઓનો સંગ્રહ પહેલાં પ્રગટ થયો હોત તો તાન્કાનું સદ્ભાગ્ય નક્કી હતું, એવો અર્થ આતો થયો. મારા લેખમાં મે શ્રી સ્નેહરશ્મિ અને શ્રી ધીરુ પરીખનો ઉલ્લેખ કર્યો. તો આવેશમાં શ્રી સોસાએ તેમનો પણ ઉધડો લઈ નાંખ્યો!

—મધુ કોઠારી

'કંકાવટી' ડિસેમ્બર '૮૪માં તાન્કાઓ વિશે શ્રી કિસન સોસાનો પત્ર વાંચી લખવા પ્રેરાયો છું—

ભાઈ, કિસન...તાન્કા તમે પહેલાં લખ્યાં કે પછી શ્રી રમેશ આચાર્યે લખ્યાં? શ્રી મધુ કોઠારી કે અંસુકતમુક ભાઈએ તાન્કાના સર્જનની ઐતિહાસિક ઘટનાના છેડાની અદલાબદલી કરી નાખી એથી આપનું દિલ દુભાયું હોય એમ લાગે છે! ભાઈ, કિસન—તમે જ્યારે પણ 'ઝાંસી' જાવ ત્યારે ત્યાંના લોકોને પૂછજો. અંગ્રેજો સાથેના જંગમાં લડતાં લડતાં કોણ શહીદ થયું હતું? તો તમને તરત જવાબ મળશે. 'ઝલકારી' પણ આ ઝલકારીનું ઈતિહાસમાં કયાંય નામ જોવા મળતું નથી. ઈતિહાસમાં તો 'ઝાંસીની રાણી'નું નામ છે બિચારી ઝલકારીનો કોઈ વાંક—ગનો—દોષ હોય તો તે એ કે—એ પછાતવર્ગની (આજના બક્ષી પંચમાં આવતી એક જાતની) હતી. ભાઈ, જેવું ઝલકારીનું તેવું તમારું અને તમારાં તાન્કાનું પણ! એટલે ઈતિહાસની આળપંપાળમાં પડ્યા વિના લખો. લખ્યે જાવ. લખેલું લેખે લાગશે. આજે નહિ તો આવતી કાલે—

—નરસિંહ પ.

# કન્યા કેળવણીની દિશામાં ઐતિહાસિક કદમ



**રજત જયંતી વર્ષમાં ગુજરાતે મહત્વનું કદમ ઊઠાવ્યું છે. ગુજરાતમાં તમામ વિદ્યા શાખાઓમાં દરેક સ્તરે કન્યાઓને નિઃશુલ્ક કેળવણી અપાશે.**

રાજ્યમાં હાલ ૧૧ ધોરણ સુધી કન્યા માટે નિઃશુલ્ક શિક્ષણની સવલત આપવામાં આવે છે. ગરીબ અને મધ્યમ વર્ગના કુટુંબોનો ઉચ્ચ કન્યા શિક્ષણનો આર્થિક પ્રશ્ન હળવો બનાવવા આવતા શૈક્ષણિક વર્ષથી કન્યાઓને તમામ સ્તરે નિઃશુલ્ક શિક્ષણ અપાશે.

ગુજરાતમાં પુરુષ શિક્ષણની ૫૪-૪૪ ની ટકાવારી સામે સ્ત્રી શિક્ષણનો દર ૩૨-૩૦ ટકા છે. તમામ સ્તરે શિક્ષણ મફત થતાં, આ નીચો દર ઊંચો લાવી શકાશે.

ગુજરાતમાં ઉચ્ચ શિક્ષણ મેળવતી એક લાખ જેટલી કન્યાઓને આ યોજનાનો લાભ મળશે. કન્યા કેળવણીની દિશામાં આ ઐતિહાસિક કદમ ભરનાર ગુજરાત દેશભરમાં પ્રથમ રાજ્ય છે.

## રજત જયંતી વર્ષે ઝળહળતો નિર્ણય

# કન્યા કેળવણીની દિશામાં ઐતિહાસિક કદમ



**રજત જયંતી વર્ષમાં ગુજરાતે મહત્વનું કદમ ઊઠાવ્યું છે. ગુજરાતમાં તમામ વિદ્યા શાખાઓમાં દરેક સ્તરે કન્યાઓને નિઃશુલ્ક કેળવણી અપાશે.**

રાજ્યમાં હાલ ૧૧ ધોરણ સુધી કન્યા માટે નિઃશુલ્ક શિક્ષણની સવલત આપવામાં આવે છે. ગરીબ અને મધ્યમ વર્ગના કુટુંબોનો ઉચ્ચ કન્યા શિક્ષણનો આર્થિક પ્રશ્ન હળવો બનાવવા આવતા શૈક્ષણિક વર્ષથી કન્યાઓને તમામ સ્તરે નિઃશુલ્ક શિક્ષણ અપાશે.

ગુજરાતમાં પુરુષ શિક્ષણની ૫૪-૬૪ની ટકાવારી સામે સ્ત્રી શિક્ષણનો દર ૩૨-૩૦ ટકા છે. તમામ સ્તરે શિક્ષણ મફત થતાં, આ નીચો દર ઊંચો લાવી શકાશે.

ગુજરાતમાં ઉચ્ચ શિક્ષણ મેળવતી એક લાખ જેટલી કન્યાઓને આ યોજનાનો લાભ મળશે. કન્યા કેળવણીની દિશામાં આ ઐતિહાસિક કદમ ભરનાર ગુજરાત દેશભરમાં પ્રથમ રાજ્ય છે.

## રજત જયંતી વર્ષે ઝળહળતો નિર્ણય

# કંકાવટી

ફેબ્રુઆરી
૧૯૮૫

નોંધ
રતિલાલ 'અનિલ'
વાર્તા
વિજય શાસ્ત્રી
રજની શાહ
વિનોદ
રતિલાલ 'અનિલ'
ગદ્યખંડ
દોસ્તોયેવસ્કી
વિવેચન
ડૉ. સુમન શાહ
ડૉ. સતીશ વ્યાસ
આચમન
શિરીષ પંચાલ

# કંકાવટી

ફેબ્રુઆરી ૧૯૮૫

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૬ : અંક ૩૦૯ : મૂલ્ય : બે રૂપિયા**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૦, બે વર્ષના રૂા. ૩૮; વિદેશ : શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), ૭ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.




કાગળ, પ્રિન્ટિંગ આદિના ભાવોમાં ઘણો વધારો થયો હોઈ, 'કંકાવટી'ના વાર્ષિક લવાજમમાં વધારો કરવો અનિવાર્ય બન્યો છે. ગયા ઑગસ્ટ માસથી 'કંકાવટી'નું વાર્ષિક લવાજમ **૨૦–૦૦** રૂપિયા છે. વિદ્યાર્થીઓ માટે હાલનું લવાજમ વાર્ષિક **૧૫–૦૦** રૂપિયા જ રહે છે.

## એઝરા પાઉંડ વિશે હેમિંગ્વે

બાકીનો બીજો સમય પાઉંડે જુદી જુદી રીતે ગાળ્યો. ક્યારેક તેણે મિત્રોને કળાના ક્ષેત્રે મદદ કરી, ક્યારેક આર્થિક મદદ કરી. ક્યારેક મિત્રો ઉપર આક્રમણો થયાં ત્યારે તેમનો બચાવ કર્યો; મિત્રોને જેલમાંથી છોડાવ્યા, મેગેઝીનોમાં સ્થાન અપાવ્યું. મિત્રોને ઉછીના નાણાં આપ્યાં. તેમનાં ચિત્રો વેચી આપ્યાં. તેમના સંગીત કાર્યક્રમો ગોઠવી આપ્યા. તેમના વિશે લેખો લખ્યા. શ્રીમંત સ્ત્રીઓ સાથે ઓળખાણો કરાવી આપી. તેમનાં પુસ્તકો છાપવા પ્રકાશકોને તૈયાર કર્યા. તેમની મરણપથારી પર રાતો ગાળી અને તેમનાં વસિયત-નામામાં સાહેદી પૂરી. મિત્રોની માંદગીમાં દવાખાનાના ખર્ચ તેણે ભોગવ્યા, તેમને આત્મહત્યામાંથી ઉગાર્યા. અને આ બધાંને અંતે મોટા ભાગના મિત્રોએ પહેલી જ તક મળતાં તેની પીઠમાં ખંજર ભોંક્યું.

## સાહિત્યિક ભ્રમણાઓ / રતિલાલ 'અનિલ'

ગુજરાતી સાહિત્યે હવે સ્વયંપ્રતિષ્ટ રૂપે અને વર્તુળ / વર્તુળોની બહાર જીવવું હોય તો એને શિક્ષણના વ્યવસાયના ઘેરામાંથી છૂટીને, એ કુંડાળાની સત્તાને વશ થયા વિના, એની રૂઢ સત્તાનો તો ઇન્કાર કરીને શ્વાસ લેવા પડે એમ છે. સાહિત્યકાર તો 'મંત્રદ્રષ્ટા'ની કોટિનો, આદર્શ મનાયો છે, અને શિક્ષકને પણ ઋષિકૂળનો અનુજ જ કલ્પાયો છે. પણ, વ્યાવસાયીકરણના આ યુગમાં આ ક્ષેત્રોમાં યે ધંધાદારીઓ ઘૂમે છે અને અનુકૂળતાની અનેક ચાલાકીઓને ભદ્રતાનું રૂપ આપવાની સૂઝ પણ સારી પેઠે વિકસાવી હોવાનું જણાઈ આવે છે. ઘણી બધી કહેવાતી સાહિત્યિક પ્રવૃત્તિઓ અને ઉપદ્રવો વ્યાવસાયિક હોય છે.

વ્યાવસાયનો જે અર્થ પ્રચલિત છે તે અર્થમાં. વ્યવસાય એક ચાલક પ્રેરક સત્તા બને એ આ યુગનું લક્ષણ છે. તે સાહિત્યને ઉપકારક નહીં એવાં વલણો અને પ્રવાહો પ્રેરે છે. તે આશ્ચર્ય પમાડે એવાં ભ્રામક પરિણામો ઉપજાવી પ્રતિષ્ઠાના લોભ અને શોષણની એક નવી જ પરમ્પરા સ્થાપે છે. જે નથી તે છે એ બતાવવાની યુક્તિઓ વાસ્તવમાં તો છેતરે છે. પણ તે એક સત્ય, એક મૂલ્ય રૂપે સ્થપાય / સ્વીકારાય છે. એનો વ્યાવસાયી ઘોંઘાટ પણ ઉપજાવાય છે. આ બધું એક વર્ગના લાભમાં હોય પણ સાહિત્ય અને શુદ્ધ સાહિત્યિક આબોહવાને તો દૂષિત જ કરે છે. જે સર્જકતા શુદ્ધ સર્જન પ્રત્યે વળી શકે તે ઠાવકી રીતે, યુક્તિપૂર્વક યોજાયેલી, કહેવાતી પ્રતિષ્ઠિત કેડીએ જવા આકર્ષાય છે. ગાંધીજીની જેમ આપણે સાહિત્યને લોકો સુધી લઈ જવાની સરળતાની વાત ન કરીએ, પણ વિવેચનને લઈએ તો શિક્ષકો સાહિત્યકારોની જ્ઞાતિને જ રસ પડે—એમાં વ્યાવસાયી લાભની ગણતરી હોય જ—એની ભાષા એ લોકો સમજે એવા કરૂણ ફેજે ગુજરાતી સાહિત્ય નથી પહોંચ્યું એમ કહેનારો અવશ્ય 'ધંધાદારી' હશે.

ઘણાં બધાં વિવેચને અપેક્ષિત ગૌરવ–પ્રતિષ્ઠા ગુમાવ્યાં છે, તેમાં શિક્ષણનો વ્યવસાય કારણભૂત છે. સાચું શિક્ષણ ખુદ વિદ્યાર્થીઓને માટે લગભગ અસ્પૃશ્ય રહ્યું છે. વ્યવસાયીઓને એનોય ક્ષોભ નથી-વ્યવસાયી વર્ગમાં પોતે નોંધપાત્ર રૂપે સ્વીકારાય એનો એમને સંતોષ છે.

વધેલી શિક્ષણ સંસ્થાઓની લાયબ્રેરીનાં બંધ કબાટોમાં પુસ્તક સ્થાન પામે, તો બસ. એ હેતુએ કહેવાતા સાહિત્ય–શિક્ષણને લક્ષમાં રાખીને લખાય, પુસ્તકો પ્રગટ થાય, પ્રગટ થતાં રહે. સફળતાનાં ભ્રામક માપદંડો ઊભાં કરાય. શિક્ષણાશ્રિત સાહિત્યની વિપુલતા એ શુદ્ધ સાહિત્યનો વિકાસ નથી--એક ભ્રામક પરિણામ છે. પાઠ્યપુસ્તક કરતાં યે મોંઘી તેની ગાઈડ ખરીદનારો જ શિક્ષણે એ કૃતિનું, તેના પર થયેલા કહેવાતાં વિવેચનોનું વાસ્તવિક મૂલ્ય શું છે એ અનાયાસ પ્રગટ કરી દે છે.

સર્જનના લેખે ગુજરાતી સાહિત્યની વર્તમાન સ્થિતિ ઉત્સાહપ્રેરક નથી. પણ અગાઉ ક્યારે યે નહીં વહેંચાતાં એટલાં ઇનામો, યોજાતાં સન્માનસમારમ્ભો, સેમિનારો, ચર્ચાસભાઓ, ખુદ કવિતાનાં સ્વતંત્ર સામયિકો—આ વિપુલતા તો જુદાં જ માપદંડો ઊભા કરે છે. આ ભ્રમણા તો ભારે છેતરનારી છે! તે સંસ્થાવાદે ઉપજાવેલી છે. સંસ્થાનવાદ અને સંસ્થાવાદમાં સામ્યતા જ જોઈ શકાય. અંગતપણે સ્થૂળ પ્રાપ્તિએ રાજી થનારા સિવાય સૌને એ ખેદ અને ચિંતા પ્રેરનારી છે. એ સર્વસામાન્ય નિષ્પત્તિ છે. એ વાંકદેખા માનસનું પરિણામ નથી. સામાજિક પ્રતિષ્ઠા અને એ વધારે એવાં પ્રયોજનો માટેની લોભી પણ નિર્બળ સર્જકતા—ઘણી બધી પ્રવૃત્તિ કરાવ્યે જાય છે, શુદ્ધ સાહિત્યને એથી મદદ તો શું થાય, એ કહેવાતી સાહિત્યિક ભ્રમણાઓને આથો ચઢાવવાનું જ કામ કરે છે. શિક્ષણનો વ્યવસાય સાહિત્યને એક તરફી, મર્યાદિત તેમજ વ્યાવસાયિક બનાવવામાં કારણભૂત બને છે. પણ શિક્ષક વત્તા સાહિત્યકારનો સંતોષ અને સલામતી એમાં જ હોવાથી એને આપણા અસંતોષથી રોષ/ગુસ્સો ઉપજે તો એ માનવીની નબળાઈ હોય—સારસ્વતનો પુણ્ય પ્રકોપ નહીં—હવે તો પુણ્યનો પણ વ્યવસાય ચાલે છે!

શિક્ષણ જ પ્રતિષ્ઠ નથી ત્યારે એણે આપેલી પ્રતિષ્ઠાનું ખરેખરું મૂલ્ય કેટલું? સાહિત્યે, સાહિત્યકારે સ્વાયત્ત થવું જ રહ્યું—એમાં શિક્ષણે દોરેલી રેખા ભૂંસવાનો પ્રશ્ન જ નથી, સાહિત્યે પોતાની રેખા ઊંચે લઈ જવાની છે. 

## કુટુમ્બકલ્યાણ !! / વિજય શાસ્ત્રી

(૧)

જગોભાઈ પરણ્યો તે દિનો 'કુટુમ્બકલ્યાણ–કુટુમ્બકલ્યાણ' શબ્દો ઠેરઠેર વાંચતો આવેલો. સંડાસની ભીંતેય તે કો'ક ચીતરી ગયેલું. આંખ્યુ તર્પણ વરહ થવા આવ્યાં તોયે ભગવાને ઘેર પારણું બંધાવ્યું નહોતું. એટલે એને તો બધું નકામું હતું, કો'ક દિ કામ આવશે એ ગેરુઆ રંગનું સૂત્ર, એમ મન મનાવી જગોભાઈ અત્યારે દા'ડા પૂરા કરતો હતો. એની મનખા કેમની પૂરી થઈ તે જોઈએ.

(૨)

જગો નાનો હતો ત્યારની, એને નમાયો કરતી, મા ગુજરી ગયેલી. નાતરિયા નાત એટલે બાપે ફરી નાતરું કર્યું ને જોગમાયા ઘરમાં આવી. આવીને ઘરનો કબજો લઈ લીધો;–તે આજદિન સુધી. જગો પૈણ્યો તોય વહીવટ તો દુર્ગા જ કરતી. દુર્ગાનો કોપ રાક્ષસી ગણાતો. તેના તેજ સામે જગો ને તેની વહુ થથરતાં. આ દુર્ગાને એક છોડી

થયેલી. તેને પોર જ પયણાવી. જમાઈ ગામમાં જ હતો તો જોગાનુજોગે જગોભઈનું ય સાસરું ગામમાં જ હતું.

એમાં જ જોવા જેવી થઈ જાત, પણ પાડ પ્રભુનો, બધું હેમખેમ પાર ઊતર્યું.

(૩)

જગોભઈ દુર્ગાપ્રતાપે ઘણીયે વાર સાસરે જ રોકાઈ જતો. સાસુ પ્રેમાળ હતી. એની એકની એક છોડીનો એ એકનો એક ધણી હતો તેથી અછોવાનાં કરતી. જમાડયા વન્યા જવા દેતી નહીં ને તહેવારને દા'ડે તો મીઠાઈનીયે મોજ જમાઈને કરાવતી. છોડીનો ભઈ પણ શાણો હતો. જગોભઈ, જગોભઈ, કરતો ને માન આપતો. સૌથી વધુ તો જગોભઈની વઉ ખુદ જ પિયરનાં વખાણ કરતી થાકતી નહોતી એટલે વઉની વાદે વાદે જગોભાઈ પણ સાસરપ્રેમી થઈ ગયા હતા ને વઉનો પડયો બોલ ઝીલતા.

(૪)

થયું એવું કે એક 'દિ જગોભઇને વડોદરે જવાનું થયું–સાયેબની હારે. ઉફીસના કામે.

'જાવ છો તો તંઈથી ચેવડો લેતા આવજો', જગોભઇને વહુએ, દુર્ગા સાંભળે નહીં એમ ટહુકો કરીને કહ્યું. જગોભાઈએ પડીકાં બંધઈ લાયા. એક ઘરનું ને બીજું સાસરાનું. વિનાશકાળે વિપરીત બુદ્ધિ તે બેન–દુર્ગાની સગ્ગી છોડી–ના ઘર હારું લાવવાનું ભૂલી જ્યો.

(૫)

ઘેર આવીને જમવા બેસતાં ભલા જગોભઈએ વઉને કહ્યું : 'આ પડીકું ઘેર આલી આવજે.'

થઈ રહ્યું.

દુર્ગાની આંખો ફાટી ગઈ. પોતાની છોડી આવા આને યાદ ના આવી ? વઉનું આવી બન્યું.

નવાણમાં હાથ ધોવા પેઠેલા જગોભઇને વઉએ આગમનાં એંધાણ

આપી દીધાં.

જગોએ એક અનુભવી ડ્રાયવર પાસે સાંભળેલું કે ગાડીનું સ્ટીયરિંગ 'જરાક' જ ફેરવી દો તો મોટો અકસ્માત થતાં બચી જાય તે જગોભાઈને યાદ આવ્યું હશે કે શું ય તે બીજે દિવસે જગોભઈ દુર્ગાના દેખતાં પે'લી વાર જૂઠું બોલ્યો :

'પેલું પડીકું બેનને ઘેર આલી આવવાનું કેયું 'તું તે આલી આવી !'

માત્ર એક જ શબ્દ 'બેનને' ગઈ કાલ રાત કરતાં વધારાનો ઉમેરવો પડયો.

દુર્ગા પ્રસન્ન થઈ રહી

કુટુમ્બમાં આનન્દમંગળ થઈ રહ્યાં.

કુટુમ્બકલ્યાણ જગોભાઈના શબ્દે થઈ ગયું. 

## સાભાર સ્વીકાર

**પ્રકાશક અને મુખ્ય વિક્રેતા :** સદ્‌ભાવ પ્રકાશન, ૫૭/૬૨, કાપડિયા એસ્ટેટ, રતનપોળ, અમદાવાદ–૩૮૦ ૦૦૧ તરફથી નીચેનાં પુસ્તકો મળ્યાં છે.

**પ્રતિસાદ** : કાવ્યસંગ્રહ : સ્નેહરશ્મિ, પ્રકાશક, ત્રિમૂર્તિ પ્રકાશન, અમદાવાદ-પ્રાપ્તિસ્થાન સદ્‌ભાવ પ્રકાશન.

**ત્રીજા નેત્રની પ્રસાદી** : વાર્તાસંગ્રહ : સૂર્યકાન્ત સંઘવી, પ્ર. પોતે રજત–સુભાષનગર, રેસકોર્સ, રાજકોટ-૩૬૦૦૦૧, મૂલ્ય ૧૯–૨૫.

## સંત્રી / રજની શાહ

રાત્રે પથારીમાં પડતાંની સાથે જ દરમ્યાન દિવસ તેણે જોયેલી બધી જ શેરીઓ તાદૃશ્ય થવા માંડતી. બધા જ રસ્તાઓ સૂમસામ લાગતા ને મકાનો એવાં અકબંધ જણાતાં, જાણે કોઈ માણસ ક્યારેય ત્યાં ફરક્યું જ ન હોય, પોતાના ઘરની બાજુમાં થઈને પસાર થતા રસ્તા પરથી શિસ્તબદ્ધ ને ભારેખમ પગલાં સંભળાવા માંડતાં. આવું કેમ થતું હશે તે જ તેને સમજાતું નહીં. રાત્રે પણ અચાનક જ નિઝામની હોટેલ યાદ આવી જતી.

"બે ચા, મનુ હજામની શોપમાં."

"સુવ્વરના બચ્ચા, આ ટેબલ પર પોતું ફેરવને !"

નિઝામ આખ્ખો દિવસ બરાડા પાડ્યા કરતો. પણ તેને ય અગિયાર–બાર વાગ્યે તો હોટેલ બંધ કરી જ દેવી પડતી. હોટેલની બહાર જ્યાં થોડીક ખુરશીઓ પડી રહેતી તે જગ્યા સાવ ખૂલ્લી થઈ જતી. દિવસ દરમ્યાન જોયેલો ઠાંસી ઠાંસીને ભરેલો મસૂદનો પાનનો ગલ્લો રાત્રે તેને એક લાકડાના કેબિનથી વિશેષ કશું ય નહોતો લાગતો.

ધમધમતા પાણીચોકમાં ચકલું યે ફરકતું ન હોય ત્યારે રાત્રિના અન્ધકારમાં ખૂલ્લી સડક પર કાગળનો એકાદ ટૂકડો પવનથી ઊંચકાઈને જરા ગેલમાં આવી જતો દેખાતો પણ તે ય ઝાઝું ઊડી શકતો નહીં. ક્ષણવારમાં તો પોતાના જ ભારથી પાછો નીચે આવીને પડતો ને પછી કોઈકના પગ તળે...

તેનાથી ઊંચે આકાશમાં જોવાઈ જતું. થોડાક ટમ્ટમતા થતા તારાઓ ને દ્દષ્ટિમર્યાદામાં સમાય તેટલું આકાશ...જાણે આટલું જ બચ્યું હોય પોતાને માટે તેવું લાગતું.

લખુભાને મોડી રાતે પણ ભૂખ લાગી જતી. આખો દિવસ તો તેઓ જમનકાકી સાથે કકળાટ કરીને ખાવાનું ઝૂંટવી લેતા. રાત્રે તેને થતું કે લખુભા અત્યારે ય ઝઘડતા હશે ત્યાં તો શેરીનું સૂતેલું કૂતરું ભસી ઊઠ્યું હશે ને તે સાંભળીને જ તેઓ બત્તી બુઝાવીને પથારી-ભેગા થઈ ગયા હશે.

સાંજે તે પાછો ફરતો હતો ત્યારે રમેશભાઈ ને નેહોભાભી ઓટલે બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. ઓટલા આગળ કેટલાંક ગલુડિયાં તોફાનમસ્તી કરતાં હતાં. તેમને તો ઘણું ય બેસી રહેવું હશે પણ રાત થયાનો ખ્યાલ આવતાં જ ઘરમાં ઘૂસી ગયાં હશે.

તેને પેશાબ લાગી હતી પણ તેનામાં ઊભાં થવાની હિંમત નહોતી રહીઃ બધું એટલું તો શાંત હતું કે ઊભા થતાં ખાટલામાં સ્હેજ ચડચડ થાય ને દૂર દૂર ચાલ્યો ગયેલો ઘોંઘાટ આસપાસમાં જ મચી જાય. પણ પેશાબ રોકી શકાય તેમ નહોતું. તેથી તે શ્વાસોચ્છ્વાસનો યે અવાજ ન થાય તેમ ઊભો થયો. અંદર ચોકડીમાં ગયો ને દર્દી માટે બોટલમાંથી ધીમે ધીમે ગ્લુકોઝ છોડવામાં આવે તે રીતે પેશાબ કર્યો. ધીમે પગલે પાછાં આવીને અવાજ ન થાય એમ પથારીમાં પડ્યો.

રોજની આ સૂમસામ સ્થિતિ ને પોતાને સંભળાતાં શિસ્તબધ્ધ પગલાં. તે ખરેખર ખૂબ જ અકળાઈ ગયો હતો. તેને દૂર દૂરના ખૂલ્લા રસ્તાઓ તરફ દોડી જવાનું મન થઈ આવ્યું. ફરીને પગલાં

## સંત્રી / રજની શાહ

રાત્રે પથારીમાં પડતાંની સાથે જ દરમ્યાન દિવસ તેણે જોયેલી બધી જ શેરીઓ તાદશ્ય થવા માંડતી. બધા જ રસ્તાઓ સૂમસામ લાગતા ને મકાનો એવાં અકબંધ જણાતાં, જાણે કોઈ માણસ ક્યારેય ત્યાં ફરક્યું જ ન હોય, પોતાના ઘરની બાજુમાં થઈને પસાર થતા રસ્તા પરથી શિસ્તબદ્ધ ને ભારેખમ પગલાં સંભળાવા માંડતાં. આવું કેમ થતું હશે તે જ તેને સમજાતું નહીં. રાત્રે પણ અચાનક જ નિઝામની હોટેલ યાદ આવી જતી.

"બે ચા, મનુ હજામની શોપમાં."

"સુવ્વરના બચ્ચા, આ ટેબલ પર પોતું ફેરવને!"

નિઝામ આખ્ખો દિવસ બરાડા પાડ્યા કરતો. પણ તેને ય અગિયાર–બાર વાગ્યે તો હોટેલ બંધ કરી જ દેવી પડતી. હોટેલની બહાર જ્યાં થોડીક ખુરશીઓ પડી રહેતી તે જગ્યા સાવ ખૂલ્લી થઈ જતી. દિવસ દરમ્યાન જોયેલો ઠાંસી ઠાંસીને ભરેલો મસૂદનો પાનનો ગલ્લો રાત્રે તેને એક લાકડાના કેબિનથી વિશેષ કશું ય નહોતો લાગતો.

ધમધમતા પાણીચોકમાં ચકલું યે ફરકતું ન હોય ત્યારે રાત્રિના અન્ધકારમાં ખૂલ્લી સડક પર કાગળનો એકાદ ટૂકડો પવનથી ઊંચકાઈને જરા ગેલમાં આવી જતો દેખાતો પણ તે ય ઝાઝું ઊડી શકતો નહીં. ક્ષણવારમાં તો પોતાના જ ભારથી પાછો નીચે આવીને પડતો ને પછી કોઈકના પગ તળે...

તેનાથી ઊંચે આકાશમાં જોવાઈ જતું. થોડાક ટમટમતા થતા તારાઓ ને દૃષ્ટિમર્યાદામાં સમાય તેટલું આકાશ...જાણે આટલું જ બચ્યું હોય પોતાને માટે તેવું લાગતું.

લખુભાને મોડી રાતે પણ ભૂખ લાગી જતી. આખો દિવસ તો તેઓ જમનકાકી સાથે કકળાટ કરીને ખાવાનું ઝૂંટવી લેતા. રાત્રે તેને થતું કે લખુભા અત્યારે ય ઝબૂકતા હશે ત્યાં તો શેરીનું સૂતેલું કૂતરું બરકી ઊઠ્યું હશે ને તે સાંભળીને જ તેઓ બત્તી બુઝાવીને પથારી-ભેગા થઈ ગયા હશે.

સાંજે તે પાછો ફરતો હતો ત્યારે રમેશભાઈ ને નેહાભાભી ઓટલે બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. ઓટલા આગળ કેટલાંક ગલુડિયાં તોફાનમસ્તી કરતાં હતાં. તેમને તો ઘણું ય બેસી રહેવું હશે પણ રાત થયાનો ખ્યાલ આવતાં જ ઘરમાં ઘૂસી ગયાં હશે.

તેને પેશાબ લાગી હતી પણ તેનામાં ઊભાં થવાની હિંમત નહોતી રહી: બધું એટલું તો શાંત હતું કે ઊભા થતાં ખાટલામાં સ્હેજ ચડચડ થાય ને દૂર દૂર ચાલ્યો ગયેલો ઘોંઘાટ આસપાસમાં જ મચી જાય. પણ પેશાબ રોકી શકાય તેમ નહોતું. તેથી તે શ્વાસોચ્છ્વાસનો યે અવાજ ન થાય તેમ ઊભો થયો. અંદર ઓરડીમાં ગયો ને દર્દી માટે બોટલમાંથી ધીમે ધીમે ગ્લુકોઝ છોડવામાં આવે તે રીતે પેશાબ કર્યો. ધીમે પગલે પાછાં આવીને અવાજ ન થાય એમ પથારીમાં પડ્યો.

રોજની આ સૂમસામ સ્થિતિ ને પોતાને સંભળાતાં શિસ્તબધ્ધ પગલાં. તે ખરેખર ખૂબ જ અકળાઈ ગયો હતો. તેને દૂર દૂરના ખૂલ્લા રસ્તાઓ તરફ દોડી જવાનું મન થઈ આવ્યું. ફરીને

સંભળાવા માંડયાં હતાં. પગલાંનો અવાજ ભારેખમ થતો જતો હતો ને તેની ઘરબહાર નીકળી પડવાની ઈચ્છા બમણા વેગથી જોર પકડતી હતી. હવે તો પગલાં છેક તેની છાતીની નજીક આવી પહોંચ્યાં હતાં. તે સડાક્ કરતો ઊભો થઈ ગયો ને એમ જ લૂંગીને ગંજીભેર જ નીચે ઊતર્યો. બારણું ખોલીને ઘરની બહાર નીકળ્યો.

"કેમ બહાર નીકળ્યો છે?"

તેને કરડાકીભર્યો અવાજ સંભળાયો પણ અવાજની દિશામાં જોયા વિના જ તેણે ચાલવા માંડયું. તેને સતત થયા કરતું હતું કે હમણાં પાછળથી આવીને કોઈક ખેંચી પકડશે. તેણે ઝડપ વધારી મૂકી ને થોડીવારમાં જ ખૂલ્લા રસ્તા પર આવી પહોંચ્યો. તેણે એક ક્ષણ પાછળ જોઈ લીધું. સરિયામ રસ્તા પર કોઈ જ નહોતું છતાં યે તેને પેલાં શિસ્તબદ્ધ પગલાં સંભળાતાં હતાં ને મનમાં થતું હતું કે પોતે હવે પાછા ફરવું જોઈએ.

## સાભાર સ્વીકાર

**પ્રકાશક અને મુખ્ય વિક્રેતા :** સદ્‌ભાવ પ્રકાશન, ૫૭/૬૨, કાપડિયા એસ્ટેટ, રતનપોળ, અમદાવાદ–૩૮૦૦૦૧ તરફથી નીચેના પુસ્તકો મળ્યાં છે.

**માનવી એવરેસ્ટનો તેનઝિંગની આત્મકથા :** લે. જેમ્સ રામ્સે ઉલ્માન, અનુ. મીરા ભટ્ટ, મૂલ્ય ૩૫ રૂપિયા.

**રાજકારણમાં મનુષ્યસ્વભાવ :** લે. ગ્રેહમ વાલેસ, અનુ. ડૉ. દિલાવરસિંહ જાડેજા, મૂલ્ય ૩૦ રૂપિયા.

**શાળામુક્ત સમાજ :** લે ઈવાન ઈલિચ, અનુ. અમૃતલાલ યાજ્ઞિક અને દુષ્યન્ત પંડ્યા, મૂલ્ય ૧૫ રૂપિયા.

## ચિત્ર મઠારવા વિશે / રતિલાલ 'અનિલ'

જગતનું મૂળ ચિત્ર જોયા પછી કેટલાકને લાગ્યું કે આ ચિત્ર મઠારવા જેવું છે. ટેકરા પર દહેરી કે દહેરું ને મેદાનમાં ઘર મૂક્યાં હોય તો તે વધારે સારું લાગે. માણસના ચાલવાથી કેડી–પગદંડીના લિસોટા પડ્યા છે તેને બદલે પેલી નાની નદી જાય છે ને પાણીનો માર્ગ–પટ–દેખાય છે એવો પટ દેખાવો જોઈએ. નદી જાય ને માર્ગ બની જાય ત્યારે માણસ જાય ને માત્ર કેડીનો દોરો કે કંદોરો જ દેખાય ? માણસ શું નાનો અમથો છે ? એટલે જગતના ચિત્રમાં માનવ-પથો–માર્ગો પૂર્યા. દહેરા પર ધજા ફરકાવી. માણસે પોતાના માથાના વાળ, દાઢીને સમાર્યા, કપડાં પહેર્યાં અને પોતે મઠારેલા ચિત્ર જેવો બની ગયો છે એમ માન્યું. લોકોની ટોળકીઓ આમતેમ રહેતી તે જાણે કલમ ખંખેરતાં આમતેમ શાહીનાં ટપકાં પડ્યાં હોય એના જેવું લાગે છે–આ તો વિચિત્ર છે, ચિત્ર નથી ! એટલે એણે સુગ્રઠીત સમાજ રચ્યો. ઈશ્વરની રચેલી દુનિયા વિચિત્ર હતી, માણસે એને ચિત્ર બનાવી ! તોયે એને શંકા તો રહી જ કે હજુયે આ ચિત્રને મઠારવુ જ પડશે. બસ, માણસની આ વૃત્તિએ માણસોમાં ચિત્રકારો જન્માવ્યા. ચિત્રકાર ચિત્ર દોરતાં દોરતાં વળી આઘે જઈને જોયા કરે ! પછી નજીક આવી મઠારે, ફરી આઘે જાય, ફરી પાસે આવી મઠારે ! એને લાગે કે હવે એ સંપૂર્ણ થયું પણ વિવેચકો આમ છે તેને બદલે તેમ હોત તો ? એવા તર્કો કર્યા જ કરે ! પણ ક્રિટીકો અકર્મક ક્રિયાપદ જેવા જ રહે !

સંભળાવા માંડયાં હતાં. પગલાંનો અવાજ ભારેખમ થતો જતો હતો ને તેની ઘરબહાર નીકળી પડવાની ઈચ્છા બમણા વેગથી જોર પકડતી હતી. હવે તો પગલાં છેક તેની છાતીની નજીક આવી પહોંચ્યાં હતાં. તે સડાક્ કરતો ઊભો થઈ ગયો ને એમ જ લૂંગીને ગંજીભેર જ નીચે ઊતર્યો. બારણું ખોલીને ઘરની બહાર નીકળ્યો.

"કેમ બહાર નીકળ્યો છે?"

તેને કરડાકીભર્યો અવાજ સંભળાયો પણ અવાજની દિશામાં જોયા વિના જ તેણે ચાલવા માંડયું. તેને સતત થયા કરતું હતું કે હમણાં પાછળથી આવીને કોઈક બોચી પકડશે. તેણે ઝડપ વધારી મૂકી ને થોડીવારમાં જ ખૂલ્લા રસ્તા પર આવી પહોંચ્યો. તેણે એક ક્ષણ પાછળ જોઈ લીધું. સરિયામ રસ્તા પર કોઈ જ નહોતું છતાં યે તેને પેલાં શિસ્તબદ્ધ પગલાં સંભળાતાં હતાં ને મનમાં થતું હતું કે પોતે હવે પાછા ફરવું જોઈએ. ▭

## સાભાર સ્વીકાર

**પ્રકાશક અને મુખ્ય વિક્રેતા :** સદ્ભાવ પ્રકાશન, ૫૭/૬૨, કાપડિયા એસ્ટેટ, રતનપોળ, અમદાવાદ–૩૮૦૦૦૧ તરફથી નીચેના પુસ્તકો મળ્યાં છે.

**માનવી એવરેસ્ટનો તેનઝિંગની આત્મકથા :** લે. જેમ્સ રામ્સે ઉલ્માન, અનુ. મીરા ભટ્ટ, મૂલ્ય ૩૫ રૂપિયા.

**રાજકારણમાં મનુષ્યસ્વભાવ :** લે. ગ્રેહમ વાલેસ, અનુ. ડૉ. દિલાવરસિંહ જાડેજા, મૂલ્ય ૩૦ રૂપિયા.

**શાળામુક્ત સમાજ :** લે ઈવાન ઈલિચ, અનુ. અમૃતલાલ યાજ્ઞિક અને દુષ્યન્ત પંડયા, મૂલ્ય ૧૫ રૂપિયા.

## ચિત્ર મઠારવા વિશે / રતિલાલ 'અનિલ'

જગતનું મૂળ ચિત્ર જોયા પછી કેટલાકને લાગ્યું કે આ ચિત્ર મઠારવા જેવું છે. ટેકરા પર દહેરી કે દહેરું ને મેદાનમાં ઘર મૂક્યાં હોય તો તે વધારે સારું લાગે. માણસના ચાલવાથી કેડી–પગદંડીના લિસોટા પડ્યા છે તેને બદલે પેલી નાની નદી જાય છે ને પાણીનો માર્ગ–પટ–દેખાય છે એવો પટ દેખાવો જોઈએ. નદી જાય ને માર્ગ બની જાય ત્યારે માણસ જાય ને માત્ર કેડીનો દોરો કે કંદોરો જ દેખાય? માણસ શું નાનો અમથો છે? એટલે જગતના ચિત્રમાં માનવ-પથો–માર્ગો પૂર્યા. દહેરા પર ધજા ફરકાવી. માણસે પોતાના માથાના વાળ, દાઢીને સમાર્યાં, કપડાં પહેર્યાં અને પોતે મઠારેલા ચિત્ર જેવો બની ગયો છે એમ માન્યું. લોકોની ટોળકીઓ આમતેમ રહેતી તે જાણે કલમ ખંખેરતાં આમતેમ શાહીનાં ટપકાં પડ્યાં હોય એના જેવું લાગે છે–આ તો વિચિત્ર છે, ચિત્ર નથી! એટલે એણે સુગ્રહીત સમાજ રચ્યો. ઈશ્વરની રચેલી દુનિયા વિચિત્ર હતી, માણસે એને ચિત્ર બનાવી! તોયે એને શંકા તો રહી જ કે હજીયે આ ચિત્રને મઠારવુ જ પડશે. બસ, માણસની આ વૃત્તિએ માણસોમાં ચિત્રકારો જન્માવ્યા. ચિત્રકાર ચિત્ર દોરતાં દોરતાં વળી આઘે જઈને જોયા કરે! પછી નજીક આવી મઠારે, ફરી આઘે જાય, ફરી પાસે આવી મઠારે! એને લાગે કે હવે એ સંપૂર્ણ થયું પણ વિવેચકો આમ છે તેને બદલે તેમ હોત તો? એવા તર્કો કર્યા જ કરે! પણ ક્રિટીકો અકર્મક ક્રિયાપદ જેવા જ

ઘરે આવતાં સામયિકોમાં ચિત્રો, છબિ હોય છે. છાપનારે તો એને સંપૂર્ણ જ માન્યાં હશે, પરન્તુ બાળકો એ સામયિકોમાં ચિત્રો જુએ છે ત્યારે એમને લાગે છે કે આ બરાબર નથી! કોઈ મહિલાને મૂછ ન હોય એ તો ઈશ્વરે આ જગત મૂળે આપણને આપ્યું એના જેવું છે! માણસે એમાં રંગો પૂર્યા, ભાત ઉપસાવી ત્યારે ચિત્ર બન્યું! સંસ્કારવું એટલે શું એ એણે પોતાના ઉદ્યમ દ્વારા બતાવ્યું. બાળકોને લાગે છે કે આ ચિત્ર કુદરતી / પ્રાકૃત છે, એને સંસ્કારવું જોઈએ! આથી તેઓ માત્ર ક્રિટીક ન રહેતા સકર્મક ક્રિયાપદ જેવા બને છે અને પેન્સીલથી સ્ત્રીના ઉપલા હોઠે જાડી કાળી મૂછ ચીતરે છે ફિક્કા હોઠ પર લાલ પેન્સીલ ફેરવે છે. તે પછી તેઓ ખૂબ જ પ્રસન્ન થાય છે! ઈશ્વરે રચેલા જગતને માણસોએ મઠારીને ચિત્રરૂપ આપ્યું એથી માણસો પ્રસન્ન થયા છે, એમ જ! છબિ અને ચિત્રમાં રહેલો તફાવત સૌથી પહેલાં કોઈ બાળકે જ શોધી કાઢ્યો હશે! અને બસ, એણે તરત છબિને પોતાની રીતે પેન / કલમથી સંસ્કારી હશે! જેવું હોય તેવું બતાવે તે છબિ, પણ જેવું હોવું જોઈએ તે બતાવે તે ચિત્ર! આવી સૂક્ષ્મ સમજ સૌથી પહેલાં કોઈ બાળકે જ બતાવી હશે! હાથમાં આવેલા બાળકોના સામયિકમાં ગધેડાનું ચિત્ર જોયું તો એમાં બાળ કલાકારે ગધેડાના કપાળે લાલ ચાંદલો કરેલો જોયો! ખરેખર ચાંદલાને કારણે જ ગધેડાનુ ચિત્ર રમણીય અને પ્રભાવશાળી લાગતું હતું! આમ પણ ગધેડું નજરે પડે ત્યારે માણસની ચેતના એની વિશિષ્ટ નોંધ લે છે, ગધેડાનો પ્રભાવ સ્વીકારે જ છે પરન્તુ કપાળે ચાંદલો કર્યો હોય એવું ગધેડું માર્ગમાં મળે તો જોનાર પર તેનો વિશેષ પ્રભાવ પડે! તે કોઈ સારા કામ માટે નીકળ્યો હોય તો 'મને શુભ શુકન થયાં' એમ પણ માને. બિલાડીઓના લલાટે ચાંદલો કરીએ તો તે આડી ઊતરે તો તેણે શુકન કર્યાં ગણાય કે નહીં? બાળકો ખરેખર આર્ષ દ્દષ્ટા હોય છે. છબિને ચિત્ર બનાવવાનો ઉત્સાહ વધારેમાં વધારે એમનામાં જોવા મળે છે. કેલેન્ડર પર ચિત્ર હોય તો બાળકો એને

ખાસ મઠારતાં નથી, પર તે છબિ હોય તો તેને મઠારવાનાં સાહસો (વડીલોની દૃષ્ટિએ) કરે છે. ભીંત પર કોઈ સચિત્ર પોસ્ટર હોય તો તેને તો અવશ્ય મઠારે છે. લાલ, પીળો ને વાદળી, મૂળ રંગ કહેવાય-એ જ્ઞાન પણ છબિ જેવું કંઈ બાળકોને લાગે ત્યારે એમને અધૂરું લાગે છે. એમના મને મૂળ રંગ તો માટી છે! મૂળ કહેવાતા રંગો એમાંથી જ ઉપજેલા કે ઉપજાવેલા છે. આથી તેઓ પોસ્ટરના ચિત્ર પર, માટીનો રગડો બનાવી એ આંગળી પર લઈને સંસ્કારક્રિયા કરીને નવું સંસ્કરણ આંખ સામે ધરે છે! પોતે તો એ સંસ્કરણથી પ્રસન્ન થાય જ છે, પણ જે કોઈ જુએ છે તે પણ પ્રસન્ન થાય છે. પ્રસન્નતા એ માનવઆત્માનો ગુણ છે.

પહેલાં તો બાળકો આપણે માની લીધેલી રેખા અને મરોડોનું સંસ્કરણ ચોક કે કોલસાથી કરે છે. ભવિષ્યે ચિત્રકાર નીવડવાની શરૂઆત આપણા ખ્યાલે, આડીઅવળી રેખા દોરવાથી કરે છે, અને રવીન્દ્રનાથ ટાગોરના શબ્દમાં કહીએ તો, વિચિત્ર સુંદરને આકારવાના પ્રયોગો કરે છે. છેવટે એમાંથી પેલા શબ્દોમાં વિચિત્ર, સુંદરનું સર્જન થાય છે. છબિને ચિત્ર બનાવવાના અને ચિત્ર હોય તેને મઠારવાના એમના પ્રયોગો આપણે સ્વીકારેલા ચૈત્રિક ખ્યાલોને પડકારે છે એથી 'અલ્યા, આ શું ચીતરામણ કરે છે?' કહીને એમને ઠમકોરીએ છીએ, વાસ્તવમાં તો એથી એમને વધારે ઉત્સાહ મળે એવો છૂપો આશય જ આપણી આંતરચેતનામાં હોય એવું બને!

આધુનિકો પ્રત્યેક કળામાં શક્યતાઓ તાગવાના પ્રયોગો કરે છે, એનાં મૂળ બાલ્યાવસ્થામાં છબિને ચિત્ર અને ચિત્રને મઠારવાના પ્રયોગો ચાલે છે, એમાં જોઈ શકાય! કોઈ પણ છાપેલી માનવછબિમાં બાળક અનેક શક્યતા જુએ છે. માણસ ટોપી પહેરે તો સ્ત્રી કેમ નહીં? સ્ત્રી ચાંદલો કરે તો પુરુષ કેમ નહીં? પુરુષના સેંથામાં સિંદુર કેમ નહીં? શક્યતા વિચારવામાં અનાયાસ જ તેઓ અભેદમાર્ગી રૂપે પણ પ્રગટ થાય છે. ઊભી ચોટલીનું સુશોભન માથેથી કાઢી નાખ્યું એ બાબતમાં

પણ તેઓ અસંમત જણાય છે, તે છબિમાંની વ્યક્તિના માથે ઊભી ચોટલી દોરીને દર્શાવે છે. મઠારેલી છબિને ભૂંસવી એ પણ મઠારવાનો જ એક પ્રયત્ન છે એવું બાળક બતાવે છે ત્યારે તે શિવસ્વરૂપ હોય છે. 'જિગર' કહે છે–

બના બના કે યે દુનિયા મિટાઈ જાતી હૈ,
જરૂર કોઈ કમી હૈ, જો પાઈ જાતી હૈ!

ઈશ્વર પણ બાળકની જેમ દુનિયાનું ચિત્ર દોરીને એને મઠારીને અપૂર્ણતા દૂર કરવાના પ્રયત્નોમાં છેવટે બાળકની જેમ એ ચિત્ર ભૂંસી નાખે છે અને ફરી નવું ચિત્ર દોરવા માંડે છે, એ બાળક અને ઈશ્વર વચ્ચેની સામ્યતા પ્રગટ કરે છે. પણ જેવા ઈશ્વર દુનિયાનું નવું ચિત્ર સર્જે છે કે માણસ એને મઠારવા મંડી પડે છે અને છેકભૂંસ કરીને રેખાઓ બદલીને મઠાર્યા જ કરે છે, એથી જ કદાચ ચિઢાઈને ઈશ્વર એ ચિત્ર ભૂંસી નાખતા હશે!

## ગુજરાતી વિવેચન

મોટા ભાગનું વિવેચન કરનાર વર્ગ અધ્યાપકોનો છે. એને પ્રેરનાર કારણો વ્યાવસાયિક હોય છે, સર્વથા સાહિત્યિક હોતાં નથી. એ જે લખે છે તે વિદ્યાર્થીઓની જરૂરિયાતને ધ્યાનમાં રાખીને લખે છે. એ વિવેચન બીજા વિદ્યાર્થીઓ અને અધ્યાપકો જ મોટે ભાગે વાંચે છે. એથી સાહિત્યની આબોહવામાં કશો ફેર પડતો નથી. આ જ વર્ગના વિવેચકો સંવિવાદો, જ્ઞાનસત્રો અને પરિષદોમાં જતા હોય છે. એમની એક પરિભાષા ઊભી થઈ જાય છે. એના પર હથોટી મેળવ્યા પછી એકાદ વિવેચનાત્મક નિબન્ધ લખી કાઢવાનું તો સાવ સરળ બની રહે છે. એમાં વિવેચ્ય કૃતિને ફરીથી ધ્યાનપૂર્વક વાંચવાની કે એનું પુનર્મૂલ્યાંકન કરવાની કશી આવશ્યકતા હોતી નથી. આવું વિવેચન પાઠ્યપુસ્તક બને એવી કેટલીક 'નીવડેલી' કૃતિઓને કેન્દ્રમાં રાખતું હોય છે. આથી એ બધાં વિશે કથિતકથન અને ચર્વિતચર્વણથી પ્રવૃત્તિ ચાલ્યા કરે છે.

(એતદ્) —સુરેશ હ. જોષી

## શરદ / ફ્યોદોર દોસ્તોયેવસ્કી

...આજે સવારે હવામાં તાઝગી હતી અને મઝાનું તેજ પથરાયેલું હતું. શરદમાં આવો સમય જવલ્લે જ આવતો હોય છે. સુંદર વાતાવરણ જોઈને મારા મનમાં ખુશી છલકાઈ ગઈ. તો શરદ આવી પહોંચી. મને ગામમાં શરદ બહુ ગમતી. એ વખતે હું બાળકી હતી પરન્તુ મને દરેક બાબત વિશે ઊંડી ઉત્સુકતાની લાગણી હતી. શરદમાં સવારના કરતાં સાંજનો સમય મને વધારે ગમતો. ઘરથી થોડાક જ અંતરે ટેકરીની તળેટીમાં સરોવર હતું. અત્યારે પણ મારી નજર સામે એનું ચિત્ર સાફ અંકિત છે. પહોળુ અને ચળકતું સરોવર જાણે બિલોરના વિશાળ પટ જેવું લાગતું. સાંજે પવન ન હોય તો નિર્મળ સરોવર શાંત રહેતું. કિનારે ઊભેલાં વૃક્ષો નીરવ ખડાં રહેતાં, નિશ્ચળ જળ જાણે કાચની જાજમ જેવું લાગતું. શીતળ હવા કાયામાં તાઝગી ભરી દેતી. ઘાસનાં તરણાં ઉપર ઝાકળ બાઝવા લાગતી. પરાળનાં છાપરાં નીચે બારીઓમાં પ્રકાશ ઝગમગી ઊઠતો, ગામ તરફ પાછું ફરી રહેલું ગાયોનું ધણ નજરે પડતું, એવી વેળાએ મને ઘરમાંથી બહાર સરકી જઈને સરોવરે પહોંચી જવાનું બહુ ગમતું, અને હુ બધું ભૂલી જઈને જળને નીરખતી રહેતી. માછીમારો ડાંખળાં ભેગાં કરીને કાંઠે તાપણું સળગાવતા અને તેનું અજવાળું જળની સપાટી પર દૂરદૂર સુધી પથરાઈ જતું. ગગન જાણે બહુ શીતળ અને ભૂરું લાગતું, તેમાં જાણે આગની જવાળાઓ જેવા લાલચોળ

લિસોટા ચીતરેલા હોય એમ લાગતું, અને એ રાતા લિસોટા ધીરે ધીરે ઝાંખા પડતા જતા. પછી ચન્દ્રનો ઉદય થતો, અને તરેહવાર અવાજો-પંખીની પાંખોનો ફફડાટ, તરણાનો સાવ હળવો સરસર ધ્વનિ, પાણીમાં કોઈ માછલાનો છબકારો-નિર્મળ સમીરમાં જાણે રૂપેરી ઘંટડી જેવા રણકાર કરતાં. પછી અંધારામાં લપાઈ રહેલી સપાટી પર એકદમ પાતળું તથા પારદર્શક ધુમ્મસ જામવા માંડતું, અને આઘેરા અંતરે બધું ધીરેધીરે ઝાંખું પડતું જઈને અદૃશ્ય થઈ જતું. પરંતુ નજીકની બધી વસ્તુઓની રેખાઓ એટલી સ્પષ્ટ દેખાતી કે જાણે તે કંડારેલી હોય. નાવડી, જળની કિનાર, ટચૂકડા ટાપુઓ અથવા પાણીમાં ગડથોલાં ખાતું પીપડું-છોડી દેવામાં આવેલું કે ભૂલાઈ ગયેલું--અથવા ઘાસની સળીઓમાં અટવાઈ ગયેલી કોઈ ઝાંખરાતી પીળાં પડી ગયેલાં પાંદડાંવાળી ડાળખી. મોડું મોડું નીકળેલું કોઈ સાગરપંખી શીતળ ઊંડાણોમાં ધસી જઈને પાછું ઊંચે ઊડી જતું અને ગગનમાં સમાઈ જતું. હું ત્યાં ઊભી ઊભી બધું નીરખતી ને સાંભળતી, અજબ લાગણી અનુભવતી અને એ વખતે હું નાની બાળકી હતી.

હા, મને શરદ બહુ ગમતી, ખાસ કરીને તો શરદના અંતના દિવસો. ત્યારે પાક લણાઈ ગયો હોય, બધું કામ પતી ગયું હોય, અને શિયાળાની વાટ જોતા ગામવાસીઓ ક્યારેક આ અને ક્યારેક તે ઘરમાં ભેગા થઈને વાતોના તડાકા મારતા હોય તથા ગીતો લલકારતા હોય, ત્યારે નીચા ઢળતા આસમાન તળે બધું વધારે ગમગીન બની જતું. નાગાપૂંગા વનને છેડે પીળાં પાંદડાંના ઢગલા ખડકાઈ ગયા હોય, વન લગાતાર વધારે અંધારઘેરું અને વધારે ભૂરું બની રહ્યું હોય, ખાસ કરીને તો સંધ્યાની વેળાએ ધુમ્મસ બરાબર જામી જાય અને રાક્ષસો જેવાં, મહાકાયભૂત જેવાં લાગતાં વૃક્ષો વનના ઊંડાણમાં ઝળૂંબી રહ્યાં હોય. ક્યારેક ક્યારેક એવું બનતું કે મને બહાર ફરતાં બહુ મોડું થઈ જાય, અથવા સૌની ભેગી ચાલતી હુ પાછળ રહી જાઉં,

અને એકાએક મને ભાન થાય કે હું એકલી પડી ગઈ છું એટલે દહેશતની મારી ઘરની દિશામાં ઉતાવળાં પગલાં ભરવા માંડું. હું પાંદડાની જેમ ધ્રુજતી હોઉં અને મારા મનમાં બીક ઘોળાતી હોય કે કોઈ ઝાડની બખોલમાંથી બિહામણું ડાચું મને તાકી રહ્યું હશે. પછી એકાએક વનમાં પવન ઝપાટા મારવા માંડે, ગાજવા માંડે, અને ખાલી ડાળીઓને વળગી રહેલાં પાંદડાંને ખેરવી દઈને વમળમાં સપડાવી દેતો રાગડા તાણવા માંડે. એટલામાં પંખીઓના મોટાં જબ્બર ધાંધલિયાં ટોળાં ઊડતાં આવીને ગગનમાં અંધકાર ભરી દે અને કશોક અગમ્ય ભય મારા મનમાં છવાઈ જઈને જાણે મને ફફડતા અવાજે કહેવા લાગે કે, 'દોડવા માંડ બાળકી, ભાગી જા! અહીંયાં તો હમણાં ભયંકર હાલત થઈ જવાની છે. ઝટ પોબારા ગણી જા!' હું દોટ મૂકતી અને મારો શ્વાસ ભરાઈ જતો. આખરે ઘેર પહોંચું ત્યારે ત્યાં આનંદી અને હુંફાળું વાતાવરણ હોય. અમને બાળકોને શીંગ કે બી ફોલવા માટે બેસાડી દેવામાં આવે, સગડીમાં બળતાં ભેજિયાં લાકડાં તડતડ થતાં હોય, મા અમને નીરખી રહી હોય, અમારી ઘરડી આયા ઉલ્યાના અમને વીતેલા દિવસોની વાતો અથવા વાગોળ-ભૂતની વાર્તાઓ કહેતી હોય. અમે એકબીજાને અડોઅડ લપાઈ જઈએ પરંતુ સાંભળતાં સાંભળતાં મોં મલકાવીએ–પછી એકદમ ચૂપકીદી છવાઈ જાય–કોઈએ બારણું ખખડાવ્યું કે શું? ના, એ તો બુઢ્ઢી ફોલોગ્નાના રેંટિયાનો અવાજ હતો–અને સૌ ખડખડાટ હસી પડે. રાતે અમને ભયંકર સ્વપ્નાં આવે અને અમે વારંવાર જાગી જઈએ. હું મધરાતે ચોંકીને જાગી જાઉં પરંતુ હાલતા યે બીક લાગે એટલે રજાઈમાં ધ્રુજતી પરોઢ સુધી એમ ને એમ પડી રહું. તેમ છતાં સવારે ઊઠું ત્યારે મને ફૂલ જેવી તાઝગી લાગે. હું બારીમાંથી બહાર નજર નાંખું તો ખેતરો ટાઢની પકડમાં હોય અને પાંદડાં વગરની ખાલી ડાળીઓ પર શરદના હિમનું પાતળું પડ છવાઈ ગયેલું હોય. સરોવરની સપાટીએ બરફનો પાતળો થર જામી ગયો હોય અને તેમાંથી સફેદ વરાળના ગોટા ઊંચે

લિસોટા ચીતરેલા હોય એમ લાગતું, અને એ રાતા લિસોટા ધીરે ધીરે ઝાંખા પડતા જતા. પછી ચન્દ્રનો ઉદય થતો, અને તરેહવાર અવાજો- પંખીની પાંખોનો ફફડાટ, તરણાનો સાવ હળવો સરસર ધ્વનિ, પાણીમાં કોઈ માછલાનો છબકારો-નિર્મળ સમીરમાં જાણે રૂપેરી ઘંટડી જેવા રણકાર કરતાં. પછી અંધારામાં લપાઈ રહેલી સપાટી પર એકદમ પાતળું તથા પારદર્શક ધુમ્મસ જામવા માંડતું, અને આઘેરા અંતરે બધું ધીરેધીરે ઝાંખું પડતું જઈને અદૃશ્ય થઈ જતું. પરંતુ નજીકની બધી વસ્તુઓની રેખાઓ એટલી સ્પષ્ટ દેખાતી કે જાણે તે કંડારેલી હોય. નાવડી, જળની કિનાર, ટચૂકડા ટાપુઓ અથવા પાણીમાં ગડથોલાં ખાતું પીપડું-છોડી દેવામાં આવેલું કે ભૂલાઈ ગયેલું--અથવા ઘાસની સળીઓમાં અટવાઈ ગયેલી કોઈ ઝાંખરાની પીળાં પડી ગયેલાં પાંદડાંવાળી ડાળખી. મોડું મોડું નીકળેલું કોઈ સાગરપંખી શીતળ ઊંડાણોમાં ધસી જઈને પાછું ઊંચે ઊડી જતું અને ગગનમાં સમાઈ જતું. હું ત્યાં ઊભી ઊભી બધું નીરખતી ને સાંભળતી, અજબ લાગણી અનુભવતી અને એ વખતે હું નાની બાળકી હતી.

હા, મને શરદ બહુ ગમતી, ખાસ કરીને તો શરદના અંતના દિવસો. ત્યારે પાક લણાઈ ગયો હોય, બધું કામ પતી ગયું હોય, અને શિયાળાની વાટ જોતા ગામવાસીઓ ક્યારેક આ અને ક્યારેક તે ઘરમાં ભેગા થઈને વાતોના તડાકા મારતા હોય તથા ગીતો લલકારતા હોય, ત્યારે નીચા ઢળતા આસમાન તળે બધું વધારે ગમગીન બની જતું. નાગાપૂંગા વનને છેડે પીળાં પાંદડાંના ઢગલા ખડકાઈ ગયા હોય, વન લગાતાર વધારે અંધારઘેરું અને વધારે ભૂરું બની રહ્યું હોય, ખાસ કરીને તો સંધ્યાની વેળાએ ધુમ્મસ બરાબર જામી જાય અને રાક્ષસો જેવાં, મહાકાયભૂત જેવાં લાગતાં વૃક્ષો વનના ઊંડાણમાં ઝળૂંબી રહ્યાં હોય. ક્યારેક ક્યારેક એવું બનતું કે મને બહાર ફરતાં બહુ મોડું થઈ જાય, અથવા સૌની ભેગી ચાલતી હું પાછળ રહી જાઉં,

અને એકાએક મને ભાન થાય કે હું એકલી પડી ગઈ છું એટલે દહેશતની મારી ઘરની દિશામાં ઉતાવળાં પગલાં ભરવા માંડું. હું પાંદડાની જેમ ધ્રુજતી હોઉં અને મારા મનમાં બીક ઘોળાતી હોય કે કોઈ ઝાડની બખોલમાંથી બિહામણું ડાચું મને તાકી રહ્યું હશે. પછી એકાએક વનમાં પવન ઝપાટા મારવા માંડે, ગાજવા માંડે, અને ખાલી ડાળીઓને વળગી રહેલાં પાંદડાંને ખેરવી દઈને વમળમાં સપડાવી દેતો રાગડા તાણવા માંડે. એટલામાં પંખીઓના મોટાં જબ્બર ધાંધલિયાં ટોળાં ઊડતાં આવીને ગગનમાં અંધકાર ભરી દે અને કંશોક અગમ્ય ભય મારા મનમાં છવાઈ જઈને જાણે મને ફફડતા અવાજે કહેવા લાગે કે, 'દોડવા માંડ બાળકી, ભાગી જા! અહીંયાં તો હમણાં ભયંકર હાલત થઈ જવાની છે. ઝટ પોબારા ગણી જા!' હું દોટ મૂકતી અને મારો શ્વાસ ભરાઈ જતો. આખરે ઘેર પહોંચું ત્યારે ત્યાં આનંદી અને હુંફાળું વાતાવરણ હોય. અમને બાળકોને શીંગ કે બી ફોલવા માટે બેસાડી દેવામાં આવે, સગડીમાં બળતાં ભેજિયાં લાકડાં તડતડ થતાં હોય, મા અમને નીરખી રહી હોય, અમારી ઘરડી આયા ઉલ્યાના અમને વીતેલા દિવસોની વાતો અથવા વાગોળ-ભૂતની વાર્તાઓ કહેતી હોય. અમે એકબીજાને અડોઅડ લપાઈ જઈએ પરંતુ સાંભળતાં સાંભળતાં મોં મલકાવીએ-પછી એકદમ ચૂપકીદી છવાઈ જાય-કોઈએ બારણું ખખડાવ્યું કે શું? ના, એ તો બુઢ્ઢી ફોલોવ્નાના રેંટિયાનો અવાજ હતો-અને સૌ ખડખડાટ હસી પડે. રાતે અમને ભયંકર સ્વપ્નાં આવે અને અમે વારંવાર જાગી જઈએ. હું મધરાતે ચોંકીને જાગી જાઉં પરંતુ હાલતા યે બીક લાગે એટલે રજાઈમાં ધ્રુજતી પરોઢ સુધી એમ ને એમ પડી રહું. તેમ છતાં સવારે ઊઠું ત્યારે મને ફૂલ જેવી તાઝગી લાગે. હું બારીમાંથી બહાર નજર નાંખું તો ખેતરો ટાઢની પકડમાં હોય અને પાંદડાં વગરની ખાલી ડાળીઓ પર શરદના હિમનું પાતળું પડ છવાઈ ગયેલું હોય. સરોવરની સપાટીએ બરફનો પાતળો થર જામી ગયો હોય અને તેમાંથી સફેદ વરાળના ગોટા ઊંચે

ચડતા હોય. પંખીઓ આમતેમ ઊડતાં આનંદી કલરવ કરતાં હોય. પરંતુ સરોવરનો પાતળો બરફ સૂર્યનાં કિરણોની ગરમીથી ઝપાટાબંધ ઓગળી જતો. જગત તેજથી ભરેલું, ઝળકતું લાગતું. અમે સરોવર ફરતે બેસી જઈએ, સગડીમાં આગ ભડભડ બળતી હોય, અમારો કાળિયો કૂતરો પોલ્કાન, રાતની ટાઢને લીધે હજી થરથરતો બારીમાંથી ડોકિયું કરે અને આશાભરી મીટ માંડીને પૂછડી પટપટાવે. બળતણ ભેગું કરવા નીકળેલા કોઈ ખેડૂતનું ગાડું ખડખડ કરતું વન તરફ જતું હોય, એવા સુખના દિવસોમાં અમે સૌ ભારે સંતોષ અને ખુશીની જિંદગી માણતાં...અરે, મારી બાલ્યાવસ્થા કેવી મઝાની, સોના જેવી હતી !

(લેખકની પ્રથમ નવલકથા 'ગરીબ બિચારાં'નો ગદ્યખંડ–નાયિકા વારેન્કાના સ્મરણરૂપે.)

## સાભાર સ્વીકાર

**પ્રકાશક અને મુખ્ય વિક્રેતા :** સદ્ભાવ પ્રકાશન ૫૭/૬૨, કાપડિયા એસ્ટેટ, રતનપોળ, અમદાવાદ–૩૮૦ ૦૦૧ તરફથી નીચેનાં પુસ્તકો મળ્યાં છે.

**અષ્ટમો ઽધ્યાય :** વિવેચનલેખો : સુરેશ હ. જોષી, મૂ. ૨૯ રૂપિયા.

**જાનન્તિ યે કિમપિ :** શિરીષ પંચાલ, અરૂણ અડાલજા, રમેશ ઓઝા, ડૉ. ભીખુ પારેખ, હરિવલ્લભ ભાયાણી અને સુરેશ જોષીના વિવેચનલેખોનો સંગ્રહ : સંપાદક સુરેશ હ. જોષી, મૂલ્ય ૨૮ રૂપિયા.

**ભાવયામિ :** સુરેશ હ. જોષીના નિબંધોનો સંગ્રહ : સંપાદક શિરીષ પંચાલ, મૂલ્ય ૩૬ રૂપિયા.

## 'ઘેરો' મિષે નવલ વિશે / સુમન શાહ

– કપાયેલી પાંખ જેવું નિશ્ચેતન પડ્યું છે બધું...તંદ્રામાં જોઉં છું તો દરિયામાં વહાણો અટકી ગયાં છે...ઝેરથી જીભ પાંદડા જેવી લીલી થઈ ગઈ છે. (૧૩૬)
– ખંડેરોમાં અચાનક દીવા ઝળહળી ઊઠયા છે... પથ્થરની ખામોશી પહેરેલા લોકો બારણે ઊભા છે...પરોઢના સંચારની રાહ જોતું જગત સ્તબ્ધ છે...(૧૩૬)
– ખાલી પ્યાલાની કિનાર પર ભૂલી પડેલી એક કીડી કયારની ય આંટા માર્યા કરે છે...હું શૂન્યચિત્તે એને જોઈ રહું છું....(૧૩૬)
– ગાડી ઉપડી ત્યારે હું કંકુની ડબી વેરાઈ જાય એમ વેરાઈ ગઈ હતી. (૧૦૪)
– ...બોરીવલી સ્ટેશને નવોઢા તરીકે મેં પગ મૂકયો ત્યારે અંધારું ઊતરી ચૂકયું હતું. (૧૦૪)
– ઘરમાં અશુચિનતા વ્યાપી ગઈ છે. સાવ બરડ સમય લાકડાના ઘોડા જેવો પડયો છે. (૧૦૨)
– જળવસ્ત્ર ઓઢીને જંગલ ઝાંખુંપાંખું ઝળહળતું હતું. ખીણોમાં પડતાં નિર્ઝરોનો નાદ મનને ભરી દેતો હતો, વિશ્વાસના હાથમાં હાથ ઓગળી જતો હતો, હું વાદળ થઈને ઊડી જવાની હોઉં એમ એણે મને વરસાદ વચ્ચે જકડી લીધી હતી. અમે ઊંડે ઊતરી ગયાં હતાં... (૯૭)

- સંબંધોનું ખાલીપણું એમણે જોયું નહીં હોય ?
  સૂકી ખંખ નદીને કાંઠે પડેલી હોડી જેવી હું અહીં પડી છું-
  એવો ભાવ થાય છે. (૮૧-૮૨)
- આંગણાના ગુલાબને નવી શાખાઓ ફૂટે છે એ જોઉં છું. મોગરાની કળીઓ ઊઘડી છે, એની સુગંધ અતીતને જીવતો કરી મૂકે છે. છાતીમાં કન્યાઓ ગોટાય છે, કેશ/કાયાની ગંધનું પરિવેષ્ટન મને ક્ષણાર્ધ વીંટળાઈ જાય છે. (૩૪)
- વારતહેવારે શિવાલયે જતાં તો ગાઢ કાળાં લીલાં અરણ્યોનું ઘેન લઈને ઘેર આવતાં. રાતે પથારીમાં જંગલ આળોટતું.
  વર્ષામાં ખળખળતા વનમાં કન્યાઓ કલરવતી સંભળાતી, વર્ષામાં ટપકતાં વૃક્ષો નીચે ઉદાસી નીતરતી.
- હું વ્યગ્રા બની બેસું છું. એ મને મુગ્ધા કહેતો ત્યારે હું ગુસ્સે ભરાતી; એટલે બીજી વાર મને એ દગ્ધા કહેતો. પણ સાચું પૂછો તો હું વયથી વહેલાં વિદગ્ધા બની ગઈ હતી. (૫)
- ડાંગરનાં ખેતરો વિશ્વાસની છાતીમાં હણહણી ઊઠતાં હતાં, કોકના વિરહમાં એ મહુડાં જેવાં આંસુ વહાવી શકતો હતો. (૧)
- પહાડોની તળેટીઓમાંથી, અરણ્યોની ખચિતતામાંથી, જળની સાખે, દવની સાખે મેં સીતાને જોઈ છે, જાણી છે, ચાખી છે મધની જેમ. હજી ય મનની ફ્રેમમાં એની કેટલા ય સ્મિતવંત કેશલ છબીઓ અકબંધ પડી છે. ભીની સાંજ લઈને ઘેર વળતો ત્યારે હું સાવ ખાલીખમ લાગતો હતો. કેમ ? કૂવાના રેંટની ડોલોની જેમ મારું આમ ભરાવું, ખાલી થવું એ જ મારી નિયતિ છે શું ? તમારી પણ...? (૩૫)

'ઘેરો'ની ઉત્તમ સર્જકતાના આ થોડાંક નિદર્શનો છે. આવું સુન્દર લેખન આખી કૃતિમાં છે. નાયક-નાયિકાનું ભાવજગત, તેમની વેદનશીલતા, તેમનાં માનસ વગેરેને રૂપ-વાળા ગદ્યથી અભિવ્યક્ત કરવાની કલા અહીં સ્ફુરે છે અને એના આસ્વાદનો રસાનંદ ચોપાસ

લહેરાય છે. આ કલાને કાવ્યની અથવા સર્જક નિબન્ધની કલા કહીએ છીએ. કથાસાહિત્યમાં એવી કલાનો નિયોગ આપણે ત્યાં ખાસ્સો થયો છે. 'ઘેરો' એ દિશાનું એક નોંધપાત્ર ઉમેરણ છે.

કાવ્યશીલ અભિવ્યક્તિની એ દિશામાં કથા સ્વાભાવિક રીતે જ સ્વલ્પ હોય છે. અહીં પણ વિશ્વાસ-મીતાના નિષ્ફળ પ્રણયની અમસ્તી વાત છે. પ્રેમ થયો, છૂટા પડવું પડયું, દુખી થયાં. આ દુઃખનું મૂળ પ્રેમ. પ્રેમ કદી નષ્ટ થતો નથી. અસ્તિત્વને એક ગૂંચમાં બદલી નાખે છે. મર્મ જેવા એ ભૂતકાળમાંથી ચેતના ખસતી નથી. આત્મરતિ અને સંવેદનપટુતાને લીધે રૂપોની એક માયાજાળ રચાય છે. એમાંથી છૂટાતું નથી. પરિણામે દમિત વર્તમાનની અગતિકતા, વ્યર્થતા, હતાશા, શૂન્યતા પ્રસવ્યા કરે છે. કદી ભવિષ્યાભિમુખ થવાતું નથી. જીવન બોજ બની જાય છે. જાણ્યેઅજાણ્યે મુમૂર્ષુ થઈ જવાય છે. કથાને અંતે લેખકે વિશ્વાસ સર્પદંશથી મૃત્યુ પામ્યો એમ કહ્યું છે તે આ સૃષ્ટિમાં સ્વાભાવિક હતું.

વાર્તા ત્રણ જણ કહે છે : લેખક, વિશ્વાસ અને મીતા. લેખક અને વિશ્વાસ-મીતાની કથાભાષા એકસરખી છે. શરૂમાં વિશ્વાસ ગુજરાતીના અધ્યાપકની રીતે મીતા જેવી વિદ્યાર્થિની સાથે સમ્બન્ધાયો છે માટે એમ હશે. લેખક ગુજરાતીના સિદ્ધ અધ્યાપક છે. ત્રણેયનું સર્વસાધારણ વલણ સાદી રીતે વાર્તા કહેવા કરતાં એ નિમિત્તે ઊભરેલા ભાવલોકને શબ્દમાં મૂકી આપવાનું સવિશેષ છે. એમાંયે વિશ્વાસ-મીતાએ તો પોતાપોતાની ડાયરી લખીને એ વલણ ચરિતાર્થ કર્યું છે. લેખકે પોતાને ભાગે આવેલી અભિવ્યક્તિમાં અલંકારપ્રવણતા દાખવનારી કલ્પકતાનો આશ્રય કર્યો છે. દરમ્યાન, વાર્તાનું આછું પણ માળખું રચાય એની ત્રણેય જણે થોડી પણ દરકાર રાખી છે. ઉત્તરાર્ધમાં એ દરકાર વધી પડી છે. લઘુ નવલ બનનારી કૃતિમાં પણ કથાતત્ત્વ લેખકને એક બીજા જ પુરુષાર્થ તરફ દોરે છે એનો એમાં સંકેત છે. એ પુરુષાર્થ કાવ્યશીલ અભિવ્યક્તિથી જુદો છે. ટૂંકમાં, 'ઘેરો' સર્જનાત્મક

ગદ્યની પરિપાટીએ વિશદ, સુવાચ્ય અને ખાસ પ્રકારની સાહિત્યિક સ્વાદુતા પ્રગટે એવું લેખન બનવા તાકે છે. લેખકને પોતાના એ કામમાં ખાસ્સી સફળતા મળી છે.

ડાયરીનો સૌથી મોટો ગુણ એ છે કે એમાં જે લખવું હોય તે લખી શકાય છે. બધી જ વખતે પ્રમાણ ડાયરીનો લખનાર હોય છે. વળી પ્રામાણ્ય માગનારા આપણે કોણ? ડાયરી થોડી જ આપણા માટે લખાઈ હોય છે? એ તો સ્વાભિવ્યક્તિ છે, કોઈને શું? જો કે કથાલેખકો પોતાનાં પાત્રો પાસે ડાયરી લખાવે ત્યારે પોતાનું કામ કઢાવી લેવાનો પાકો પેંતરો રચતા હોય છે. એ કામ તે વાર્તા કહેવરાવવાનું. વાર્તાનું આછું પણ માળખું ઊપસી આવે એ રીતે બીજાઓ પાસે ડાયરી લખાવવી એ જરા બનાવટ બની જાય છે. પણ કથાલેખનની એ પ્રસિદ્ધ બનાવટ એનાં ઉત્તમ નિદર્શનોમાં ઉમદા કલા દીસતી હોય છે.

જો કે વિશ્વાસ–મીતાએ ડાયરી લખવાનાં પોતાનાં જાતજાતનાં કારણો આપ્યાં છે: આ પ્રમાણે: મીતા કહે છે.: 'ત્યારે ન લખાઈ એ ડાયરી આજે લખવા બેઠી છું' ત્યારે લખાઈ હોય અને આજે સ્મૃતિની ભૂમિકાએ લખાય એમાં ફેર નહિ? કદાચ એણે એટલે જ સ્પષ્ટતા કરી છે: 'આત્મકથાની જેમ લખતી જાઉં છું. ડાયરીને મારું મન આધાર ગણવા લાગ્યું છે. બાળકને રમકડું જોઈતું હોય છે...હું અહીં સમયને ખોતરું છું શબ્દોથી.'

વિશ્વાસ કહે છે: 'ડાયરી લખવાનું કશું જ પ્રયોજન નથી. સર્જનની સામગ્રી લેખે ય એનો ઉપયોગ કરવાનો હવે ઉત્સાહ નથી' લેખકે એવો ઉત્સાહ દાખવ્યો છે. 'દીવા દૂર દૂર બળે છે' નામનો વિશ્વાસનો નિબન્ધસંગ્રહ વાર્તાના અન્તે પ્રકાશિત થયાના સમાચાર મળે છે. એમાં એણે ડાયરીનો ઉપયોગ જરૂર કર્યો હશે, કેમકે એની ડાયરીમાં નિબન્ધલેખનની તરાહો ઠીક ઠીક છે. વિશ્વાસ ઉમેરે છે કે 'ડાયરી લખીને હું મારી જાત સાથે સંવાદ રચી રહ્યો છું.' પણ

પછી અવળી જ વાત કરે છે: 'વગર પરિચયે હું તમને સંબોધી બેસું તો ક્ષમા કરવા જેટલી ઉદારતા તમારી પાસે હશે જ. કેમકે આપણે ઘણીવાર એક સરહદ ઉપર મળી જતા હોઈશું.' જાત સાથે નહિ ડાયરીના વાચક સાથે પણ સંવાદ! પછી એકદમ માણસની વાત કરતાં કહે છે: 'તમને માણસમાં રસ હશે. સાહિત્યમાં પણ તો આ ડાયરીને કથા પણ કહી શકો તમે.' આ કોણ બોલે છે? વિશ્વાસ કે લેખક? વિશ્વાસ જણાવે છે કે એનો પ્રશ્ન જુદો છે. એ પૂછે છે કે 'માણસ માણસ વચ્ચે સંવાદ શકય છે ખરો? આપણે નજીક ભીંસાયેલા હોઈએ તો ય જુદા જુદા ટાપુ જેવા નથી! આપણી વચ્ચે જોજન લાંબો દરિયો ઘૂઘવે છે. પહાડો. દીવાલો. બે માણસ એકબીજાને ચાહી શકે ખરાં? શા માટે?' પછી ઉમેરે છે: 'અંતર ઓગાળવું શકય છે' ડાયરી લખનારે આપણને આવું બધું શા સારું પૂછવું–કહેવું જોઈએ? તો તો વિવાદ જન્મે એવો પણ સંભવ રહે છે. હજીયે આગળ વધીને વિશ્વાસ આપણને પૂછે છે 'આપણે જે સંબંધો ને સ્મરણોને સહારે જીવીએ છીએ એ વિશે તમે શું ધારો છો? તદબીર છે ને એ તો? પોકળતા અને નિરર્થકતા જેવા શબ્દો વાપરવા પડે એટલું ઊંડાણ કે ભાર જીવનમાં અનુભવાય છે તમને?' આપણે 'ના' કહીએ તો આ સ્થાયો લાગતો સંવાદ તૂટી પડે. આપણને વધુ સમજાવતાં વિશ્વાસ કહે છે: 'જીવવું એ નિરર્થકતાની ધાર પર ચાલ્યા કરવા જેવું છે' આપણો પ્રશ્ન એ છે કે જીવન નિરર્થક છે એવી માન્યતા શી રીતે બંધાઈ હશે? અને જો જીવન નિરર્થક છે તો ડાયરી લખવામાં શી સાર્થકતા છે? એને ખબર છે, કહે છે: 'ડાયરી લખવી એ અર્થશૂન્યતાનું [તાળિયું તપાસવા જેવી ક્રિયા છે.' પણ પછી તુર્ત જ ઉમેરે છે: 'પણ ના, રહો. ડાયરી કયારેક સ્વજન જેવી કેમ લાગે છે? લાગણીને અશેષ મીટાવી શકાય ખરી? આ શબ્દો સાથેનો નાતો કેમ તોડી શકાતો નથી?' મીતા નથી તો ડાયરી સ્વજન છે? વાસ્તવમાં નથી તે સમ્બન્ધ શબ્દો સાથે છે? કેવી રીતે?

એ માર્ગ લાગણીને મીટાવી દેવાનો છે કે વિસ્તારવાનો? અન્યત્ર કહે છે: 'ડાયરી કે મીતા શા માટે મારો આધાર બનવાં જોઈએ? મારે એવી નિરાધારતા કેળવવી નથી.' વગેરે. કથાને અન્તે, ડાયરીને 'વળગણ' કહીને 'જાત સાથે પથરા બાંધવાની પ્રવૃત્તિ' ગણીને વિશ્વાસે એને ફગાવી દીધી છે! ડાયરી અંગેનું વિશ્વાસનું આ ગૂંચવાડિયું માનસ જેટલે અંશે એના અંતરને વ્યક્ત કરે છે એટલે અંશે આસ્વાદ્ય છે, પણ લેખકનો આશય પાર પાડવા વિશ્વાસ આપણી સાથે ડાયરીમાં સંવાદ-સમ્બોધન કરવા જાય ત્યારે ઉમેરાતી નાટકીયતા નભી શકતી નથી. સ્વાભિવ્યક્તિનો તરીકો તૂટી પડે છે પ્રથમ પુરુષ એકવચનની કથનકલા વગર કારણે છિન્ન થાય એ ચિંત્ય છે.

તો, ત્રીજો પુરુષ એકવચનની કથનકલા પ્રગટાવનાર લેખકે વિશ્વાસ-મીતા વિશે શું કહ્યું છે?

નગરની કૉલેજમાં વિશ્વાસ ગુજરાતીનો અધ્યાપક છે અને વળી લેખક પણ છે. સરેરાશ અધ્યાપકોથી જુદો અને સામાન્ય લેખકોથી પણ જુદો. એવું લાગે છે કે માત્ર વિદ્યાર્થિનીઓ જ એની પ્રતિ ખેંચાઈ છે. કથામાં નથી કહેવાયું છતાં આપણે માની લઈએ કે એ ગર્લ્સ કૉલેજમાં અધ્યાપક હશે. પહેલા જ પ્રકરણમાં લેખક કહે છે તેમ વિશ્વાસ વતનમાંથી ઉન્મૂલિત થઈ ગયો છે. હજારો દૃશ્યો ગ્રામીણ અસબાબ પહેરીને એને વળગ્યા કરે છે. અતીતને જોકે એ તટસ્થ રહીને જોતો થયો છે ખરો છતાં વિશ્વાસ પર રહીરહીને નિર્વેદનો હુમલો થયા કરે છે. એના વતી બોલતા લેખક કહે છે: 'કશું ગમતું નથી, કશું ગોઠતું નથી, કશો અર્થ નથી હોવાનો, જોવાનો, ખોવાનો, રોવાનો, જીવ ધોવાનો, કશો ભાવ જન્મતો નથી. અ-ભાવ જતો નથી. જંગલમાં જંગલ જેવા શૂન્ય સુપ્ત થઈ જવાયું છે.' પ્રાકૃતિક ગ્રામજીવનની સહજ સુન્દરતાથી, સભરતાથી વિશ્વાસનો મૂલોચ્છેદ થયો છે એવા સંકેતને માટે લેખક લખે છે: 'ધીમે ધીમે વિલય પામતું અરણ્ય, વિલય પામતો વિશ્વાસ, માણસ.' 'ઘેરો' આ

વિલયની કથા છે. પ્રશ્ન એ છે કે વિલયના આ સંકેતને લેખકે શી રીતે વિકસાવ્યો છે? ઉક્ત કાવ્યશીલ અભિવ્યક્તિ–પદ્ધતિથી, એમ ખુશીથી કહી શકાય.

પણ વધારે મહત્ત્વનો પ્રશ્ન તો આ છે કે વિશ્વાસનો વિલય થયો શી રીતે? ગામડાં ગામનો સંવેદનપટુ છોકરો નગરની કોલેજમાં ગુજરાતી સાહિત્યનો અધ્યાપક થાય અને મીતા આદિ છોકરીઓ સાથે પ્રેમ કે પ્રેમ જેવા સમ્બન્ધો રચી શકે, એની વિલક્ષણતાઓને આસપાસનાં સૌ અને આખો સમાજ સહી શકે એમાં ઉચ્છેદ થયો કે મૂળ સંહિતનો વિકાસ? વિશ્વાસનો મીતા સાથેનો સમ્બન્ધ લગ્નમાં પરિણમે એવી કોઈ શકયતા જ હતી નહિ. કેમકે વિશ્વાસ પહેલેથી શિલ્પાને પરણેલો છે. ઉપરાન્ત, કેશા–અનીતા નામ આકર્ષણનો વિષય બને છે; પૂર્વી–વિભા પણ વિશ્વાસને ગમ્યાં છે; નિશા–આભા સાથે પણ એ સમ્બન્ધાયો છે. મીતા લાભશંકરને પરણે છે, પછી અવશપણે પણ સ્વીકારે છે. પરિણીત મીતા માટે પાછળથી અભય પણ આધાર બન્યો છે. આમ વિયુક્ત નાયક–નાયિકા નિરાધાર નથી. કથાના ઉત્તરાર્ધમાં લેખકે અને વિશ્વાસે શિલ્પાને વતન મોકલી દીધી છે. શિલ્પાને વિશેનું તેમ જ મીતા વગેરે કન્યાઓને વિશેનું એનું આ મંતવ્ય સાંભળવા જેવું છે: 'મારી ડાયરી વાંચ્યા પછી શિલ્પાને ફરીથી 'રોગ' ઊપડ્યો છે, આખો દિવસ એનો ટકટકારો ચાલ્યો છે. એના ચહેરાની રેખાઓ તંગ છે. હું એને કેમ કરીને સમજાવું કે ભૂતકાળ કદી પાછો ફરતો નથી. લખવું અને જીવવું બંને જુદાં છે. ને હું શિલ્પાને ચાહું છું. મને એ ય ગમે છે. પણ એને વિશ્વાસ નથી. એની તો એક જ રટણા છે: 'એવું હોત તો તમે મીતા સુધી કેમ ગયા હોત?' હું એને કેમ કરીને સમજાવું કે મીતા, નિશા, કેશા, આભા–બધાં નામો જ છે, શિલ્પા જેવાં. મીતા મારા ગયા ભવની તરસ હશે નહીં તો....!' વિશ્વાસના આ નિવેદનનું પૃથક્કરણ કરતાં સમજાશે કે એની વાતનો પાયો આત્મરતિપૂર્ણ

પ્રેમ છે, એનામાં વાસ્તવિકતાને સ્થાને રંગદર્શી કવેતાઈ વિશેષ છે. લાભશંકરને વિશેનાં કેટલાંક મીતાનાં વિધાનો પણ નોંધવા જેવાં છે. એ કહે છે : 'હવે મારા શરીરથી એ ધરાઈ ગયા હોય એમ ઘણીવાર તટસ્થ થઈ જાય છે. વિશ્વાસ માટે જે માધ્યમ હતું એ લાભશંકર માટે ધ્યેય. એટલે જ ધ્યેયપ્રાપ્તિ પછીના પૂર્ણવિરામ જેવું લાભશંકર ઊંઘે છે. હું એ પૂર્ણવિરામની દીવાલોમાં કેમ છું. કયો રાજકુમાર આવશે ને મને સાત સાગર પારના આ એકદંડિયા મહેલ-માંથી છોડાવશે ? છૂટીને ય હું ક્યાં જવાની ? લગ્નોત્તર સ્ત્રી કોઈને ય માટે લાયક નથી રહેતી. વિશ્વાસ માનતો થઈ ગયો હશે હું સુખી થઈ ગઈ હોઈશ...' મીતાનાં આ વિધાનોમાં સમજ વ્યક્ત થઈ છે. લાભશંકરને વિશેનું એમાં દાયિત્વ ડોકાય છે. પરિણામે વિશ્વાસ કરતાં વાચકોની વધારે સહાનુકમ્પા મીતાને મળે એમ છે. એના દષ્ટિબિન્દુમાં પ્રગટતી વાસ્તવિકતા વડે નવલનો ઠીક ઠીક વિકાસ થયો છે. અભયનો આધાર લઈ ફસડાઈ પડતી આભા વિશ્વાસની તુલનાએ વધુ કરુણ અને સાચુકલી લાગે છે. કદી નિ:શેષ નહીં થનારા પ્રેમને ગાયા કરવાથી વિશ્વાસના જીવનમાં ગૂંચ જન્મે છે. ગૂંચને નષ્ટ કરવાને બદલે એ વધુ ગુંચવે છે એનામાં આવશ્યક પૌરુષનો અભાવ છે. દાયિત્વભાવ વગરની સ્વતન્ત્રતાને વિશ્વાસે વેડફી મારી છે અને અરણ્યોમાં રઝળપાટ જેવો ઉપચાર કલ્પીને પલાયન શોધ્યું છે.

માની લીધેલાં ઉન્મૂલન, નિર્વેદ, વ્યથા વગેરે અસહ્ય બનતાં પોતાના જીવનમાં વિશ્વાસ આ કારણે એક પ્રોજેક્ટ ઊભો કરતો લાગે છે: આવા શબ્દોમાં એ સૂચવાયું છે: '...મીતા...અતીત થઈ ગઈ છે... મારા વર્તમાનનો એક છેડો એ અતીતને અડકેલો છે. મારે એ છેડાને ઉચ્છેદી નાખવો છે.' આ હેતુ અર્થે એ અરણ્યમાં ભટકવાનું શરૂ કરી દે છે. એકાકી બની ખોવાઈ જવાની એને ઝંખના છે. પણ શલ્ય ત્યાયે શમતું નથી. એ કહે છે: '...ને દૂરનાં શૃંગો હજી મને મીતામાં રોપ્યા કરે છે...એ સાથે ભૂતકાળની છાલક વાગે છે, મનના દ્વારે

આભા, નિશા, શિલ્પા, કેશા...કિન્તુ, અનીતા, ખ્યાતિ, પૂર્વી, વિભા.... બધાં જ આવીને હારબદ્ધ ગોઠવાઈ જાય છે...જે બધું છોડવા વનમાં આવ્યો હતો એ બધું વધુ ને વધુ દૃઢમૂલ કરે છે આ અરણ્ય. જીવન તો અહીં પણ છે ને?'

જીવન ત્યાં પણ હતું જ! ત્યાં એટલે કે સંસારમાં, નગરમાં, ગામમાં. પણ ત્યાં વિશ્વાસે શું કર્યું? લગભગ કંઈ નહીં, કેમકે સામનો કરવાને જોઈતું આંતરબળ પોતાનામાં પ્રગટાવી શકે એવું એનું બંધારણ જ નથી. એવું બળ હોય કદાચ, તો એને એણે કદી જાણ્યું નથી. જે પરિસ્થિતિએ એના અસ્તિત્વનો એને ઘેઘૂર અનુભવ આપ્યો એને એ કદી એનાં બધાં પાસાં સાથે પામી શક્યો નથી. એના વ્યક્તિત્વનું કાવ્યશીલ પરિમાણ રચનાને પણ એવા પરિમાણની એકસૂરીલ ગતિવિધિમાં બંધ રાખે છે લેખક આ કારણે જ અનેક જગ્યાએ કુણ્ઠિત થઈ ગયા લાગશે. કાવ્યત્વનો અહીં જેટલો ઉલ્લાસ છે, તેટલો કથાતત્ત્વનો નથી. પૃષ્ઠ–૬૦ ઉપર શિલ્પાના જુદા રહેવાના નિર્ણયનું બયાન છે. પૃ. ૮૦ ઉપર મીના વિશ્વાસ સમક્ષ લાભશંકરને વિશેના પોતાના અભિગમનું સપાટ વર્ણન કરે છે પૃ. ૧૦૩ ઉપર મીતાનો વિશ્વાસને અંગેનો દૃષ્ટિકોણ કહેવાયો છે. આ બધાં જ કથાતત્ત્વો કથાભાગો બનીને ડિસ્ક્રીપ્શન–પદ્ધતિએ રચનામાં આવ્યાં હોત તો પણ કૃતિ લઘુનવલ જ રહેત! લંબાણનો અકારણ ભય 'ઘેરો'ને નડયો છે. ડાયરી પદ્ધતિની વિલક્ષણતાથી આ કુણ્ઠાને છાવરી શકાશે નહિ. ડાયરી વડે જ હજી ખાસ્સું વિલસી શકાયું હોત.

વિશ્વાસનું સર્પદંશથી મૃત્યુ થાય એવા અકસ્માત પ્રસંગથી લેખકે કથાને આટોપી લીધી છે. કાવ્યશીલ અભિવ્યક્તિમાં આનું કોઈ બીજું જ નિવારણ સંભવિત હતું–પણ વાર્તા કહેનારે એને હમેશાં પૂરી કરવી પડે છે અરણ્યમાં મૃત્યુવિયુક્ત સર્પ કે સર્પિણી અન્યને ડસે જ એવી મતલબની માહિતી આપતો અજાણ્યો વૃદ્ધ ઉત્તરાર્ધના ક્લિન્નખિન્ન ભાવજગતની આબોહવામાં એક આસ્વાદ્ય

પ્રેમ છે, એનામાં વાસ્તવિકતાને સ્થાને રંગદર્શી કવેતાઈ વિશેષ છે. લાભશંકરને વિશેનાં કેટલાંક મીતાનાં વિધાનો પણ નોંધવા જેવાં છે. એ કહે છે: 'હવે મારા શરીરથી એ ધરાઈ ગયા હોય એમ ઘણીવાર તટસ્થ થઈ જાય છે. વિશ્વાસ માટે જે માધ્યમ હતું એ લાભશંકર માટે ધ્યેય. એટલે જ ધ્યેયપ્રાપ્તિ પછીના પૂર્ણવિરામ જેવું લાભશંકર ઊંઘે છે. હું એ પૂર્ણવિરામની દીવાલોમાં કેમ છું. કયો રાજકુમાર આવશે ને મને સાત સાગર પારના આ એકદંડિયા મહેલમાંથી છોડાવશે? છૂટીને ય હું ક્યાં જવાની? લગ્નોત્તર સ્ત્રી કોઈને ય માટે લાયક નથી રહેતી. વિશ્વાસ માનતો થઈ ગયો હશે હું સુખી થઈ ગઈ હોઈશ...' મીતાનાં આ વિધાનોમાં સમજ વ્યક્ત થઈ છે. લાભશંકરને વિશેનું એમાં દાયિત્વ ડોકાય છે. પરિણામે વિશ્વાસ કરતાં વાચકોની વધારે સહાનુકમ્પા મીતાને મળે એમ છે. એના દષ્ટિબિન્દુમાં પ્રગટતી વાસ્તવિકતા વડે નવલનો ઠીક ઠીક વિકાસ થયો છે. અભયનો આધાર લઈ ફસડાઈ પડતી આભા વિશ્વાસની તુલનાએ વધુ કરુણ અને સાચુકલી લાગે છે. કદી નિઃશેષ નહીં થનારા પ્રેમને ગાયા કરવાથી વિશ્વાસના જીવનમાં ગૂંચ જન્મે છે. ગૂંચને નષ્ટ કરવાને બદલે એ વધુ ગુંચવે છે એનામાં આવશ્યક પૌરુષનો અભાવ છે. દાયિત્વભાવ વગરની સ્વતન્ત્રતાને વિશ્વાસે વેડફી મારી છે અને અરણ્યોમાં રઝળપાટ જેવો ઉપચાર કલ્પીને પલાયન શોધ્યું છે.

માની લીધેલાં ઉન્મૂલન, નિર્વેદ, વ્યથા વગેરે અસહ્ય બનતાં પોતાના જીવનમાં વિશ્વાસ આ કારણે એક પ્રોજેક્ટ ઊભો કરતો લાગે છે: આવા શબ્દોમાં એ સૂચવાયું છે: '...મીતા...અતીત થઈ ગઈ છે... મારા વર્તમાનનો એક છેડો એ અતીતને અડકેલો છે. મારે એ છેડાને ઉચ્છેદી નાખવો છે.' આ હેતુ અર્થે એ અરણ્યમાં ભટકવાનું શરૂ કરી દે છે. એકાકી બની ખોવાઈ જવાની એને ઝંખના છે. પણ શલ્ય ત્યાંયે શમતું નથી. એ કહે છે: '...ને દૂરનાં શૃંગો હજી મને મીતામાં રોપ્યા કરે છે...એ સાથે ભૂતકાળની છાલક વાગે છે, મનના દ્વારે

આભા, નિશા, શિલ્પા, કેશા...કિન્તુ, અનીતા, ખ્યાતિ, પૂર્વી, વિભા.... બધાં જ આવીને હારબદ્ધ ગોઠવાઈ જાય છે...જે બધું છોડવા વનમાં આવ્યો હતો એ બધું વધુ ને વધુ દૃઢમૂલ કરે છે આ અરણ્ય. જીવન તો અહીં પણ છે ને ?'

જીવન ત્યાં પણ હતું જ ! ત્યાં એટલે કે સંસારમાં, નગરમાં, ગામમાં. પણ ત્યાં વિશ્વાસે શું કર્યું ? લગભગ કંઈ નહીં, કેમકે સામનો કરવાને જોઈતું આંતરબળ પોતાનામાં પ્રગટાવી શકે એવું એનું બંધારણ જ નથી. એવું બળ હોય કદાચ, તો એને એણે કદી જાણ્યું નથી. જે પરિસ્થિતિએ એના અસ્તિત્વનો એને ભરપૂર અનુભવ આપ્યો એને એ કદી એનાં બધાં પાસાં સાથે પામી શક્યો નથી. એના વ્યક્તિત્વનું કાવ્યશીલ પરિમાણ રચનાને પણ એવા પરિમાણની એકસૂરીલ ગતિવિધિમાં બંધ રાખે છે લેખક આ કારણે જ અનેક જગ્યાએ કુણ્ઠિત થઈ ગયા લાગશે. કાવ્યત્વનો અહીં જેટલો ઉલ્લાસ છે, તેટલો કથાતત્ત્વનો નથી. પૃષ્ઠ–૬૦ ઉપર શિલ્પાના જુદા રહેવાના નિર્ણયનું બયાન છે. પૃ. ૮૦ ઉપર મીતા વિશ્વાસ સમક્ષ લાભશંકરને વિશેના પોતાના અભિગમનું સપાટ વર્ણન કરે છે. પૃ. ૧૦૩ ઉપર મીતાનો વિશ્વાસને અંગેનો દૃષ્ટિકોણ કહેવાયો છે. આ બધાં જ કથાતત્ત્વો કથાભાગો બનીને ડિસ્ક્રીપ્શન–પદ્ધતિએ રચનામાં આવ્યાં હોત તો પણ કૃતિ લઘુનવલ જ રહેત ! લંબાણનો અકારણ ભય 'શ્રેશે'ને નડયો છે. ડાયરી પદ્ધતિની વિલક્ષણતાંથી આ કુણ્ઠાને છાવરી શકાશે નહિ. ડાયરી વડે જ હજી ખાસ્સું વિલસી શકાયું હોત.

વિશ્વાસનું સર્પદંશથી મૃત્યુ થાય એવા અકસ્માત પ્રસંગથી લેખકે કથાને આટોપી લીધી છે. કાવ્યશીલ અભિવ્યક્તિમાં આનું કોઈ બીજું જ નિવારણ સંભવિત હતું–પણ વાર્તા કહેનારે એને હમેશાં પૂરી કરવી પડે છે અરણ્યમાં મૃત્યુવિયુક્ત સર્પ કે સર્પિણી અન્યને ડસે જ એવી મતલબની માહિતી આપતો અજાણ્યો વૃદ્ધ ઉત્તરાર્ધના ક્લિન્નખિન્ન ભાવજગતની આબોહવામાં એક આ.

વસ્તુ છે. વિશ્વાસને એ વૃદ્ધની જેમ જમથી છૂટી વનમાં ભળી જવું હતું. પણ એ મરી જાય છે, 'છૂટવાનો' અર્થ એણે ઘણો સ્થૂળતાથી લીધેલો એની એને સમજ પડે તે પહેલાં.

આપણા કથાલેખક માટે વિશ્વાસે જ વાપરેલાં વચનો એને માટે પણ એટલાં જ સાચાં લાગશે–'આપણા સર્જકે જીવનની ભીસ ઝીલી નથી, એણે પડકારોનો પડઘો પાડ્યો નથી... એને માથે ભયની લગતી તલવાર હોય ને નીચે એ લખતો હોય એવું બન્યું નથી. નોકરીની સલામતી અને જીવનની રુટિન સુરક્ષાની વચ્ચે એ થોડીક આદર્શોની વેવલી વાતો કરે છે ને વેદનાનો પુટ આપેલું, વરખ લગાડેલું કશુંક લખ્યા કરે છે. ઓથાર, ભય, કટોકટી ને શાહી નાખતા, ઉથલપાથલ મચાવી નાખતા અનુભવો વિના સર્જનમાં તેજ પ્રગટતું નથી. આપણું કથાસાહિત્ય આનો વિશેષ ભોગ બનેલું છે.'

'ઘેરો' આપણા એવા કથાસાહિત્યનો સાવ જ ભોગ નથી બની એ જેવુંતેવું આશ્વાસન નથી. છતાં 'ઘેરો' આપણી એ નવી લઘુ નવલ સૃષ્ટિની સમકક્ષ રચના છે એ નવ્ય વિકાસનું જે મૂલ્ય છે તેમા 'ઘેરો'નો પણ હમેશાં ભાગ હશે એ વાતમાં બેમત નથી. પણ છેલ્લાં ૨૫ વર્ષ દરમ્યાન પ્રગટેલા આપણા એ ટિપિકલ નેરેટિવ ઈડીઅમનો પુનર્વિચાર કરવાની ઘડી આવી લાગી છે. લેખક એવા ઈડીઅમની આબોહવામાં ઊછર્યા છે. એનો એમને તેમજ એમનાં પાત્રોને સુપરિચય છે. વિશ્વાસ–મીતાની સ્મૃતિમંજૂષામાં ઘણા બધા સમકાલીનો અને તેમની કૃતિઓ-પંક્તિઓ વારેવારે અટવાયા કરે છે એ ઘણું સૂચક છે. એવા કથાસાહિત્યે ઓછામાં ઓછું વિશ્વાસ–મીતાનાં વિચાર–વેદન પર તો ખાસ્સો પ્રભાવ પાડ્યો છે. એ સાહિત્યિકતાના ચેપથી ચેપાઈને વિશ્વાસ જીવ્યો છે અને એ સૃષ્ટિના સરેરાશ નાયકની કોટિનો એનો જીવનાનુભવ છે. પણ એ જીવનાનુભવ જ ચિંત્ય છે હવે. એમાં ડોકાતું માનસ ફેરવિચાર માગે છે.

એક અધ્યાપક તરીકે વિશ્વાસનો અન્ય અધ્યાપકો સાથે તાલમેલ નથી. એક મનુષ્ય તરીકે એ સામાન્ય મનુષ્યોથી જુદો છે. ગામડેથી આવ્યો છે, પણ ગામડે પાછો ફરી શકે એમ નથી. સ્વજનોની જેમ ખેતી કરી શકે એમ પણ નથી. લખ્યા વિના રહી શકે એમ નથી. છતાં મીતા કે ડાયરીને આધાર બનાવીને એને લખવું નથી. અરણ્યોની એને માયા છે, પણ નગર? નગરમાં એનો નિર્વેદ વધ્યો છે, મહત્ત્વાકાંક્ષાઓ ઓગળતી રહી છે. એ કહે છે તેમ કદાચ એનામાં તાટસ્થ્ય આવી ગયું છે. એને આગ્રહો અને બંધનો વિના જીવવું છે, એમ કરતાં ઘર-સમાજ છોડવાં પડે એનો એને વાંધો નથી. એને આશા છે કે એ રીતે ય વિરક્તિ આવે, પણ સુખ વિનાની વિરક્તિમાં એને રસ નથી, અને ઇન્દ્રિયોની તૃપ્તિને એ સુખ કહે છે. પોતાની ઈચ્છા થાય તેને ભોગવવામાં એ માને છે. પોતાની અપેક્ષા અને પોતાની પહોંચ હોય એ હદમાં જ એણે પોતાની નીતિ કલ્પેલી છે. નકામી વાતો કરીને દમ્ભ કરવો એને ગમતો નથી. પણ જો પરિવેશ ફરજ પાડે તો એ બગાડવામાં કશું ખોટું જોતો નથી. અમુક વ્યક્તિની લાગણી આગળ બુદ્ધિ ઝૂકી જાય, એના શબ્દની આંગળીએ ચાલ્યા કરવાનું બને; સ્ટેટસ, કીર્તિ, સંસાર, ઈમેજ કશાની પરવા કરવાનું પોતાના હાથમાં ન રહે એવો અન્યનો પ્રભાવ એને ઈષ્ટ છે. એવી વ્યકિત વિશ્વાસના સંદર્ભમાં મીતા છે. પણ મીતાનો પ્રભાવ એના જીવનમાં વિકાસપ્રેરક નથી નીવડયો. વિશ્વાસ એની આત્મરતિ અને વ્યકિતકેન્દ્રી શૈલીમાંથી કદી છૂટયો નથી. એની વેદનશીલતાને જેટલો સાહિત્યિકતાનો પુટ ચડેલો છે, તેટલો વાસ્તવિકતાનો નથી ચડયો.

આવા માનસમાંથી પ્રસવતા ભાવલોકના આકલનમાં કાવ્યશીલ સર્જકતા મોટું પ્રેરક તત્ત્વ છે. પણ એવી સર્જકતા હકીકતે નગર સંસ્કૃતિની પેદાશ છે. કલ્પન અને કલ્પકતાની સામગ્રી પહાડો, અરણ્યો, વૃક્ષો, પક્ષીઓ, નદીઓ, ખેતરો કે મંદિરો હોય એથી કરીને જ આ ભાવલોકને નિર્વ્યાજ, નિર્દોષ, બુનિયાદી અને મૂલગામી ગણી લેવા

વલણ બરાબર નથી. તળપદતાની દિશાનું આવું પોએટિક રીગ્રેશન મૂલ્યાંકન માગે છે. અરણ્યતળમાં સર્પયુગલનું મૈથુન દર્શનીય હોય. મૃત્યુવિયુક્ત સર્પ કે સર્પિણી અન્યને ડસે એ પેશનલ મિથથી જીવનબળ સૂચવાય છે એવું બળ ગુમાવી બેઠેલી સભ્યતા કે વ્યક્તિ અવશ્ય છીછરી લાગે. પણ આવા સુજ્ઞ સમ્પ્રજ્ઞ નાયકનું સર્પદંશથી મૃત્યુ થાય એ કથાકલા છે અને જુક્તિ જેવી તકલાદી વસ્તુ છે. એક તરફ સમર, વેદનશીલ જીવનની આકાંક્ષા અને બીજી તરફ કલાપ્રપંચ— બંનેનો ભેદ ભૂંસાઈ રહે એ દિશામાં આપણો નવ્ય કથાલેખક ખાસ ગતિ દાખવી શક્યો નથી

સાર્ત્રે અનાગતને કથાસાહિત્યનો પડકાર કહેલો અને ભવિષ્યાભિમુખ રચનાકલાનો સંકેત વર્ણવેલો. 'ગ્રેશ'ની જેમ આપણી ઘણી રચનાઓ અતીતરાગ ઘૂંટયા કરે છે, સ્મરણોમાં અટવાયા કરે છે. આપણો લેખક પોતાનાં પાત્રોને કશું ભવિષ્ય અર્પી શકતો નથી. એવું કેમ ? એ વધારે રોમેન્ટિક કવિજીવ છે અને સર્વગ્રાહી સમ્પ્રજ્ઞતા ધરાવતો મનીષી જવલ્લે જ છે. આ પરિસ્થિતિનું નિરસન થવું ઘટે.

લઘુનવલનો વિકલ્પ મહાનવલ નથી, જેમ ઘટનાલોપનો વિકલ્પ ઘટનાવ્યાપ નથી. એ જ રીતે ભાવલોક પ્રગટાવતી કાવ્યશીલ અભિવ્યક્તિનો ગદ્યાળુ કથાસૃષ્ટિના પ્રાચુર્યમાં નથી. કથાલેખનને એની સ્વકીય ભૂમિકાએ વિકસાવનારા કોઈ આગવા પુરુષાર્થની પ્રતીક્ષા કરીએ. પ્રચલિત વિચારોની વૈકલ્પિકતામાં આપણી કથનકલાનો ઉગાર નથી. *

---

* ડૉ. મણિલાલ પટેલ કૃત લઘુનવલનો આમુખ

## 'પ્રતિભાષાનું કવચ' : સૌન્દર્યમૂલક વૈજ્ઞાનિકતાનો એક નવ્ય આલેખ / સતીશ વ્યાસ

('પ્રતિભાષાનું કવચ', લે. ચન્દ્રકાન્ત ટોપીવાળા; પ્ર ત્રિમૂર્તિ પ્રકાશન, અમદાવાદ-૧, વિ. સદ્દ્ભાવ પ્રકાશન, અમદાવાદ-૧, પ્ર. આ. ૧૯૮૪. પૃ.૧૯૮, ડિમાઈ, રૂા. ૩૨-૦૦)

આધુનિક વિવેચનાનાં બે નોંધપાત્ર વલણો છે: એક કૃતિલક્ષિતા અને બીજું વૈજ્ઞાનિકતા. ભાષાવિજ્ઞાનના વધેલા અભ્યાસે અને વિસ્તરેલી ક્ષિતિજોએ સાહિત્યને પણ પોતાના ક્ષેત્રમાં આવરી લેવા પ્રયાસ કર્યો. ભાષાને લક્ષમાં લીધા વિના કવિતાનો અભ્યાસ થઈ જ ન શકે એ સ્વાભવિક છે કારણ કે એ દ્વારા જ કવિતામાં પ્રવેશ થઈ શકે. ભાષાવિજ્ઞાનલક્ષી, શૈલીવિજ્ઞાનલક્ષી કે સંરચનાલક્ષી અભિગમના મૂળમાં ભાષાતપાસ અગ્રિમતા ધરાવે છે. ગુજરાતી વિવેચનમાં આવું ભાષાલક્ષી વલણ વિકસાવવામાં ચન્દ્રકાન્ત ટોપીવાળાનું પ્રદાન વિશેષ નોંધપાત્ર છે. એમણે ૧૯૭૬થી ૧૯૮૩ સુધી કરેલા આ વિષયના લેખોને 'પ્રતિભાષાનું કવચ' નામે સંગ્રહિત કર્યા છે.

પ્રસ્તુત પુસ્તકના ત્રણ ભાગ પડી જાય છે: (૧) સૈદ્ધાન્તિક વિવેચન, (૨) સાંપ્રત કવિતાપ્રવાહનું વિવેચન અને (૩) કૃતિલક્ષી (પ્રત્યક્ષ) વિવેચન. પહેલા વિભાગમાં 'પરાવ્યક્તિ અને સંદિગ્ધતા' અને આધુનિક કવિતાનું કલેવર: પ્રતીકો 'એવા બે લેખો છે. બીજો લેખ સંકળાયેલો તો છે પ્રવાહદર્શન સાથે પણ એ નિમિત્તે અહીં લેખકે પ્રતીકવિચારને સૈદ્ધન્તિક ભૂમિકાએ મૂકવાનો પ્રશસ્થ પ્રયાસ કર્યો છે. પ્રતીકયોજના

કવિતાનો જ વિશેષ નથી એમ નોંધી, ગણિતનાં પ્રતીકો સાથે એને તુલનાવી, બન્નેનાં હેતુ અને કાર્ય કેટલાં જુદાં છે એમ એ સમજાવે છે. ગણિતમાં પ્રતીકને 'અર્થગ્રહણના માર્ગને ટૂંકાવવાના' યત્ન થાય છે જ્યારે કવિતામાં એ દ્વારા 'અર્થગ્રહણના માર્ગને વિલંબાવવાના' પ્રયત્ન થાય છે. અર્થખેંચની પ્રક્રિયાના કારણ તરીકે પ્રતીકોનો કેવો વિનિયોગ કરે છે એ આપણી અન્યયુગીન કવિતાઓનાં દૃષ્ટાન્તોની સાથે આધુનિક રચનાઓનાં દૃષ્ટાન્તો મૂકી આપીને વિવેચક સ્પષ્ટ કરે છે.

'પરાવ્યક્તિ અને સંદિગ્ધતા'માં લેખક 'કાવ્યના અવતરણની મીમાંસા રજૂ કરે છે. માઘના 'શિશુપાલવધ'માં કૃષ્ણ દ્વારા થતા નારદ-દર્શનના દૃશ્યનો આધાર લઈ કવિતામાં ક્રમશ: તેજપુંજ, આકૃતિભાવન અને અવયવવિભાવન કઈ રીતે થાય છે એ સ્પષ્ટ કરે છે. સમધિકતા અને મિતવ્યય, સાતત્ય અને પરિવર્તન, અભિવ્યક્તિ અને આકુંચન, કેન્દ્રાભિમુખતા અને કેન્દ્રવિમુખતા, વિસંધાન અને ઘનીકરણ, નિર્ણીતતા અને યદૃચ્છા, પરાયત્તતા અને સ્વાયત્તતા તથા વશવર્તીતા અને પ્રભુતા જેવાં પરસ્પર પ્રતિસ્પર્ધી પરિબળોનો નિર્દેશ કરી કવિતાના મૂળમાં પડેલા દ્વિધાના સિદ્ધાન્તને લેખક તાકે છે. આ બધા વિરોધો દ્વારા કવિને પ્રત્યાયન કરવું પણ હોય છે અને નથી પણ કરવું હોતું. લેખક આપણી એક પ્રચલિત કહેવતનો ઉપયોગ કરીને કહે છે કે, 'કવિનું કાર્ય છાશ લેવા જવું અને દોણી સંતાડવા જેવું છે' (પૃ. ૪૯). આ વાતને વધારે સ્પષ્ટ કરવા સંસ્કૃતમાં આવતું મહારાષ્ટ્રી નારીના અર્ધસ્ફુટ વક્ષસ્થળનું ઉપમાન પણ લેખક ખપમાં લે છે. પરાવ્યક્તિનો લેખકના મનમાં આવો અર્થ પડેલો છે. કાવ્યોમાં જે સમાન્તરરચનાઓ અને પુનરાવૃત્તિઓ આવતી હોય છે એ 'મૂળના ધૂમબહુલ અંતરંગ અર્થથી અતિક્રમણ ઇચ્છનારી પરાવ્યક્તિઓ' (પૃ. પર) હોય છે એમ લેખક સ્પષ્ટ કહે છે.

આ પછી લેખક 'સંદિગ્ધતા' સંજ્ઞાને સ્પષ્ટ કરે છે. 'અસ્પષ્ટતા' અને સંદિગ્ધતાના (૧) શબ્દગત (૨) બહિરંગ સંરચનાજન્ય અને

(૩) અંતરંગ સંરચનાજન્ય એવા ત્રણ પ્રકારો પાડે છે. સંદિગ્ધતાથી થતા અર્થવિલંબનનો ખયાલ આપી છેવટે લેખક તારણ આપે છે કે, 'કોઈપણ કવિતા અંતરંગ અર્થથી પરાવ્યક્તિના ઉત્કર્ષશીલ (Progressive) પરિબળથી પ્રચલન કરે છે; સાથેસાથે સંદિગ્ધતાના ઉત્ક્રમશીલ (Digressive) પરિબળથી વિચલન કરે છે, અને અંતે આ પ્રચલન વિચલનની દ્વિધાતાણમાંથી પોતાનું એક સ્વાયત્ત તંત્ર હાંસલ કરે છે.' (પૃ. ૧૦)

સાંપ્રત કવિતાપ્રવાહવિષયક લેખોમાં સૌથી વિશેષ ધ્યાન ખેંચે છે 'આજની કવિતા: 'પ્રતિભાષાનું કવચ' એ લેખ. સમગ્ર સંગ્રહને પણ આ જ શીર્ષક આપવામાં આવ્યું છે. અહીં કવિતાની ભાષા વિશે સ્વતંત્ર વિચારણા પણ છે. આધુનિક કવિ કંઈ રીતે પ્રતિભાષા નિપજાવતો થયો એનું પણ અહીં અચ્છું નિરૂપણ છે. લેખક કહે છે કે, 'અત્યાર સુધી વિચાર, લાગણી, અનુભૂતિના કવચમાં સુરક્ષિત રહેલો કવિ જાહેર ભાષાથી વિરુધ્ધની તદ્દન અંગત ભાષાનું, ભાષાની સામે પ્રતિભાષા (anti-language)નું કવચ તૈયાર કરી રહ્યો છે' (પૃ. ૨) આધુનિક સમૂહમાધ્યમોની તરેહ કરતાં કવિની તરેહ કેટલી ભિન્ન છે એ દર્શાવવા લેખક કહે છે કે, "આ સમૂહમાધ્યમો ઓછામાં ઓછા noiseથી વધારેમાં વધારે માહિતીનું પ્રત્યાયન કરવા મથે છે જ્યારે એની સામે પડેલો કવિ વધારેમાં વધારે noise પોતાની રચનામાં દાખલ કરી ઓછામાં ઓછું પ્રત્યાયન થાય તેમ મથે છે (પૃ. ૧-૨)

જો કે આ વાક્યના પૂર્વાર્ધ સાથે સંમત થવાય એવું નથી. સમૂહમાધ્યમો ઓછો noise કરે છે એ સાચું નથી. એમાં પણ અસહ્ય ઘોંઘાટ છે. આ ઘોંઘાટને લીધે જ, આ ઘોંઘાટોની વચ્ચેથી પોતાનો અવાજ થોડો વધારે ઉઠાવવા આજનો કવિ ઘોંઘાટનો આશ્રય લે છે એમ કહેવું વધારે ઉચિત છે. સમૂહમાધ્યમો પાસે તો જે સંક્રમિત કરવાનું છે એ બહુ સ્થૂળ છે જ્યારે કવિતાનું સંક્રમિત થોડું સૂક્ષ્મ અને સંકુલ હોય છે.

સમૂહમાધ્યમોના વિસ્તાર સામે કવિ જંગે ચઢે છે. આમ કરવા જતાં એ અત્યાર સુધી 'External' રહેલી કવિતાને બદલે 'Internal' કવિતા સર્જે છે. આજના કવિની ભાષા પણ જાણે વિનષ્ટિની નજીકની છે. ભાવકે પણ આ નવી કવિતાની ભાષા સમજવા–પામવા નવા જ પ્રકારની ભાષાસજ્જતા કેળવવી પડશે એમ લેખક આગ્રહપૂર્વક કહે છે.

તેવીસ પાનાંઓમાં પથરાયેલો 'માધ્યમવિદ્રોહની કવિતા' નામક લેખ આજની કવિતાના એમણે કરેલા અભ્યાસનો પ્રતિનિધિત્વયુક્ત નિચોડ છે. શેખ, સિતાંશુ, લાભશંકર, મનહર મોદી, પ્રબોધ, રાવજી, રાજેન્દ્ર શુક્લ, ચિનુ મોદી, આદિલ અને અનિલ જોશીની કુલ દસ રચનાઓ પસંદ કરીને વ્યાપક સ્તરે સાંપ્રત કવિતાપ્રવાહનો લેખક આલેખ રચી આપે છે. શેખે ચિત્રકલાના સંસ્કારો કવિતામાં કઈ રીતે આણ્યા, વાક્યવિન્યાસો વચ્ચેની અર્થસંકલનાનો કાવ્યમાં કઈ રીતે લોપ સાધ્યો આદિ ગુણલક્ષણો નિર્દેશી, એમની મર્યાદાઓ પણ લેખક તટસ્થતાપૂર્વક દર્શાવે છે જેમકે, "ચિત્રકારની આ અભિસંધિતતા શેખને પૂરો કવિ થતાં ક્યારેક રોકે છે." (પૃ. ૧૨). લાભશંકરની 'તડકો' રચના વિશે એ કહે છે કે, "લાભશંકરની 'તડકો' રચના આ દાયકાનું મહત્ત્વનું ભાષાકર્મ છે. ભાષાના તત્ત્વગાંભીર્યથી નર્મમર્મની હળવી લહેરો સુધીનું, ભાષાના આધિભૌતિક સ્તરોથી ભૌતિક સ્તરો સુધીનું, ભાષાની નરી વિધાનાત્મકતાથી રૂપકાત્મક સંકુલતા સુધીનું આ અર્થસભરતાના ગીચમાં ગીચ પ્રદેશોથી માંડીને અર્થના શૂન્યમાં શૂન્ય વિસ્તારો સુધીનું આ રચનાનું પોત અ–પૂર્વ છે" (પૃ. ૧૫). મનહરમાં દેખાતી આકાંક્ષા–યોગ્યતાના બંધને તોડી નાંખતી વાક્યરચનાને લેખક તારવી આપે છે. પ્રબોધની રચના 'વાક્યે વાક્ય વચ્ચે કોઈક સહેતુક ખાલીપો' કઈ રીતે પ્રગટ કરે છે એ સ્ફુટ કરે છે. સિતાંશુની ભાષા વિશે લેખક કહે છે, "સિતાંશુની રચના ભાષાની પુનર્વિધાનશીલતા છોડીને શબ્દના તત્ક્ષણ ઉન્મેષોની (Improvisations) બહુવક્રતાઓ જ્યારે એકીસાથે પ્રગટ કરે છે ત્યારે જેમાંથી નિર્ગમ અશક્ય બને એવી

દુસ્તરતા ધારણ કરે છે.” (પૃ.૨૧) રાવજીની રચનાઓમાં “શબ્દોનો હરતોફરતો શ્વાસ સાંભળી શકાય એટલો સજીવ” ભાષાનો, એમને, અનુબંધ ભાસે છે. આગળ જતાં એ ઉમેરે છે કે, “ઇન્દ્રિયોમાંથી સીધા કંતાઈને મુકાતા હોય એવા એના શબ્દોની અંતર્ગત રચાતાં ઈન્દ્રિય-સંભ્રમોનાં લયાંદોલો દાયકાની કવિતાનાં અત્યંત ધ્યાનાર્હ પરિણામો છે.” (પૃ. ૨૪) રાજેન્દ્ર શુક્લ એમને “બળવો કર્યો વગર ભાષા પાસે બળુકું કામ લેનારો...બળવાન કવિ” લાગ્યો છે. એની પ્રશિષ્ટ અને તળપદી એવી બે અંતિમોને ઉપનિયોજની શૈલીવિશેષતા ઉપર લેખક ઉચિત રીતે જ આંગળી મૂકી આપે છે. ચિનુ મોદી એમને ‘પ્રયોગશીલતા અને પ્રયોગખોરીને’ એકસાથે અપનાવતા લાગ્યા છે, તો આદિલ ‘કવિતાને ચાંદીના કે સોનાના બંધનોમાંથી છોડાવીને, એની સાથે હબ્શી કન્યાની જેમ સંવનન કરતો” લાગે છે. અનિલ જોશીએ ‘ગીતના લયને, લહેકાઓને તદ્દન નવા દરવેશમાં મૂકીને લોલગીતોનો યુગ’ કઈ રીતે ઉલ્લંઘ્યો એ પણ સદૃષ્ટાન્ત લેખક દર્શાવે છે.

આ સમગ્ર લેખમાં લેખક આપણી કવિતાની બદલાતી જતી ભાષાની તો નોંધ લે જ છે પણ પ્રસ્તુત લેખ ઉપર એમનામાં રહેલા વિજ્ઞાની કરતાં સૌંદર્યજ્ઞ વિવેચક વધારે છવાયેલો રહ્યો છે. એ જે તે કવિઓની રચનાઓનો ભાષાલક્ષી અભ્યાસ કરે છે પણ મૂલ્યાંકનોમાં સૌન્દર્યગામી આત્મનેપદી વિવેચક બની રહે છે. અહીં એ ભાષા-વિજ્ઞાનના સીમાડાઓને અતિક્રમી જાય છે. એમણે જે તે કવિઓ વિશે યોજેલાં સર્વસામાન્ય (general) વિધાનો પણ આ વાતની પ્રતીતિ કરાવ્યા વિના રહેશે નહીં.

‘આજની ગુજરાતી ગઝલ’ લેખમાં આધુનિક ગઝલે સાધેલા વિકાસનું એક સંક્ષિપ્ત ચિત્ર છે. ગઝલમાં પણ બદલાઈ ચૂકેલી ભાષાભિવ્યક્તિની વિવેચક સદૃષ્ટાન્ત નોંધ કરે છે. નવી ગઝલને પણ લેખકે ‘પ્રતિ ગઝલ’ કહી છે. આ આખા સંગ્રહમાં આવાં ‘પ્રતિ-વલણો’ વિશે જ લેખકે વાત કરવાનું પસંદ કર્યું છે અને એ

જરા અ-રૂઢ રીતે. એમની આ અ-રૂઢતાને કારણે એમનું વિવેચન પણ પ્રતિ-વિવેચન (anti-criticism) લાગવાનો સંભવ ખરો!

'આધુનિક કવિતા : સ્વતંત્રનો આગ્રહ અને સ્વવાચકની શોધ' લેખમાં મીરાં, સુંદરમ્, રાજેન્દ્ર શાહ અને અનિલ જોશીની એક એક ગીતરચનાઓનાં દૃષ્ટાન્તો દ્વારા માત્રા અને જાતિના ભેદમાં કવિતામાં કેવી જુદી સંક્રાન્તિ સર્જાઈ એ લેખક દર્શાવે છે. એ તો કોઈપણ કવિતાને 'સ્વતંત્રનો આગ્રહ રાખનારી અને સ્વ-વાચકની શોધમાં રાચનારી વસ્તુ' તરીકે ઓળખાવે છે. વ્યવહાર ભાષા કરતાં જુદી ભાષા રચીને કવિ કવિતાની સ્વ-વાચકતા સિદ્ધ કરતો હોય છે. આમ કરવામાં પૂર્વકાલિન કવિતાપરંપરા અને એની રૂઢિઓના તિરસ્કાર અને પુરસ્કારમાંથી જન્મતો ઉદ્યમ કાર્યરત હોય છે. એ પછી માત્રા અને જાતિભેદે આ સ્વાતંત્ર્ય અને સ્વ-વાચકતા સ્થપાય છે. આધુનિક કવિ સંકેતોને કેવી સૂક્ષ્મતાથી અંદર તરફ વાળે છે એ વાત લેખકે અનિલના 'કાઉ કાઉ -કાગડાથી...' કાવ્ય દ્વારા સ્પષ્ટ કરી છે. પ્રસ્તુત લેખમાં તો વિવેચકની તુલનાત્મક દૃષ્ટિનો પણ સુખદ લાભ મળે છે.

'ગુજરાતી સાહિત્યમાં આધુનિકતાવાદી વલણો' થોડો વિલક્ષણ લેખ છે. પ્રસ્તુત સંગ્રહમાં કવિતાવિષયક લેખો જ ગ્રન્થસ્થ થયા છે ત્યારે આ લેખમાં આધુનિક ગુજરાતી સાહિત્યનાં અન્ય સ્વરૂપો વિશે પણ અભ્યાસ રજૂ કરવામાં આવ્યો છે. લેખક આધુનિકતાનાં લક્ષણોનો એક હારડો રજૂ કરી દે છે: "પ્રબળ નિષેધાત્મક વલણ, પરંપરાઓનું સદંતર ઉન્મૂલન, સ્વરૂપ તરફનું ઉદ્દંડ આકર્ષણ; પ્રયોગધર્મીતા, કૃત્રિમતા, કઠિનતા, નવીનતાની સાથોસાથ વેદના, હતાશા, વિચ્છેદન, વિઘટન.' આ બધાં લક્ષણોનો ઉલ્લેખ કરીને લેખક એક બીજા પણ મહત્ત્વનાં લક્ષણ ઉપર પહોંચે છે. એ માને છે કે, "આધુનિકતાવાદનું એક મહત્ત્વનું લક્ષણ એ પણ છે કે કવિતા બધાં સાહિત્યસ્વરૂપો પર આક્રમણ કરે છે" (પૃ. ૭) આધુનિક સર્જક ભાષા દ્વારા 'Intentional

meaning' ને બદલે 'Inventive meaning' તાકતો હોવાનું એમનું માનવું છે.

સંગ્રહનો ત્રીજો અને મોટો ભાગ પ્રત્યક્ષ વિવેચનનો છે. આધુનિક વિવેચન કૃતિલક્ષી વિશેષ બન્યું છે. શક્ય એટલી Objectivity દ્વારા કૃતિની સમીક્ષા કરવાની એની નેમ છે. ટોપીવાળાએ અહીં સત્તર કાવ્ય-રચનાઓનું આવું કૃતિલક્ષી વિવેચન કર્યું છે. આ કાવ્યો આ પ્રમાણે છે: નરસિંહનું 'ભોળી રે ભરવાડણ', ન્હાનાલાલનું 'કુલયોગિની', કાન્તનું 'વસન્તવિજય', કલાપીનું 'એક આગિયાને', ઉમાશંકરનું 'માઈલોના માઈલો મારી અંદર,' પ્રહ્લાદ પારેખનું 'આજ', રાજેન્દ્ર શાહનું 'શ્રાવણી મધ્યાહને', નિરંજનનું 'શ્વેત શ્વેત', હસમુખનું 'રાજઘાટ પર', ઉશનસ્‌નું 'પ્રશાન્ત ક્ષણ'. રાજેન્દ્ર શુક્લનું 'મને ગિરનાર સંઘરશે', રાવજીનું 'સ્વ. હુંશીલાલની યાદમાં,' પ્રબોધનું 'એક કાવ્ય,' અનિલનું 'બરફનાં પંખી,' રમેશનું 'હસ્તાયણ', ચિનુ મોદીનું 'તસબી' અને માધવનું 'હળવાતે હાથે.' જોઈ શકાશે કે મધ્યકાળથી માંડીને આજ સુધીના કવિઓની રચનાઓને એમણે, મુખ્યત્વે તો ભાષાલક્ષી અભિગમથી, તપાસવાનો ઉપક્રમ કર્યો છે. એ પદક્રમ, વાક્યવિન્યાસ, છંદ, અલંકાર, પ્રાસાનુપ્રાસ, આંતરપ્રાસ, ચાવીરૂપ શબ્દો, વિરોધો, સાદૃશ્યો જેવી વિવિધ Patterns શોધે છે; પ્રતીક, પ્રતિરૂપ, પુરાકલ્પન જેવાં ઉપકરણોની યથાર્થતા ઉપસાવે છે; શબ્દસંકેતોની વિવિધ ભૂમિકાઓ તારવે છે, સંદિગ્ધ પંક્તિઓમાં રહેલા એકાધિક અર્થ વર્ગીકૃત કરી આપે છે, સંકુલતાના વ્યાપારને ઉકેલવા મથે છે અને આવશ્યક લાગે ત્યાં ભૌમિતિક આલેખોનો પણ આશ્રય લે છે. આ પદ્ધતિએ પ્રહલાદના 'આજ'ની, ઉમાશંકરના 'માઈલોના માઈલો'ની અને નરસિંહના 'ભોળી રે ભરવાડણ'ની નમૂનેદાર સમીક્ષા થઈ છે જ્યારે હસમુખના 'રાજઘાટ પર'માં થોડું મિથ્યા લંબાણ પણ થયું છે. રાજેન્દ્ર શુક્લની 'મને ગિરનાર સંઘરશે' અને ચિનુ મોદીની 'તસબી'માં પણ થોડું આવું પિષ્ટપેષણ છે. કહેવાતી સંદિગ્ધ પંક્તિઓના એક કરતાં વધારે અન્વયો ક્યારેક

જરૂરી લાગતા નથી. એ પંક્તિને આખી રચનાના સંદર્ભમાં તપાસતાં એનો અર્થ સ્પષ્ટ થઈ જ જતા હોય તો નાહક કરવામાં આવતા આવા શ્રમનું મૂલ્ય ઊભું થતું નથી.

રાવજીના 'સ્વ. કુંદનલાલ...'માં તો લેખક અર્થઘટનપ્રક્રિયાની પણ ઘણી સહાય લે છે. અન્યત્ર પણ એ અર્થઘટનના ક્ષેત્રમાં પ્રવેશ કરે છે કે તરત જ ભાષાવિજ્ઞાનનું ક્ષેત્ર અતિક્રમી જાય છે. એક સામાન્ય છાપ એવી પડે છે કે આ અર્થઘટનલક્ષી વિવેચનમાં શ્રી ટોપીવાળા જેટલા Sharp લાગે છે એટલા પેલા ભાષાવિજ્ઞાનલક્ષી અભિગમમાં લાગતા નથી. 'સોળી રે ભરવાડણ'માં આ વિષયનું સાદૃશ્ય રચતા ઈતિહાસમાં ઊતરે છે ત્યારે એમની વ્યુત્પન્નતા અને સજ્જતા યુગપત્ રીતે પ્રગટ થાય છે. 'વસન્તવિજય'માં કાન્તના વૃત્તસમાયોજનનો અભ્યાસ પણ વિવેચકની આવી જ સજ્જતાને અભિવ્યક્ત કરે છે. કલાપીનું 'એક આગિયાને' તપાસતાં વર્ડ્ઝવર્થ અને એલિયટ આદિના કાવ્યવિચારને પણ લેખક અછડતો સ્પર્શે છે. કાવ્ય તરીકેની, એ રચનાની, નબળાઈ પણ લેખકે બહુ સરળતાથી ખુલ્લી કરી આપી છે. આવી રચનાઓ ભાવયિત્રી પ્રતિભાને લગીરે સક્રિય થવાનો પડકાર ઊભો કરતી હોતી નથી. લેખકે ઉચિત રીતે જ 'લાગણીઓના સીધાસાદા અનુવાદ' તરીકે ઓળખાવી છે. ન્હાનાલાલના 'કુલયોગિની'માં રહેલાં અસમતુલા અને અણુસરખાપણાને લેખકે સાંગોપાંગ વિશ્લેષણ દ્વારા પ્રગટ કરી આપ્યાં છે.

પ્રસ્તુત સંગ્રહમાં વૈજ્ઞાનિકતાને અનુસરતા હોવાં છતાં વિવેચક મૂલ્યાંકન અને અર્થઘટનમાં સ્વકીય સત્ત્વનું શકુર દર્શાવે છે. માનવવિદ્યાઓમાં વૈજ્ઞાનિકતા ચુસ્ત રીતે નિભાવી શકાય નહીં એ હકીકતથી લેખક સભાન છે. એમણે કહ્યું છે કે, 'પ્રાકૃતિક વિદ્યાઓમાં જે પ્રકારની ચુસ્ત વૈજ્ઞાનિકતાનો આગ્રહ રખાય છે એવો આગ્રહ માનવવિદ્યાઓમાં શક્ય નથી. માનવવિદ્યાઓની વૈજ્ઞાનિકતા અનુનેયશીલ છે. કૃતિનો સર્જન તેમ જ ભાવનપક્ષ માનવીય છે અને કૃતિને સંપૂર્ણપણે માનવસંદર્ભોથી કાપી શકાશે નહીં.

આથી જ વિવેચનમાં વૈજ્ઞાનિકતા એટલે ઓછામાં ઓછી આત્મલક્ષિતા.” આમ લેખકનો ઉપક્રમ ભાષાલક્ષિતાથી છેવટે તો પેલી મૂલ્યાંકનગામી આત્મલક્ષિતા તરફનો રહ્યો છે.

શ્રી ટોપીવાળાને ઘણું નવું અને નવી રીતે કહેવું છે. નવી વિવેચના સાથે કામ પાડનાર વિવેચકે વિવેચનની નવી પરિભાષા પણ નિપજાવવી પડતી હોય છે. આ કામ એમણે પૂરેપૂરી સભાનતાથી અને જવાબદારીથી કર્યું છે. એમણે યોજેલા અંગ્રેજી શબ્દોના પર્યાયો પણ આની ખાતરી કરાવશે. ભાવકલેખન (Readerly script), સર્જકલેખન (Writerly script), નિત્યપરિવર્તી (Protean), વર્ણનાત્મક (Synchronic), પુનર્વિધાનશીલ (Representational), પ્રભાષાઓ (Registers), પરિવર્ધન (Magnification), સમધિકતા (Redundance), આકુંચન (Compression), વિસંધાન (Dispersion), ઘનીકરણ (Condensation), પ્રભુતા (Domination), યદૃચ્છા (Randomness), કાવ્યપીઠ (Poem surface), વિચ્છિતિકરણ (Abstraction) જેવા પર્યાયો આ રીતે સૂચક છે. આ પરિભાષાને કારણે આ લેખોમાં અપરિચિતતાનું વાતાવરણ પણ કોઈકને સર્જાતું લાગે પણ આવું તો નવા અભિગમોમાં બનવાનું જ.

મર્યાદાઓ પણ મળશે. ક્યાંક અનવધાન પણ જણાય કેટલીય વાર આલેખો બિનજરૂરી લાગે. આલેખ આપ્યા પછી પણ વિવેચકે ઘણી સ્પષ્ટતાઓમાં જવું પડે છે. વળી એમના જ આલેખને પ્રમાણિત આલેખ પણ ગણી શકાય નહીં કેમ કે કોઈ અન્ય વિવેચક (કે ભાવક) કોઈ જુદો જ આલેખ આપી શકે. એમના કેટલાક મતોનું પગેરું પશ્ચિમની વિવેચનામાંથી મળે પણ આપણી સંસ્કૃત મીમાંસામાંથી પણ એનું સામ્ય શોધવા જેવું ખરું. ‘સંદિગ્ધતા’ને માત્ર પશ્ચિમના ‘એમ્બિગ્યુઈટી’ના વિચાર સાથે જ સંબંધ છે કે આપણા મીમાંસકોના લક્ષણાવ્યાપાર સાથે પણ ? ‘અર્થવિલંબન’ માત્ર બાર્થના ‘Suspended meaning’ સાથે જ સંબંધ

લાગે છે કે આપણા વ્યંજનાવ્યાપાર જોડે પણ? આ માત્ર નવી સંજ્ઞાઓ જ છે કે નવો વિચાર પણ? લેખક તો આવી તુલનામાં ગયા નથી પણ આ પ્રકારની ચર્ચા આ પુસ્તક દ્વારા થશે તો આપણા વિવેચનને એનાથી લાભ જ થશે. *

---

* (તા. ૨૯-૩૦/૧૨/'૮૪ના રોજ પાટણ મુકામે યોજાયેલા 'ગુજરાતીના અધ્યાપક સંઘ'ના પાંત્રીસમા અધિવેશનના 'અન્ય' વિભાગમાં વંચાયેલો લેખ).

## આચમન 'સાહિત્યકાળ' / શિરીષ પંચાલ

સર્જકના અંગત જીવનની અપવિત્રતા, અસ્વચ્છતાને આધારે આપણે તેમની રચનાઓનું મૂલ્યાંકન કરતા નથી, કરી પણ ન શકીએ, કરવું ન જોઈએ. પણ એ જ સર્જક અથવા તો વિદ્યાપુરુષ કોઈ સંસ્થા સાથે સંકળાય ત્યારે આપોઆપ કેટલીક આચારસંહિતાઓનું પાલન કરવાનું ફરજિયાત થઈ પડે. આ વ્યક્તિત્વ અંગત નથી, એ જાહેર વ્યક્તિત્વ છે. સર્જક પાસે હવે આપણે જાહેર હિતના રક્ષણના સંદર્ભે અપેક્ષાઓ રાખી શકીએ. સર્જકે એના અંગત જીવનમાં રાખેલા અવૈધ સમ્બન્ધોને માફ કરી શકાય પણ એ સર્જક કોઈ સંસ્થામાં જોડાયો હોય અને તેના નાણાં ઉચાપત કરવા માંડે, એ સંસ્થાનાં નાણાંની લહાણ પોતાના લાડીલા ગિરાસદારો વચ્ચે કરવા માંડે, એ સર્જક કે વિદ્યાપુરુષ કોઈની કૃતિને પાઠ્યપુસ્તક તરીકે મંજૂર કરાવવા માટે લેખકો પાસે લાંચ ઉઘરાવતો થાય, ત્યારે તેનો આ વ્યભિચાર અંગત જીવનના વ્યભિચાર કરતાં અનેકગણો ભૂંડો લેખાવો જોઈએ. જે મુકાબલો કરવાનો છે તે આવા વ્યભિચારીઓનો. આ કહેવાતા મહાપુરુષો વિદ્યા સંસ્થાઓમાં, સાહિત્ય સંસ્થાઓમાં, સામયિકોમાં બિરાજે છે માટે જ આ બધું સાવ ખોટું બની ગયું છે. આ આપણા સાક્ષરો એવા છે જેઓ પોતાના લેખો છપાવવા 'નાના માણસો' પાસે પણ લાળ પાડે છે, અન્ય સંસ્થાઓમાં ભાષણો માટે સામેથી આમંત્રણો ઉઘરાવે છે, વગરવાંચ્યે સંપાદનો કરે છે, ક્યારેક તો બીજાઓએ કરેલાં

બધાં પુસ્તકો વાંચ્યાં પછી જ પારિતોષિક માટે આ કૃતિની ભલામણ કરું છું. જો કે આવા સોગનનામાને ઘોળીને પી જનારાની પણ કશી ખોટ નથી.

તો પછી, આ પરિસ્થિતિનો કોઈ ઉપાય ખરો ? સમગ્ર દેશમાં વ્યાપેલા ભ્રષ્ટાચારમાંથી કોઈ પણ સંસ્થા બાકાત રહી ન શકે એમ કહીને, મનાવીને આપણે આશ્વાસન લેવું હોય તો લઈ શકીએ. વાસ્તવમાં આવાં આશ્વાસનો પોકળ છે, આપણી માની લીધેલી લાચારી છે. વ્યક્તિ સુધરે તો સમાજ સુધરી શકે છે—આ વાતમાંથી જાણે આપણી શ્રદ્ધા ઊઠી ગઈ છે. ક્યારેક એમ લાગે છે કે આપણે અંગત રીતે પણ સુધરવા માગતા નથી માત્ર બીજાને સુધારવાની મોટી મોટી વાતો કરવાનો કશો અર્થ નથી, એ જ રીતે આપણે બંડખોર હોવાની પણ મોટી મોટી વાતો કરીએ છીએ. આવી વાતોથી ઘણીવાર તો આપણી જાતને આશ્વાસન આપીએ છીએ. એટલે આપણી પાસે બે વિકલ્પ છેઃ કાં તો આપણે જાહેરમાં સ્વીકારી લઈએ કે સાહિત્યિક સંસ્થાઓની, સામયિકો, સમારમ્ભો, સાહિત્યિક પારિતોષકો, સંસ્થાકીય સંપાદનો—આ બધાંમાં સુધારા થવાની શક્યતાઓ ઓછી છે. પ્રામાણિકતા, સત્યનિષ્ઠા, વિવેકબુદ્ધિ—આ બધાંને તિલાંજલિ આપી છે આ બધાં મૂલ્યો કાગગ્રસ્ત છે. જે આ ઢંઢેરામાં નહીં જોડાય તેનો અમે ખાતમો બોલાવી દઈશું અથવા તો...આવા સત્યપ્રિય, પ્રામાણિક માણસો પોતાની અનાસક્તિ ત્યજીને આગળ આવે, ખુલ્લે આમ ખોટી, ભ્રામક પ્રવૃત્તિઓ સામે મોરચો માંડે, સામા પક્ષના શામ, દામ, દંડ, ભેદ સામે ટકી રહેવાનું ખમીર બતાવે. આ વિકલ્પ અઘરો છે, એનાં પરિણામોની કલ્પના કરી લઈને જ ઝંપલાવવું, એ મોરચો સ્વજનો સામે પણ માંડવો પડે, કદાચ તે વખતે આપણી કલમ દગો દેવા જાય. પણ તેવે વખતે કોઈ કૃષ્ણ હાજર નહીં હોય એમ માનીને જ ચાલવું જો આટલું કરી શકીશું તો મરતી વખતે આપણને થોડો ઘણો આત્મસંતોષ અવશ્ય થશે. ( ફાર્બસ ત્રૈમાસિકમાંથી )

# કન્યા કેળવણીની દિશામાં ઐતિહાસિક કદમ



**રજત જયંતી વર્ષમાં ગુજરાતે મહત્વનું કદમ ઉઠાવ્યું છે. ગુજરાતમાં તમામ વિદ્યા શાખાઓમાં દરેક સ્તરે કન્યાઓને નિઃશુલ્ક કેળવણી અપાશે.**

રાજ્યમાં હાલ ૧૧ ધોરણ સુધી કન્યા માટે નિઃશુલ્ક શિક્ષણની સવલત આપવામાં આવે છે. ગરીબ અને મધ્યમ વર્ગના કુટુંબોનો ઉચ્ચ કન્યા શિક્ષણનો આર્થિક પ્રશ્ન હળવો બનાવવા આવતા શૈક્ષણિક વર્ષથી કન્યાઓને તમામ સ્તરે નિઃશુલ્ક શિક્ષણ અપાશે.

ગુજરાતમાં પુરુષ શિક્ષણની ૫૪-૪૪ ની ટકાવારી સામે સ્ત્રી શિક્ષણનો દર ૩૨-૩૦ ટકા છે. તમામ સ્તરે શિક્ષણ મફત થતાં, આ નીચો દર ઊંચો લાવી શકાશે.

ગુજરાતમાં ઉચ્ચ શિક્ષણ મેળવતી એક લાખ જેટલી કન્યાઓને આ યોજનાનો લાભ મળશે. કન્યા કેળવણીની દિશામાં આ ઐતિહાસિક કદમ ભરનાર ગુજરાત દેશભરમાં પ્રથમ રાજ્ય છે.

## રજત જયંતી વર્ષે ઝળહળતો નિર્ણય

# ક્ષિતિજ

માર્ચ
૧૯૮૫

## કવિતા

પ્રાણજીવન મહેતા
આર. એસ. થોમસ
(ભાલચન્દ્ર ભટ્ટ)

## નવલિકા

કારેલ ચાપેક
( વિજય શાસ્ત્રી )
લિયો ટૉલ્સ્ટોય
માર્ગરેત યુર્સેના
( ગીતા ભટ્ટ )

## વિવેચન

ડૉ. ઉષા ઉપાધ્યાય

## આચમન

યશવન્ત દોશી

# કંકાવટી

માર્ચ
૧૯૮૫

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૭ : અંક ૩૧૦ : મૂલ્ય : બે રૂપિયા**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૦, બે વર્ષના રૂા. ૩૮. વિદેશ : શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), છ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ થાય તે યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ તે જ માસમાં થાય તો ફરી અંક મોકલવાનું શક્ય બનશે.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : ધવલ આર્ટ પ્રિન્ટર્સ, વાડીફળિયા, સૂરત–૩૯૫ ૦૦૩

## પંડ-પ્રપંચ / પ્રાણજીવન મહેતા

૧

જળ જેવું આ છળ ચલ મન જળમાં ઝળહળીએ
પગથારે પગ મેલી ભમ્મરીએ કૂવે ભમીએ
કૂવે જળ છળછળતું તૂટેલા તળિયે ફરફરિએ
બાંડી હથેળી લઈને આ લીલની ચપટી ભરીએ
સૂક્કો સમય સળવળતો પીળું પાન, પવન ચગળીએ
ડૂંટી ઉપર મેલી સળગતો દાવાનળ ડૂબીએ
આપણ શાને ફોગટ કોરા કાગળમાં કરગરીએ
કાગળ ફોડી-ફાડી જાતે જંતર-મંતર ભણીએ
કાણી બાંડી ખોબડી કથા આપણ કહેવત, કહીએ
તકિયે મેલી મસ્તક ખાલી ખોબે આંખ ઉલેચીએ
તૂટેલા તરણે બેસી ચલ મન વાટે ઘાટે વળીએ
પવનપૂંઠે પડઘાતો ભણકાર-પાઠ પલાખા ભણીએ.

૨

ચલ મન કાગળ ખોતરીએ
લઈ જોતર જાત જોતરીએ
ખલક આખું છે ખાલીપો
છળમાં છળ થૈ છેતરીએ
ઘાટઘૂટ તો ઘડાયા ઘટમાં
શીજું બધું આપે જ ચિતરીએ
ડાઘાડૂઘી છે આ દર્પણમાં
દર્પણમાં બેસી અમથા ડરીએ
પિંડ પુરાયુ પેલા પિંજરમાં
સળિયાં ઝાલી જાત નચવીએ
ખાલી સમંદર તળિયે બેઠા
પરપોટે પેસીને સળવળિએ

## એક ઘરડો માણસ / આર. એસ. થોમસ

અનુ. ભાલચન્દ્ર ભટ્ટ

દૂર ભીના માર્ગ પર
ધૂમાડાથી ઘેરાયેલો એક ઘરડો માણસ
સમયના વિશ્વાસઘાતી બરફ પર ધીમે પગલે ચાલી રહ્યો છે.
ખુલ્લા આકાશ તળેના પર્ણવિહીન વૃક્ષસમ
જીવનના ઝંઝાવાતે
સર્વ કાંઈ ગુમાવીને વાંકા વળી ગયેલા
તેના ગાલ પરનાં આંસુ
એટલે ખાલી ડાળી પરની અંતિમ ચમક.

શિયાળો આવીને પોતાના ઠંડા હાથ વડે
મનને ડરાવતી જીવનની ઊંડાઈ પર પુલ ભલે બાંધે,
આત્મવિશ્વાસપૂર્વક ભલે તે આગળ વધે,
સૂર્ય અત્યારે જેમ પ્રકાશે છે તેમ
કપાળના એરણ પર દુઃખનો મજબૂત હથોડો
હલકા પ્રહારથી ભલે પડે.

**પ્રત્યક્ષ પ્રમાણ** / કારિલ ચાપેક / અનુ. વિજય શાસ્ત્રી

'આ મારા જાતઅનુભવની વાત છે.' મૅજિસ્ટ્રેટ મેટ્સે પોતાના ગાઢ મિત્ર ટૉનિકને કહ્યું. 'હું વ્યર્થ વિવરણો, બહાનાંઓ અને તર્કોમાં વિશ્વાસ રાખતો નથી. નથી હું આરોપીઓ કે સાક્ષીઓ પર વિશ્વાસ કરતો. ઘણી વાર ઇચ્છા ન હોવાં છતાં લોકો જૂઠું બોલતાં હોય છે. તમને એવા સાક્ષી પણ મળશે જે હૃદય પર હાથ મૂકીને સોગંદપૂર્વક કહેશે કે તેમને આરોપીઓ પ્રત્યે કોઈ દુશ્મનાવટ કે વેરભાવના નથી. પણ તેઓ પોતે જ જાણતા નથી હોતા કે ક્યાંક ચિત્તના ઊણ્ડાણમાં, એમનું અસમ્પ્રજ્ઞાત માનસ ઘૃણા અને દ્વેષથી ભરેલું છે. આરોપીની બધી દલીલો ઉપજાવી કાઢેલી હોય છે. તેઓ તેનો શુકપાઠ કરી જાય છે. બીજી બાજુ સાક્ષીની બધી જુબાનીઓ આરોપીને હાનિ કે લાભ પહોંચાડવાની સભાન કે અભાન ઇચ્છામાંથી જન્મી હોય છે. હું તો બધાંને સારી રીતે ઓળખું છું. બધાં સાલાં લબાડ જાનવરો છે...

આવી પરિસ્થિતિમાં ટૉનિક, તમે કોની પર ભરોસો રાખી શકો? માત્ર સંજોગો પર. મારા કહેવાનું તાત્પર્ય છે—એ સ્વયંભૂ, તર્કાતીત અથવા શું કહેવાય એને—કોક જાતે જ પ્રગટી આવનારી અકુણ્ઠિત ભાવનાઓ અને ક્રિયાઓ પર, જે ક્યારેક આપોઆપ જ ઉત્પન્ન થઈ આવે છે. પ્રત્યેક ચીજ બનાવટી અને વિકૃત છે, પ્રત્યેક ચીજ દગાપૂર્ણ છે યા તો કોઇક ને કોઈ રીતે સ્વયંથી જ પ્રેરાયેલી હોય છે.—સિવાય કે સંજોગો. પલકમાત્રમાં આ વાત સમજાઈ જાય છે. કશો પણ નિર્ણય કરવાની મારી આ જ રીત છે. હું ચૂપચાપ બેઠો બેઠો લોકોની બનાવટી, પૂર્વયોજિત, ઉપજાવી કાઢેલી અને બકવાસપૂર્ણ વાતો સાંભળ્યા કરું છું. અને હું એ બધું સાચું માનતો હોઉં એવો દેખાવ પણ કરું છું, કારણ કે હું ઇચ્છું છું કે તેઓ નિસ્સંકોચ બકવાસ કરે—પણ એ દરમિયાન હું સાવધપણે એમના કોઈ એવા શબ્દને પકડવા ટાંપી રહું છું જે અનાયાસે જ, તેમની ઇચ્છા વગર જ એમના મોંમાંથી નીકળી પડે છે. જાણો છો—માત્ર માનસવિજ્ઞાનનો

પણ્ડિત જ આ કામ કરી શકે. મોટાભાગના મૅજિસ્ટ્રેટોને આરોપીઓને ધમકાવવા સિવાય કશું આવડતું નથી હોતું. એ લોકો આરોપીને વચ્ચે વચ્ચે ટોક્યા કરે છે. પરિણામે બાપડા આરોપીનું મગજ એટલું બહેર મારી જાય છે કે જરૂર પડ્યે તે એ વાત પણ કબૂલ કરવા તૈયાર થઈ જાય છે કે એણે મહારાણી એલિઝાબેથની હત્યા કરી છે! મારી રીત આ નથી. હું મારી ભૂમિકા માટે બિલકુલ નિશ્ચિત થઇ જાઉં છું. આ જ કારણસર હું જૂઠાણાં અને બહાનાંઓ [જેને કાયદાની પરિભાષામાં 'આત્મસ્વીકૃતિ' કહે છે]ની વચ્ચેથી જ્યાં સુધી સત્ય પકડાઈ આવતું કે પ્રગટ થઈ આવતું નથી ત્યાં સુધી હું અવિકલ ધૈર્ય ધારણ કરું છું. અચાનક, અજાણતાં જ સત્ય, બકવાસ વચ્ચેથી પ્રગટ થઈ આવે છે. જાણે છે, આ વિશ્વને 'આંસુનો પરદો' માનવામાં આવે છે. અને અહીં સમ્પૂર્ણ સત્ય માત્ર ભૂલથાપમાં જ બહાર આવે છે—એ ક્ષણે જયારે કોઈ માણસના મોંમાંથી અનાયાસ કોઈ વાત કહેવાઈ જાય યા તો ભૂલમાં કોઈ કૃત્ય થઈ જાય.

ટોનિક, તું તો જાણે છે કે આજદિન સુધી મેં તારાથી કોઈ વાત છૂપાવી નથી. આપણે બાળપણથી જ મિત્રો રહ્યા છીએ. તને યાદ છે, એકવાર બારીનો કાચ મેં ફોડેલો પણ માર તેં ખાધેલો? તાજેતરમાં જ મારી સાથે એક ઘટના એવી બની છે કે જેનો વિચાર કરતાં પણ મારું માથું શરમથી ઝૂકી જાય છે. કદાચ હું એ વિશે કોઇને કશું ન કહેત, પણ એ વાત મારા હૃદય પર બોજ બની રહી છે. જ્યાં સુધી હું એ કોઈને કહીશ નહીં ત્યાં સુધી મારું હૃદય હળવું થાય એમ નથી. સત્ય જાણવાની મારી પદ્ધતિ મેં હમણાં જ તને જણાવી હતી એ પદ્ધતિનો ઉપયોગ તાજેતરમાં જ મેં મારા અંગત જીવનમાં કર્યો હતો. મારા દામ્પત્યજીવનમાં. આ ઘટના સાંભળીને તારે જે કહેવું હોય તે કહી શકશે—નીચ, જંગલી ગમે તે. હું બધું સાંભળી લઇશ. કેમ કે હું એને જ લાયક છું.

મારા મિત્ર...મેં મારી પત્ની માર્થા પર શંકા કરી હતી. સાચી

વાત એ છે કે છેલ્લા થોડા વખતથી હું ઈર્ષ્યાની આગમાં બળી રહ્યો હતો. મારા મગજમાં એવું ભૂત ભરાઈ ગયું હતું કે મારી પત્ની કોઈ બીજા યુવકના પ્રેમમાં છે. શું નામ એ યુવકનું ?...ખેર, તું એને આર્થર કહી શકે છે. તું એને નહીં ઓળખે. હું કોઈ નીચ, નાલાયક માણસ નથી. જો મને ખાતરી થઈ જાત કે એ આર્થરને પ્રેમ કરે જ છે તો હું એને ચોખ્ખા શબ્દોમાં સુણાવી દેત કે–માર્થા તું તારા રસ્તે, હું મારા. પણ મુશ્કેલી એ હતી કે હું એ બાબતમાં સંદિગ્ધ હતો. ટૉનિક, તું મારી બેચેનીની કલ્પના નહીં કરી શકે. એ એક વર્ષ મેં કેવી ભયંકર યાતનામાં વીતાવ્યું તે ભગવાન જ જાણે છે. તું તો જાણે છે કે એક ઈર્ષ્યાળુ પતિની શી હાલત થાય છે. એની અક્કલ પર કેવું પાણી ફરી જાય છે, તે તું જાણે છે. એ તેની પત્નીનો પીછો કરે છે, તેની જાસૂસી કરે છે, નોકરોને પડપૂછ કરે છે. વાતવાતમાં રાતોપીળો થઈ ઊઠે છે. પણ તારે એ વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે હું એક મેજિસ્ટ્રેટ પણ છું. ઊલટતપાસ કરવામાં કાબેલ. મારા મિત્ર, એ દિવસો દરમિયાન મારું જીવન ઊલટતપાસોથી ભરપૂર બની ગયું હતું. સવારે જાગું ત્યાંથી માંડીને રાત્રે પથારીમાં પડું ત્યાં સુધી બસ ઊલટતપાસ ને ઊલટતપાસ જ ચાલતી.

ફેર એટલો કે આ કિસ્સામાં આરોપી ખુદ મારી પત્ની જ હતી. અને છેલ્લે સુધી તે પોતાની વાતમાં અડગ રહી. ક્યારેક રડવા લાગતી, ક્યારેક ચૂપ થઈ જતી, ક્યારેક બોલ બોલ કરવા લાગતી પણ એ બધામાં એની પોલ પકડાઈ શકે એવો એકે શબ્દ તે બોલી નહીં: જો કે, તે ઘણીવાર જૂઠું યે બોલતી...કારણ વગર, સહજ ભાવથી–પણ સ્ત્રીઓને એવી ટેવ જ હોય છે. કોઈ પણ સ્ત્રી ક્યારેય એમ નહીં કહેશે કે પોતે દરજીની દુકાનમાં બે કલાક વીતાવીને આવી છે...એને બદલે એમ કહેશે કે તે દાંતના ડૉકટર પાસે ગઈ હતી યા-તો કબ્રસ્તાનમાં માની કબરનાં દર્શન કરીને પાછી ફરી છે. ટૉનિક–એક ઈર્ષ્યાળુ પતિ પાગલ કૂતરાની જેમ વંકી જાય છે. હું જેટલો માર્થાને પ્રશ્નોની ઝડી

વરસાવી પજવતો, જેટલો ડરાવતો–ધમકાવતો એટલો જ બેચેનીનો પણ અનુભવ કરતો. એના પ્રત્યેક શબ્દ, પ્રત્યેક બહાનાને હું તોલતો–પારખતો, એના દરેક ચેનચાળા પર વિચારો કરતો પણ કશું હાથમાં નહોતું આવતું. હાથમાં આવતું ઘસાયેલું સત્ય, જેને આધારે માનવ-સમ્બન્ધો–ખાસ કરીને દામ્પત્ય સમ્બન્ધો–ટકી રહેતા. હું ફક્ત મારા અનુભવની વાત કરી રહ્યો છું. બિચારી માર્થા પર શું નું શું વીત્યું હશે એની કલ્પના કરતાં જ હું મારી જાતની પ્રખર ભર્ત્સના કરવા માંડું છું.

આ વર્ષના આરમ્ભે માર્થા પોતાની સારવાર માટે ફ્રાન્જેન્સવાદ ગઈ હતી. છેલ્લા થોડાક વખતથી તેની તબિયત નરમગરમ રહેતી હતી. તું તો જાણે છે સ્ત્રીઓને કેવી કેવી તકલીફો થાય છે. ખેર. તને એ કહેવાની જરૂર નથી કે એના હાલચાલની જાણકારી મેળવવા મેં પાકી વ્યવસ્થા કરી દીધી હતી. એક દુષ્ટ માણસને મેં થોડા પૈસા આપ્યા હતા–માર્થા પર નજર રાખવા માટે; પણ એ કમબખ્ત સવાર–સાંજ પીઠામાં જ પડી રહેતો. કેવી અજબ વાત છે કે જિંદગીનો એક અંશ બગડયો તો આખી જિન્દગી બગડવા માંડે છે. જો તમારાં કપડાં પર ક્યાંક જરાક અમથો ડાઘો પડયો તો આખું કપડું મેલું લાગવા માંડે છે. પત્રોમાં માર્થાની વાણી દબાયેલી અને અનિશ્ચિત સ્વરૂપની રહેતી–જાણે કે મારો વ્યવહાર એને સમજાતો ન હોય એવી. હું એના પત્રો બહુ ધ્યાનથી વાંચતો અને એના દરેક શબ્દના મૂળમાં જવા પ્રયત્ન કરતો. પછી એક દિવસ મને એ પત્ર મળ્યો...પરબીડિયા પર મારું નામ અને સરનામું લખ્યાં હતાં.–ક્રાન્તિશેક મેટ્સ, મેજિસ્ટ્રેટ–વગેરે. પરબીડિયું ફાડીને મેં કાગળ બહાર કાઢયો–મારી નજર પહેલી જ લીટી પર ચોંટી ગઈ. લખ્યું હતું...

'પ્રિય ઓથ'ર !'

મારા હાથ કાંપવા લાગ્યા. આખરે મેં પકડી જ પાડયું. ઘણીવાર એવું બને છે કે જ્યારે તમે એકસાથે અનેક પત્રો લખતા હો ત્યારે

કોઈ ને કોઈ ભૂલથી ભળતા કવરમાં બીડાઈ જાય. આવી નાનકડી ભૂલે માર્થાને પ્રત્યક્ષ પ્રમાણ સાથે ઝડપાવી દીધી હતી. પણ જરા જેટલી ભૂલને પરિણામે બિચારી માર્થાનો બધો ભેદ ખૂલી જાય એ વિચારે હું કંઈક ઉદાસ પણ થયો

ટૅાનિક, મને સમજવામાં ભૂલ ન કરીશ. પહેલી ઈચ્છા મારા મનમાં એ ઊઠી કે ઑર્થરને સમ્બોધાયેલો આ પત્ર હું વાંચ્યા વગર જ માર્થાને પાછો મોકલી આપું. હું એમ કરી પણ દેત–પણ ઇર્ષા બહુ ખરાબ ચીજ છે. એના ફંદામાં ફસાઈને માણસ ભલભલાં કામ કરવા તૈયાર થઈ જાય છે. આખરે મેં એ પત્ર વાંચ્યો જ. ઈચ્છા હોય તો તું પણ વાંચી શકે છે, હું કાયમ એ મારી સાથે રાખું છું. જરા જુઓ–શું લખ્યું છે:

પ્રિય ઑર્થર,

તારા પત્રનો જવાબ આપવામાં વિલમ્બ થયો છે. આશા છે: તું ગુસ્સે ન થયો હોઈશ. હમણાં છેલ્લા થોડા દિવસો હું મારા પતિ ફ્રાન્સી વિશે બહુ ચિન્તામાં હતી. ઘણા વખતથી એમનો કોઈ પત્ર જ નહોતો. હું જાણું છું કે હમણાં હમણાં તેઓ બહુ કામમાં રહે છે. પણ આટલા વખતથી તેમના સમાચાર જાણ્યા વગર મારું મન ઉદાસ રહેતું હતું. તું એ વાત કદાચ નહીં સમજી શકશે. ફ્રાન્સી આવતે મહિને અહીં આવનાર છે, ત્યારે તું પણ આવી શકે છે. એના પત્ર પરથી જાણવા મળ્યું છે કે હમણાં તે એક બહુ રસપ્રદ કેસ ચલાવી રહ્યો છે. એણે તો મને કેસની કોઈ વિગતો લખી નથી પણ હું માનું છું કે હ્યુગો મિલ્લર જેમાં પકડાયેલો એ ખૂનકેસ જ હશે. મને પોતાને જ એ કેસની વિગતો જાણવામાં બહુ રસ છે. તું ને ફ્રાન્સી હમણાંના બહુ હળતા મળતા નથી એ બહુ દુઃખદ વાત છે, પણ કદાચ ફ્રાન્સીની વ્યસ્તતા જ એમાં કારણભૂત હશે. તું પહેલાંની જેમ એને લોકોને મળવા હળવાની ફરજ પાડતે, છેવટે કંઈ નહીં તો તમે બંને પણ મોટરમાં બેસી સહેલગાહે જાત તો મને કેટલો આનન્દ થાત.

તું હંમેશાં અમારા પ્રત્યે બહુ માયાળુ રહ્યો છે. જો કે, અત્યારે પહેલાં જેવી સ્થિતિ નથી રહી, છતાં તું અમને ભૂલ્યો નથી. ફ્રાન્સી બહુ ગભરાટિયો અને વિચિત્ર સ્વભાવનો માણસ છે, તે મને તારી પ્રેમિકા વિશે તો કંઈ લખ્યું જ નહીં. ફ્રાન્સીના કાગળ પરથી જાણવા મળ્યું કે હમણાં પ્રાગમાં ભયંકર તાપ પડે છે. એ અહીં આવીને થોડા દિવસ આરામ કરી શકે તો સારું થાય. પણ એ તો અડધી રાત સુધી ઑફિસમાં કામના ગંજ વચ્ચે જ ડૂબેલો રહે છે. તું સમુદ્રકિનારે પ્રવાસે ક્યારે જવાનો છે? માનું છું કે તું તારી પ્રેમિકાને સાથે લઈને જ જવાનો હશે. સ્ત્રીઓની વિરહવેદનાને તમે પુરુષો ક્યાંથી સમજો?

શુભ આકાંક્ષાઓ સહ,

સ–સ્નેહ

માર્થા માતેસોવા

વારુ, તો ટોનિક, હવે મને કહે, તું આ પત્ર વિશે શું વિચારે છે? હું જાણું છું કે આમાં કોઈ રસપ્રદ યા સનસનાટીયુક્ત વાત નથી લખી...શૈલી યા રુચિના દૃષ્ટિકોણથી જોતાં પણ આ એક સામાન્ય પત્ર છે. પણ મારા ભાઈ આ પત્ર માર્થા પર અને બિચારા ઑર્થર પ્રત્યે માર્થાનો અભિગમ ક્યા પ્રકારનો છે એની પર કેટલો ગહન પ્રકાશ ફેંકે છે. જો આ જ વાત એણે પોતે મને કહી હોત તો કદાચ મેં માની પણ ન હોત. પણ આ પત્રમાં એ જ વાત કેટલી અનાયાસ અને સહજ રીતે પ્રગટ થઈ આવી છે...હવે તો તું મારી વાત માનશે ને? સીધું સાદું અને સમ્પૂર્ણ સત્ય કેવળ ભૂલ યા શરતચૂકથી જ પ્રગટ થઈ આવે છે. કાગળ વાંચી મને અપાર પ્રસન્નતા થઈ. પત્ર વાંચી મારા આનંદનો પાર ન રહ્યો. મને મારી જાત પર શરમ આવી, ઇર્ષ્યાને લીધે મારી અક્કલ જાણે બહેર મારી ગઈ હતી.

ત્યાર પછી મેં શું કર્યું? હત્યાસંબંધી લુગો મિલરનાં કાગળિયાં દોરીથી બાંધી મેં ટેબલના ખાનામાં મૂકી દીધાં અને

બીજા જ દિવસે ફ્રાન્જેન્સબાદ જવા નીકળી ગયો. મને જોતાંની વારમાં જ માર્થાના ચહેરા પર ગુલાબી આભા પથરાઈ ગઈ અને નાની બાળકીની જેમ મારી સાથે ગેલ કરવા માંડી. એને જોતાંની વારમાં જ કોઈને એમ લાગે કે એણે કોઈ જઘન્ય અપરાધ કર્યો હશે. હું તાકી તાકીને એની આંખોમાં જોવા લાગ્યો. 'ફ્રાન્સી', માર્થાએ પૂછ્યું, 'મારો પત્ર મળ્યો હતો ?'

'કયો પત્ર ?' મેં આશ્ચર્યથી પૂછ્યુ 'સટરપટર વાતો વળી તું ક્યારે લખે જ છે ?'

માર્થાએ ક્ષણભર સાશંક દૃષ્ટિથી મારા તરફ જોયું અને પછી એક ઊંડો શ્વાસ લઈને ચૂપ થઈ ગઈ. મને લાગ્યું કે મારા જવાબથી એના મન પરનો કોઈ ભારે બોજ ઊતરી ગયો છે. 'કદાચ, હું પોસ્ટ કરવો જ ભૂલી ગઈ હોઈશ.' એ બોલી અને આમતેમ શોધવા લાગી. બૅગમાં જોવા લાગી. એક ચોમળાયેલો કાગળ એના હાથમાં આવ્યો. 'પ્રિય ફ્રાન્સી' પહેલી જ લીટી પર મારી નજર પડી. હું મનોમન હસવા માંડ્યો. મારું માનવું છે કે બચારા ઑર્થર સાહેબે વળતી ટપાલે જ, તેને ન સમ્બોધાયેલો એ કાગળ, પાછો રવાના કરી દીધો હશે.

ત્યારબાદ અમે ક્યારેય એ વાતની ચર્ચા નથી કરી. હા, એને જેમાં રસ હતો એ હ્યુગો મિલરના કેસ વિશે મેં વિસ્તારથી વાતો કરી. મારું માનવુ છે કે મને એ પત્ર નથી મળ્યો એવો વિશ્વાસ હજુય એને છે.

બસ–આખી વાત આમ છે. ક્રમ સે ક્રમ એ દિવસથી અમારે ત્યાં શાંતિ રહે છે. તને નથી લાગતું કે ભયંકર ઈર્ષ્યાએ મને કેવો બેવકૂફ બનાવી દીધો હતો. હવે માર્થાને જે મેં અન્યાય કર્યો હતો તેને પસ્તાવાના વિપુલ ઝરણામાં ધોવા મથું છું. એ પત્ર વાંચ્યા પૂર્વે મને, એ મારો કેટલો ખ્યાલ રાખે છે, એની કલ્પના સુદ્ધાં નહોતી. તારી આગળ દિલ ખોલીને મેં મારા હૃદયનો ભાર હળવો કરી દીધો છે.

પોતાને જ બેવકૂફ બનાવવા—મારા મતે—એ તો કોઈ પાપ કરવા કરતાંયે વધુ લજ્જાસ્પદ વાત છે.

છતાં આ કિસ્સો એટલું તો પુરવાર કરે જ છે કે કોઈ પણ સત્ય સહજ રીતે જ બિલકુલ પારદર્શક સ્પષ્ટતાથી પ્રગટ થઈ જાય છે. કેમ બરાબર ને ?

એ જ સમયે એક બીજા સ્થળે એક યુવાન, જેને આપણે ઑથૅર તરીકે ઓળખીએ છીએ તે, માર્થાને પૂછતો હતો 'પેલા કાગળનું કંઈ પરિણામ આવ્યુ ?'

'કેવું પરિણામ, પ્રિય ?'

'તેં જે પેલો પત્ર તારા ધણીને 'ભૂલ'થી મોકલેલો તેનું ?'

'હા આવ્યું' માર્થા બોલી અને ઊંડા વિચારમાં ખોવાઈ ગઈ. થોડીવારે બોલી 'એ મારા પર હવે જે ભરોસો મૂકતા થઈ ગયા છે તે જોઈને મને ક્યારેક બહુ દુઃખ થાય છે. એ દિવસથી એમનો મારા પ્રત્યેનો વ્યવહાર અત્યન્ત પ્રેમાળ થઈ ગયો છે. એ રાત-દિવસ પેલો પત્ર છાતીએ વળગાડી ફર્યા કરે છે.' કહેતાં માર્થા આછેરી ધ્રુજી ઊઠી, 'હું જે રીતે એમને દગો દઈ રહી છું એ બહુ ભયંકર બાબત છે, એમ તને પણ, શું નથી લાગતું ?'

—પણ મિસ્ટર ઑથૅરને એવું નહોતું લાગતું...

—કમ સે કમ એમણે કહ્યું એ જ કે તેઓને એવું નથી લાગતું.

(ચેકોસ્લાવ નવલિકા)

## કવિપ્રતિભાનો તેજસ્વી નિખાર / ડૉ. ઉષા ઉપાધ્યાય

આડમ્બરરહીત સહજ–સુન્દર અભિવ્યક્તિ દ્વારા લીલયા ચારુ કાવ્યકૃતિઓનું સર્જન કરનાર ડૉ. જયન્ત પાઠક કવિ તરીકે સતત વિકાસમાન રહ્યા છે. તેમના ૭ પૂરોગામી કાવ્યસંગ્રહોની જેમ "મૃગયા" સંગ્રહમાં પણ પ્રથમ વર્ષાની ભીની, મૃણ્મય ગંધ જેવી સહજાનુભૂત તાજગી છવાયેલી દૃષ્ટિગોચર થાય છે. અનેકવિધ વિષયો "મૃગયા"માં વસ્તુરૂપ પામ્યાં હોવા છતાં સમગ્ર સંગ્રહમાં તારસ્વરે તો ઝંકૃત થઈ રહે છે કવિની નિઃસીમ નિસર્ગપ્રીતિ અને ઊંડો અતીતાનુરાગ. "મર્મર"થી "મૃગયા" સુધી નવનવા રૂપે નિખરતો રહેલો કવિનો પ્રકૃતિપ્રેમ પ્રતીતિ કરાવી જાય છે કે વગડાની લીલપ, પંખીનો ટહુકો. વહેતી નદી અને મેઘધનુષી રંગોમાં–રૂપોમાં ઝળહળી રહેતી નિસર્ગ-શ્રી કવિના રક્તસંચાર સાથે એકરૂપ બની સદાય ધબકતી રહી છે. એ હકીકત નોંધપાત્ર છે કે આ ઉપાદાન સામગ્રી ચિરપરિચિત હોવા છતાં પ્રકૃતિને માનવીય પરિવેશમાં નિહાળવાના કવિના આગવા અભિગમને કારણે તેમની રચનાઓ નૂતન ભાવાર્થ–ચમત્કૃતિથી સમૃદ્ધ બની છે.

"મૃગયા"ની પ્રથમ રચનામાં કવિ એકરાર કરે છે–

> "વલવલતી એક નદી સાંભરે, ટળવળતા કૈં તરુ,
> દડદડતા ડુંગર દેખાતા, આભ ઓરું ને પરું."

નગરસંસ્કૃતિના વિકાસ સાથે વન્ય પરિવેશથી ઉત્તરોત્તર વધુ ને વધુ વિચ્છેદ પામતા જતા મનુષ્યની વેદનાને વાચા આપતી ઉપર્યુક્ત પંક્તિ કવિના સંવિત્તમાં સતત ઘૂંટાતા જતા ઝૂરાપાને પણ અભિવ્યક્ત કરી જાય છે. અહીં નદીને વલવલતી અને તરુને ટળવળતા દર્શાવીને કવિએ ઉદ્દીષ્ટ ભાવને સવિશેષ વેધક બનાવ્યો છે. વિષાદમય ચિત્તની અસ્વસ્થતાને પણ "આભ ઓરું ને પરું" જેવા આંદોલિત સ્થિતિના ચિત્રણ દ્વારા માર્મિક અભિવ્યક્તિ સાંપડે છે.

વિખૂટાપણાની આ અનુભૂતિ રૂપાન્તરે "બચુભાઈનું ગૃહાગમન"માં ધ્યાનાર્હ બની રહે છે. લય દ્વારા પણ સિદ્ધહસ્ત કવિ ઉદ્દીષ્ટ પ્રભાવ નીપજાવી શકે છે એ હકીકત આ કાવ્યમાં ચરિતાર્થ થતી જોઈ શકાય છે. હળવી શૈલી અને "ચકલી પોપટ મોર કબૂતર કાબર તેતર હોલા" જેવા પરંપરિત પદવિન્યાસના વિરોધે (Contrastમાં) નિસર્ગ-વિચ્છેદની મર્માન્તક વ્યથા અને તીવ્ર અતીતાનુરાગ અહીં વધુ સઘનપણે ઉપસી આવે છે. એક સવારે કિલકિલ કરતું અને આગળ પાછળ ઠેલંઠેલા કરતું પક્ષીઓનું ટોળું કાવ્યનાયક માટે ભૂતઆંબલીએથી સંદેશ લઈને આવે છે અને કાવ્યાન્તે બારણે તાળું દઈ બચુભાઈ "આવજો, બોલાવે ઘર મારું" એમ પડોશીઓને કહી પક્ષીઓના ટોળા સાથે વગડે ચાલી નીકળે છે તે સ્થિતિની નાટ્યાત્મકતા આસ્વાદ્ય બની રહે છે. સામે પક્ષે, વાસ્તવિક જગતનો નાયક "અસલ ઘર"ના અવિરત સાદ છતાં કદીયે આ રીતે પુનઃ પાછો ફરી શકતો નથી તે સ્થિતિની કરુણતા વધુ મર્મવેધક બની રહે છે.

"મૃગયા"ના ગ્રીષ્મકાવ્યોમાં ઉનાળો તેની અલસતા, અસહનીય અકળામણ, ધૂળની ડમરીઓ, પીત-પર્ણો, ક્ષીણ જળાશયો, મધ્યાહ્નનો સૂનકાર, ગુલમહોર અને ગરમાળો ઈત્યાદિ સર્વ લાક્ષણિકતાઓ સાથે મૂર્ત, સ્પર્શક્ષમ રૂપ લઈને આવે છે. કવિસંવિત્તમાં ગ્રીષ્મ એવો તો સભર ઝીલાયો છે, ઘૂંટાયો છે કે આ કાવ્યગુચ્છમાં કવિની સમૃદ્ધ કલ્પકતા અને સમર્થ નિરૂપણશૈલીની પ્રતીતિ કરાવી જાય તેવી પંક્તિઓ

"લઘરવઘર વસ્તર તડકાનું દશે દિશામાં ઊડે
અકળામણમાં અડે આભને દરિયાને તળ બૂડે !"

અહીં પ્રથમ પંક્તિમાં તડકાની સર્વવ્યાપિતાને નિર્દેશ્યા બાદ તરત જ બીજી પંક્તિમાં સ્વયં ગ્રીષ્મને જ અસહ્ય અકળામણથી ઘડીક આભને અડતો તો ઘડીક દરિયાને તળ બૂડતો દર્શાવીને કવિએ એક ગતિશીલ, સજીવ ચિત્રનું નિર્માણ કર્યું છે. કલાકારની પીંછીના બે–ચાર લસરકે ફલક પર ઊતરી આવતા દિગંતની માફક અહીં પણ બે જ પંક્તિમાં મૂર્ત થઈ ઊઠતું ગ્રીષ્મનું ચાક્ષુસ રૂપ કવિકર્મની સિદ્ધિનું દ્યોતક બની રહે છે. એ જ રીતે–

"બહાર ન નીકળે બાળ, એકલો તડકો ફળિયે રખડે
શરારતી, સૂતાં કૂતરાંના કાને જૈને કરડે !"

(પૃ. ૩)

"ચકળવકળ આંખોમાં ચક્કર ફરે બોયણાં ભડકા
નીચે ભડભડ દરિયો ઊંચે બળે ગગનના ફડકા !"

(પૃ. ૩)

આદિ પંક્તિઓ પણ તેમાંના અરૂઢ ચાક્ષુસ કલ્પનોને કારણે ધ્યાનાર્હ બને છે. "ઉનાળાની બપ્પોરે લક્કડખોદ" કાવ્ય એક સહજલભ્ય દશ્યના અનુસંધાને પાંગરી ઊઠતા કવિના આંતરસંવેદનોના કલાત્મક ચિત્રણ તરીકે નોંધપાત્ર બને છે. "ગ્રીષ્મબપ્પોર અને દિવાસ્વપ્ન" સોનેટ પરંપરિત ઉપમાનોથી સભર છે પરંતુ તેના બે તાજગીભર્યાં કલ્પનો ધ્યાન ખેંચે તેવાં છે. ગ્રીષ્મની તન્વાંગી નદીના નિમ્નાંકિત ચિત્રમાં કલ્પનાની અભિનવતા તથા રમણીય કાવ્યમયતા ભાવકચિત્તને સ્પર્શી જાય તેવાં છે–

"તાણી લેશે જરી જરી કરી ચાર આખ્ખુય વાયુ
એવા વ્હેમે અહીંતહીં છુપાતી નદી પથ્થરોમાં."

(પૃ. ૬)

સોનેટના અંતિમ પંક્તિદ્વયમાં-

"એકું આવી જતું જરી દિવાસ્વપ્ન : હું સાંઢણીની
પીઠે ઊડું ટણટણ બજે ટોકરી તારકોની !"

(પૃ. ૬)

રણ અને તારકની શાશ્વતી વચ્ચે અનંત કાળથી વહ્યે જતી જીવન વણઝારનું સુંદર અર્થગર્ભ ચિત્ર પ્રાપ્ત થાય છે.

ચરાચર સૃષ્ટિની ગ્રીષ્મકાલીન અનુભૂતિના આસ્વાદ્ય ચિત્રાંકન બાદ કવિ વર્ષાની રીમઝીમને અને રંગ બદલતી પ્રકૃતિની તાદૃશ, રંગસભર ઝલકને કાવ્યરૂપ અર્પે છે. સજીવારોપણ દ્વારા કેટલાંક અતીવ સુંદર નાટ્યાત્મક ચિત્રો અહીં પ્રાપ્ત થાય છે. ઉદાહરણ તરીકે-

"રમે વા અને વાદળાં અંતરિક્ષે
ભમે વીજળીઓ છકેલી છકેલી."

(પૃ. ૬)

તથા

"બે કંઠે બે હાથ નાખીને નદીઓ ચાલી જાય
હિલોળાતો હિલોળે જળ સૂરજ વમળે ડૂબકાં ખાય;"

(પૃ. ૧૧)

અહીં અકૃતક શૈલી અને સાહજિક ક્રિયાસંચલનોના સામંજસ્યથી નીપજતી કાવ્યાત્મકતા કવિની 'સિધ્ધહસ્ત કલમનું સુપરિણામ છે. "પાંચ ફોરાં, પહેલા વરસાદનાં" એ મુક્તકગુચ્છમાં કવિ પાસેથી વર્ષાના પરિવેશમાં વગડો, નળિયાં અને સૂરજના સુરેખ, તાજગીભર્યાં કલ્પનો પ્રાપ્ત થાય છે. માનવીય સંદર્ભમાં પ્રકૃતિને નિહાળવાનો કવિનો અભિગમ અનાયાસે જ અહીં રુચિર ચિત્રો નીપજાવે છે. મૂશળધાર વર્ષા પછી ટપ ટપ ટપક્યાં કરતાં વૃક્ષપર્ણોને ઉઘાડ નીકળતાં ઝલમલ તડકાનો સૂરજકર સ્પર્શે છે અને એક ચમત્કાર સર્જાય છે-

"ઝલમલ તડકે-તરુને ભીનલ વાન-
રડતાં રડતાં હસી પડ્યું લો, રાન !"

(પૃ. ૭)

છે. નદીશુચ્છની આ પ્રતીકમય કલાપૂર્ણ અભિવ્યક્તિ અર્વાચીન ગુજરાતી કવિતાના દૈહિક પ્રેમને આલેખતા અલ્પ કાવ્યોમાં આગવી ભાત ઉપસાવી જાય છે.

કાવ્યસર્જનની જટિલ પ્રક્રિયામાંથી સતત પસાર થતા રહેલા કુશળ કવિ અહીં પાંચેક રચનાઓમાં કંઈક હળવાશથી કવિકર્મની અનુભૂતિને પણ શબ્દબદ્ધ કરે છે. પરંતુ 'મૃગયા" કાવ્યમાં કવિ પૂરી ગંભીરતાથી આ વિષયને સ્પર્શે છે અને સાદ્યંત સુંદર, નકશીદાર કાવ્ય નિષ્પન્ન થાય છે. અહીં કવિની સર્ગશક્તિની પણછ આકર્ણ ખેંચાયેલી અનુભવાય છે.

"એક ઘાયલ અને તેની સારવાર વિશે," "પ્રાર્થના", "બોલવું ચાલવું બાળકનું-"ઇત્યાદિ કેટલીક શિથિલ રચનાઓને બાદ કરતાં લઘુ રચનામાં પણ દૃષ્ટિગોચર થતું ઊર્મિનું ઊંડાણ અનવદ્ય કલ્પનો, દૈનંદિનીય ભાષાને કાવ્યોચિત પદાવલિમાં ઢાળવાનું કૌશલ્ય, અરૂઢ પ્રતીકો દ્વારા થતી ગહન અર્થવ્યાપ્તિ તથા પ્રૌઢિયુક્ત લયસૌંદર્યને કારણે "મગયા"માં કવિની સર્ગશક્તિનો નિખાર વધુ તેજસ્વિતાથી પ્રગટતો અનુભવાય છે. અને ઉમા-સ્નેહરશ્મિ પારિતોષિક દ્વારા "મગયા" સંગ્રહના નિમિત્તે કવિની આ પ્રતિભાનો સમુચિત પુરસ્કાર થયો છે. □

## નૃત્યપાર્ટી પછી– / લિયો ટોલ્સ્ટોય

તમે કહો છો કે માણસ પોતે તો સારું ખરાબ સમજી શકતો નથી, બધું જ પરિસ્થિતિઓ પર આધાર રાખે છે. હું એવું નથી માનતો. હું સમજું છું કે બધી સંજોગની રમત છે. કમમાં કમ મને મારા પોતાને વિશે તો એવું જ લાગે છે.

અમારી વચ્ચે ચર્ચા ચાલતી હતી. કહેવાયું કે માણસના ચારિત્ર્યને સુધારવા પહેલાં જીવનની પરિસ્થિતિઓને સુધારવી જોઈએ. ચર્ચાને અંતે અમારા મિત્ર ઈવાન વાસિલ્યેવિચે આ શબ્દો કહ્યા. અમે સૌ એમનો આદર કરતા હતા. સાચું તો એ છે કે ચર્ચા દરમ્યાન કોઈએ એમ નહોતું કહ્યું કે આપણે પોતે સારા–ખરાબનો ભેદ સમજી શકતા નથી. પણ ઈવાન વાસિલ્યેવિચને કંઈક એવી ટેવ હતી કે ચર્ચાની ગરમાગરમીમાં એના મનમાં જે પ્રશ્નો થતા, એનો જ જવાબ એ આપવા માંડતા અને એ વિચારો સંબંધી પોતાના જીવનના અનુભવ સંભળાવતા. કોઈ ઘટનાની ચર્ચા કરતી વખતે તે કાયમ એવા ખોવાઈ જતા કે એમને ચર્ચાના હેતુનો ય ખ્યાલ રહેતો નહીં. એ ભારે ઉત્સાહ અને નિશ્છલતાથી બોલતા. આ વખતે પણ એમ જ થયું. ઓછામાં ઓછું મારે માટે તો હું એમ જ કહીશ. મારા જીવનને ઢાળવામાં પરિસ્થિતિઓનો નહીં, બલકે બીજા કશાકનો જ હાથ રહ્યો છે.

'પણ શેનો ?' અમે પૂછ્યું.

'એ એક લાંબી વાત છે. તમે એ જો સમજવા માંગતા હો તો મારે એ વાત શરૂથી અંત સુધી કહેવી પડશે.'

નાચ્યો, એટલો નાચ્યો કે થાકથી લોથપોથ થઈ ગયો. મેં ક્વાડ્રિલ, વોલ્ઝ અને પોલ્કા–તમામ નૃત્યમાં ભાગ લીધો. એ કહેવાની જરૂર નથી કે સૌથી વધારે વારેન્કા સાથે નાચ્યો. એણે સફેદ ગાઉન અને ગુલાબી કમરપટો પહેર્યાં હતાં. હાથોમાં ઊંચા ચામડાનાં મોજાં હતાં. તે એની અણિયાળી કોણી સુધી પહોંચતાં. પગમાં સફેદ જોડા હતા. મઝૂર્કા નૃત્ય વખતે અનિસિમોવ નામનો એક ઈજનેર મારી સાથે દાવ રમી ગયો. એ વારેન્કા સાથે નાચ્યો. એ માટે મેં એને આજ સુધી માફ કર્યો નથી. એ હૉલમાં આવી કે તરત એની પાસે પહોંચીને મારી સાથે નૃત્યમાં જોડાવાનું આમંત્રણ આપ્યું. મને પહોંચવામાં સહેજ મોડું થયું. હું હેરડ્રેસર પાસે, પછી મોજાં ખરીદવા ગયો હતો. એટલે વારેન્કાને બદલે એક જર્મન છોકરીની સાથે મારે મઝૂર્કા નૃત્ય કરવું પડ્યું. અલબત્ત, અગાઉ એ જર્મન છોકરીએ મારા મનમાં સહેજ જગ્યા કરી હતી. હું વિચારું છું કે એ સાંજે એ છોકરી સાથે સાવ મન વિના નાચ્યો. એની પાસે રૂક્ષતાથી પહોંચ્યો હતો. મેં એની સાથે વાત તો ન કરી એટલું જ નહીં, એની સામે જોયું પણ નહીં. મારી નજર તો બીજી છોકરી પર હતી–એ જ પેલી છોકરી. જેનું કદ ઊંચું, શરીર એકવડું અને ચહેરોમહોરો જાણે મઢેલો હતો. એના શરીરે સફેદ ગાઉન અને ગુલાબી કમરપટો હતાં. એના ગાલે ખંજન પડતાં હતાં, ચહેરે ઉત્સાહ અને આનંદની લાલી હતી, આંખોમાં મૃદુતા છલકાતી હતી. માત્ર મારી જ નહીં, સૌની આંખો એના પર મંડાયેલી હતી સ્ત્રીઓ પણ એને જ નિહાળી રહી હતી. એના સૌન્દર્યથી પ્રભાવિત થયા વિના કોઈ જ રહી શકતું નહોતું. એ સાચું કે મઝૂર્કા નૃત્યમાં સાથી નહોતો, તો પણ વધારે સમય મેં એની સાથે જ નાચવામાં વિતાવ્યો. કશા ક્ષોભ સંકોચ વિના એ આખો ઓરડો ઓળંગતી અને સીધી મારી નજીક આવી જતી. હું પણ આમંત્રણની રાહ જોયા વિના ઉછળીને એની નજીક પહોંચી જતો. એ હસતી. હું એનું હૃદય માપી લેતો. એ માટે એ હસીને મને ધન્યવાદ આપતી.

પણ જ્યારે એ મારું ગુપ્ત નામ કલ્પી શકતી નહીં, ત્યારે પોતાના પાતળા સ્કંધ ઉછાળતી અને પોતાના હાથ બીજા પુરુષ સામે લંબાવતી, પછી મારી સામે જોઈને આછું હસતી, જાણે અફસોસ કરતી હોય અને મને આશ્વાસન આપતી ન હોય. મજૂર્કામાં બોલ્ઝ નૃત્ય આવ્યું ત્યારે ક્યાંય સુધી હું એની સાથે નાચતો રહ્યો. નાચતાં નાચતાં એનો શ્વાસ ભરાઈ આવતો, એ હસતી અને કહેતી: ફરી એકવાર. હું એની સાથે નાચ્યે જતો. મને લાગતું કે હું હવામાં તરી રહ્યો છું. મને મારા શરીરની અનુભૂતિ ય ન થતી'

'વાહ, અનુભૂતિ સુદ્ધાં થતી નહોતી, ત્યારે ખૂબ અનુભૂતિ થતી હશે; એની કમરે હાથ હશે ત્યારે! અને પોતાના જ નહીં, એના શરીરની યે અનુભૂતિ થતી હશે' એક મહેમાન બોલી ઊઠ્યા.

ઈવાન વાસિલ્યેવિચનો ચહેરો એકાએક લાલલાલ થઈ ગયો. એણે ઊંચા સાદે કહ્યું—

'તમે આ, આજકાલના યુવાનોની વાત કરો છો. તમે લોકો શરીર સિવાય બીજું કશું વિચારી જ શકતા નથી. અમારો જમાનો એવો નહોતો. અમારો પ્રેમ કોઈ છોકરી સાથે ગાઢ થતો તેમ તેમ અમારી નજરમાં એનું રૂપ એક દેવી જેવું બન્યે જતું. તમને કેવળ પગ અને ઘૂંટણ અને શરીરનાં અંગ-પ્રત્યંગ દેખાય છે. તમારી દિલચસ્પી માત્ર પોતાની પ્રેમિકાના નગ્ન શરીરમાં રહી ગઈ છે. અલફોન્સ વિશે લખાયું છે-સાચું માનજો, એ બહુ સારો લેખક હતો-પોતાની પ્રેયસીને એ કાંસાનાં વસ્ત્રોમાં જોયા કરતો હતો-મારું એવું હતું. એને ઉઘાડવાને બદલે અમે સદા નૂહના નેક દીકરાની જેમ એને છુપાવવાના પ્રયત્નો કરતા, પણ આ વાત તમારી સમજમાં નહીં આવે.'

'એની પરવાહ ન કરો, તમે તમારી વાત કહેતા જાવ!' એક બીજો શ્રોતા બોલ્યો.

'હા, તો હું એની સાથે નાચતો રહ્યો. મને સમયનો જરા યે ખ્યાલ ન રહ્યો. સાજિંદા સાવ થાકી ગયા હતા. તમે તો

નૃત્ય પૂરું થાય છે ત્યારે કેવી હાલત હોય છે-એઓ મઝૂર્કાની ધૂન જ બજાવ્યે જતા હતા. એ દરમ્યાન બેઠકમાં પાનાં રમતા બુઝુર્ગો, સ્ત્રીઓ અને બીજા લોકો ઊઠી ઊઠીને જમવાના મેજ તરફ જતા હતા. નોકરચાકર આમતેમ દોડતા હતા. ત્રણ વાગવા આવ્યા. અમે ગણ્યા-ગાંઠ્યા બાકી રહેલી મિનિટોનો રસ નિચોવી લેવા માગતા હતા. મેં ફરી એને નાચવાનો આગ્રહ કર્યો અને અમે કદાચ સોમીવાર ઓરડાના એક છેડેથી તે બીજા છેડા સુધી નાચતાં ગયાં.

'ભોજન પછી મારી સાથે કવાડ્રિલ નાચશો ને?' એને એના સ્થાને પહોંચાડતા મેં પૂછ્યું.

'જરૂર-માબાપ મને ઘરે નહીં લઈ જાય તો!' એણે હસીને કહ્યું.

'હું એમને એમ નહીં કરવા દઉં!' મેં કહ્યું.

'મારો પંખો તો આપો!' એ બોલી,

'એ આપતાં મને અફસોસ થાય છે...' એના સસ્તા જેવો પંખો એના હાથમાં આપતા મેં કહ્યુ.

મેં પીંછું લઈ લીધું. મારું હૃદય જોરજોરથી ઉછળવા લાગ્યું અને રોમરોમ એના પ્રત્યે કૃતજ્ઞ થઈ ગયું. મારાં મુખમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. મેં આંખમાં આંખ પરોવી મારો હૃદયભાવ બતાવ્યો. એ વખતે હું અસીમ સુખ અને આનંદ અનુભવતો હતો. મારું હૃદય કોણ જાણે કેટલું વિશાળ થઈ ગયું હતું. મને લાગ્યું કે હું પહેલાંનો યુવાન જ નથી રહ્યો. મેં અનુભવ્યું કે હું કોઈ બીજા જ લોકનો જીવ છું-જે કોઈ પાપ કરી શકતો નથી, માત્ર નેકી અને નેકી જ કરી શકે. મેં એ પીછું મારા પગના મોજામાં સંતાડી દીધું અને ત્યાં જ એની પાસે ઊભો રહ્યો-મારા પગ ખોડાઈ ગયા હતા.

'આ જુઓ, એ લોકો મારા પિતાને નાચવાનો આગ્રહ કરી રહ્યા છે.' એણે એક ઊંચા લાંબા, સુઘડ સુડોળ પુરુષ તરફ સંકેત કરતા કહ્યું. સ્કંધે જરિયાન ઝભ્ભો અને કર્નલનો ગણવેશ પહેરેલો એ માણસ ઘરની ગૃહિણી અને બીજી સ્ત્રીઓ સાથે બારણે ઊભો હતો.

'વારેન્કા, આમ આવ!' માથે મઢેલી ટોપી પહેરેલી અને મહારાણી એલિઝાબેથ જેવા ખુલ્લા સ્કંધવાળી ગૃહિણીએ કહ્યું.

વારેન્કા બારણા તરફ જવા લાગી અને હું એની પાછળ પાછળ ગયો.

'તારા પિતાને કહે મારી વ્હાલી, કે એ તારી સાથે નાચે!' પછી કર્નલ તરફ વળીને ગૃહિણી બોલી. 'કૃપા કરી નાચો. પ્યોત્ર વ્લાદીસ્લાવોવિચ!'

વારેન્કાના પિતા લાંબા ઊંચા, ખૂબસૂરત તથા સુડોળ તાઝગી-સભર બુઝુર્ગ હતા. એમણે તંદુરસ્તીનો બરાબર ખ્યાલ રાખ્યો હોય, એવું લાગતું હતું. ઓજસ્વી ચહેરો પહેલા ઝાર નિકોલાઈ જેવો લાગતો હતો અને અણિયાળી મૂછ ધ્યાન ખેંચતી હતી. આગળ ઝૂકેલા કડક શિરકેશે કાનને ઢાંકી દીધા હતા. દીકરીના મોઢે હતું તેવું જ મોઢે મધુર સ્મિત એ હસતા ત્યારે આંખ ચમકી ઊઠતી અને હોઠ ખીલી ઊઠતા. એમનું શરીર ગજબનું સોહામણું હતું. લશ્કરી અફસર જેવી પહોળી આગળ પડતી છાતી, એના પર ઝૂલતાં ચન્દ્રકો, મજબૂત સ્કંધ, પગ લાંબા અને સુગ્રઠિત. એ આગલી પેઢીના લશ્કરી અફસર હતા. એમની વર્તણૂક નિકોલાઈ પહેલાના સમયના અફસરો જેવી હતી.

અમે બારણા પાસે પહોંચ્યા ત્યારે કર્નલે ના પાડતાં કહ્યું કે મને નૃત્યનો અભ્યાસ નથી.' છતાં એમણે હસતાં હસતાં કમરેથી તલવાર ઉતારી પાસે ઊભેલા એક સેવાપરાયણ યુવાનને આપી, પોતાના જમણા હાથે ચામડાનું મોજું ચઢાવ્યું. 'બધું નિયમસર થવું જોઈએ' એમણે હસીને કહ્યું અને પોતાની દીકરીનો હાથ પોતાના હાથમાં લઈ, સહેજ ઘૂમીને નાચવાની સ્થિતિમાં ઊભા રહી સંગીત શરૂ થાય એની રાહ જોવા લાગ્યા.

મઝૂર્કાની ધૂન વાગવા માંડી. કર્નલે એક પગથી ફર્શને જોરથી ઠેકો માર્યો અને બીજો પગ ઝડપથી ઘુમાવીને નાચવા લાગ્યા. એમનો લાંબો ઊંચો દેહ ઓરડામાં ગોળાકારમાં થરકવા લાગ્યો. ક્યારેક

નૃત્ય પૂરું થાય છે ત્યારે કેવી હાલત હોય છે–એઓ મજૂરોની ધૂન જ બજાવ્યે જતા હતા. એ દરમ્યાન બેઠકમાં પાનાં રમતા બુઝુર્ગો, સ્ત્રીઓ અને બીજા લોકો ઊઠી ઊઠીને જમવાના મેજ તરફ જતા હતા. નોકરચાકર આમતેમ દોડતા હતા. ત્રણ વાગવા આવ્યા. અમે ગણ્યા-ગાંઠ્યા બાકી રહેલી મિનિટોનો રસ નિચોવી લેવા માગતા હતા. મેં ફરી એને નાચવાનો આગ્રહ કર્યો અને અમે કદાચ સોમીવાર ઓરડાના એક છેડેથી તે બીજા છેડા સુધી નાચતાં ગયાં.

'ભોજન પછી મારી સાથે કવાડ્રિલ નાચશે ને ?' એને એના સ્થાને પહોંચાડતા મેં પૂછ્યું.

'જરૂર–માબાપ મને ઘરે નહીં લઈ જાય તો !' એણે હસીને કહ્યું.

'હું એમને એમ નહીં કરવા દઉં !' મેં કહ્યું.

'મારો પંખો તો આપો !' એ બોલી,

'એ આપતાં મને અફસોસ થાય છે...' એના સસ્તા જેવો પંખો એના હાથમાં આપતા મેં કહ્યુ.

મેં પીંછું લઈ લીધું. મારું હૃદય જોરજોરથી ઉછળવા લાગ્યું અને રોમરોમ એના પ્રત્યે કૃતજ્ઞ થઈ ગયું. મારાં મુખમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. મેં આંખમાં આંખ પરોવી મારો હૃદયભાવ બતાવ્યો. એ વખતે હું અસીમ સુખ અને આનંદ અનુભવતો હતો. મારું હૃદય કોણ જાણે કેટલું વિશાળ થઈ ગયું હતું. મને લાગ્યું કે હું પહેલાંનો યુવાન જ નથી રહ્યો. મેં અનુભવ્યું કે હું કોઈ બીજા જ લોકનો જીવ છું–જે કોઈ પાપ કરી શકતો નથી, માત્ર નેકી અને નેકી જ કરી શકે. મેં એ પીછું મારા પગના મોજામાં સંતાડી દીધું અને ત્યાં જ એની પાસે ઊભો રહ્યો–મારા પગ ખોડાઈ ગયા હતા.

'આ જુઓ, એ લોકો મારા પિતાને નાચવાનો આગ્રહ કરી રહ્યા છે.' એણે એક ઊંચા લાંબા, સુઘડ સુડોળ પુરુષ તરફ સંકેત કરતા કહ્યું. રકંધે જરિયાન ઝભ્ભો અને કર્નલનો ગણવેશ પહેરેલો એ માણસ ઘરની ગૃહિણી અને બીજી સ્ત્રીઓ સાથે બારણે ઊભો હતો.

'વારેન્કા, આમ આવ!' માથે મઢેલી ટોપી પહેરેલી અને મહારાણી ચેલિઝાબેથ જેવા ખુલ્લા સ્કંધવાળી ગૃહિણીએ કહ્યું.

વારેન્કા બારણા તરફ જવા લાગી અને હું એની પાછળ પાછળ ગયો.

'તારા પિતાને કહે મારી વ્હાલી, કે એ તારી સાથે નાચે!' પછી કર્નલ તરફ વળીને ગૃહિણી બોલી, 'કૃપા કરી નાચો. પ્યોત્ર વ્લાદીસ્લાવોવિચ!'

વારેન્કાના પિતા લાંબા ઊંચા, ખૂબસૂરત તથા સુડોળ તાઝગી-સભર બુઝુર્ગ હતા. એમણે તંદુરસ્તીનો બરાબર ખ્યાલ રાખ્યો હોય, એવું લાગતું હતું. ઓજસ્વી ચહેરો પહેલા ઝાર નિકોલાઈ જેવો લાગતો હતો અને અણિયાળી મૂછ ધ્યાન ખેંચતી હતી. આગળ ઝૂકેલા કડક શિરકેશ કાનને ઢાંકી દીધા હતા. દીકરીના મોઢે હતું તેવું જ મોઢે મધુર સ્મિત એ હસતા ત્યારે આંખ ચમકી ઊઠતી અને હોઠ ખીલી ઊઠતા. એમનું શરીર ગજબનું સોહામણું હતું. લશ્કરી અફસર જેવી પહોળી આગળ પડતી છાતી, એના પર ઝૂલતાં ચન્દ્રકો, મજબૂત સ્કંધ, પગ લાંબા અને સુગ્રઠિત. એ આગલી પેઢીના લશ્કરી અફસર હતા. એમની વર્તણૂક નિકોલાઈ પહેલાના સમયના અફસરો જેવી હતી.

અમે બારણા પાસે પહોંચ્યા ત્યારે કર્નલે ના પાડતાં કહ્યું કે મને નૃત્યનો અભ્યાસ નથી.' છતાં એમણે હસતાં હસતાં કમરેથી તલવાર ઉતારી પાસે ઊભેલા એક સેવાપરાયણ યુવાનને આપી, પોતાના જમણા હાથે ચામડાનું મોજું ચઢાવ્યું. 'બધું નિયમસર થવું જોઈએ' એમણે હસીને કહ્યું અને પોતાની દીકરીનો હાથ પોતાના હાથમાં લઈ, સહેજ ધૂમીને નાચવાની સ્થિતિમાં ઊભા રહી સંગીત શરૂ થવા એની રાહ જોવા લાગ્યા.

મજૂર્કાની ધૂન વાગવા માંડી. કર્નલે એક પગથી જોરથી ઠેકો માર્યો અને બીજો પગ ઝડપથી ઘુમાવીને નાચવા એમનો લાંબો ઊંચો દેહ ઓરડામાં ગોળાકારમાં થરકવા

ધીમેધીમે ભારે બાંકપનથી અને ક્યારેક ખૂબ ઝડપભેર એ પગની એડીઓ ઠમઠારતા. વારેન્કા લતાની જેમ લચકાતી એમની સાથે સાથે તરતી, રેશમી સફેદ બૂટવાળા પગ ઉપાડતી અને તાલ પર પોતાના પિતાના કદમો સાથે ક્યારેક લાંબા કદમ તો ક્યારેક નાના કદમ ભરતી. પ્રત્યેક મહેમાનની નજર એના એક એક અંગવિક્ષેપ પર મંડાયેલી હતી. મારા હૃદયમાં એ સમયે સરાહના કરતા વધારે આનંદનો ભાવ હતો. કર્નલના બૂટ જોઈને મારું મન દ્રવી ઊઠ્યું. એમ તો એ વાછરડાના ઉમદા ચામડાના બનેલા હતા, પરંતુ પંજા ફેશન પ્રમાણે અણિદાર નહીં, ચપટા હતા. લશ્કરના મોચીએ એ બનાવ્યાનું દેખાઈ આવતું હતું. કર્નલ ફેશનેબલ નહીં, ઘરે બનેલા સામાન્ય બૂટ પહેરે છે, પોતાની દીકરી સારાં સારાં કપડાં પહેરી શકે અને એને સોસાયટીમાં લઈ જઈ શકે એ માટે? મેં મનોમન વિચાર્યું. એ જ કારણે કર્નલના બૂટ જોઈને મારું મન દ્રવી ગયું. કર્નલ એક કાળે અવશ્ય સરસ નાચતા હશે, પણ હવે એમનું શરીર બોઝીલ થઈ ગયું હતું. પગમાં પહેલાંની લોચ રહી નહોતી અને ઝડપી અને નાજુક વળાંક લઈ શકતા નહોતા, પણ પ્રયત્ન અવશ્ય કરતા હતા. છતાં ફૂર્તિથી હૉલના બે ચક્કર માર્યાં. એ પછી એમણે પોતાના બંને પગ ઝડપથી ફેલાવ્યા, પછી એકાએક એક સાથે ભીડી દઈને, કંઈક કઠણાઈથી ઘૂંટણીએ બેસી ગયા અને વારેન્કા હસતી હસતી કર્નલના ઘૂંટણ નીચે આવી ગયેલા સ્કર્ટને સેરવી લઈને બાંકપનથી નાચતી કર્નલની આસપાસ ઘૂમી. સૌએ જોરજોરથી તાલી પાડી. કર્નલને ઊઠતાં થોડી મુશ્કેલી અનુભવી પણ ઊઠ્યા અને વહાલથી બંને હાથોમાં પોતાની દીકરીનું મોઢું લઈ એના માથે ચૂમી ભરી. પછી મને પોતાની દીકરીના નૃત્ય-સાથી સમજી મારી પાસે લઈ આવ્યા. મેં કહ્યું, 'એનો નૃત્યસાથી હું નથી. એ પર એ દુલારથી હસ્યા અને પોતાની તલવાર કમરે બાંધતા બોલ્યા, 'વાંધો નહીં, હવે તમે એની સાથે નાચો.'

શરાબની બાટલી ખોલતાં, પ્રથમ થોડાંક ટીપાં ઝરે છે, પછી

ધારા વહે છે, એમ મારા અંતરેથી વારેન્કા પ્રત્યે પ્રેમ ઉભરાઈ આવ્યો. એ પ્રેમ આખા વિશ્વને આલિંગનથી ભરી દીધું. હીરાજડીત ટોપી અને ઉભરેલી છાતીવાળી ગૃહિણી, ગૃહસ્વામી, મહેમાનો, નોકર-ચાકરો અને મારાથી નારાજ ઈજનેર અનીસિમોવ–સર્વ પ્રત્યે મેં અસીમ અનુરાગ અનુભવ્યો. વારેન્કાના પિતા પ્રત્યે, જેમણે ઘરે સિવેલા બૂટ પહેર્યાં હતા અને જેમનું મધુર સ્મિત દીકરીના સ્મિતને બહુ મળતું આવતું હતું, હું ઉલ્લાસથી સ્નેહભાવ અનુભવી રહ્યો.

મઝૂર્કા પૂરું થયું. યજમાનોએ અમને જમવા આમંત્રણ આપ્યું પણ કર્નલ જમવા ન ગયા. એમણે કહ્યું, 'મારાથી રોકાઈ શકાય એમ નથી, મારે કાલે સવારે વહેલા ઊઠવાનું છે.' મને થયું કે એ વારેન્કાને પણ સાથે લઈ જશે, પણ વારેન્કા પોતાની મા સાથે રોકાઈ ગઈ.

ભોજન પછી વારેન્કા સાથે ક્વાડ્રિલ નૃત્ય કર્યું–એણે મને વચન આપ્યું હતું. મને લાગ્યું કે મારી ખુશી ચરમ સીમાએ પહોંચી ગઈ છે. પણ એ તો ઓર વધતી ગઈ અને પ્રત્યેક ક્ષણે વધતી ગઈ. અમે પ્રેમની કોઈ વાત ન કરી. એ મને ચાહે છે કે નહીં, એ એક પ્રશ્ન જ રહ્યો. પણ એ વિશે મેં એને ન કહ્યું અને મારા મનને પણ પૂછ્યું નહીં. હું ચાહું છું એ મેં અનુભવ્યું અને મારે માટે એટલું જ બસ હતું. માત્ર ભય એટલો જ હતો કે મારા સદ્‌ભાગ્ય પર કોઈ છાયા ન પડે.

હું ઘરે પહોંચ્યો, કપડાં બદલ્યાં અને સુવાની તૈયારી કરવા લાગ્યો, પણ ઊંઘ જ નહીં આવી. હાથમાં હજી પેલું પીછું અને વારેન્કાનું મોજું હતું. એ એણે મને માની સાથે બગીમાં બેસતી વખતે આપ્યું હતું. એ ચીજો પર નજર પડતાં જ મને એનો ચહેરો સાંભરતો, અથવા 'નાચતી વખતે એણે મારું ગુપ્ત નામ જાણી લીધું અને મધુર સાદે કહ્યું, 'તમારું નામ 'ગર્વ' છે ને ?' અને ખુશ થતાં મારી તરફ હાથ લંબાવ્યો હતો અથવા ભોજનના સમયે શેમ્પેઈનના ઘૂંટડા ભરતાં એણે ગ્લાસ ઉપરથી મારી સામે સ્નેહથી જોયું હતું.

એમનું મકાન એક ખુલ્લા મેદાનના છેડે હતું. બીજા છેડે કન્યાશાળા હતી. એક બાજુ લોકોને ટહેલવાની જગ્યા હતી. હું મારા ઘર સામેની નાની ગલી વટાવીને મોટા રસ્તે આવ્યો. રસ્તે લોકો આવતા જતા હતા. બરફગાડી પર ગાડીવાન લાકડાનાં પાટિયાં લાદીને લઈ જતા હતા. ઘોડા પર ચમકતા સાજ સજેલા હતા. એમના ભીનાં માથાં એક ભયમાં ડોલતાં હતાં. ગાડીવાન ખભે છાલની ચટાઈ ઓઢી મોટા મોટા બૂટ પહેરી ગાડીઓની સાથે કાદવમાં ધીરેધીરે ચાલતા હતા. પ્રત્યેક ચીજ પ્રિય અને સુંદર લાગતી હતી—રસ્તાની બંને બાજુએ આવેલાં, ધૂંધમાંથી ડોકિયાં કરતાં મકાનો પણ મહત્ત્વનાં લાગતાં હતાં.

હું મેદાનની પાસે આવી પહોંચ્યો—ત્યાં એનું મકાન હતું. લોકો ટહેલતા હતા. એ મેદાનની બાજુએ કોઈ મોટી કાળી ચીજ દેખાઈ. તે સાથે જ ઢોલ અને બંસરીના અવાજ પણ આવતા હતા. આમ તો મારું મન ખુશીથી નાચતું હતું અને મજૂરકાની ધૂન કાનમાં ગુંજતી હતી, તો પણ પેલું સંગીત જુદું લાગ્યું, કર્કશ અને ભદ્દું.

એ શું હશે?—મને વિચાર આવ્યો. હું એ જ દિશામાં આગળ વધ્યો. સોએક પગલાં ભર્યાં હશે ત્યાં મેં ધૂંધમાં લોકોનું ટોળું જોયું. એ લશ્કરના જવાનો હતા. મને થયું કે કવાયત કરતા હશે. મારી સાથે સાથે રસ્તે એક લુહાર ચાલ્યો આવતો હતો. એણે એપ્રન અને જેકેટ પહેર્યાં હતાં. કપડાં પર ઠેકઠેકાણે તેલના ડાઘ હતા. એના હાથમાં મોટી પોટલી હતી. હું એની સાથે થઈ ગયો. નજીક જતાં જોયું કે સૈનિકોની બે કતાર સામસામે ઊભી હતી. એમણે કાળા કોટ પહેર્યા હતા. એમના હાથોમાં બંદૂકો હતી. એ ચૂપચાપ ઊભા હતા. એમની પાછળ એક બંસરી વગાડનારો અને એક ઢોલ પીટનારો હતા. એઓ કર્કશ, ભદ્દી ધૂન વગાડતા હતા.

અમે અટકી ગયા.

'આ લોકો શું કરે છે?' મેં લુહારને પૂછ્યું.

'એક તાતારને સજા થાય છે. એણે લશ્કરમાંથી ભાગી જવાનો

પણ સૌથી વિશેષ તો હું એને એના પિતાની સાથે નાચતી જોતો હતો. એમની સાથે જાણે તરતી અને પોતાના પ્રશંસકો સામે ગર્વ અને ઉલ્લાસથી જોતી. એ ગર્વ અને ઉલ્લાસનો ભાવ જેટલો પોતાની પ્રત્યે હતો એટલો જ પોતાના પિતા પ્રત્યે પણ હતો. બંને જીવ, આપોઆપ જ, કશાય પ્રયત્ન વિના મારા હૈયે સમાઈ ગયા. અને મને એમના પ્રત્યે સ્નેહ થઈ ગયો.

મારા ભાઈ અવસાન પામી ચૂકયા છે, પણ ત્યારે અમે સાથે રહેતા હતા. મારા ભાઈને સોસાઈટીમાં કશો રસ નહોતો, રુચિ નહોતી, એ નૃત્યપાર્ટીમાં કયારેય જતા નહીં. એ વખતે તેઓ સ્નાતકની પરીક્ષા માટે તૈયારી કરતા હતા. અને આદર્શ જીવન જીવતા હતા. એ વખતે તેઓ તકિયે માથું નાખી ગાઢ નિદ્રામાં હતા. અર્ધો ચહેરો કામળા નીચે છુપાયો હતો. એમને જોતાં મારું દિલ દયાથી ભરાઈ આવ્યું. એ મારા સુખથી અજાણ હતા, હું એમને મારા સુખના ભાગીદાર પણ બનાવી શકતો નહોતો. મારો નોકર પેત્રુશા મીણબત્તી સળગાવીને લઈ આવ્યો અને કપડાં બદલાવવા લાગ્યો, પણ મેં એને પાછો કાઢયો. એની આંખો ઊંઘથી ઘેરાયેલી હતી. વાળ વિખેરાયેલા હતા. એ મને બહુ ભલો લાગ્યો. પગરવ કર્યા વિના એ દબાતા પગલે પોતાના ઓરડામાં ચાલ્યો ગયો, અને બિછાને બેઠો. હું બેહદ ખુશ હતો. મારે માટે સૂવું અશકય હતું. ઓરડામાં ખૂબ જ ગરમી છે એવું મને લાગ્યું. ગણવેશ ઉતાર્યા વિના હું ચૂપચાપ ઊબરે આવ્યો. ઓવરકોટ પહેર્યો અને બારણું ખોલી બહાર નીકળી ગયો.

લગભગ પાંચ વાગ્યે હું નૃત્યમાંથી પાછો ફર્યો હતો અને મને પાછા ફર્યાને બે કલાક થઈ ગયા હતા, એટલે હું બહાર નીકળ્યો ત્યારે દિવસ ચઢી ચૂકયો હતો. મોસમ પણ બિલકુલ શ્રોવ્ટાઈડના દિવસો જેવી હતી—ચારે તરફ ધૂંધ છવાયેલી હતી. રસ્તા પર બરફ પીગળતો હતો અને છતો પરથી પાણીનાં ટીપાં ટપકતાં હતાં. એ દિવસોમાં બ. કર્નલના પરિવારના લોકો શહેરના બહારના ભાગમાં રહેતા હતા.

એમનું મકાન એક ખુલ્લા મેદાનના છેડે હતું. બીજા છેડે કન્યાશાળા હતી. એક બાજુ લોકોને ટહેલવાની જગ્યા હતી. હું મારા ઘર સામેની નાની ગલી વટાવીને મોટા રસ્તે આવ્યો. રસ્તે લોકો આવતા જતા હતા. બરફગાડી પર ગાડીવાન લાકડાનાં પાટિયાં લાદીને લઈ જતા હતા. ઘોડા પર ચમકતા સાજ સજેલા હતા. એમના ભીનાં માથાં એક ભયમાં ડોલતાં હતાં. ગાડીવાન ખભે છાલની ચટાઈ ઓઢી મોટા મોટા બૂટ પહેરી ગાડીઓની સાથે કાદવમાં ધીરેધીરે ચાલતા હતા. પ્રત્યેક ચીજ પ્રિય અને સુંદર લાગતી હતી—રસ્તાની બંને બાજુએ આવેલાં, ધૂંધમાંથી ડોકિયાં કરતાં મકાનો પણ મહત્ત્વનાં લાગતાં હતાં.

હું મેદાનની પાસે આવી પહોંચ્યો—ત્યાં એનું મકાન હતું. લોકો ટહેલતા હતા. એ મેદાનની બાજુએ કોઈ મોટી કાળી ચીજ દેખાઈ. તે સાથે જ ઢોલ અને બંસરીના અવાજ પણ આવતા હતા. આમ તો મારું મન ખુશીથી નાચતું હતું અને મજૂરકોની ધૂન કાનમાં ગુંજતી હતી. તો પણ પેલું સંગીત જુદું લાગ્યું, કર્કશ અને ભદ્દું.

એ શું હશે ?—મને વિચાર આવ્યો. હું એ જ દિશામાં આગળ વધ્યો. સોએક પગલાં ભર્યાં હશે ત્યાં મેં ધૂંધમાં લોકોનું ટોળું જોયું. એ લશ્કરના જવાનો હતા. મને થયું કે કવાયત કરતા હશે. મારી સાથે સાથે રસ્તે એક લુહાર ચાલ્યો આવતો હતો. એણે એપ્રન અને જેકેટ પહેર્યાં હતાં. કપડાં પર ઠેકઠેકાણે તેલના ડાઘ હતા. એના હાથમાં મોટી પોટલી હતી. હું એની સાથે થઈ ગયો. નજીક જતાં જોયું કે સૈનિકોની બે કતાર સામસામે ઊભી હતી. એમણે કાળા કોટ પહેર્યા હતા. એમના હાથોમાં બંદૂકો હતી. એ ચૂપચાપ ઊભા હતા. એમની પાછળ એક બંસરી વગાડનારો અને એક ઢોલ પીટનારો હતા. એઓ કર્કશ, ભદ્દી ધૂન વગાડતા હતા.

અમે અટકી ગયા.

'આ લોકો શું કરે છે ?' મેં લુહારને પૂછ્યું.

'એક તાતારને સજા થાય છે. એણે લશ્કરમાંથી ભાગી જવાનો

પ્રયત્ન કર્યો હતો.' લુહારે ગુસ્સામાં કહ્યું અને કતારોના બીજે છેડે આંખો ફાડીને જોવા લાગ્યો.

હું પણ એ તરફ જોવા લાગ્યો. બે કતારો વચ્ચેથી કોઈ ભયાનક ચીજ અમારી તરફ આગળ આવતી હતી. એ એક માણસ હતો. કમર સુધી નગ્ન અને એના બંને હાથ એને લઈ જનાર બે સૈનિકોની બંદૂકોની સાથે બાંધેલા હતા. એમની સાથે એક લાંબા કદનો અફસર ચાલ્યો આવતો હતો. એણે ઓવરકોટ અને માથે લશ્કરી ટોપી પહેર્યાં હતાં. એ અફસર મને પરિચિત લાગ્યો. અપરાધીની પીઠ પર બંને બાજુઓથી હંટર વીંઝાતા હતા. એનું શરીર કંપી જતું હતું. એના પગ પીગળતા બરફમાં વારંવાર ખૂંપી જતા હતા. એ રીતે એ આગળ વધતો હતો. વચ્ચે વચ્ચે પાછળ વળી જતો ત્યારે પાછળના લશ્કરી જવાનો એને આગળ ધકેલતા, એ આગળ ઢળી જતો તો એને પાછળથી ખેંચતા. સાબૂત કદમે આગળ વધતો અફસર પણ એમની સાથે આગળ વધતો હતો. મારી નજર એની મૂછ-કલમ અને ઓજસ્વી ચહેરા પર પડી. મેં એમને તરત ઓળખી લીધા—એ વારેન્કાનો બાપ હતો.

હંટરના પ્રત્યેક ફટકે અપરાધીનો ચહેરો દર્દથી તણાતો, એ વ્યાકૂળ થઈને એ તરફ જોતો. હંટર તરફ કે સફેદ દાંત બતાવતા મોઢામાંથી નીકળતા શબ્દો તરફ. મારી નજીક આવતા એ શબ્દો મને બરાબર સંભળાયા. એ બોલતો નહોતો. ડૂસકાં ભરતો હતો. એ મારી નજીક આવ્યો ત્યારે બોલ્યો. 'રહેમ કરો ભાઈઓ, કંઈક રહેમ કરો...' પણ ભાઈઓ તો રહેમ કરતા નહોતા. એક સાવ મારી સામે આવી પહોંચ્યો. એક સૈનિકે આગળ આવી પૂરા જોરથી તાતારની પીઠે હંટર ફટકાર્યો. એનો સટાકો હવામાં ફફડ્યો. તાતાર આગળ ઢળી પડતો હતો, પણ સૈનિકોએ તરત એને ખેંચી લીધો. તે સાથે બીજી બાજુએથી હંટર વીંઝાયો, તે પછી ફરી આ બાજૂથી. કર્નલ એમની સાથેસાથે ચાલતા રહ્યા. ક્યારેક એ પોતાના પગ સામે જોતા, ક્યારેક

અપરાધી તરફ. હવામાં ઊંડો શ્વાસ લેતા, ગાલ ફુલાવતા અને ધીરેધીરે હોઠ ઉઘાડી શ્વાસ છોડતા. એ સરઘસ મારી પાસેથી ચાલ્યું ગયું ત્યારે મને ક્ષણેક સૈનિકોની કતારની વચ્ચે ચાલતા અપરાધીની પીઠ જોવા મળી–એ રંગબેરંગી, ભીની, લાલ લાલ અને અસ્વાભાવિક હતી. મને વિશ્વાસ ન પડયો કે આ એક માણસનું શરીર છે.

'ઓ ભગવાન !' મારી પાસે ઊભેલો લુહાર બબડયો.

સરઘસ આગળ વધતું ગયું. પેલા પડતા આખડતા, વારંવાર દયાની અરજ કરતા માણસ પર બંને તરફથી હંટર વીંઝાતા હતા–ઢોલ વાગતો ગયો, બંસરીના તીખી ધૂન ડૂસકાં ભરતી રહી અને રોફીલો કર્નલ થોભી ગયો–ઝડપથી એક સૈનિક તરફ ગયા.

'હું તને ઢીલ કરવાની મઝા ચખાડીશ !' એમનો ગુસ્સાભર્યો સાદ સંભળાયો.

એમણે પોતાના મજબૂત, ચામડાના મોજાવાળા હાથે નાના, પાતળા સૈનિકના મોઢે તમાચા માર્યા–કારણ કે એ સૈનિક અપરાધીની લોહીલુહાણ પીઠે પૂરા જોરથી હંટર ફટકારતો નહોતો.

'નવો હંટર લાવો !' કર્નલે ધાંટો પાડયો, એ ફર્યા અને એમની નજર મારા પર પડી. મને અણદેખ્યો કરી ગુસ્સામાં ભવાં ચઢાવી પીઠ ફેરવી લીધી. મને સમજાયું નહીં કે કઈ તરફ વળું ? મને લાગ્યું કે કોઈ ખરાબ કામ કરતાં હું પકડાઈ ગયો છું. હું નમેલા મસ્તકે ઝડપભેર ઘેર પાછો ફર્યો. આખા રસ્તે ઢોલ અને બંસરીના કર્કશ અવાજ કાને પડતા રહ્યા. 'રહેમ કરો ભાઈઓ...'નો દર્દભર્યો કણસાટ અને 'હું તને ઢીલ કરવાની મઝા ચખાડીશ !' કર્નલના ગુસ્સા અને દંભભર્યા ધાંટા કાનના પર્દાને ધ્રુજાવતા હતા. મારું હૈયું દર્દથી એટલું તો ભરાઈ આવ્યુ કે મને ઊલટી થવા લાગી. રસ્તે હું વારંવાર થરથરી ગયો. મને થયુ કે પેલા દશ્યથી ઊપજેલી ધૃણાને મારી અંદરથી બહાર કાઢી નાખું. હું કેવી રીતે ઘેર પહોંચ્યો અને બિછાને પડયો તે

મને યાદ નથી. પણ જેવી આંખ બિડાઈ કે પેલું દૃશ્ય મારી આંખની સામે ઘૂમવા લાગ્યું. તમામ અવાજો ફરી સંભળાવા લાગ્યા અને હું ઊઠીને પલંગ પર બેસી ગયો.

'હોય કે ન હોય, જરૂર કોઈ એવી વાત છે, જે પેલો માણસ જાણે છે, પણ હું નથી જાણતો.' કર્નલ વિશે વિચારતાં મેં મનોમન કહ્યું. જો હું પણ એ જાણી લેત જે એ જાણે છે, તો હું પણ એ સમજી જતે, મેં જે જોયું તે, અને તો કદાચ આ રીતે મારા દિલને અસહ્ય દુઃખ ન થતે, પરિણામ એ આવ્યું કે છેક સાંજે મારી આંખ મળી, તે પણ એક મિત્રના ઘેર ગયો અને મેં બેફામપણે શરાબ પીધો ત્યારે.

તમે શું સમજો છો ? મેં એ દૃશ્યનું કોઈ ખરાબ પરિણામ કાઢ્યું ? હરગિજ નહીં. હું તો એ નિષ્કર્ષ પર પહોંચ્યો કે એ કૃત્ય એવા વિશ્વાસ સાથે અને પ્રત્યેક માણસ આવશ્યક સમજીને કરે છે. એટલે કોઈક વાત એવી અવશ્ય છે, જે બધા જાણે તો છે પણ હું જાણતો નથી. હું પણ એ રહસ્યનો ભેદ જાણવા પ્રયત્ન કરવા લાગ્યો, પણ એ રહસ્ય મારે માટે રહસ્ય જ રહ્યું છે, હું એ સમજી શકયો નહીં એટલે હું ફોજમાં ભરતી પણ ન થયો– જો કે હું ફોજમાં નોકરી કરવા ચાહતો હતો. એમ તો ફોજની જ નોકરી શું, હું કંઈ પણ થઈ શકયો નહી.'

'અમે ખૂબ જાણીએ છીએ કે તમે શું બની શકયા છો–' એક મહેમાન બોલ્યો–'એ કહેવું વધારે યોગ્ય છે કે તમે ન હોતે તો કેટલાયે લોકો કંઈ જ બની શકતે નહીં.'

'આ તો સાવ નકામી જેવી વાત કહી તમે.' ઈવાન વાસિલ્યેવે ખરેખર ચિઢાઈને કહ્યું.

'ખેર, તો, તમારા પ્રેમનું શું થયું ?' અમે પૂછયું.

'મારો પ્રેમ ? મારા પ્રેમને તો એ જ દિવસે લકવો મારી ગયો. એ છોકરી હસતી વિચારમાં ડૂબી જતી, એને માટે એવું હમેશાં બનતું.

તો મેદાનમાં ઊભેલા કર્નલ મારી આંખ સામે આવી જતા. હું ગભરાઈ ઊઠતો. હું બેચેન થઈ જતો. ધીરે ધીરે મેં એને મળવાનું બંધ કરી દીધું, ધીરેધીરે મારો પ્રેમ મરી ગયો. આવી જ ઘટના કોઈ કોઈવાર આખા જીવનની દિશા બદલી નાખે છે. અને તમે કહો છો કે પરિસ્થિતિઓ જ સર્વ કંઈ કરે છે.' એણે અંતે કહ્યું. ▭

## સાભાર સ્વીકાર

**નિર્ઝરી** : કાવ્યસંગ્રહ : બળવંત નાયક, પ્રાપ્તિસ્થાન : ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ, રતનપોળ સામે, અમદાવાદ-૩૮૦૦૦૧, મૂલ્ય ૩૦ રૂપિયા.

**વિજ્ઞાન પ્રકાશ** : વિજ્ઞાન વિષયક લેખો : રમેશ પટેલ, પ્ર. સુવાસિત સાહિત્ય પ્રકાશન, ૧-૩૭૮૭, મોટી દેસાઈપોળ. સુરત-૩૯૫૦૦૩ મૂલ્ય ૬ રૂપિયા.

**મેટ્રોપોલ** : વાર્તાસંગ્રહ : ઊજમશી પરમાર, પ્રાપ્તિસ્થાન : બિપિન ભટ્ટ, ૧૭૪/૩, 'ચ' ટાઈપ, સેક્ટર-૧૭, ગાંધીનગર-૩૮૨૦૧૭

**સ્પર્શની મહેક** : કાવ્યસંગ્રહ : રમણ વાઘેલા, પ્ર. પોતે, સેક્ટર ૨૦, બ્લોક નં. ૧૨૨/૫, ગાંધીનગર, મૂલ્ય રૂ. ૮-૪૦ પૈસા.

**માર્કસવાદી-લેનિનવાદી સિદ્ધાંતોનો અભ્યાસ કઈ રીતે કરશો?** : શિક્ષણ સાધન : વાસિલી ક્રાપિવિન, પ્ર. અક્ષર પ્રકાશન-સૌ. સુધા ન. પાટકર, ૬૪ હિન્દુ કોલોની, દાદર, મુંબઈ-૪૦૦૦૧૯, મૂલ્ય ૫ રૂપિયા.

**માહિતી પ્રસારણ** : શાહીવાદી પદ્ધતિ : યુરીકાશ્લેવ, પ્ર.ઉપર પ્રમાણે, મૂલ્ય ૫ રૂપિયા.

**મહાકાલી ઉદાસ છે…** / માર્ગરેત ચુસેના / અનુ. ગીતા ભટ્ટ

કાળસ્વરૂપા મહાકાલી ભારતમાં ચોતરફ રખડે છે.

ઉત્તરમાં, દક્ષિણમાં એ ક્યાં જોવા નથી મળતી? મંદિરમાં યે મહાકાલી છે, એ જ મહાકાલી બજારમાં પણ ઘૂમતી જોવા મળે છે. એના રસ્તા વચ્ચે આવતાં સ્ત્રીઓ ધ્રુજે છે. એના ઉંબરમાં પગ મૂકતાં યુવાનોના હૈયાના ધબકારા પણ વધી જાય છે. રડતાં બાળકો યે એનું નામ સાંભળી છાના રહી જાય છે. શ્યામસ્વરૂપા મહાકાલી ભયંકર છે અને સુંદર પણ છે. કવિઓ એના સૌંદર્યનાં ગુણગાન ગાતા થાકતા નથી. મહાકાલીના દેહસૌષ્ઠવને તેઓ કેળના વૃક્ષ સાથે સરખાવે છે. શરદઋતુના ઊગતા ચંદ્ર જેવા એના સ્કંધ, સોળે કળાએ ખીલેલ પુષ્પ જેવો ઉરપ્રદેશ, નવજાત હાથીની સૂંઢ જેમ ડોલતી એની જંઘાઓ,

કોમળ કળી શા એના ચરણદ્વય છે. એના હોઠ પર જીવનદાયી ઉષ્મા છે. એની આંખોમાં મૃત્યુસમાન ગાંભીર્ય છે. કાંસાવરણી રાતમાં મહાકાલી પોતાનું પ્રતિબિંબ નિહાળે છે. રુપેરી સવાર, સોનલ–વરણી બપોર અને તાંબાવરણી સાંજમાં પણ મહાકાલીની આંખ એકીટશે પોતાને જ નિરખી રહી છે. પણ એના હોઠેથી કદી હાસ્ય નથી વેરાયું; એની હંસગ્રીવામાં મૂંડમાળ ઝૂલી રહી છે, એના દેહ કરતાં ગૌર ચહેરામાંની વિશાળ નિર્મળ આંખોમાં વેદનાના સાગર ભર્યા છે. અનંતકાળથી આંસુઓમાં ભીંજાએલો મહાકાલીનો ચહેરો એકાદ ઝાકળ-છાંટી ગમગીન સવાર જેવો ફિક્કો છે.

મહાકાલી ઉદાસ છે. એણે પોતાનું દૈવત પાપીઓને, ગુનેગારોને સોંપી દીધું છે. એના ગાલ પર કોઢિયાઓએ કરેલા ચુંબન તારાની જેમ ઝબકે છે. જિંદગીમાં કદી જેણે સ્નાન ન કર્યું હોય એવા ઉત્તરના ઠંડા પ્રદેશમાંથી આવતાં તુચ્છ મનોવૃત્તિવાળા લોકોને મહાકાલી આલિંગે છે, આંધળા ભિખારી સાથે જીવડાંથી ખદબદતી પથારીમાં એ સૂએ છે, બ્રાહ્મણના આશ્લેષમાંથી છૂટીને મહાકાલી સ્મશાનના ચાંડાળો પાસે જાય છે. અને ચિતાની ગરમ રાખ પર એ સૂતેલી જોવા મળે છે. મહાકાલીને ઝઘડાળું લડવૈયા પણ બહુ ગમે છે, બજારમાં પશુથીએ બદતર માર ખાતાં કાળિયા મજૂરોને પણ એ અપનાવે છે. એમના છોલાયેલા, ઘવાયેલા ખભા પર મહાકાલી માથું પછાડે છે. તાવમાં તરફડતી અને ઠંડા પાણીને ઝંખતી સ્ત્રીની દશામાં મહાકાલી ગામડે ગામડે ચોરેચૌટે બસ, આવા જ દુ:ખમાંથી પીડામાંથી મળતાં આનંદને શોધવા ભટકે છે. એના કોમળ ચરણના તાંડવને ઠમકે ઝંઝીરો રણકે છે, પણ એનાં નયનોમાંથી અવિરત શ્રાવણ–ભાદરવો વહે છે. કડવાશથી રંગાએલા એના હોઠે કદી કોઈને ચુંબન કર્યું નથી. એની પાંપણે કદી એના ગાલ પંપાળ્યા નથી, અનંત કાળથી મહાકાલીનો ચહેરો ફિક્કો છે–ડાઘવગરના ચાંદ જેવો.

×

**મહાકાલી ઉદાસ છે...** / માર્ગરેત ગ્રુસેના / અનુ. ગીતા ભટ્ટ

કાળસ્વરૂપા મહાકાલી ભારતમાં ચોતરફ રખડે છે.

ઉત્તરમાં, દક્ષિણમાં એ ક્યાં જોવા નથી મળતી? મંદિરમાં યે મહાકાલી છે, એ જ મહાકાલી બજારમાં પણ ઘૂમતી જોવા મળે છે. એના રસ્તા વચ્ચે આવતાં સ્ત્રીઓ ધ્રુજે છે. એના ઉંબરમાં પગ મૂકતાં યુવાનોના હૈયાના ધબકારા પણ વધી જાય છે. રડતાં બાળકો યે એનું નામ સાંભળી છાના રહી જાય છે. શ્યામસ્વરૂપા મહાકાલી ભયંકર છે અને સુંદર પણ છે. કવિઓ એના સૌંદર્યનાં ગુણગાન ગાતા થાકતા નથી. મહાકાલીના દેહસૌષ્ઠવને તેઓ કેળના વૃક્ષ સાથે સરખાવે છે. શરદઋતુના ઊગતા ચંદ્ર જેવા એના સ્કંધ, સોળે કળાએ ખીલેલ પુષ્પ જેવો ઉરપ્રદેશ, નવજાત હાથીની સૂંઢ જેમ ડોલતી એની જંઘાઓ,

કોમળ કળી શા એના ચરણદ્વય છે. એના હોઠ પર જીવનદાયી ઉષ્મા છે. એની આંખોમાં મૃત્યુસમાન ગાંભીર્ય છે. કાંસાવરણી રાતમાં મહાકાલી પોતાનું પ્રતિબિંબ નિહાળે છે. રુપેરી સવાર, સોનલ-વરણી બપોર અને તાંબાવરણી સાંજમાં પણ મહાકાલીની આંખ એકીટશે પોતાને જ નિરખી રહી છે. પણ એના હોઠેથી કદી હાસ્ય નથી વેરાયું; એની હંસગ્રીવામાં મૂંડમાળ ઝૂલી રહી છે, એના દેહ કરતાં ગૌર ચહેરામાંની વિશાળ નિર્મળ આંખોમાં વેદનાના સાગર ભર્યા છે. અનંતકાળથી આંસુઓમાં ભીંજાએલો મહાકાલીનો ચહેરો એકાદ ઝાકળ-છાંટી ગમગીન સવાર જેવો ફિક્કો છે.

મહાકાલી ઉદાસ છે. એણે પોતાનું હૈવત પાપીઓને, ગુનેગારોને સોંપી દીધું છે. એના ગાલ પર કોઢિયાઓએ કરેલા ચુંબન તારાની જેમ ઝબકે છે. જિંદગીમાં કદી જેણે સ્નાન ન કર્યું હોય એવા ઉત્તરના ઠંડા પ્રદેશમાંથી આવતાં તુચ્છ મનોવૃત્તિવાળા લોકોને મહાકાલી આલિંગે છે, આંધળા ભિખારી સાથે જીવડાંથી ખદબદતી પથારીમાં એ સૂએ છે, બ્રાહ્મણના આશ્લેષમાંની છૂટીને મહાકાલી સ્મશાનના ચાંડાળો પાસે જાય છે. અને ચિતાની ગરમ રાખ પર એ સૂતેલી જોવા મળે છે. મહાકાલીને ઝઘડાળું લડવૈયા પણ બહુ ગમે છે, બજારમાં પશુથીએ બદતર માર ખાતાં કાળિયા મજૂરોને પણ એ અપનાવે છે. એમના છોલાયેલા, ઘવાયેલા ખભા પર મહાકાલી માથું પછાડે છે. તાવમાં તરફડતી અને ઠંડા પાણીને ઝંખતી સ્ત્રીની દશામાં મહાકાલી ગામડે ગામડે ચોરેચૌટે બસ, આવા જ દુઃખમાંથી પીડામાંથી મળતાં આનંદને શોધવા ભટકે છે. એના કોમળ ચરણના તાંડવને ઠમકે ઝંઝીરો રણકે છે, પણ એનાં નયનોમાંથી અવિરત શ્રાવણ-ભાદરવો વહે છે. કડવાશથી રંગાએલા એના હોઠે કદી કોઈને ચુંબન કર્યું નથી. એની પાંપણે કદી એના ગાલ પંપાળ્યા નથી, અનંત કાળથી મહાકાલીનો ચહેરો ફિક્કો છે-ડાઘવગરના ચાંદ જેવો.

×

પુરાતન કાળમાં, નીલમ જેવા આકાશના ઈન્દ્રલોકપર મહાકાલીની સત્તા ચાલતી હતી. મહાકાલીની નજરમાં ઉષાનાં અજવાળાં હીરા જેમ ઝબકતાં હતાં. એના હૃદયને ધબકારે સમગ્ર વિશ્વની ઘટમાળ ચાલતી હતી.

પણ, પૂર્ણકમળ સમાન મહાકાલી પોતાની પૂર્ણતાને અવગણતી હતી. દિવસના સૂર્યપ્રકાશ જેવી તેજસ્વી, વિમલ મહાકાલીને પોતાની વિમલતાનો ખ્યાલ પણ ન હતો !

એક સાંજે, ગ્રહણના કાળા ઓછાયામાં સપડાયેલી મહાકાલી તરફ બીજા ઈર્ષાળુ દેવતા તાકીને જ બેઠા હતા. વીજળીના એક ઝબકારે મહાકાલીનો શિરચ્છેદ થઈ ગયો. એના ધડથી અલગ થયેલા મસ્તકમાંથી લોહીને બદલે દિવ્યજ્યોતિ નીકળી. એના ધડના બે કટકા કરી ભૂત પ્રેતે ઊંડી ખીણમાં નાખી દીધા. એનું મસ્તક દડતું દડતું નર્કમાં પહોંચ્યું, એ નર્કમાં, જ્યાં આ દિવ્યજ્યોતિને ઓળખી ન હોય કે ધૂતકારી હોય એવા આત્મા સબડતા હતા. ઠંડો પવન ફુંકાવા લાગ્યો. પર્વતના શિખરને વાદળાં વિંટળાઈ વળ્યાં. અસુરો-રાક્ષસો, અંધકારને સામ્રાજ્યે ફરતાં ઊડતાં પૈડાંની જેવાં પોતાના જ અંધકારથી આંધળા બનેલાં અનેક હાથપગવાળા ભયાનક રુદ્રગણો અને દુષ્ટ દેવતાઓને પોતાના કાળા કૃત્યનો પસ્તાવો થવા લાગ્યો. પશ્ચાત્તાપની આગમાં બળતાં એ આકાશવાસીઓ, પૃથ્વીને છાપરેથી ધુમાડે ભરેલી નર્કની ખીણમાં ઊતરી આવ્યા. અનેક પ્રકારનાં નર્ક એમણે વટાવ્યાં. આકાશવાસીઓને મનુષ્યલોકમાં થતાં પાપ પુણ્યના આનંદ અને ત્રાસ, સાથે જ માનવસ્વભાવની હીનતાનું પરિણામ જોતાં ખૂબ નવાઈ લાગી. નર્કના એક ખૂણામાં સૌથી છેવાડે મહાકાલીનું મસ્તક કમળની જેમ ઝૂલતું હતું. એના શ્યામલ કેશ પાણીમાં તરતાં કોઈ કુમળાં છોડની જેમ લહેરાતાં હતાં.

દેવતાઓએ એ સુંદર મસ્તકને આદરથી ઊંચકી લીધું અને એની સાથે જોડાય એવા ધડની શોધ આરંભી. વૈતરણીને કાંઠે એક ધડ

રખડતું પડ્યું હતું, દેવતાઓએ એ ધડ સાથે મહાકાલીના મસ્તકને જોડી મહાકાલીને પુનર્જીવન આપ્યું.

એક યુવાન બ્રાહ્મણે એક વેશ્યાએ તપોભંગ કરેલો. તેથી ગામના લોકોએ એને મારી નાખી હતી, એનું એ ધડ હતું. લોહી બધું વહી ગયું હોવાથી ફિક્કી પડી ગયેલી એની કાયા દેવતાઓને પવિત્ર લાગી. દેવી અને વેશ્યા બન્નેની ડાબી જાંઘ પર એક સરખો કાળો તલ હતો.

×

પૂર્ણકમળશી પૂર્ણ મહાકાલી, ત્યારબાદ કદી ઈન્દ્રના આકાશલોકમાં રાજ કરવા પાછી ન આવી. દેવી મસ્તક સાથે જોડાયેલી એની કાયાને વેશ્યાનો મહોલ્લો, ચોરી છૂપીથી આવતા ગ્રાહકો અને માણેલા વિલાસની યાદ સતાવતી હતી. અને, વિષયવ્યાકુળ મહાકાલી વૃદ્ધો અને બાળકોને મોહતી જાદુગરણી બની ગઈ, યુવાનોની એ રખાત બની ગઈ. જેની સામે પોતાનો પતિ જોતો ન હોય એવું વૈધવ્ય ગાળતી શહેરની સ્ત્રીઓ મહાકાલીના દેહને ચિતાની જ્વાળા સાથે સરખાવવા લાગી. મહાકાલી ગટરમાં દોડતાં ઉંદરડા જેવી કલુષિત બની ગઈ. હાથમાંથી મધનાં ટીપાં સરતાં હોય તેમ મહાકાલીના હાથમાંથી સુખ, શાંતિ સરકતાં ગયાં. બનારસથી બેંગલોર, કપિલવસ્તુથી શ્રીનગર સુધી વણથંભી મહાકાલીની દુષિત કાયા એ અવહેલિત દેવી મસ્તકને ઘસડતી ગઈ, અને એનાં આર્દ્ર નયન આંસુ વરસાવતાં રહ્યાં.

×

એક સવારે, થાકીપાકી મહાકાલી, બનારસની એક વેશ્યાગલીમાંથી બહાર નીકળી. ગામને પાદર તાપણે તાપતો અને બગાસાં ખાતો એક મૂર્ખ મહાકાલીને જોતાં જ ઊભો થઈ પાછળ દોડયો. એ પહેલાં ય મૂર્ખ અને મહાકાલી વચ્ચે પડછાયાથી વધુ અંતર ન હતું. મહાકાલી પણ ઊભી રહી ગઈ, અને એ મૂર્ખને નજીક આવવા દીધો.

જ્યારે મૂર્ખે એને છોડી ત્યારે વળી મહાકાલીએ ... જાણી

નગરી તરફ જવા રસ્તો પકડયો, એક નાનો બાળક એની પાસે ભીખ માગતો હતો. એના પગ પાસે બે પથ્થરની વચ્ચે એ બાળકને ડસવા એક સાપ તૈયાર જ બેઠો હતો. પણ મહાકાલીએ બાળકને ચેતવ્યો પણ નહીં...! મહાકાલીના રોષનો જ્વાળામુખી દરેક જીવંત પ્રાણીને ભરખી લેવા ભભૂકતો હતો, લાપરવાહ લોકોનો સંહાર કરવાની જ્વાળા મહાકાળીના મનમાં સળગતી હતી. મહાકાલીનું મુખ સિંહનાં જડબાંની જેમ કડકડ હાડકાં ચાવતું હતું, માણસને જંતુની જેમ એ ચપટીમાં મસળી નાખતી હતી. પોતે જ જેને જન્મ આપ્યો એ જ પ્રાણીઓને એ પગ તળે કચડી નાખતી હતી, પછી એ પામર પ્રાણીઓના મૃતદેહ પર મહાકાલી તાંડવ આદરતી હતી. લોહીભીંજયા એના હોઠમાંથી કસાઈની દુકાન જેવી દુર્ગંધ આવતી હતી, પણ મહાકાલીનું આલિંગન એનું મારણ બનેલાને સાંત્વન, શાંતિ અર્પતું હતું. એના આશ્લેષણની હૂંફમાં સૌનાં દુઃખ ભૂલાઈ જતાં હતાં.

×

એક જંગલમાં મહાકાલીને એક ઋષિનો ભેટો થયો, પદ્માસન વાળીને ઋષિ બેઠા હતા. ચિતાનાં લાકડાં જેવો ક્ષીણ એમનો દેહ તદ્દન સ્થિર હતો. ઋષિ યુવાન છે કે વૃદ્ધ એ કહેવું મુશ્કેલ હતું. ઢળેલી પાંપણ નીચેથી એમની સર્વજ્ઞ આંખ માંડ માંડ દેખાતી હતી. એમના મસ્તકને તેજવર્તુળ આવરી રહ્યું હતું. આખરે મહાકાલીને થયું કે મંઝીલ આવી ગઈ...! પૃથ્વીપરનાં સર્વ પ્રાણીઓનો ઉદ્ધાર થવાનો દિવસ આવી ગયો, અંતિમ નિર્વાણનો એ દિવસ...જયારે જીવન અને મૃત્યુ બન્ને નકામાં થઈ જાય, જયારે બધું જ 'નાસ્તિક'માં પરિણમે...સગર્ભા માતાના ઉદરમાં બાળકનું પ્રથમ સંવેદન જાગે તેમ મહાકાલીની આંતયતના નવપલ્લવિત થઈ ઊઠી.

દયાનિધાન ઋષિએ હાથ ઊંચો કરી મહાકાલીને આશીર્વચન કહ્યાં.

—મારા પવિત્ર મસ્તકનું ઘોર અપમાન કરવામાં આવ્યું હતું. મહાકાલીએ કહ્યું, મને મારી યાતના ગમે છે, અને નથી પણ ગમતી.

મને જીવવામાં કંટાળો આવે છે. અને મૃત્યુનો મને ડર લાગે છે.

–આપણે સૌ અધૂરાં, અપૂર્ણ છીએ, ઋષિએ કહ્યું, આપણે સૌ ખંડિત થયેલા, ટુકડાઓમાં વહેંચાઈ ગયેલાં છીએ. કાયા વિનાની છાયા જેવું આપણું જીવન છે. સદીઓથી આપણને રડવાનો પણ આઘાત લાગે છે અને હસવાનું પણ અસહ્ય બની ગયેલું છે.

–હું ઈન્દ્રલોકની દેવી હતી, વેશ્યાએ કહ્યું.

–પણ તું ત્યારેય બંધનમાંથી મુક્ત ક્યાં હતી ?

પંચતત્ત્વની તારી આ કાયા પર પેલી હિરકદેહ સમાન જ દુઃખનો ઓછાયો છે, ચોરે અને ચોટે અપમાનિત થતી સ્ત્રી તરીકે કદાચ તું એ નિરાકાર તત્ત્વની વધુ નજીક છો.

–હવે હું થાકી ગઈ છું. મહાકાલીએ નિસાસો નાખ્યો... અને, રાખથી ખરડાયેલી આંગળીઓથી મહાકાલીના શ્યામલ કેશ પસવારતાં ઋષિએ કહ્યું.

–તૃષ્ણાએ તને તૃપ્તિની નિરર્થકતા સમજાવી છે, પશ્ચાત્તાપે ને પશ્ચાત્તાપ કરવાની વ્યર્થતા બતાવી છે, ધીરજ રાખ, આપણે સહુ આ મહાન ભૂલના સહભાગી છીએ. એ અપૂર્ણ તત્ત્વ જે પોતાની પરિપૂર્ણતા પોતાની મેળે જ પીછાણે છે. એને માટે આ આક્રોશ ચિરંતન નહીં રહે ...

(ફ્રાન્સની સાહિત્ય અકાદમીના સભ્ય લેખિકાના 'નુવેલ ઓરીઓંતાલ'-માંથી, મૂળ ફ્રેન્ચ પરથી અનુવાદ)

## આચમન /

'ઉપહાસ્ય પ્રદાન' / યશવન્ત દોશી

ગુજરાત પૂરતી વાત કરીએ તો સાહિત્ય અકાદમીનાં ઈનામોનો પ્રારંભ જ ખોટી રીતે થયો હતો અને પ્રારંભથી જ એ પ્રવૃત્તિ ખોટા રવાડે ચઢી ગઈ હતી. મહાદેવ દેસાઈ, રામનારાયણ પાઠક અને પંડિત સુખલાલજી જેવા મહાન ગુજરાતીઓનાં પુસ્તકોને પ્રારંભમાં આ પારિતોષિકો અપાયેલાં છતાં આવું વિધાન કર્યા વિના છૂટકો નથી.'

અકાદમીના ગુજરાતી સલાહકારોએ પહેલેથી સર્જનને બદલે વિવેચનને અને સર્જનાત્મક લેખનને બદલે વિદ્વત્તાપૂર્ણ લેખનને ઉચ્ચતર સ્થાન આપવાની ખોટી પ્રણાલિકા પાડી તે ઉત્તરોત્તર આવેલા સલાહકારોએ ચાલુ રાખી. પણ એથી યે વધુ ખરાબ એ થયું કે વિવેચનને અગ્રસ્થાન આપવાની પ્રણાલીને પણ અતિશય હીન પ્રકારની બનાવી દેવામાં આવી. એ પ્રણાલિકાનું પણ લગભગ ઠઠ્ઠાચિત્ર જ બાકી

રહ્યું. કેટલાંક વર્ષ પહેલાં શ્રી અનંતરાય રાવળના એક વિવેચનસંગ્રહ તરીકે ઓળખાવાયેલા પુસ્તકને અકાદમીનું પારિતોષિક અપાયું એ આ પારિતોષિકની પ્રક્રિયાનું એવું ઠઠ્ઠાચિત્ર હતું. ફરી આ વર્ષે ૧૯૮૪ નું ઈનામ શ્રી રમણલાલ જોશીના પુસ્તક 'વિવેચનની પ્રક્રિયા'ને અપાયું છે તે એવું જ ઉપહાસ્ય પ્રદાન છે.

અનંતરાય અને રમણલાલનાં પુસ્તકો તો આ પ્રક્રિયામાં સંડોવાયેલાં ખરાબમાં ખરાબ દૃષ્ટાંતો છે એટલું જ. બાકી જેમની ચોક્કસ કૃતિઓને અપાયેલાં ઈનામ તે કૃતિઓને અપાવાં જોઈતાં નહોતાં. એવા મહાનુભાવોમાં તો સુન્દરમ્ અને વિષ્ણુપ્રસાદ ત્રિવેદી જેવા આપણા શ્રેષ્ઠ સાહિત્યકારોને પણ મૂકવા પડે. આ બન્ની વ્યક્તિઓ સાહિત્યિક દૃષ્ટિએ શક્તિશાળી છે. એમની પહોંચ ઘણી મોટી છે અને એમણે કેટલીક શ્રેષ્ઠ કૃતિઓ આપી છે એ સ્વીકારવામાં વાંધો નથી. પણ વાંધો એમનાં જે પુસ્તકોને ઈનામ અપાયું તે પુસ્તકો સામે છે. વળી અન્ય દૃષ્ટિએ આ પુસ્તકો સારાં હોઈ શકે, પણ અકાદમીના નિયમ પ્રમાણે અને તેની ભાવના પ્રમાણે તે અકાદમીના ઈનામને પાત્ર નહોતાં એટલું જ કહેવાનું છે.

૧૯૮૪ના ઈનામને પાત્ર ઠરેલા પુસ્તક 'વિવેચનની પ્રક્રિયા'માં શું શું સંઘરાયું છે ? પ્રસંગ નિમિત્તે આપેલાં વ્યાખ્યાનો, કાવ્યગ્રન્થોની પ્રસ્તાવનાઓ, ૧૯૭૮–૭૯ના વિવેચનગ્રન્થોનું વિવેચન, સુન્દરમ્, રસિકલાલ પરીખ–ગુલાબદાસ બ્રોકરની મુલાકાતો, છેલ્લા દાયકાની ગુજરાતી નવલકથા ઉપર લેખકનો દૃષ્ટિપાત. કોઈ પણ સમજદાર વાચકને ખ્યાલ આવી જશે કે આ તો કોઈ પણ પ્રાધ્યાપક–વિવેચકના ભોજનથાળનું ઉચ્છિષ્ટ અન્ન છે. જો આ પુસ્તકને અકાદમીનું ઈનામ અપાય તો ગુજરાતીના કોઈ પણ અધ્યાપકના કોઈપણ વિવેચન-લેખ-સંગ્રહને તે આપવું જોઈએ. આવા સંગ્રહો છેલ્લા થોડા સમયથી વર્ષે વીસને હિસાબે બહાર પડે છે.

આ સંગ્રહ ૧૯૮૧માં પ્રગટ થયેલો છે એટલે એ ઘણું કરીને ત્રણ

વર્ષથી સ્પર્ધામાં હશે. આ વર્ષે એને માટે છેલ્લી તક હતી. એટલે આ છેલ્લા વર્ષે બીજાં પુસ્તકોને ભોગે પણ તેને ઈનામ આપી દેવાનું નિર્ણાયકોએ કદાચ યોગ્ય માન્યું હોય.

આ વર્ષે આ પુસ્તકને ઈનામ મળ્યું તે એક અન્ય કારણે પણ વરવું લાગે છે. ભારતીય ભાષાઓના ઈનામવિજેતા ગ્રન્થોના દરબારમાં આ ગુજરાતી પુસ્તક 'હંસ મધ્યે બકો યથા' તેવું લાગશે. જે બાવીસ પુસ્તકો ઈનામપાત્ર ઠર્યાં છે તે દરેકની ગુણવત્તા આપણે જાણતા નથી. જુદી જુદી ભાષામાં અકાદમીના ઈનામનિર્ણય વિશે વારંવાર ઊહાપોહ થતો રહે છે. પણ આ વખતનાં ૨૨ પુસ્તકોમાં કાવ્યો અને નવલકથાઓનું જે સંમેલન થયેલું છે તેમાં આ ગુજરાતી પુસ્તક તેના સ્વરૂપને લીધે અશોભન લાગશે. (ગ્રન્થ) □

## સાહિત્ય-વૃત્ત

**સદ્‌ભાવ પ્રકાશન,** કાપડિયા એસ્ટેટ, અમદાવાદ-૩૮૦ ૦૦૧ તરફથી ગત વર્ષની જેમ સાહિત્યિક, વાર્ષિકોમાં સીમાસ્તંભ બની રહેલા 'સાયુજ્ય' વાર્ષિકનો બીજો અંક ૨૩-૫-૮૫ના દિને પ્રગટ થશે. તે ૨૯-૪-૮૫ સુધીમાં ગ્રાહક થનારે રૂ. ૩૫/-માં અપાશે. ડૉ. સુરેશ હ. જોશીના વિશિષ્ટ સંપાદને પ્રગટ થયેલા ડબલ ક્રાઉન સાઈઝના સાયુજ્ય અંક ૧-ની થોડી નકલ સિલકે છે તે મૂળ રૂ. ૨૫/- મૂલ્યે મળી શકશે.

ડૉ. સુરેશ હ. જોશી અને અન્યોએ વિશાળ વિદેશી સાહિત્યમાંથી દૃષ્ટિપૂર્વક પસંદ કરેલી અને અનુવાદેલી, વિશ્વસાહિત્યની ૮૬ ઉત્તમ નવલિકાઓના ડૉ. સુરેશ હ. જોશીના સંપાદને કુલ ૯૦૦ પાનાંમાં ત્રણ ગ્રન્થો પ્રગટ થશે તેનું મૂલ્ય રૂ. ૧૦૫/- થશે પણ ૨૯-૪-૮૫ સુધીમાં ગ્રાહક થનારને રૂ. ૬૫/-માં અપાશે.

સાયુજ્ય-અંક ૧, સાયુજ્ય-અંક ૨ અને વિશ્વસાહિત્યની વિશિષ્ટ નવલિકાઓના ત્રણ ગ્રન્થોનું કુલ મૂલ્ય રૂ. ૨૨૫/- થાય છે પણ ૨૯-૪-૮૫ સુધીમાં ગ્રાહક થનારને રૂ. ૬૫ માં અપાશે એમ જણાવાય છે.

**ચન્દ્રમૌલી પ્રકાશન,** ૨૯૫ ઈન્દ્રકોટ, દોશીવાડાની પોળ, કાળુપુર, અમદાવાદ-૩૮૦૦૦૧ તરફથી શાળા કૉલેજોના વિદ્યાર્થી-અધ્યાપકો અને કાવ્યના અભ્યાસુઓને વિશેષ ઉપયોગી નીવડનારી, ડૉ. સુમન શાહના સંપાદન હેઠળ તદ્‌વિષયના અભ્યાસુ વિવેચકો દ્વારા, 'કાવ્ય તત્ત્વ વિચાર' શ્રેણીની ડેમી સાઈઝના ૪૦/૫૦ પાનાંની પ્રગટ થનારી પુસ્તિકાઓમાં કવિ નર્મદથી તે ડૉ. સુરેશ હ. જોશી સુધીના

ગુ. કાવ્યપ્રવાહો અને તેને સ્પર્શતા પરંપરિત સંસ્કૃત અને આધુનિક પશ્ચિમી વિચારધારાને આવરી લેવાશે. પુસ્તિકાનાં નામ-વિષય આ પ્રમાણે છે :

રસ, ધ્વનિ, રમણિયતા, ઔચિત્ય, ન્યૂ ક્રિટીસીઝમ, સ્ટ્રક્ચરાલિસ્ટ પોએટીક્સ, પ્લેટો-એરિસ્ટોટલ, લોનનીઈનર ક્રોચે, મેથ્યુ આનૉલ્ડ, વર્ડ્ઝવર્થ, કૉલરિજ, ટી. એસ. એલિયેટ, આઈ. એ. રિચાર્ડ્ઝ, વાલેરી-માલાર્મે, સાત્રે, માર્ક્સ-લુકાસ, ટાગોર, નામવરસિંહ, બ. ક. ઠાકોર, સુરેશ હ. જોશી, □

## 'કુંકાવટી' માસિક માટે નિયમ (ફોર્મ ૪ મુજબ)

૧. પ્રકાશન સ્થાન : ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત-૨
૨. મુદ્રકનું નામ : રતિલાલ મૂ. 'અનિલ'
નાગરિકતા : ભારતીય
સરનામું : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨
૩. પ્રકાશકનું નામ : નાગરિકતા : સરનામું, નં. ૨ મુજબ
૪. સંપાદકનું નામ : રતિલાલ 'અનિલ'
નાગરિકતા : ભારતીય
સરનામું : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨
૫. માલિકનું નામ : રજનીકાન્ત રતિલાલ રૂપાવાળા
૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

હું રતિલાલ મૂ. 'અનિલ' આથી જાહેર કરું છું કે ઉપરની વિગત મારી જાણ અને સમજ મુજબ સાચી છે.

સહી : રતિલાલ મૂ. 'અનિલ : પ્રકાશક

# કંકાવટી

એપ્રિલ
૧૯૮૫


**સ્મરણ**

નદેઝદા માંદેલશ્તામ

**વિવેચન**

જયન્ત કોઠારી

વિજય શાસ્ત્રી

નટવરસિંહ પરમાર

**ગદ્યખંડ**

રતિલાલ અનિલ

કિસન સોસા

**નવલિકા**

વિક્ટોરિયા ટોકારેવા

**વિનોદ**

રતિલાલ અનિલ

**નોંધ**

ર. અ.

# કંકાવટી

એપ્રિલ ૧૯૮૫

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૭ : અંક ૩૧૧ : મૂલ્ય : બે રૂપિયા**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૦, બે વર્ષના રૂા. ૩૮, વિદેશ : શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), છ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ થાય તે યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ તે જ માસમાં થાય તો ફરી અંક મોકલવાનું શક્ય બનશે.




તંત્રી-મુદ્રક-પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : ધવલ આર્ટ પ્રિન્ટર્સ, વાડીફળિયા, સૂરત-૩૯૫ ૦૦૩

## ..ોપ અગેંસ્ટ હોપ / નદેજદા માંદેલશ્તામ

વિખ્યાત રશિયન કવિ ઓસિપ માંદેલશ્તામની 'સ્તાલીન સૂક્ત' ..વિતાની જાણ 'ઉપર' પહોંચી તો ૧૯૩૪માં એમને ગિરફતાર કરી ..શની અંદર જ નિર્વાસિત કરી દેવામાં આવ્યા. પત્ની સાથે ત્રણ ..ાલ એ રીતે રહ્યા પછી એમને એકલાને સાઈબિરિયા મોકલી દેવામાં ..આવ્યા, અને ૧૯૩૮માં રહસ્યમય સંજોગોમાં એ અવસાન પામ્યા.

અત્યંત સંવેદનશીલ અને વિદુષી પત્ની નદેજદાએ રખડુ અને પ્રતાડિત જીવન વિતાવી અનોખી ધીરજ, સાહસ અને સંયમથી પતિની કવિતાઓની હસ્તપ્રતો સાચવી રાખી. ૧૯૭૦માં 'હોપ અગેંસ્ટ હોપ'– અતૂટ આશા નામે પોતાનાં પ્રગટ સસ્મરણો કર્યાં તે ૧૯૧૮–૧૯૬૦ના સમયના રશિયન સમાજ અને વ્યવસ્થા વિશેનો તીક્ષ્ણ, સૂક્ષ્મ, કાવ્યાત્મક અને પ્રામાણિક દસ્તાવેજ છે. એમાંનું જ એક માર્મિક પ્રકરણ અહીં આપ્યું છે.

x

અમારા એક મિત્ર વિનાવેરને લાગ્યું કે ઓસિપ માંદેલશ્તામના મામલામાં અજબ થવા જેવું કંઈક થઈ રહ્યું છે એમને વારમ્વાર લુબિયાંકા જવું પડતું. તે મોસ્કોનું રાજકીય કેદખાનાં અને છૂપી પોલિસનું કેન્દ્ર હતું. એમણે કહ્યું કે ત્યાં અત્યારે વિશેષ પ્રકારનું વાતાવરણ દેખાય છે. લોકો કાનાફૂસી કરતા અને ગભરાયેલા જણાય છે. થોડા દિવસમાં જ અમને જાણ થઈ કે ઓસિપના મામલામાં એકાએક ફેરવિચાર થયો છે. એની સજા ઘટાડીને દેશના બાર શહેરો સિવાય ગમે ત્યાં રહેવાની છૂટ આપવામાં આવી છે. અપેક્ષા કરતાં આ સજા ઓછી હતી. સોવિયેત સંઘના બાર શહેરો સિવાય બીજે ગમે ત્યાં રહી શકાતું હતું. આ બધું એકાએક ને ઉતાવળે બની ગયું. એની ઝડપી ગતિ પરથી લાગતું હતું કે ચમત્કાર થયો છે. ઉપરથી બટન દબાતાં જ નોકરશાહી એકદમ ફૂર્તિ બતાવે છે.

કેન્દ્રિકરણ જેટલું પ્રગાઢ એટલો જ ચમત્કાર પ્રબળ. ચમત્કારોથી આપણે ગદ્‌ગદ્ થઈ જઈએ છીએ. પૂર્વના ભોળા લોકોની જેમ નિર્દોષ ભાવે આપણે એને સાચાં માનીએ છીએ. ચમત્કાર અમારા જીવનના અભિન્ન અંગ બની ગયા હતા. લોહપુરુષ સ્ટેલિનને ઉદ્દેશીને પત્ર ન લખ્યો હોય એવો કોણ? અને એમાં ચમત્કાર કરવાની વિનંતિ સિવાય બીજું શું હતું? એ તમામ પત્રો સચવાયા હોય તો ઈતિહાસલેખકો માટે એ કારૂનનો ખજાનો સાબિત થાય. અમારા સમયની જિંદગી એ

પત્રોમાં ઈમાનદારીથી નોંધાયેલી છે. એ લેખન બીજા કોઈ સ્વરૂપે થઈ ન શકે. આપણા અસ્તિત્વનું એકે એક દુઃખ, એકે એક અપમાન, આઘાતો, છેતરપિણ્ડી અને પ્રવંચતાઓ એમાં બોલે છે. પણ એ બધું વાંચવું અને વાસ્તવિક તથ્યોનું તારણ કાઢવું એક મહાભ્રાન્ત કામ છે. મુશ્કેલી એ છે કે પોતાનું હૃદય ઠાલવતી વખતે પણ આપણે સોવિયેત સાધુભાષા અને એની ખાસ શૈલી ધ્યાનમાં રાખવાં પડે બદકિસ્મતીનું બયાન પણ આપણે છાપાના તંત્રીની ભાષામાં કરતા હતા. પણ સર્વોચ્ચ સત્તાને લખાતા પત્રો પર ઊડતી નજર નાખતાં દેખાઈ આવશે કે આપણને ચમત્કારોની કેવી જરૂર હતી–એ વિના જીવવું અશક્ય હતું. બસ. હવે યાદ રાખો કે મોંમાગ્યા ચત્મકારથી કૃતાર્થ થનારા ભાગ્યશાળી પત્રલેખકો પણ છેવટે ઘોર નિરાશા પામવાને શાપિત હતા. પણ તેઓ એ માટે તૈયાર નહોતા. ચમત્કાર વીજળીના ચમકારા જેવા ક્ષણિક હોય છે, એની કોઈ કાયમી અસર હોતી નથી એ સત્ય એમને સમજાતું નહોતું. પરીકથામાં ત્રણ ઈચ્છા પૂરી થઈ ગયા પછી શું હાથમાં આવે છે? લંગડો જીન અશરફીનો થેલો આપે પણ સવારે તે માટીનો લોંદો કે ધૂળ થઈ જાય. સારું જીવન તો એ છે જેમાં ચમત્કારોની કશી જ જરૂરી નહીં હોય.

ઓસિપની ધરપકડ વિશે જે કંઈ થયું, તે પછી તો ચમત્કારોની ખાસ્સી ઘટમાળ ચાલી. બોલનારા કહેવા લાગ્યા કે ઉપરના આદેશથી કેવા કેવા ચમત્કારો થાય છે. જાણે આકાશ પરથી પરમહિતેપી વીજળી પડી હોય–વીજળી પડવાને સારી કહી શકાય તો પણ એ સાવ સાચું છે કે કોઈ ચમત્કારને કારણે જ અમારે બેરોનેઝ શહેરમાં રહેવા અને જીવવાની ત્રણ વર્ષની મોહલત મળી હતી–એ માંદેનાં જીવનનાં અંતિમ વર્ષો હતાં.

સરકારી તાર બીજા દિવસે આવ્યો, પણ તારઓફિસની મહિલા કલાર્કે અમને જણાવ્યું ન હોત તો કમાન્ડેટ અમને એની જાણ કરી નહોત. એ છોકરી સાથે ઓસિપ સવારે ફરવા જતી વખતે રમૂજ કે

વાનો કરતો હતો. અમે સીધાં કમાન્ડેટની ઑફિસે પહોંચ્યાં. પણ ખાસ્સી રાહ જોવડાવ્યા પછી એ આવ્યો. એણે તાર વાંચી સંભળાવ્યો- પણ એની આંખોમાં નર્યો અવિશ્વાસ હતો. એ કહે કે, તમારા કોઈ સમ્બન્ધીએ પણ આ તાર કર્યો હોય! હું શી રીતે માની લઉં? બે દિવસની અધીરાઇભરી પ્રતીક્ષા પછી મોસ્કોએ પેલો તાર સરકારી હોવાની વાતનું સમર્થન કર્યું. નિર્વાસિત માણસના સમ્બન્ધીએ એ તાર કર્યો નહોતો. એણે અમને બોલાવ્યા અને રહેવા માટેનું શહેર પસંદ કરી લેવા જણાવ્યું. તારમાં વિચાર કરવા માટેનો સમય તો આપ્યો નહોતો. કહે, બસ, અહીં હમણાં જ નિર્ણય જણાવો! એની ગીધનજર હેઠળ જ અમારે રહેવાનું શહેર પસંદ કરવું પડ્યું. એવા શહેરોમાં અમે કદી રહ્યાં નહોતા. અને રહેવાની બંધી હતી તે બાર શહેરો સિવાય બીજે ક્યાંય અમારું કોઈ સમ્બન્ધી નહોતું. એકાએક ઓસિપને બોરોનેઝ શહેર સાંભર્યું. એનો એક દોસ્ત ત્યાં જન્મ્યો હતો અને એનો પિતા ત્યાંની જેલમાં ડોક્ટર હતો. ઓસિપે કહ્યું, 'શી ખબર, આપણને જેલના ડોક્ટરની જરૂર પડે! કમાન્ડેન્ટે પ્રવાસના કાગળ તૈયાર કર્યા. એકાએક બનેલી ઘટનાથી એ ઠરી ગયો હતો. અમને અણધારી સગવડ મળી. અમે સરકારી ઘોડાગાડીમાં બેસી ઘાટ પર ગયાં. કોઈને ખાનગી ઘોડો મળવો તો અશક્ય હતો, કારણ કે સામૂહીકરણની ઝુંબેશમાં ખાનગી ઘોડા અદૃશ્ય થઈ ગયા હતા. ઊપડતી વખતે એણે અમારા સદ્ભાગ્યની કામના કરી. એ ચમત્કારના સાક્ષી હોવાના નાતે કદાચ એણે માની લીધું કે હું આમનો ગાઢ મિત્ર થઈ ગયો છું.

પરન્તુ હૉસ્પિટલની પ્રબંધક સાથે એનાથી ઊલટું જ બન્યું. એને હવે અમારા પર જરા જેટલો યે વિશ્વાસ રહ્યો નહીં. તમે તે વળી એવા કેવા માણસો છો કે આજીવન નિર્વાસન માટે આવી બીહડ જગ્યાએ મોકલવામાં આવ્યા પછી સરકાર આમ એકાએક તમારા પર દયાળુ થઈ જાય! એની શંકાશીલ નજર કહેતી કે ઓસિપે કોઈ ખરાબ રીતે આ છૂટ મેળવી છે. નહિતર, એના પંજામાંથી કોઈ આમ

છૂટે ખરું ?

એ સ્ત્રી પર ગુસ્સે થવું કે ચિઢાવું મિથ્યા હતું—એના સ્થાને હું હોત તો મને પણ એવું જ લાગ્યું હોત. અમે જે પ્રકારની સરમુખત્યારીમાં રહેતા હતા, એમાં સમાજના પ્રત્યેક કણ વિખરવાનું પહેલું લક્ષણ આ જ હોય છે—એકબીજા પરના વિશ્વાસનો અંત—અમારા નેતા એવું જ ઈચ્છતા હતા.

અમારી એ વ્યવસ્થા મને કઠોર અને બર્બર લાગતી હતી. પણ હું વિચારતી હતી—આ જ તો જીવન છે! કોઈ પણ મજબૂત સરકાર પોતે જાહેર કરેલા પોતાના વિરોધીઓને શી રીતે બરદાસ્ત કરી શકે? વિરોધી હાલ ભલે નિષ્ક્રિય હોય, પણ એ ગમે ત્યારે સક્રિય થઈ શકે. સરકારી પ્રચારની ભુલામણીમાં સહેલાઈથી આવી જતી નહીં, તો યે ન્યાય વિશેની કેટલીક બર્બર સ્થાપનાઓ સમજ્યા વિચાર્યા વિના જ મેં ગળે ઉતારી દીધી હતી. બીજા લોકો તો એ નવા વિધાનના મુરીદ બની ગયા હતા. ઉદાહરણ રૂપે, નારબુતને લાગતું હતું કે ઓસિપને દેશનિકાલ કરવા સિવાય બીજો કોઈ માર્ગ જ નહોતો. 'રાજ્ય ખુદ પોતાનું રક્ષણ કરે કે નહીં, બોલો! નહિતર શું પરિણામ આવે!' હું એમાં ગુંચવાઈ નહી. એ સમજાવવાનો પ્રયત્ન નિષ્ફળ હતો કે કોઈના વિચારોનો હોય એવો પ્રભાવ અપ્રગટ કવિતાઓનો હોતો નથી. અને માત્ર વિચારોને કારણે કોઈને દેશનિકાલ નહીં કરી શકાય એ પણ કોણ સમજી શકવાનું હતું! પોતાના જીવ પર આવી ન પડે ત્યાં સુધી આપણી આંખો ખૂલતી નથી. વ્યક્તિગત રૂપે ખુદ પર આવી પડે ત્યારે આપણે કંઈક વધારે માનવીય થઈ શકીએ છીએ. અને એ પછી પણ, એ બોધપાઠ ચેતનામાં વસી જાય—એમાં લાંબો સમય લાગે છે.

એવો યે એક યુગ હતો જ્યારે આપણે વેરવિખેરપણા અને અરાજકતાથી ભયભીત હતા. સૌ પ્રાર્થના કરતા હતા કે કોઈ બળવાન વ્યવસ્થા સ્થપાય, કોઈ મજબૂત હાથ લંબાય અને ગુસ્સાથી વિફરતા લોકસાગરના તૂટતા કિનારાને અટકાવે. અરાજકતાનો એ ખોફ કદાચ

અમારી સૌથી સ્થાયી ભાવના છે. આજ સુધી અમે એમાંથી બહાર આવ્યા નથી. દરેક પેઢી પોતાના પાછીની પેઢીને એ સોંપતી જાય છે અમારી વચ્ચે આજે એક પણ એવો માણસ નથી જે કે બેકાબૂ ટોળાનું નિશાન પોતે જ બનશે એવું નહીં માનતો હોય. જે પેઢીએ ક્રાન્તિ જોઈ છે, અને જે પેઢીના લોકો આજે યુવાન કે અબોધ છે–સૌના મનમાં આ જ ખોફ છે.

'સૌથી પહેલાં અમને વીજળીના થાંભલા પર લટકાવી દેવા જોઈએ!' જયારે જયારે યંત્રવત્ થતા આવા ઉદ્‌ગારો સાંભળું છું ત્યારે ત્યારે મને હર્જનના આ શબ્દો યાદ આવે છેઃ ઇંતેલીગેત્સિયા (બુદ્ધિજીવી વર્ગ) પોતાની જ પ્રજાથી એટલો તો ડરે છે કે ખુદને જંજીરોમાં જકડાવી દેવા ચાહે છે, શરત એટલી જ કે આમ જનતા દંડાબેડીથી જકડાયેલી હોય.

આપણે ઈચ્છતા હતા કે ઈતિહાસનો રાજમાર્ગ ચોખ્ખો સુંવાળો થઈ જાય, તિરાડો અને ખાડા પૂરી દેવામાં આવે, જેથી હવે પછી કોઈ અણધારી ઘટના ન બને, બધાં કામો સુગમ અને યોજના પ્રમાણે થતાં રહે. આપણી એ મનોકામનાએ આપણને માનસિક રીતે શાણા નેતાઓના આવિર્ભાવ માટે તૈયાર કરી દીધા હતા–તેઓ આવે અને આપણને બતાવે કે આપણે કયાં જઈ રહ્યા છીએ. અને જયારે તેઓ આવીને બેઠા ત્યારે આપણે એમના માર્ગદર્શન વિના આંગળી હલાવવાની મહેનત કરવાનું યે છોડી દીધું. સ્પષ્ટ નિર્દેશો અને રામબાણ નુસ્ખા માટે આપણે એમના મોઢા સામે જોવા લાગ્યા. આપણી પાસે આપણા પોતાના કોઈ બહેતર નુસ્ખા નહોતા એટલે આપણને એ જ યોગ્ય લાગવા માંડયું કે 'ઉપર'થી આવેલા નુસ્ખા માથે ચઢાવીએ, બહુ થયું તો કોઈ નાનકડા મુદ્દા પર સલાહ આપવાની ભૂલ કરી બેસીએ છીએ. ઉદાહરણરૂપે આપણે કહીશુંઃ પાર્ટીના આદેશ અંતર્ગત કળામાં વિભિન્ન શૈલીઓ ચાલવા દઈએ એ શું શકય છે? એવું થઈ શકે તો ઘણું સારું...

પોતાના અંધાપાને કારણે આપણે પોતે પૂર્ણમતૈક્ય લાદવા માટે તૈયાર થઈ ગયા, કેમકે અસહમતિ અને મતભેદ આપણને ફરી નવી વેરવિખેરતા અને અરાજકતાના જનક લાગતા હતા. એટલે આપણે કયાં તો ચૂપ રહ્યા, અથવા સંમત થતા રહ્યા, અને એ રીતે આપણી જ મદદથી વ્યવસ્થા પોતાને મજબૂત કરતી ગઈ, ટીકાકારોની વિરુદ્ધ પોતાને સુરક્ષિત કરતી ગઈ. વિરૂધ્ધ ચેરદિન હોસ્પિટલની પેલી સ્ત્રી, ઘણા બધા કવિ અથવા બીજા બકવાદીઓ એ ટીકાકારોના વિરોધીઓમાં સામેલ હતા.

પોતાના અધૂરાપણાના અહેસાસ સાથે આપણે એ જ રીતે આગળ વધતા રહ્યા. એક એવી ક્ષણ પણ આવી જયારે અંગત ઝેરી અનુભવોથી આપણે જાણ્યું કે આપણને જે મોહલત મળી હતી તે કેટલી નાજુક, કેટલી ભંગુર હતી. પોતાની સામે જ બીજાઓને દાઝતા ભુંજાતા જોઈને પણ આપણે કોઈ બોધપાઠ લેવા માટે તૈયાર નહોતા, કેમ કે બીજાઓના અનુભવો પર આપણને જરા યે વિશ્વાસ નહોતો.

આપણે ખરેખર અધોં-અધૂરા છીએ અને આપણા વર્તીન માટે દોષ ન દેવાય. માત્ર ચમત્કાર જ આપણને બચાવી શકે એમ છે.



## 'ચાતુરી' : સંજ્ઞા અને સ્વરૂપ/જયંત કોઠારી

સ્નેહીશ્રી તેરૈયાસાહેબ,

'નરસિંહ મહેતા અધ્યયન ગ્રંથ'માંના તમારા લેખમાં તમે ચાતુરીના કાવ્યપ્રકારનું નવું અર્થઘટન કર્યું છે એ વિશે તમે મારું બેત્રણ વાર ધ્યાન દોર્યું હતું. પણ તમારો એ લેખ જોવાનું મારાથી બની શક્યું નહોતું, હમણાં નિમિત્ત ઊભું થવાથી તમારો એ લેખ હું જોઈ ગયો. તમે વિષય અને પદ્યરચનાના મુદ્દાઓ છેડી આ પદમાળાની કેટલીક લાક્ષણિકતાઓ તરફ યોગ્ય રીતે જ ધ્યાન દોર્યું છે. પણ તમારા અર્થઘટન પરત્વે મારે થોડુંક વીગતે કહેવું છે.

ચાતુરીયુક્ત શૃંગારવિહારના નિરૂપણને કારણે આ પદમાળાને 'ચાતુરી' નામ મળ્યું હોય એ અનુમાન તમને તર્કસંગત લાગતું નથી,

કેમકે એમાં રાધા-કૃષ્ણની યુક્તિ પ્રયુક્તિ, છલ, રમત કે બૌદ્ધિક ઉન્મેષો જોવા મળતાં નથી, જેવાં દયારામના 'તું મુજને અડતા શ્યામ થઈશ તો હું કયમ નહિ થાઉં ગોરો' જેવા પદમાં જોવા મળે છે, (જોકે આ જાતની ઉક્તિ નરસિંહમાં અન્યત્ર મળે છે ખરી). તમે 'ચાતુરી' એ સ્વરૂપગત સંજ્ઞા હોવાનું અર્થઘટન કર્યું છે, કેમકે એની રચનામાં 'ઢાળ' અને 'ઊથલો' આવે છે તે ઉપરાંત ઢાળના પ્રારંભમાં આગળની પંક્તિના ઉત્તરાર્ધના અંશનું પુનરાવર્તન થાય એ જાતનું કવિકૌશલ પણ જોવા મળે છે,

આ લખતી વખતે તમે આખ્યાનનાં ઢાળ – ઊથલો – વલણને યાદ કર્યાં છે, પણ એ કદાચ તમારા લક્ષમાં આવ્યું નથી કે તમે દર્શાવેલી આવર્તનની શૈલી આખ્યાનના રચનાબંધમાં અનિવાર્યપણે સ્વીકારાએલી શૈલી છે. હું કડવાબંધ આખ્યાનના સૌ પ્રથમ કવિ ભાલણની 'કાદંબરી'માંથી જ દાખલા આપું જેથી આ રીતિ કડવાબંધના આરંભથી જ ઘડાયેલી હતી એની ખાતરી થાય.

કડવું ૨

હવિ સંક્ષેપિ કથા કહૂં, ઉપમા કેટલીએક ગ્રહૂં,

જે લહૂં બુદ્ધિ પ્રમાણિ માહરી રે.

ઢાળ

માહારી બુદ્ધિ પ્રમાણિ બોલૂં થોડૂં થોડૂં સાર.

કડવું ૩

નિહાર પછી મહૂરતમાત્ર જી, ઈક વૃહંદલ તે વૃદ્ધગાત્રજી

ઢાળ

વૃદ્ધગાત્ર કંચુકી, પિહિર્યું શ્વેત અંબર સાર.

નરસિંહની ચાતુરીઓમાં ઢાળબંધની સર્વમાન્ય પદ્ધતિ જોવા મળે છે એટલું જ કહી શકાય. એમાં કોઈ વિશેષ કવિકર્મગત ચાતુરી નથી. એટલે 'ચાતુરી'ને સ્વરૂપગત સંજ્ઞા તરીકે જોવાનું મુશ્કેલ બની જાય

છે. તમે પોતે લોકસાહિત્યના છકડિયા આદિ કાવ્યપ્રકારોમાં જોવા મળતી શબ્દોનું આવર્તન કરવાની આ રીતિની નોંધ લીધી જ છે. એ દૃષ્ટિએ પણ ચાતુરીઓનું એ વિશિષ્ટ લક્ષણ હોવાનું કહેવાય તેમ નથી.

તમે 'ચાતુરી'નો વસ્તુગત અર્થ ઘણો સીમિત કરો છો એમ લાગે છે, જેમાં યુક્તિપ્રયુક્તિ કે છલ કે બૌદ્ધિક રમતનો જ સમાવેશ થાય રાધા દીપક ઓલવી નાખે ત્યારે કૃષ્ણ હાથમાં મણિ ધરી પ્રકાશ કરે– એમાં પણ તમને ચાતુરીની યુક્તિપ્રયુક્તિ દેખાતી નથી ચાતુરી એટલે પ્રવીણતા, વિદગ્ધતા, કળાકૌશલ એટલો જ અર્થ કરીએ તો કેમ ન ચાલે ? અહીં કામક્રીડાની કળાને જ ચાતુરી કહી હોય એમ માનવા માટે પૂરતાં કારણો છે. નાયક–નાયિકા માટે ચતુર–ચતુરા, અતિનિપુણ નાગર નાગરી, પ્રવીણ ચતુર સુજાણ, એ શબ્દો વપરાયા છે કે એમનાં ચાતુરી, કળા, કેલિકળા કે કામકળા, કૌતુક, રતિવિલાસવિનોદનો ઉલ્લેખ થયો છે અને કાવ્યગત વર્ણનને વિહારચરિત્ર–વિનોદલીલાના વર્ણન તરીકે ઓળખાવ્યું છે. 'દાણલીલાચાતુરીનો ગરબો' કે 'વ્યવહારચાતુરીનો ગરબો' જેવી તમે નિર્દેશેલી દયારામની કૃતિઓ પણ એવું જ બતાવે કે (૧) 'ચાતુરી' એ વિષયલક્ષી સંજ્ઞા છે, સ્વરૂપલક્ષી નહીં અને (૨) ચાતુરીનો સંકુચિત અર્થ નથી, એમાં સર્વ પ્રકારની વિદગ્ધતા ને રસિકતાનો સમાવેશ થાય છે.

અલબત્ત, એવી દલીલ થઈ શકે કે કામકળાનું આવું ચિત્રણ તો નરસિંહના શૃંગારનાં અન્ય પદોમાં પણ જોવા મળે છે. એમને 'ચાતુરી' સંજ્ઞા કેમ નથી આપવામાં આવી ? એનો જવાબ આટલો જ કે મધ્યકાળમાં પ્રકાર નામો આમ આકસ્મિક રીતે પડતાં જ હતાં. દયારામ ઘણે બધે ઠેકાણે માત્ર 'દાણલીલા' કહે ને ક્યાંક 'દાણલીલાચાતુરી' કહે ! નરસિંહની આ પદમાળામાં એક વિશિષ્ટ રૂપબંધ સાથે જોડાયેલો છે, પણ એયે આકસ્મિક છે અને એથી 'ચાતુરી' એ વિષયનિર્દેશક સંજ્ઞા હોવાનું બતાવતી હકીકતોની ઉપેક્ષા કરવી એ યોગ્ય નથી.

હવે થોડી બીજી વાત. તેરૈયા સાહેબ, તમારે તમારા નિરીક્ષણોમાં અમુક સ્થાને અટકી જવાનું થયું છે, કેમકે તમે શિવલાલ જેસલપુરા સંપાદિત 'નરસિંહ મહેતાની કાવ્યકૃતિઓ'નો પાઠ જ નજર સામે રાખ્યો. ઈચ્છારામ દેસાઈ સંપાદિત 'નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ'માં 'ચાતુરી છત્રીસી' અને 'ચાતુરી ષૌડશી' એવા બે જૂથમાં ચાતુરીઓ છપાઈ છે એ તો તમે જાણો છો. તમે એના તરફ જરા ધ્યાનથી જોયું હોત તો દેખાત કે 'ષોડશી'નાં પદોમાં મુખબંધ અને ઢાળનો પદબંધ છે; જ્યારે 'ચાલીસી'ના પદોમાં ઊથલો પણ આવે છે, એટલું જ નહીં એક જ પદમાં એકથી વધુ વાર ઢાળ પણ આવે છે (આને કારણે જ તમને શબ્દોનું આવર્તન કેટલીક વાર કડીએ-કડીએ જણાયું છે.) 'ચાલીસી'માં મુખબંધની પંક્તિ એક જ હોય ને ઢાળ એકબે કડીની હોય એવું પણ બને છે. એટલે કે 'ચાલીસી'નાં પદો 'ષોડશી'નાં પદોથી રચના-બંધની દૃષ્ટિએ થોડાં જુદાં પડે છે.

બીજું એ પણ દેખાયું હોત કે તમે જોયેલા પાઠમાં પ્રારંભની જે ચાતુરીઓમાં પ્રસંગનો દોર તમને જણાયો છે તે 'ષોડશી'ની જ ચાતુરીઓ છે. વસ્તુતઃ એમાં જયદેવના 'ગીતગોવિંદ'ને મળતું, વિરહી રાધાકૃષ્ણનું લલિતાના દૂતીકર્મથી મિલન થાય એ વૃત્તાંત ગૂંથાયેલું છે. ચાતુરીઓ હસ્તપ્રતોમાં સળંગ રૂપે મળે છે ને તેથી ચૈતન્યબાળા દીવેટિયા તથા શિવલાલ જેસલપુરાએ એ રીતે જ છાપી છે, પરંતુ હસ્તપ્રતોમાં તથા આ મુદ્રિત વાચનાઓમાં પણ 'ષોડશી'નાં ૧૬ પદો સર્વસમાન છે, અને પ્રારંભમાં જ મળે છે પછીથી જે પદો મળે છે તે બહુધા 'ચાલીસી'નાં છે, જેમાં દાણી રૂપે કૃષ્ણ ગોપીને રોકે છે એવો આછો પ્રસંગ સંદર્ભ આવે છે, પછી માત્ર શૃંગારવિહાર છે ને એમાં કોઈ સળંગસૂત્ર દોર નથી.

આના પરથી એવું અનુમાન કદાચ થઈ શકે કે 'ષોડશી'નાં પદો એ જ ચાતુરીનો મૂળ ભાગ છે. અન્ય પદો પાછળથી ઉમેરાતાં ગયાં હોય. કદાચ આ બે પદમાળા વચ્ચે અભિવ્યક્તિની સફાઈને પરિપક્વતાની

દૃષ્ટિએ પણ ભેદ કરી શકાય. પણ એ એક સ્વતંત્ર અભ્યાસનો વિષય બને.

અંતે એક પ્રશ્ન ઊઠ્યા વિના રહેતો નથી. નરસિંહની 'મામેરું' 'સુદામાચરિત્ર' જેવી કથાત્મક કૃતિઓમાં મુખબંધ ઢાળ–ઊથલોનો રચનાબંધ જોવા ન મળે અને વિશેષે વર્ણનાત્મક કહેવાય એવી ચાતુરીઓમાં મળે એ કેવું કહેવાય ? આ જાતનો કડવાબંધ ભાલણનાં આખ્યાનોમાં જ પહેલી વાર જોવા મળે છે (ને ઊથલો તો નાકરમાં) એમ આપણે મનાવીએ છીએ તેનું શું ? આ પદમાળાઓ પાછળના સમયની ને તેથી નરસિંહની ન હોવાની શંકા થઈ શકે ખરી ? પણ જવા દો, નરસિંહની કેટલી કૃતિઓ વિશે શંકા કરીશું ? ને આમાં તો ઘણા તાંતણા ગૂંચવાયેલા છે.

કુશળ હશો.

જયંત કોઠારીનાં વંદન

તા. ૮–૩–૧૯૮૫

## સાભાર સ્વીકાર

**અરણ્યોમાં આકાશ ઢોળાય છે :** (નિબંધો) મૂલ્ય ૧૯ રૂપિયા

**ઘેરો** (નવલકથા) મૂલ્ય રૂ. ૧૭.

લેખક બંનેના : મણિલાલ હ. પટેલ, પ્ર. બંનેના : ચંદ્રમૌલી પ્રકાશન ૨૯૫, ઈન્દ્રકોટ, દોશીવાડાની પોળ, કાળુપુર, અમદાવાદ૩૮૦૦૦૧.

જળદુર્ગ : નવલકથા : રવીન્દ્ર પારેખ, પ્ર. નક્ષત્ર ટ્રસ્ટ, ગુલબાઈ ટેકરા, અમદાવાદ–૩૮૦૦૧૫, મૂલ્ય ૨૨ રૂપિયા.

## અરણ્ય/રતિલાલ 'અનિલ'

ખેતરને માથે આકાશ ભલે હોય, અરણ્યને તો ધરતી હોય છે. આકાશગંગા જેવી ગીચ ઝાડી અને ઇતિહાસનો કોઈ યુગ વર્તમાન સુધી ઉચ્ચ મસ્તકે ઊભો હોય એવા દીર્ઘાયુ ઋષિ જેવાં વૃક્ષો. આકાશગંગાના તારાઓ આપણી આંખ સામે પહોંચે ત્યાં સુધીમાં સમન્વિત સંગ્રુફીત પ્રકાશ થઈ જાય છે. માણસ દૂધગંગાથી કરોડો જોજન દૂર રહે ત્યારે તારાના એકમો એને માટે એક સમગ્ર પ્રકાશ થઈ રહે છે, પણ અરણ્યમાં તો જ્યાં હોઈએ ત્યાંથી નજર નાખીએ તો ઝાડીઓની લીલી ગંગા દેખાય છે. તારાઓ-કરતાં વૃક્ષોને પોતાનું એકમ પદ ઓગાળીને સમગ્ર લીલપે એક થવાનું વધારે ગમે છે. એ માટે એને અરણ્યમાં જ ઉત્સાહ ચઢે છે. આ શહેરમાં તો એક છોડને એકમ રૂપે સ્થાપિત થતાં સમય લાગે છે અને એનામાં બીજા છોડો સાથે દોસ્તી બાંધવા બથોબથ થવાનો આદિમ ઉત્સાહ નથી. નગરનો છોડ પણ નગરના માણસ જેવો છે. માણસ તો આવેશમાં આવીને ટોળામાં ભળી જાય છે અને આંતરમનમાં એવો ભ્રમ હશે કે હું દૂધગંગાનાં પ્રકાશમાં મારા એકમને ઓગાળી નાખું છું પણ વાસ્તવમાં એ તરણા જેરો હોય છે અને ટોળું બળતા ઘાસના પૂળા જેવું હોય

છે. નગરમાં દીવાના પ્રકાશ કરતાં આગના અજવાળામાં ક્ષણિક દૂધગંગા રચવાનો પ્રયત્ન થાય છે.

અરણ્યને આકાશ ઓછું અને ધરતી વધારે હોય છે. આકાશમાં કાયમ કશું ને કશું ઊગ્યા કરતું નથી, રાતે ઊગે તે દિવસે અલોપ થઈ જાય છે પણ અરણ્યની ધરતી પર ઊગેલું રાત્રે તો વધારે ગાઢ થઈ જાય છે. વૃક્ષોને લીલપ એક કરે તે કરતાં ગાઢ અંધકાર વધારે એક કરે છે અને સૂર્ય સવારે આવીને એમને અળગાં પાડે ત્યારે પણ અરણ્યમાં વૃક્ષો ભાઈબંધો રૂપે અડોઅડ જ ઊભેલાં હોય છે.

ડુંગરિયા અરણ્યમાં તો ધરતી પણ ઉચ્ચ હોય છે! ધરતીને પણ ધરતી પર રહેવાનું જાણે વસમું લાગે છે. ઊંચા ઊંચા ડુંગરો જોઈને કોઈ કહે કે ડુંગરોને આકાશ તરફ જવાની રઢ લાગી છે. ના, તેઓ તો આકાશ નજીકથી જોઈ શકે કે ધરતી કેટલી ઊંચી જોઈ શકે તે માટે ઊંચે ગયા હોય છે.

અરણ્યમાં આકાશનો નહીં પૃથ્વીનો વૈભવ હોય છે. આકાશગંગામાંથી તારા ખર્યા કરે એથી આકાશ ઉપજાઉ થતું હશે કે કેમ, પણ વૃક્ષો તો પાંદડાં ખેરવી ખેરવીને ધરતીને વધારે ફળદ્રુપ બનાવતાં રહે છે. એમની ગાઢ મૈત્રી જોઈને જ વર્ષાઋતુમાં આકાશ અરણ્યોમાં વધારે ગર્જે છે. વાદળાં મૈત્રી સાધવા એકમેકની નજીક આવવા ધસે છે ત્યારે મૈત્રીને બદલે વાદળાંને અલગ બતાવતી વીજળી વારંવાર ચમકે છે. વીજળીને વૃક્ષો પર બેસીને ટહૂકો કરતાં પક્ષીઓનું ગીત ગાતા આવડતું નથી. વર્ષાઋતુએ આકાશનો રંગવૈભવ સાગર–નદીના કાંઠેથી કે ખુલ્લાં ખેતરો પર દેખાય છે એવો રંગવૈભવ અરણ્યના આકાશમાં બહુ ઓછો કોઈકવાર જ દેખાય છે. ત્યાં તો ઘેલાં વાદળ એકબીજાની નજીક જવા દોડતાં, ભટકાતાં અને વરસતાં રહે છે. વૃક્ષોને બાળકવેડાથી દૂર રહેવાનો સ્થાપિત શાપ છે. વૃક્ષોને દોડાવવા માટે આપણે આગગાડીમાં બેસીએ છીએ તેમ વિમાનમાં બેસવું પડે, પણ ઘોળા લવાન જેવા–કેમ કે ઋષિનો આશ્રમ તો મેં જોયો નથી તો દોડતું હરણ ક્યાં

જોયું હોય !- રમતિયાળ વાદળાને વિહરવાની લીલાભૂમિ અરણ્યનું આકાશ બની રહે છે. લીલાભૂમિ એટલે જયાં રમ્ય ક્રિડાઓ થતી રહેતી હોય તે એવો આકાશી અર્થ અરણ્યને મંજૂર નથી. અરણ્યને વૃક્ષો જ અર્થ આપે છે અને ત્યાં તે જ સાર્થ હોય છે. અમે સ્થિર રહીને જ અરણ્યમાં લીલાભૂમિ રચીએ છીએ, લાલીભૂમિ જ લીલાભૂમિ બની શકે. જ્યાં લીલપ છે ત્યાં જ લીલા છે—આ ખિસ્કોલી, આ વાંદરાં, પેલો લક્કડખોદ, હવામાં પીંછાના લિસોટા દોરતાં ઊડતાં પક્ષીઓ, કોઈ દીપડાની હાંફ, કોઈ હરણની ચીસ...ટહૂકાનું ટોળું રચવા એકસામટાં ઊડતાં પક્ષીઓ....પક્ષીઓ પૃથ્વી અને આકાશ વચ્ચે સંધિ રચવા, સમાસની ટૂંકી હાઈફન થવા બન્ને વચ્ચે ઊડે છે, કે આકાશને ધરતી પર લાવવા માટે એનો નિર્ણય થઈ શકતો નથી અને શાસ્ત્રાર્થ કરનારા નિર્ણય લાવવા માટે ઉગ્રતાએ પહોંચવા જેટલા નિર્દય થઈ જાય છે તેવા થવું પક્ષીને ગમતું નથી, માણસ નિર્ણયનો કે અનિર્ણયનો કેદી ભલે બને—અમે નિર્ણય-અનિર્ણયની સરહદોની વચ્ચે જે મુકત ભૂમિ છે, તે પરના આકાશમાં જ વિહરીએ છીએ-એવું પક્ષીઓ સૂચવે છે. આમ છતાં એમનો નેહ તો ધરતી પર જ હોય છે. માણસ સ્વર્ગ ઝંખે છે પણ કોઈ પક્ષી તારામંડળમાં પોતાનો માળો બાંધવા ઉત્સુક નથી. વૃક્ષનો છાંયડો અને રાત્રીનો અંધકાર એને વૃક્ષ પર મળે છે. અંધકાર પણ માતાની ગોદ જેવો હોય છે એ પ્રકાશાભિમુખ કહેવાતા પંડિતો જાણતા નથી; માણસ હોવાના કેટલાંયે વરદાનો ગુમાવ્યા પછી જ પંડિત થઈ શકાય છે. બાળક પંડિત ન થઈ શકે એ માણસને મળેલું વરદાન છે. મોટામાં મોટું પુષ્પ પણ મહાપંડિત જેવું તો શું, પંડિત જેવું પણ લાગતું નથી. ફિરસ્તાઓને પણ માણસ નહીં થઈ શકવાનો શાપ હોય છે પણ પુષ્પો સ્વયં પ્રત્યે તટસ્થ રહીને રમ્યતાના છંદ જેવા માણસ પાસે જઈને એની લીલો જોવા જેટલાં ભાગ્યશાળી હોય છે. દેવના ચરણે પુષ્પ પહોંચે ત્યારે સમર્પિતને કોમળ જડતાનો આછો શાપ વળગ્યો હોય છે. પણ માણસ

પાસે પહોંચ્યા પછી કયું પુષ્પ કૌતુકરાગી નહી થયું હોય ?

કેટલાંક પક્ષી જન્મેય બાળક નથી હોતાં. કાગડો શું જન્મે બાળક હોય છે ? સમડી જન્મે છે ત્યારે શું બચ્ચી હોય છે ? એમની બરડ અને તીખી ચાંચ એમને બાળપણના વરદાનથી દૂર રાખે છે—હા, એમની આંખોને બાળપણના આશીર્વાદ હોય છે. ભૂખ એમને બાળક બનાવે છે-પણ એટલા સમય પૂરતાં જ ! બાવળનો કાંટો ફૂટે ત્યારે કેવો નમણો અને અણી સિવાયના ભાગે એના પર આંગળી ફેરવીએ એટલો સુંવાળો હોય છે, પણ સમડીના બચ્ચાનું બાળપણ એની ચાંચ ઝૂંટવી લે છે એમ કાંટાનું બાળપણ એની અકકડ અભિમાની ખુંખાર અણી ઝૂટવી લે છે ! પણ પેલો મોર ઊડે છે ત્યારે એનું મોટું શરીર આડે આવે છે, એ બાળક હોય તો પણ હવામાં લામ્બી પૂચ્છથી સફેદ લિસોટો દોરતા પક્ષી જેવું બાળપણ એનાથી દૂર જ રહે છે. રળિયામણા હોઈએ ત્યારે પણ, મોટપ આપણી સુંદરતામાં અંતરાય સર્જ્યા વિના રહેતી નથી. મોરને આકાશનો મોહ તો હોય છે, એટલે તો એ વર્ષા ઋતુમાં આકાશની સામે નજર માંડીને ટેહૂક ટેહૂક કરે છે, પણ એનું મોટું શરીર એને આકાશથી દૂર રહેવાની ફરજ પાડે છે! મોર કળા કરે છે, પણ માણસ જેવી નહીં ! બહુ ઊંચે ઊડી શકતો નથી, કારણ કે ધરતીની પ્રીત મને ઊંડે ઊડવા દેતી નથી. એવું કહેવાની કળા એ કરતો નથી ! કેટલીયે માનવીય કળાઓ કળાયેલ પક્ષીઓ-પ્રાણીઓએ પણ વર્જ્ય ગણી છે. તેઓ માનવીય શાપથી દૂર રહેવાની સૌથી શ્રેષ્ઠ જીવનકળાનો આશીર્વાદ પામ્યાં હોય છે.

ડુંગરિયા અરણ્યોના માથે આવેલું આકાશ સૌથી વધારે સદ્ભાગી હોય છે. લીલાદર્શનનો લીલેરા આનંદ એને મુગ્ધ કરે છે અને મુગ્ધ થનાર અભિનિવેશમાં આવીને આત્મીય ઉન્મેષો પ્રગટ કર્યા વિના ન રહી શકે એનો અનુભવ એ વર્ષા-આંધીમાં કરાવે છે. ડુંગરિયા અરણ્ય માથેનું આકાશ બને છે ત્યારે કેટલું બધું બલિષ્ઠ બને છે ! આકાશ મલ્લકુસ્તી માટે પણ મેદાનમાં નહીં, અરણ્યમાં ઊતરે છે ! માનવી

કરતાં યે આકાશને અરણ્યમાં ઊતરી પડવાનો બળકટ અભિનિવેશ વધારે હોય છે, અલબત્ત નજીક આવીને દૂર થઈ જવાની માનવીય કળા આ વાદળાં શી રીતે શીખી ગયાં—એવું કૌતુક અવશ્ય થાય છે.

આકાશને પોતાનું પ્રતિબિમ્બ જોવાની રઢિયાળી આરત ન હોત તો પૃથ્વી પર વર્ષાઋતુ હોત ખરી ? મેદાનના તળાવ કરતાં લીલા છાંયડા વચ્ચે વસેલા કાર્તિકી અરણ્યના નીતર્યાં તળાવમાં પોતાનું પ્રતિબિમ્બ જુએ છે ત્યારે એ આત્મનિરીક્ષણને 'સ્વચ્છ શરદ' એવું નામ આપતું હશે ! ડુંગરો વચ્ચેનું અરણ્ય બાળસૂર્યના કંકુ છંટકાવથી પર રહે છે. એ સૂર્યને કહે છે કે અરણ્યનું દર્શન બાળક માટે નથી, તું જરા મોટો થા, પછી મારું દર્શન કર ! ગિરનાર જેવા ડુંગર પર સૂર્ય પહોંચે છે પછી એ અરણ્યનું દર્શન કરી શકે છે ! માણસની જેમ સૂર્ય પણ અરણ્યના સમગ્ર દર્શન માટે ગિરનારનો ડુંગર ચઢે છે ! ફરજ, અરણ્યમાંથી મેદાનમાં જવા જેવી કપરી હોય છે—છતાં પ્રકાશરૂપ અરણ્યમાં રહી જવાની કળા એવી ફરજ પડે ત્યારે સૂર્યે કેળવી લીધી હોય છે.

અરણ્ય વિશે માણસ ઘણી બધી ગેરસમજ કેળવે છે, ફેલાવે છે. મોટા સાદમાં જ એને સ્થૂળ ગતાગમ પડે છે એટલે અરણ્ય તો ગાજે એવો વહેમ એ સેવ્યા ને ફેલાવ્યા કરે છે. ડુંગરની ભીંતો પણ એ વહેમને પોષવા માટે ઊંચી ગઈ હોય એવો વહેમ પડે, કારણ કે અરણ્યે ગાજે ઓછું તોયે એને પડઘાવીને એ ખૂબ ગાજે છે એવો ભ્રમ એ ભીંતો જન્માવે છે. ભ્રમ પણ રાસલીલા જેવા રમ્ય હોઈ શકે છે, જ્ઞાનની અણી એને છેદે નહીં એ ગમે છે. છતાં કહેવું પડે કે અરણ્ય ગુંજે છે, ગહેકે છે એટલું ગાજતું નથી. બલિષ્ઠ પડઘાનો મોહ એને માણસ જેટલો નથી. આંધી-પવનમાં વૃક્ષો આપોઆપ તાણ્ડવ નૃત્યની અંગભંગીમાં મુકાય છે ત્યારે પણ ઓછામાં ઓછો અવાજ થાય એની એ કાળજી રાખે છે. વનવાસી નાચતી વખતે એટલી ચીસો પાડે છે કે વૃક્ષો માટે ચીસો પાડવા કે ઘોંઘાટ કરવાનું રહેતું જ

નથી! જેમના પગ ઊપડે છે તેમની ચીસો પણ ઊપડે છે અને ઊંચી થાય છે. પણ વૃક્ષો તો જાણે કાયમ અંગદ થઈને કહેવાતા રાવણના દરબારમાં ઊભાં છે! ભદ્ર સંસ્કૃતિ ન હોત તો માત્ર દરબાર હોત, રાવણનો દરબાર નહીં! પત્ર ખોડીને અરણ્યમાં ઊભેલા પડછંદ વૃક્ષો અંગદ જેવાં તો લાગે છે, પણ એ રાવણના દરબારમાં ઊભાં છે એવું લાગતું નથી.

કેવાં સ્વમાની છે વૃક્ષો! તેઓ પોતાની છાયામાં ઊભાં છે! થઇ શકાય તો પોતે જ પોતાના વડીલ થવાનું આત્મગૌરવ અને અસ્મિતાભાન વૃક્ષોમાં જ છે. અને વૃક્ષો જંગલમાં જ વડીલ જેવા લાગે છે. પોતાના કુટુમ્બ વચ્ચે રહેવાની પ્રસન્નતા વૃક્ષોમાં કેવી છે તે અરણ્યમાં જ જોઈ શકાય છે અને કુટુમ્બનો વિસ્તાર એટલે પ્રસન્નતાનો વિસ્તાર એવો અર્થ પણ અરણ્ય અર્પે છે.

અરણ્ય મારી ચેતનાને તેની ભૂમિ કરતાં વધારે ફળદ્રુપ બનાવે છે.

## પ્રેમ અને પ્રવાસ / વિકટોરિયા તોકારેવા

પ્રોકુશેવ સવારે ટેક્સીગેરેજમાં પહોંચ્યો ત્યારે સ્થાનિક સમિતિના અધ્યક્ષ પ્રોતેસ્કોએ એની પાસે આવીને કહ્યું કે ફ્રાન્સ જવા માટેના પાસ મળે છે. દસ દિવસનો પ્રવાસ છે.

'ટિકિટ કેટલાની ?' પ્રોકુશેવે જિજ્ઞાસાપૂર્વક પૂછ્યું.

'સાતસો રૂબલ.' પ્રોતેસ્કોએ ઉત્તર આપ્યો.

પ્રોકુશેવ આશ્ચર્યથી બોલ્યો, 'ઓહો ! દસ દિવસના સાતસો રૂબલ ! એટલા પૈસા ભેગા કરવા માટે તો ત્રણ મહિના સુધી રોજના સાત કલાક મહેનત કરવી પડે !'

'તો રહેવા દે ! ટિકિટ લેવી ફરજિયાત નથી.' પ્રોતેસ્કોએ કહ્યું.

એ વાતને એક અઠવાડિયું વહી ગયું. પ્રોકુશેવ ક્યારેક પહેલી શિફ્ટમાં કામ કરતો, ક્યારેક બીજી શિફ્ટમાં, પણ શિફ્ટ ગમે તે હોય, પ્રવાસપાસ વિશે એના મનમાં વિચારો ઘુમરાયા જ કરતા. એને લાગ્યું કે ત્રણ મહિના દસ દિવસથી નવ ગણા હોય છે. પણ એ દસ દિવસ બીજે નહીં, ફ્રાન્સમાં છે અને ત્યાં રસ્તા પર પેરિસની યુવતીઓ ફરે છે, બીજા તો ઠીક, પણ બાળકો સુધ્ધાં ફ્રેન્ચ ભાષા બોલે છે. ત્રણ માસ એટલે નેવું દિવસ, બસ, બીજા સામાન્ય દિવસો જેવા જ છે–

મોટરવાળા, ટેક્સી અને પત્ની લ્યૂસ્કા–પ્રસૂતિ પછી ત્રણ કિલો વજનમાં વધી છે અને એની સૂરત પણ કંઈક ઊંઘરેટી થઈ ગઈ છે. એને માટે ગમે એટલું લઈ જાવ તો પણ એને ઓછું જ પડે છે, એને લાગે છે કે પ્રોકુશેવ પૈસા દબાવે છે, કેમકે બક્ષિસ મળે તે નિયમિત આવકમાં સમાઈ જતી નથી.

માણસ શા માટે જીવે છે, આમ પણ એને માણસ કહેવામાં આવે કે સુન્વર, જે માત્ર જમીનની સામે જોતાં જ કંઈક શોધે છે. પછી ઘરડો થઈ જશે, ગરદન એવી ભારેખમ થઈ જશે કે આકાશની સામે જોવાને માટે માથું પણ ઊંચું નહીં કરી શકે.

પ્રોકુશેવે સવારી ઉતારી અને ટેક્સીને ફેરવીને ગેરેજમાં લઈ આવ્યો. બીજા માળે પ્રોતેસ્કોના ઓરડામાં ગયો અને કહ્યું, 'મને પ્રવાસપાસ આપો. આખર પેરિસ જ છે ને !'

'તું ક્યારેક બલ્ગેરિયા ગયો હતો ?'

'ના.'

'હું ગયો છું. ત્યાં 'હા'ને બદલે 'ના' કહેવામાં આવે છે.' પ્રોતેસ્કોએ માથું હલાવીને કહ્યું, 'આમ નહીં, આમ. અને 'હા' આ રીતે કહે છે.' પ્રોતેસ્કુએ નકારાત્મક માથું હલાવીને કહ્યું.

'મેં ફ્રાન્સ જવાનો નિર્ણય કરી લીધો છે. ચૂલામાં જાય પૈસા. ખુશી પૈસાથી નથી મળતી.' પ્રોકુશેવે ફેંસલો સંભળાવ્યો.

'તેં બહુ વહેલો ફેંસલો કરી નાખ્યો... ફ્રાન્સનો નંબર તો ક્યારનો નીકળી ગયો. બધા પાસ ચાલ્યા ગયા.' પ્રોતેસ્કોએ મજાક કર્યા વિના કહ્યું. એમાં થોડી સહાનુભૂતિ પણ હતી.

'એટલે ?' પ્રોકુશેવ સમજ્યો નહીં.

'માત્ર બે પાસ હતા.'

'કોને માટે ?' પ્રોકુશેવે ધીમા સાદે પૂછ્યું. એને લાગ્યું કે હજી યે પાસ મળી શકશે.

'એમાં શી નવી વાત છે ? પાસવાળા ચાલ્યા ગયા, બસ.'

પ્રોતેસ્કોએ પાસ કોણે લીધા તે જણાવ્યું નહીં.

પ્રોતેસ્કોનું નાક નાનું હતું. નાકથી માંડીને હોઠ સુધી લાંબી ધારી હતી. પ્રોકુશેવને લાગ્યું કે મને એ ધારી પ્રત્યે નફરત છે. એ તરત ઓરડાની બહાર નીકળી આવ્યો ને દાદરેથી ઊતરવા લાગ્યો. એ સમજી ગયો કે રંગરોગાન નવાં હોવાથી તે મને પરેશાન કરે છે. તો. ઘરમાં પરેશાનીનું કારણ ખુદ ઘર હતું, સાથે લ્યૂસ્કા અને ભલે બહુ ઓછા અંશે, પણ દીકરી નાસ્તકા. નાસ્તકાને પિતા ચિઢિયા સ્વભાવના લાગતા હતા. સ્કૂલેથી આવીને એ રસોડે નહીં, પોતાના ઓરડે જમતી. ઉંદરડીની જેમ ચૂપચાપ બેસી રહેતી. લ્યૂસ્કા ચૂપચાપ આત્માના ઊંડાણેથી શ્વાસ લેતી. એને બરબાદ થયેલી જિંદગીનો પસ્તાવો થતો હતો. પણ એનાથી ચૂપચાપ કશું થતું નહીં પણ બબડતાં બબડતાં ઊંડા શ્વાસ લેતી. એ પણ પેરિસના બદલામાં હતું.

એ મંગળવાર હતો. પ્રોકુશેવ ટેકસી ધોવડાવવા માટે આવ્યો. એણે જોયું કે કામ માટે નવી આવેલી રાઈકા પોતાની ઉપરી અધિકારીને ભાંડે છે. એનો ગુસ્સો આસમાને પહોચી ગયો હતો, શબ્દો બરાબર સાંભળી શકાતા નહોતા. એનું ટૂંકું ફ્રોક અને ફીટ બાંધેલા બાલ અને હવામાં ઉછળતા એના હાથ દેખાતા હતા. એકાએક પ્રોકુશેવના મનમાં વિચાર આવ્યો કે માણસ પ્રકૃતિનો અંશ છે અને રાઈકાનો ગુસ્સો વસંતકાલીન મૂશળધાર વરસાદ પાંદડાં પર પડે છે તેવા તોફાન જેવો છે. બાળપણમાં પ્રોકુશેવ એવાં તોફાન વખતે ઘરની બહાર દોડી જતો અથવા આંખો મીંચી લેતો. અત્યારે પ્રોકુશેવ જોડા કાઢીને તોફાનમાં બહાર દોડી ગયો હોત તો લોકો સમજતે કે આ ગાંડો છે અને સહાનુભૂતિમાં છત્રી ખોલીને બહાર આવી જતે.

એ દરમ્યાન રાઈકા અધિકારીને પૂરતી ગાળ દઈ ચૂકી હતી, પરાકાષ્ટાએ પહોંચીને અટકી ગઈ હતી. એ ટેકસી ધોવાના સ્થાનેથી કૂદીને બહાર આવી ગઈ હતી. એનો કોમળ ચહેરો ટ્યૂલિપ પુષ્પની જેમ તમતમી રહ્યો હતો.

પ્રોકુશેવે એને રોકીને કહ્યું, 'રાઈકા, આજે ફિલ્મ જોવા આવશે?'

'પણ તમે તો પરણેલા છો.' રાઈકાએ આશ્ચર્ય વ્યક્ત કર્યું. એ ભોળી એમ ધારતી હતી કે પરણેલો પુરુષ પોતાની પત્નીની સાથે જ ફિલ્મ જોવા જાય છે, અથવા નથી જતો, ઘરે બેસી રહે છે.

'હું ક્યારેક પરણેલો અને ક્યારેક કુંવારો હોઉં છું.' પ્રોકુશેવે કહ્યું.

ભૂરી આંખે એની સામે જોતાં રાઈકા બોલી, 'તો ઠીક છે, કુંવારા હોય ત્યારે આવજો.'

'ત્યારે આવશે?' પ્રોકુશેવે ગંભીરતાથી કહ્યું,

'આવીશ.' રાઈકાએ પણ ગંભીરતાપૂર્વક કહ્યું, અને હમણાં જ કરેલા ઝઘડાને ભૂલી કામ કરવા દોડી ગઈ. વળી પાછી ફરી અને પ્રોકુશેવે સામે પોતાના હાથની નાની હથેળી હલાવી.

પ્રોકુશેવે મનોમન વિચાર્યું: 'બીજું શું જોઈએ! તું ગણતરીમાં વધારે છે, સૌની સાથે લગ્ન કરી લે.' લ્યૂસ્કા જાડી છે, પણ છે નિષ્ઠાવાન. બરાબર પારખી લીધેલી છે. એને તો બેઠાં હોય ત્યાંથી ઊઠવાનું યે આળસ છે... અને રાઈકા તો પૂરપાટ દોડે છે, હાથ ઝટકાવે છે. પોતાના મુખ્યાલયમાં જાણભેદુ હોય એમ જ રાઈકા મારી પાછળ છે. તક મળતાં જ પાસું બદલી નાખીશ–ક્રૂર ઈવાનના સમયમાં કૂબ્સ્કી પોલાંડના પક્ષે ભાગી ગયો હતો તેમજ. વળી પ્રોકુશેવ વધારે પડતો ઈર્ષ્યાળુ પણ છે. કંઈ થયું તો હું એને કાઢી મૂકીશ કે મારી નાખીશ, અને જેલમાં જઈશ. બીજી શક્યતા વધારે છે. જેલ કંઈ એવું લક્ષ્ય નથી કે માણસ તેના પ્રત્યે મીટ માંડીને પ્રયત્નશીલ રહે.

તડકો પડ્યો હતો. પ્રોકુશેવે ટેક્સીનો રેડિયો ચાલુ કર્યો, મયાક સ્ટેશન. સંગીત રીલે થતું હતું. ધીમે તો ક્યારેક ઉલ્લાસભર્યું. ટેક્સી સંગીતમય થઈ ગઈ અને કોમળતા અને ઉલ્લાસથી ઊભરાવા લાગી. ઉતારૂઓને પણ ઉતાવળ નહોતી. બધા સમયની સીમા વટાવીને પ્રેમની અજબગજબ વાતો કરતા હતા,

પ્રોકુશેવને એકાએક લાગ્યું કે મને યુવાન રાઈકા સાથે પ્રેમ થઈ

ગયો છે. એ સમજી ગયો કે પ્રેમની સ્થિતિ, સ્વાભાવિક સ્થિતિ છે. પ્રેમવિહોણા રહેવું અસ્વસ્થતાની એંધાણી છે. તે આવવા દેવી ન જોઈએ, નહિતર આત્મા મરી જશે. ઑક્સિજનના અભાવે મગજ મરી જાય છે તેમ. બેશક. પ્રોકુશેવ વિચારતો હતો કે લ્યુસ્કા નિષ્ઠાવાન અને દૃઢ છે. સાસુ પણ એમ જ કહે છે, 'જેલ તો નક્કી છે, પણ શેતાન જ એનાથી ખુશ થાય.' રાઈકાને પણ ખુશી થઈ શકે છે–એટલી ગાઢ કે એને ઢોળ ચઢાવવામાં આવે તો ત્રણ જિંદગી સુધી ચાલે.

આખું અઠવાડિયું પ્રોકુશેવ બન્ને બાજુનો વિચાર કરતો રહ્યો. એણે પક્ષ–વિપક્ષ, બંનેનો વિચાર કર્યો. એક બાજુ નાસ્ત્યકા પર દયા આવી. એ ભલે કુવડ હોય, ફ્રોક સાથે હાથ લૂછતી હોય. બીજી બાજુ દસ વર્ષ પછી નાસ્ત્યકા મોટી થઈ જશે. કોઈની સાથે પ્રેમ કરશે, જન્મદિન કે સોવિયેત સેનાદિને શુભકામનાઓ વ્યક્ત કરશે.... એને માટે વ્યક્તિગત સુખ ત્યાગવું...

એક અઠવાડિયા પછી પ્રોકુશેવને સમજાયું કે સમજીવિચારી તોળીમાપીને કરવું અશક્ય છે. કારણ કે દરેક પરિસ્થિતિને બે વિરોધી પાસાં હોય છે. પહેલાં કોઈ નિર્ણાયક પગલું ભરવું જોઈએ પછી જે બને તે તપાસીને વર્તવું.

પ્રોકુશેવે પોતાનો ખાસ બેલ્જિયન સૂટ પહેર્યો. ટેક્સી ધોવાના સ્થળે જઈ રાઈકાને હાંક મારી.

'એણે તો નોકરી છોડી દીધી.' જે અધિકારીને રાઈકાએ ભાંડી હતી તેણે કહ્યું.

'લગ્ન થઈ ગયા. પતિએ ટેક્સીગેરેજમાં નોકરી કરવાની રજા ન આપી.'

'કેમ ન આપી ?' પ્રોકુશેવ અસંમજમાં દબાયેલા સાદે પૂછ્યું.

'કેમ કે અહીં ડ્રાયવર બધા મર્દ છે.' એટલું કહીને એ ત્યાંથી ચાલી ગઈ.

એ ઘટના પછી પ્રોકુશેવે લગભગ એક વર્ષ સુધી કોઈ ઉતારુ

પાસેથી બક્ષિસ ન લીધી. એમાં સિદ્ધાંત કે નૈતિકતાનો પ્રશ્ન નહોતો-બસ, ઉદાસીનતા હતી એને માટે બધું અર્થ વગરનું બની ગયું હતું. કંઈ પણ થાય, એને લાગતું : એથી શો ફરક પડે છે ?

લ્યૂસ્કા પોતાની મરજીથી જ એને માટે અર્ધાલીટરની બાટલી ખરીદીને લાવવા લાગી. એ પોતે તો એની ઉદાસીનતા છાતીએથી પેટમાં ઊતરી જતી, પેટમાંથી પગની એડીઓમાં, અને ત્યારે આખો પ્રોકુશેવ એક સંપૂર્ણ ઉદાસીનતામાં પલટાઈ જતો. એણે રાતે કપડાં બદલવાનું પણ છોડી દીધું હતું.

લ્યૂસ્કાએ રોસ્તોવથી પોતાની માને પણ બોલાવી લીધી હતી, પોતે અનાથ ન રહે તે માટે. પહેલાં તો પ્રોકુશેવ પોતાની સાસુને જરાયે સહન કરી શકતો નહીં, એના માથાના ખરેલા વાળ જ્યાં ને ત્યાં પડેલા દેખાતા, પણ હવે એની સાથે કશી મતલબ નહોતી. કરોળિયાનાં જાળાં પેઠે ઉદાસીનતા ભીંતોને ચોંટી પડી હતી; છતની નીચે લટકતી હતી—એ જાળામાંથી પસાર થતાં એને હાથ સાફ કરવા પડતા હતા.

માર્ચ અર્ધો વીત્યો ત્યારે બધું પીગળી ગયું હતું, પછી કરાં પડયાં, બરફ જામ્યો. મોટરો કાબૂ બહાર જઈને પૈડાં જ ફર્યા કરતાં હતાં. ગેરેજમાં દરરોજ ભાંગીતૂટી ટેક્સીઓ જમા થતી હતી.

પ્રોકુશેવ હવાઈમથકેથી પાછો ફરતો હતો. ટેક્સીની ગતિ સામાન્ય, કલાકના એંસી માઇલની હતી. એવામાં એકાએક રસ્તા વચ્ચે કાળાં કપડાં પહેરેલી ડોશી સામે દેખાઈ. એ વિચારમગ્ન રસ્તો ઓળંગવા જતી હતી, જાણે મેદાનમાં ટહેલતી હોય તેમ. કદાચ એને પોતાની યુવાનીની કોઈવાત સાંભરી આવી ન હોય ! પ્રોકુશેવ સમજી ગયો કે બ્રેક મારવાનો સમય નથી. એની સામે બે જ વિકલ્પ હતા—કયાં તો ડોશીની ઉપર ટેક્સી જવા દે અથવા જમણી બાજુએ વળાંક આપે. પ્રોકુશેવે જમણી બાજુએ સ્ટિયરિંગ વાળ્યું, સામે ઈંતુરિસ્ત (પર્યટન કંપની)ની બસનાં મોટાં મોટાં પૈડાં દેખાયાં. ઈંતુરિસ્ત પાસે પણ કોઈ

વિકલ્પ નહોતો. એ શોધવાનો સમય જ નહોતો. એ સીધી પ્રોકુશેવની વોલ્ગા ટેક્સી સાથે ભટકાઇ. પ્રોકુશેવ છાતીભેર સ્ટિયરિંગ સાથે ભટકાયો. પેલી ડોશી કશું વિચાર્યા વિના રસ્તો ઓળંગી ગઈ, અને વિચારમાં ડૂબેલી અવસ્થામાં આગળ વધી. પ્રોકુશેવને વિચારવાની તક મળી ગઈ કે જેની બીજી દુનિયામાં શોધ થઈ રહી છે એવી ડોશીને કારણે મેં સરકારી ટેક્સી અને પોતાની છાતી પણ ભાંગી નાખી. ડોશી પ્રત્યે એને એટલી તો ઘૃણા થઈ કે એનો શ્વાસ રૂંધાઈ ગયો. એણે અંદર શ્વાસ ખેંચ્યો, પણ જતો જ નહોતો. પ્રોકુશેવે ફરી એકવાર શ્વાસ લેવાનો પ્રયત્ન કર્યો, પણ ફાવ્યો નહીં, જાણે નાક અને મોઢાને સપાટ હથેળીએ દબાવીને બંધ કરી દીધાં હતાં. એ ઉપર કે પછી નીચે ઊડતો ચાલ્યો, એનું જીવન ક્યાંક એક બાજુએ રહી ગયું હતું-જાડી નિષ્ઠાવાન લ્યૂસ્કા, વ્હાલેરી ફુવડ જેવી નાસૂત્કા, વસંતકાલીન તોફાનો અને શહેરોની સાથે.

શોકસભામાં આખું ટેક્સીગેરેજ ભેગું થયું હતું. પ્રોત્સેવો તથા બીજા ચાર જણાએ ભાષણ કર્યાં. સૌએ કહ્યું કે પ્રોકુશેવ શિસ્તબધ્ધ હતો, એ શહીદના મોતે મર્યો છે. 

## એક કન્નડ નવલકથા વિશે/નિમિત્તે થોડું/વિજય શાસ્ત્રી

એક લાખથી પણ વધુ રકમનું જ્ઞાનપીઠ–પારિતોષિક મેળવનાર કન્નડ સર્જક માસ્તિ વેંકટેશ અય્યંગાર શ્રીનિવાસની ઐતિહાસિક નવલકથા 'ચિક્કવીર રાજેન્દ્ર'નો ગુજરાતી અનુવાદ, એ જ નામથી શ્રી રજનીકાન્ત રાવળે કર્યો છે. આ કૃતિ વાંચતાં અનાયાસે જ મુનશી અને ગોવર્ધનરામની 'ગુજરાતનો નાથ' અને 'સરસ્વતીચંદ્ર' યાદ આવે. મુનશીની કૃતિઓમાં આવતી રાજમહેલની ખટપટ અને બહારના માણસોની મદદથી રાજપરિવર્તન લાવવાની વાતો, યોજનાઓ, છૂપાં ભોંયરાંઓ, સુરંગો, છૂપી સભાઓ, જાસૂસો, દક્ષ મંત્રીઓ, ઉદાત્ત, ભવ્ય અને તેજસ્વી સ્ત્રીપાત્રો, રમતિયાળ કન્યકાઓ વગેરે અહીં પણ છે. અંગ્રેજો સાથેનો સમ્પર્ક, અંગ્રેજોની રાજકારણમાં ડખલ, પોલિટિકલ એજન્ટોનાં પાત્રો વગેરે જેમ 'સરસ્વતીચંદ્ર'માં છે તેમ અહીં પણ છે. પણ આ બધાં સામ્યો છતાં 'ચિક્કવીર રાજેન્દ્ર'નો જે સમગ્ર પ્રભાવ છે તેનો સ્વાદ ઉપરોક્ત બે કૃતિઓ કરતાં જુદો છે એટલું જ નહિ, વધુ ઉચ્ચ કક્ષાનો છે, સઘન છે. કલામયતાના પરિણામરૂપ છે.

પ્રભાવની આવી ભિન્નતા અને શ્રેષ્ઠતાનાં કારણો વિચારીએ તો સૌથી મોટું કારણ તે લેખકનું પાત્રો પ્રત્યેનું, ઘટનાઓ પ્રત્યેનું, કથામાં નિરૂપિત જે કંઈ છે તે પ્રત્યેનું એક પ્રકારનું નિર્મમ તાટસ્થ્ય ગણી શકાય. આ તાટસ્થ્યે કૃતિનું છેક સુધી સર્જકથી અમુક અંતર રાખીને નિર્વહણ કરાવ્યું છે. જ્યારે 'ગુજરાતનો નાથ' અને

'સરસ્વતીચંદ્ર'માં લેખકોની સંડોવણી, કૃતિના જીવનમાં અને પ્રવર્તનમાં ઓતપ્રોતતાની હદે પહોંચેલી છે તેથી ચાટૂક્તિઓ વધી ગઈ છે એટલું જ નહિ મેલોડ્રામા અને વેવલાપણું પણ વધી ગયાં છે. મુગ્ધ ભાવકોને તેમાં ખૂબ જ મજા પડે. ગળગળા થઈ જવાય પણ જેમ જેમ વિદગ્ધતા કેળવાતી જાય તેમ તેમ સઘન માર્મિકતાનો અભાવ કઠવા લાગે. બધું લીસુંલસરક લાગવા માંડે ને આખર જતાં જે એક સામર્થ્યની છાપ મન પર પડવી જોઈએ તેને બદલે પોચટતાની નિર્વીર્યતા અનુભવાય.

'ચિક્કવીર રાજેન્દ્ર'નું કથાવસ્તુ ઐતિહાસિક છે. કોડગના પ્રદેશનું મૈસૂરના રાજ્યમાં વિલીનીકરણ થયા પહેલાંનાં થોડાં વર્ષો અગાઉ ત્યાંના છેલ્લા રાજા વીરરાજના પતનની આ કથા છે. વીરરાજ બગડેલા રાજાનું શ્રેષ્ઠ દૃષ્ટાંત છે. સુરા અને સુન્દરીનો તે આશક છે. પરિણામે માનસિક અને શારીરિક વિકૃતિઓનો ભોગ બનેલો છે. એથી ઊલટું તેની પત્ની દુઃખી છતાં સબળ મનવાળી છે. આવા પતિતસ્વામીને પણ જે ધૈર્ય અને સહનશીલતાપૂર્વક તે સંભાળે છે તે તેના પાત્રનો સૌથી આકર્ષક અંશ છે. આમ છતાં કહેવું જોઈએ કે માસ્તિ વેંકટેશ અય્યંગારની ખૂબી રાણીના પાત્રના આલેખનમાં જેટલી વ્યક્ત નથી થઈ તેટલી રાજા વીરરાજના પાત્રમાં થઈ છે. રાણી અલબત્ત આકર્ષક, તેજસ્વી અને ભાવકોમાં અહોભાવ પ્રેરે તેવું પાત્ર છે પણ બહેન–બનેવીને કેદમાં નાખનારો, મિત્ર–સેવક અને મંત્રી એવા લંગડા બસવય્યાને ગોળી છોડી મારી નાખનારો અને અન્તે ગાદીત્યાગ કરી રાજમહેલ છોડી જતો વીરરાજ તેની સઘળી વિકૃતિઓ અને ક્રૂરતા છતાં કોણ જાણે કેમ અનુકમ્પા જન્માવે છે. આટલાં પાપો આચરનારો હોવા છતાં તેની અવદશા અને પતન ભાવકમાં કરુણા ઉત્પન્ન કરે એવાં બન્યાં છે કારણ કે તે અંદરથી ભોળો છે. ખરેખર તો તે લુચ્ચા માણસોથી ઘેરાયેલો છે અને તેના કરુણ અંજામ માટે તે પોતે છે એના કરતાં અનેકગણા વધુ જવાબદાર તેને સપડાવનાર લુચ્ચાઓ છે.

તેથી એનો અંજામ એ એના ભોળપણનો ગેરલાભ લેનારાઓને કારણે આવ્યો છે જેમાં મુખ્ય છે લંગડો મંત્રી બસવય્યો. આમ રાજા વીરરાજ સૂક્ષ્મ રીતે જોતાં પોતાના ભોળપણનો ભોગ બને છે તે તેના પાત્રને ટ્રેજિક નહીં તોયે પેથેટિક તો બનાવે જ છે. એક જ પ્રસંગ રાજાના ચરિત્રની આ સૂક્ષ્મ અને વિશિષ્ટ રેખા ઓળખવા બસ છે. રાજા કામુક છે અને–દીઠી ત્યાંથી ઉઠાવી–ના ન્યાયે અનેક સુન્દર સ્ત્રીઓને તેણે અપહૃત કરી રણવાસમાં રાખી છે. રાજા પદભ્રષ્ટ થઈ મડકેરી છોડી, રાજમહેલ છોડી, સપરિવાર મેંગલોર જવા નીકળે છે ત્યારે આ પકડી આણેલી સ્ત્રીઓને છૂટી, કરવી પડે એ અનિવાર્ય હતું. એક ઘરડી સ્ત્રી–દોડુબ્બા–આ સ્ત્રીઓને લઈને રાજા પાસે આવે છે:

"સ્ત્રીઓને લઈ દોડ્ડબ્બા રાજાના બેઠકખંડમાં આવી. એક પછી એક એમ દરેક સ્ત્રી રાજા પાસે ગઈ અને નમસ્કાર કરી બહાર આવી. રાજા કંઈ જ બોલ્યો નહી. સ્ત્રીઓને નમસ્કાર કરતી જોઈને શાન્ત બેસી રહ્યો. વચમાં આ સ્ત્રીઓને જોઈ તેની આંખમાં આંસુ આવી ગયાં. તેના ગાલ આંસુથી ભીંજાઈ ગયા. સ્ત્રીઓ પણ રોતી હતી અને દોડુબ્બાની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં.' (પૃ. ૩૫૩)

–રાજા કંઈ જ બોલ્યો નહીં.

-સ્ત્રીઓને જોઈને શાન્ત બેસી રહ્યો.

–વચમાં આ સ્ત્રીઓને જોઈ તેની આંખમાં આંસુ આવી ગયાં.

–સ્ત્રીઓ પણ રોતી હતી અને

–દોડુબ્બાની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં.

આ પાંચ વાકયો, રાજાનાં આંસુઓ રાજાની સઘળી વિકૃતિઓ ભૂલાવી દઈ સહૃદય-ચિત્તમાં અનુકમ્પા જગાવી શકે છે, એમાં જ શ્રીનિવાસનું નિરૂપણસામર્થ્ય રહેલું છે. વિકૃતને વિકૃતિની પરાકાષ્ઠાએ આલેખવો અઘરું છે છતાં વિકૃતિને અકબંધ રાખીને તેમાં પણ ઉદાત્તતા અને ભાવાર્દ્રતાને તેની પરાકાષ્ઠાએ આલેખવાં સૌથી અઘરું કામ છે, કેમકે ભાવોના દ્વૈતનું, વિરોધનું અહીં સામંજસ્ય સાધવાનું

છે માસ્તિ વેંકટેશ અય્યંગાર મુનશી—ગોવર્ધનરામ કરતાં ક્યાં અને કેમ ચડિયાતા છે તે આવાં સ્થાનો બતાવે છે. ગોવર્ધનરામના શઠરાયો દુષ્ટરાયો શઠતાદુષ્ટતાના પરિપાક છે પણ શઠતાદુષ્ટતા સિવાય એમનામાં કશું હોવાનો સંકેત સુદ્ધાં ગોવર્ધનરામ ક્યાંય આપી શક્યા નહિ એ તેમની માનવપાત્રોના આલેખનની યાંત્રિક સમજનું દ્યોતક છે. શઠરાયને કુટુમ્બ છે, સંતાનો છે પણ ક્યાંય લેખકે આંસુ બતાવ્યું નથી. ગુજરાતી અને કન્નડ લેખકોની તુલના આ દૃષ્ટિએ કરવા જેવી છે. ગુજરાતી અને કન્નડ જ શા માટે, કોઈ પણ બે ભાષાની સમાન પ્રકારની કૃતિઓની તુલના આમ કરવાથી તેમની વચ્ચેનાં ગુણવત્તાનિર્દેશક સામ્યભિન્નતાનો ખ્યાલ આવી શકે છે.

આગળ, નિરૂપણમાં વરતાતા તાટસ્થ્યના કાકુનો ઉલ્લેખ કર્યો છે. પતિ દ્વારા કશું સુખ ન પામી શકેલી છતાં આત્મગૌરવને ટકાવી રાખનારી રાણી ગૌરમ્માને લેખકે યથાર્થ રીતે જ દીક્ષિતના પાત્રના મુખે 'ઉમદા સ્ત્રી' તરીકે ઓળખાવ્યાં છે. તેના અંતકાળની વિગતોનું નિરૂપણ જોઈએ: મરણાસન્ન ગૌરમ્માને લ્યૂસી નામનું એક પાત્ર પૂછે છે:

'રાજા સાહેબને બોલાવી લાવું ?'

રાણી બોલી : 'ના, તેમને કષ્ટ આપવાની જરૂર નથી.' પછી અશક્ત થઈ જતાં આંખો બંધ કરી દીધી. રાજવૈદ્ય આવ્યા. નાડી જોઈ અને પછી દીક્ષિતના કાનમાં કહ્યું : 'ભગવાનની સામે દીવો કરવા માટે કહો.'

ઘડીઓ વીતતી ગઈ. રાણીનો શ્વાસ ધીમે ધીમે ક્ષીણ થતો ગયો. ઘણીવાર સુધી બંધ રાખેલી આંખો તેણે ખોલી. માથા આગળ બેઠેલી દીકરીને જોઈ ધીમેથી બોલી : 'વિશ્વેશ્વર ઓંકાર તારી રક્ષા કરો.' બસ પછી બીજો કોઈ શબ્દ ન નીકળ્યો.

રાણીની આંખો ઉઘાડી જ રહી ગઈ, પ્રાણ ચાલ્યો ગયો. દીક્ષિતે રાજકુમારીના હાથે રાણીની આંખોની પાંપણો બંધ કરાવી. રાણીના મોં પર આવેલી વેદનાની રેખાઓ અદૃશ્ય થઈ. ગૌરમ્માણ્ણના મોં પર

તેમના સ્વભાવની શાન્તિ અને ગામ્ભીર્ય છવાઈ ગયાં. મૃત્યુ તેમના મોં પરની કાન્તિ હરી ન શક્યું. તેમના મોં પર અપાર શાન્તિ અને અપૂર્વ કાન્તિ વિરાજતી હતી." (પૃ. ૩૬૧–૩૬૨)

મૃત રાણીના ચહેરા પરની શાન્તિ 'અપાર' છે અને કાન્તિ 'અપૂર્વ' છે તે ઠાલાં, ચાટૂક્તિભર્યાં વિશેષણો નથી પણ તેના સમસ્ત જીવનક્રમના સાક્ષી બનેલા વાચકને લાગે છે તેમ સૌથી વધુ સાર્થક છે. રાણીના સમગ્ર જીવનમાં પણ આવી જ ધીરગમ્ભીર શાન્તિ અને તેજસ્વિતા વાચકે સતત અનુભવી હોઈ, એ પૂર્વસન્દર્ભના બળે કરીને આ વિશેષણો અત્યન્ત અર્થસમર્પક બને છે.

ફરી ગુજરાતી કથાલેખકોને સંભારીએ તો પાત્રો માટે પ્રયોજાતાં વિશેષણોના ઓછાવધતાપણા સામે તાત્ત્વિક રીતે કોઈ વાંધો લેવા જેવો રહેતો નથી. વાંધો તો તેમની અર્થસમર્પકતા ન હોવા સામે લેવાવો જોઈએ.

મુનશી તેમના પાત્રોનાં લક્ષણોને વિશેષણોની હારમાળા દ્વારા ઉપસાવવાનો જે પ્રયત્ન કરે છે તે ટીકાપાત્ર એ કારણે છે કે વિશેષણો અને પાત્રોનાં કાર્યો અને વ્યક્તિત્વનો મેળ નથી હોતો, સંગતિ નથી હોતી. આવી કૃતિ વાંચીએ ત્યારે પાત્રાલેખન કેટલું કપરું કામ છે તેની પ્રતીતિ થાય છે. માસ્તિ વેંકટેશ અય્યંગારની સર્જક તરીકેની નોંધપાત્ર શક્તિ કદાચ આ જ છે, માટે જ શ્રી એલ. એસ. શેષગિરિ રાવ નોંધે છે કે 'રાજ્યોનાં ઉત્થાન અને પતન, ઉન્નતિ અને અવનતિની સાથે જીવનની મહદ્ યાત્રાનાં અનેક સ્તરોને સ્પર્શ કરનાર પાત્રોનાં નિરૂપણથી શ્રીનિવાસની કૃતિઓમાં એક પ્રકારની ભવ્યતા આવી છે. શ્રીનિવાસ પોતાનાં પાત્રોથી દૂર ઊભા રહી તેમની સાધનાને જાણી શકે છે અને તેમની સાથે તાદાત્મ્ય પણ અનુભવી શકે છે...આ પાત્રો કેવળ સંગ્રહાલયની શોભા બનનાર કઠપૂતળીઓ જેવાં નથી હોતાં, એ જીવનની સારીનરસી બધી વાતોને લઈને ચાલનારાં હોય છે.' (પૃ. તેર 'ભૂમિકા')



## અનુકરણ [Mimesis] સૌંદર્યલક્ષી સંજ્ઞા /

**નટવરસિંહ પરમાર**

કલાનિર્મિતિના મૂળમાં રહેલી રચના–પ્રક્રિયાને વર્ણવવા માટે ગ્રીક સાહિત્યવિચારમાં માઈમેસિસ સંજ્ઞા યોજાયેલી છે. રોમેન્ટિક સંચરણના આરંભ સુધી પશ્ચિમના સાહિત્યવિચારમાં પણ એ સંજ્ઞાનો એ સંદર્ભમાં વ્યાપક પ્રયોગ થતો રહ્યો. એ પછી–રોમેન્ટિક સંચરણ વ્યાપક બનતાં એ સંદર્ભમાં એ સંજ્ઞા યોજાવાનું બંધ થયું છે. એટલું જ નહીં, આજે તો વિવેચનની પારિભાષિક સંજ્ઞાઓમાં એનું પ્રાધાન્ય પણ રહ્યું નથી. વિવેચન અને કલામીમાંસાના ઈતિહાસમાં કલાસર્જનની પ્રક્રિયાને વર્ણવવા માટે માઈમેસિસ સંજ્ઞા યોજાવાના ઔચિત્યની ચર્ચા થતી રહે છે. ઠેઠ સેન્ટસબરી, બોઝાંકે, બૂચર અને અટકીન્સ જેટલી વહેલી એ સંજ્ઞાના ઔચિત્યની ચર્ચા આરંભ પામી ગયેલી. વિવેચન અને કલામીમાંસાના ઈતિહાસકારોએ ઈતિહાસના ક્રમમાં માઈમેસિસ સંજ્ઞાનાં ભિન્ન અર્થઘટનો તારવવાનો પણ પ્રયત્ન કર્યો છે. અને છતાં, રિચાર્ડ મેક્કોન કહે છે તેમ, એ સંજ્ઞા સંદિગ્ધ, અપર્યાપ્ત અને પ્રાથમિક સ્વરૂપની છે એમ કહેવાનું પ્રાપ્ત છે. અને છતાં કલાસર્જનમાં પ્રવર્તતા મૂળભૂત સિદ્ધાન્ત basic principle in the creation of artને સૂચવવા ગ્રીક સાહિત્યવિચારમાં પ્લેટો સુધી એ પ્રકારે જ–સંદિગ્ધ, અપર્યાપ્ત અને પ્રાથમિક સ્વરૂપે જ

એ સંજ્ઞાનો ઉપયોગ થતો રહ્યો છે. પ્લેટો પણ એ સંજ્ઞાનો કોઈ એક ચોક્કસ અર્થમાં, કોઈ એક નિશ્ચિત વિષયાવસ્તુને વર્ણવવા યોજે છે એવું નથી. ઘણી વખત અન્યથી માનવપ્રવૃત્તની ભિન્નતા દર્શાવવા, તો કોઈ વખત માણસની અમુક પ્રવૃત્તિથી બીજી પ્રવૃત્તિનો ભેદ વર્ણવવા, તો ક્યારેક વ્યાપક અર્થમાં માનવીય, પ્રાકૃતિક, વૈશ્વિક અને દૈવી પ્રક્રિયા વર્ણવવા માટે પણ માઈમેસિસ સંજ્ઞાનો એમણે ઉપયોગ કર્યો છે. પરંતુ, કવિતાને 'માઈમેસિસ' ગણીને દેશનિકાલ કરવાનું કહે છે ત્યારે પ્લેટોને 'માઈમેસિસ' સંજ્ઞા દ્વારા નિશ્ચિતરૂપે અભિપ્રેત છે વસ્તુજગતની યથાવત નકલ-ઈન્દ્રિયગોચર પદાર્થોની માત્ર નકલ- The mere copying of sensible objects. શબ્દના સામાન્ય અર્થ–literal meaningના સંદર્ભમાં જ એમણે એ સંજ્ઞા યોજી છે. 'ધ રિપબ્લિક'ના દસમા ખંડમાં કવિતાના રચના-વિધાનની પ્રક્રિયા વર્ણવતાં એમાં સંભવતું યથાતથની નકલનું પ્રવર્તન જ 'માઈમેસિસ' સંજ્ઞા દ્વારા પ્લેટોને અભિપ્રેત છે.

પ્લેટોના શિષ્ય એરિસ્ટોટલ પણ કવિતાને 'માઈમેસિસ' તરીકે જ ઓળખાવે છે. પરંતુ. 'માઈમેસિસ' સંજ્ઞા દ્વારા એને 'વસ્તુ–જગતની યથાતથ નકલ' અભિપ્રેત નથી. 'માઈમેસિસ'માં પ્રવર્તતા કલ્પનાના ગુણને–fictitious qualityને એરિસ્ટોટલ પ્રત્યક્ષ કરી શક્યા છે. એ સંજ્ઞામાં પ્રવર્તતા અનુકરણના ગુણ–mimetic qualityના પરિમાણને કલ્પના ગુણના પરિમાણ સુધી વિસ્તાર સાધી એરિસ્ટોટલે એ સંજ્ઞાને અભિનવ અર્થસંદર્ભ અર્પવાનો પ્રયત્ન કર્યો છે.

એરિસ્ટોટલનાં કેટલાંક વિધાનોના નિરીક્ષણ દ્વારા 'માઈમેસિસ' સંજ્ઞાના એ અભિનવ અર્થસંદર્ભને પ્રકાશિત કરવાનો પ્રયત્ન કરીએ.

૧. ઈતિહાસ કરતાં કવિતા વિશેષ દાર્શનિક અથવા ઉન્નત પદાર્થ છે. Poetry is more philosophical or higher thing than History.

ઈતિહાસકાર અને કવિ બંને વાસ્તવિક જગતના પદાર્થો,

ઘટનાઓ, વ્યક્તિઓનું 'અનુકરણ' કરે છે. પરંતુ બંનેના 'અનુકરણ'માં ભેદ રહેલો છે. ઈતિહાસકારે 'અનુકરણ' કરેલાં પદાર્થો, ઘટનાઓ, વ્યક્તિઓ વાસ્તવિક જગતમાં પ્રમાણી શકાય એવું અસ્તિત્વ ધરાવતા હોય કે ધરાવી ચૂક્યા હોય છે. સમયના કોઈ બિંદુએ એમનું અસ્તિત્વ સંભવેલું હોય છે. એ રીતે એમની સાથે ઈતિહાસમાં અનુકરણ પામેલાં પદાર્થો, ઘટનાઓ, વ્યક્તિઓ વગેરેનું પ્રમાણી શકાય એવું મળતાપણું correspondence હોય છે. જ્યારે કવિતામાં 'અનુકરણ' પામેલાં પદાર્થો, ઘટનાઓ, વ્યક્તિઓ વગેરેનું પ્રમાણી શકાય એવું અસ્તિત્વ વાસ્તવિક જગતમાં પ્રાપ્ત થતું નથી, એમનું વસ્તુ જગતના પદાર્થો, વ્યક્તિઓ, ઘટનાઓ સાથે પ્રમાણી શકાય એવું મળતાપણું correspondence પ્રાપ્ય નથી. સરસ્વતીચંદ્ર, કુમુદ, હેમ્લેટ, ઓથેલો વગેરે સાહિત્યમાં અનુકરણ પામેલી વ્યક્તિઓની શોધ વાસ્તવિક જગતમાં કરવા જઈએ તો નિષ્ફળતા જ સાંપડે. સરસ્વતીચંદ્રનું મુંબઈમાં પ્રમાણી શકાય એવું correspondence ન સાંપડે, પણ સરસ્વતીચંદ્ર જેવી પરિસ્થિતિ માણસને સાંપડે એવી સંભાવના નકારી શકાય નહીં. સરસ્વતીચંદ્ર જેવા માણસનું વાસ્તવિક જગતમાં સંભવવું શક્ય છે. એ રીતે, વસ્તુજગતના વાસ્તવમાં રહેલી વિવિધ સંભાવનાઓ–probabilitiesનું કવિતામાં અનુકરણ થતું હોય છે. મહાભારતના કર્ણના પૌરાણિક વાસ્તવમાં રહેલી વિવિધ સંભાવનાઓને રવીન્દ્રનાથ, દિનકર, ઉમાશંકર, સુન્દરમ્ અને ઉશનસ્ જેવા કવિઓએ પ્રત્યક્ષ કરી તેને કાવ્યરૂપ આપવાનો પ્રયત્ન કર્યો છે. સંભાવનાઓનું 'અનુકરણ'માં સંભવતા પ્રત્યક્ષીકરણમાં કલ્પનાનું પ્રવર્તન રહેતું હોય છે. અને કલ્પના દ્વારા થતું 'અનુકરણ' એ માત્ર નકલ નથી. દસ્તાવેજ નથી. પણ સર્જનાત્મક પ્રવૃત્તિ છે.

૨. કવિતા પદાર્થોનું, એ જેવા હતા કે જેવા છે તે રૂપે, જેવા કહેવાયા કે વિચારાયા હોય એ રૂપે, અગર જેવા હોવા ઘટે તે રૂપે 'અનુકરણ' કરે છે. Poetry imitates things as they

were or are, things as they are said to be or thought to be, or things as they ought to be.

આ વિધાનના મર્મ પ્રમાણે કવિતા વસ્તુજગતના ભૂત કે વર્તમાન તથ્યનું, સ્થિર, સ્થાપિત મંતવ્યો કે દર્શનનું અગર સાક્ષાત્કાર નહીં કરાયેલી શક્યતાઓનું 'અનુકરણ' કરે છે. એમ કરવામાં પણ સંભાવનાના પ્રત્યક્ષીકરણ અને વસ્તુજગતના રૂપાન્તરની પ્રક્રિયા જ પ્રવર્તતી હોય છે. એ રીતે પણ 'અનુકરણ' સંજ્ઞામાં સર્જનાત્મક પ્રક્રિયાનું જ સૂચન પ્રાપ્ત થાય છે.

૩. કલા પ્રકૃતિનું અનુકરણ કરે છે Art imitates Nature.

આ વિધાનમાં પ્રકૃતિ 'અનુકરણ'ના વિષય-Subject matter તરીકે, સામગ્રી લેખે ઉલ્લેખ પામી નથી. એમાં પ્રકૃતિનું સામગ્રી લેખે, વિષયાવસ્તુ લેખે 'અનુકરણ' કરવાનું અભિપ્રેત નથી. પરંતુ, પ્રકૃતિમાં સંભવતાં ઉદ્ભવ, વૃદ્ધિ અને વિકાસની પ્રક્રિયા જેવી પ્રક્રિયાનું કલા 'અનુકરણ' કરે છે એવું એ વિધાનનું તાત્પર્ય છે. જમીનમાં દટાયેલું એક બીજ ભોંયનો પોપડો ફોડીને વૃક્ષ રૂપે આવિષ્કાર પામી જાય, ગઈ કાલ સુધી જેના અસ્તિત્વનો અણસાર નહીં હોય તે એક દિવસે કાંટા વચ્ચે કળી રૂપે પ્રગટી ઊઠીને પૂર્ણ પુષ્પરૂપે મ્હોરી જાય. પ્રકૃતિની આવી મૌલિક આંતરપ્રક્રિયામાં રહેલી સર્જનાત્મકતા કલાની 'અનુકરણ' પ્રક્રિયામાં પણ રહેલી. પરિણામે એવું કહેવાનું પ્રાપ્ત થાય કે, પ્રકૃતિની સર્જનાત્મક પ્રક્રિયા જેવી પ્રક્રિયા કવિના 'અનુકરણ'માં અંતર્નિહિત છે.

આ ત્રણે વિધાનના સમર્થનમાં એવું તારણ કાઢી શકાય કે, એરિસ્ટોટલના કાવ્યવિચારમાં 'માઈમેસિસ' સંજ્ઞા નિશ્ચિત બને છે, અભિનવ અર્થવિસ્તાર પામે છે. એ અર્થવિસ્તાર પ્રમાણે 'માઈમેસિસ' એ સ્થૂલ નકલ નહીં, પણ એક સર્જનાત્મક પ્રક્રિયા છે, સર્જનાત્મક પ્રક્રિયા દ્વારા સિદ્ધ થતું સર્જન છે. એ રીતે, સર્જન, સર્જનાત્મક પ્રક્રિયા અને સર્જનાત્મક રીતિની દ્યોતક 'માઈમેસિસ' એક સૌંદર્યલક્ષી સંજ્ઞા aesthetic termનું પરિમાણ ધારણ કરી રહે છે. ▭

## વિવેચક

## વિચક્ષણ ન્યાયાધીશ! / રતિલાલ 'અનિલ'

વિવેચક વિશેષ પ્રકારનો સ્વયંસ્વીકાર્ય ન્યાયાધીશ છે. મારે કોનો ન્યાય કરવાનો છે એ પોતે જ પસંદ કરે! મોટે ભાગે તો સજા ફરમાવવાને બદલે માન્યતા આપવાનો સ્વન્યાય એને ગમે. જેવો કેસ તેટલો સમય અપાય એ નિયમ એ સ્વીકારતો નથી. શ્રેયની વાત કરે પણ પોતાને પ્રેય તેનું જ શ્રેય એવો અણલખ્યો નિયમ એ પાળે, અને પોતાને પ્રિય હોય તેના શ્રેયાર્થે એ વધારેમાં વધારે સમય અને પાનાં આપે. બીજાએ તોળેલો ન્યાય અધૂરો લાગે તેવો કેસ ફરી હાથમાં લઈને તે તપાસે! પોતે અગાઉ લીધેલા કેસમાં કશુંક રહી ગયાનો શક જાય એવું તો ન બને, પણ લેખકની જયન્તી આવશે, કશીક પૂર્તિ આવશે ત્યારે કેસ આગળ ચલાવીશ એવી નિષ્ઠાથી જ કેસ અધૂરો રાખ્યો હોય! યુનિવર્સિટી કોઈ લેખકને અભ્યાસયોગ્ય ઠરાવે તે સાથે તેને વિશેષ ન્યાય કરવાની આંતરપ્રેરણા મળે! બીજાએ ચલાવેલા કેસ,

પોતાને સુપ્રિમ ન્યાયાધીશની હેસિયત ન મળી હોય તોયે એ પોતે હાથમાં લઈને ચલાવે અને પહેલા કે પચાસમા પોતાથી આગલા ન્યાયાધીશના ફેંસલાની ટીકા પણ કરે! વિવેચક એક અદ્ભુત ન્યાયાધીશ છે. કેસ જાણ્યા વિના, વાદીનું નામ જાણ્યા માત્રથી ટૂંકો ન્યાય તોળવાનું અદ્ભુત સાહસ પણ તે કરે! નિરાંતે, ફુરસદે ન્યાય કરવાનું એને ગમે, તો મન થાય તો સ્થળ પર નિકાલને ધોરણે અવસરે તુરતાતરત પણ ન્યાય તોળી નાખે! ન્યાયાધીશની હેસિયતમાં સારામાં સારી વકીલાત કરવાનો અદ્ભુત કીમિયો એણે હસ્તગત કરેલો છે! 'પ્રિયની વકીલાત એ જ ન્યાય છે' એવી અદ્ભુત ન્યાયપ્રિયતા એને વરી છે. આમ છતાં કોઈ એને વકીલ કહે તો એનો ન્યાય પણ એ તોળી શકે છે. ન્યાય કરતાં વકીલાતમાં સારી કમાણી થાય છે એવું આંતરચેતનામાં સ્વીકારે. પણ જાહેરમાં એનો સ્વીકાર અભદ્ર માને! વકીલાતને સુભદ્ર સંસ્કૃતિનો સોનેરી ઓપ આપી વકીલાતને પણ ન્યાય-પ્રવૃત્તિ જ પુરવાર કરે! માન્યતા મળ્યા પછી જ ન્યાયપ્રવૃત્તિ થઈ શકે એવા અકુદરતી નિયમને ઉથલાવી હું પ્રવૃત્તિ કરીને જ ન્યાયાધીશ તરીકે માન્યતા મેળવી લઈશ એવી અદ્ભુત પ્રણાલિને એ અનુસરે. એની પ્રતિભા એવી વિરલ હોય છે કે કોઈ પણ વિવેચક પોતાને સર્વોચ્ચ ન્યાયાલયના જ ન્યાયાધીશ માને! આમ છતાં કોઈ સર્જક દુષ્ટ પ્રવૃત્તિ કરતો દેખાય તો સામાન્ય ફોજદારી કેસ જેવો ખટલો પોતે જ પસંદ કરીને ચલાવી નાખે! આમ છતાં પોતે ફોજદારી કોર્ટનો ન્યાયાધીશ છે એવો ભ્રમ સેવતો નથી અને કોઈ એવો ભ્રમ ફેલાવવા પ્રયત્ન કરે તો એનો ન્યાય પણ તોળી નાખે! ન્યાયાધીશ તો શ્રાપ અને આશીર્વાદ આપવાથી દૂર જ રહે, તટસ્થ જ રહે એવી રૂઢ ગેરસમજને એ દૂર કરવા પ્રિયને ટાણેકટાણે આશીર્વાદ અને અપ્રિયને તપસ્વી ઋષિ જ આપી શકે એવો શ્રાપ પણ આપે! હાથ ધરેલા પ્રત્યેક કેસને એ એકમાત્ર પોતાની જ કલમ લાગુ પાડે! એ કલમે જેને સજા કરી હોય તે એને ખાનગીમાં ૪૨૦ની કલમ પણ કહેતા

હોવાની અફવા પણ સંભળાય. પોતાનો ચુકાદો રદ કરી પોતીકો ચુકાદો આપનારને તે હાઈ કે સુપ્રિમ માનવાની ભૂલ કરતો જ નથી ! મારો ચુકાદો ફેરવનારો વાસ્તવમાં ન્યાયાધીશ જ નથી એવો હિંમતભર્યો ચુકાદો પણ એ આપે ! મનુસ્મૃતિનો આધાર ચીંધ્યા વિના પણ એ મનુસ્મૃતિના ધોરણે નૈતિક ભૂમિકાએ પણ ન્યાય તોળે ! ગઝલને ઈસ્લામી કાનૂન નહીં પણ હિન્દુ કાનૂન જ લાગુ પડે અને એ જ ધોરણે એનો ન્યાય તોળાય એવું માને, મનાવે અને ન્યાય પણ તોળે ! ન્યાયને માટે મેં મારી જાતને વકફ કરી દીધી છે એવું નહીં, પણ ન્યાયદેવીને ચરણે મેં મારા સમગ્ર અસ્તિત્વને અર્પણ કરી દીધું છે એમ જ કહે ! કોઈ કોઈ સર્જકને લાગે છે કે આણે મારે માટે જહાંગીરી ન્યાય તોળ્યો છે–મેં ઘંટ વગાડ્યો નહીં એટલે એણે પોતે જ ઘંટ વગાડીને ન્યાય તોળી નાખ્યો ! વિવેચકની ન્યાયાધીશ રૂપેની પ્રતિભા અદ્ભુત છે !

ન્યાયની વધારેમાં વધારે જરૂર જીવતાને નહીં પણ વિદેહને જ હોય–એવા સ્વસિદ્ધાંતે કોઈ વિવેચક વિદેહ સર્જકનો જ ન્યાય તોળ્યા કરે, છતાં પૂરો ન્યાય થયો નથી એવા વિષાદે નહીં પણ ઉત્સાહે ફરી ફરીને ન્યાય કરવા બેસી જાય એવું નહીં, ઊભો પણ થઈ જાય ! એનું જોઈને બીજો વિવેચક પણ એ જ વિદેહનો ન્યાય કરવા માંડે, ત્રીજો, ચોથો પણ એમાં જોડાય–અલબત્ત, એન્ય કદી છેવટનો ચુકાદો આપે નહીં ! સરકાર કોઈ એક જ કેસ વારંવાર ચલાવવા કોઈ કોર્ટ સ્થાપતી નથી, એવી કોર્ટ વચવચમાં ટ્રાફિક નિયમનભંગના કેસો પાંચ પંદર મિનિટ ચલાવે એવી રજા યે આપતી નથી, પણ વિવેચક ન્યાયાધીશ કોઈ એક વિદેહ સર્જકનો ન્યાય જ જીવનભર તોળ્યા કરે પરન્તુ વચ્ચે વચ્ચે આમુખ, પ્રવેશક, બે–બોલ, પ્રસ્તાવના, જયન્તી સંદેશ–જેવા ફૂટકળ ન્યાય પણ કરવામાં ક્ષોભ ન અનુભવે ! એટલે જ તો વિવેચક એક અદ્ભુત ન્યાયાધીશી પ્રતિભા સમજાય છે. ગૃહિણી મિષ્ટાન્ન કરે તો ચટણી કચુંબર પણ તે જ બનાવે છે એ વિવેચકના લક્ષમાં હોય છે.

ન્યાયાધીશ કદી કોઈની ભલામણ ન કરે એવા અન્યાય એ નથી કરતો. મોગલોએ અદાલતને ન્યાયની પરિભાષા આપી એમ એણે પણ પરિભાષા રચી કાઢી. સલાહ તો વકીલ જ આપી શકે એવી ભૂલ સુધારીને એ રાજીખુશી અને અક્કલહોશિયારીની હાજરીમાં પરામર્શ આપે. વકીલ જ પોતાનું કામ ભાગીદારને સોંપે, ન્યાયાધીશ નહીં; એ બરાબર ન હોવાથી પોતાની પાસે વિવેચનની ન્યાયસંહિતા શીખતા વિદ્યાર્થીને પણ પોતે લીધેલા કેસનું કેટલુંક કામ સોંપે પણ ખરો ! એ ઐચ્છિક વિષય જ હાથ ધરે—મારે ફરજિયાત કશું જ નથી એવું માને. કોઈ ન્યાયને ગૃહિતો હોય ન્યાયાધીશને નહીં એવું એ ચલાવી ન લે. ન્યાયાધીશને કેસ પ્રત્યે અણગમો યે ન હોય તેમ એણે રુચિપૂર્વક આસ્વાદ પણ લેવાનો ન હોય—એવો અન્યાય એ ચલાવી ન લે. પક્ષ પણ પોતે રજુ કરે અને પ્રતિપક્ષ પણ પોતે રજુ કરીને ન્યાય પણ પોતે કરે એવો અદ્ભુત ન્યાયાધીશ વકીલાતમાં ભલે માને પણ વકીલમાં નહીં માને અને છતાં પોતે દલો તરવાડી નથી એ વિશે સૌને સભાન રાખે ! એ જાતજાતના તુલનાત્મક અભ્યાસ કરે પણ વિવેચક અને સરકારી ન્યાયાધીશનો તુલનાત્મક અભ્યાસ કદી ન કરે. તુલનામાં એક ત્રાજવે સાકર હોય એ પરમ્પરા યે જાળવે ખરો ! એકાદ પ્રિય નવલને ન્યાય આપવામાં જ જિંદગી પૂરી કરી નાખે એટલે બીજી કોઈ નવલકથાને ન્યાય કરવાની કશી જવાબદારી જ નહીં ! ભ્રૂ ઉન્નત હોય તો ન્યાય પણ ઉન્નત જ હોય એવો અદ્ભુત સિદ્ધાંત પણ એ સ્થાપે ! વાળંદ જ એના ગ્રાહકને અરીસો બતાવે એ પરમ્પરાની મર્યાદા એને સ્વીકાર્ય નથી. રાષ્ટ્રભાષા કવિતામાં તો એ બિમ્બો જ શોધ્યા કરે અને સ્વભાષાનાં બિમ્બો તો આંખવગાં હોય જ ! કલમબ્રહ્મચર્ય પાળે એટલે શૈલી સિવાય કોઈ લટકા કરે એ તે જુએ જ નહીં ! ન્યાયાધીશ પિંજરામાં ઊભેલો હોય એ મનાય નહીં, કારણ કે પિંજરાનું સાચું નામ 'કવચ' હોય છે એ સામાન્ય લોકો જાણતા નથી હોતા. ધર્મ, સંસ્કૃતિ, શિક્ષણ, પરમ્પરા અને શુભ—એવી પંચધાતુનું એ કવચ

અવિચ્છેદ્ય હોય છે. વિદ્યાર્થીઓ સિવાય ન્યાય વિશે બીજા કોઈને જાણવાની ફરજ ન પડે એનો એ ખ્યાલ રાખે. પાણ્ડુ અને સોનેરી વચ્ચેની ભેદરેખા એમના ચુકાદાની અસલ નકલ, ભૂંસી નાખે! વકીલે નહીં પણ ન્યાયાધીશે વાતવાતમાં રેફરન્સ આપવાં જોઈએ એવી પ્રેરણા સ્વકર્મથી આપે. માટીની કોઈ ઢગલી પોતાની ન્યાયપદ્ધતિમાં માનતી નથી એવો વહેમ જાય એટલે પોતાના પ્રિય ટેકરીઓને સતત ઉપસાવતા રહી એમને હિમાલય બનાવી દે. એટલે પેલી માટી ગમે એટલા ઊંચે જાય તો યે જમીન પર જ દેખાય. કોઈ કહે કે આકાશમાં પણ માટી દેખાય છે–તો એ તો ક્ષણિક વંટોળિયાનું દુષ્પરિણામ છે એવો ધટસ્ફોટ કરે!

ન્યાયાધીશ વૈષ્ણવમાર્ગી હોય તો યે લીલા ન કરી શકે એવો પ્રતિબંધ વિવેચક સ્વીકારે નહીં! સર્જકના લીલાદર્શનના રૂપમાં એ પોતાની અદ્ભુત લીલાનાં દર્શન પણ કરાવે! એ પોતે નહીં, પણ સૌએ ન્યાયપ્રિય અને ભક્તિમાર્ગી હોવું જોઈએ એવું કહે નહીં, પણ આચરણમાં ઉપસાવે. વિવેકપૂર્વક અવિવેક કરવાની અદ્ભુત કુશળતા એને 'સંતર્પક' બનાવે છે. પ્રિયમાં ન હોય તે પણ 'કંઈક દેખાય છે' એવું ચિંત્ય વિધાન એ કરે, અને બીજામાં ઘણું બધું દેખાતું હોય તોયે મારે શા માટે જોવું જોઈએ–એવો મરજાદી ધર્મ પણ પાળે! અદ્ભુત છે આ વિચક્ષણ ન્યાયાધીશ!

## 'ઉપહાસ્ય પ્રદાન' વિશે / ર. અ.

શ્રી યશવન્ત દોશીએ ભારતીય સાહિત્ય અકાદમીના ઉપહાસ્ય પ્રદાન વિશે કરેલી નોંધ વિચારણીય છે. અલબત્ત, એ ઍવોર્ડ અંગે ગુજરાત પૂરતો વારમ્વાર ઊહાપોહ થયો છે, અને અગાઉ શ્રી સુરેશ જોષીએ પ્રદાન પાછું વાળ્યું ત્યારે વ્યાપકપણે એ પ્રથાની ચર્ચા થઈ હતી. ખુદ શ્રી યશવન્તભાઈએ ગુજરાત પૂરતી શરૂઆત જ રવાડે ચઢી ગઈ, તે એમણે ઉદાહરણો આપીને દર્શાવ્યું છે. પ્રશ્ન એ છે કે એમણે અત્યારે જે કંઈ કહ્યું તે તેઓ ત્યારે પણ કહી શકતા હતા, અને ત્યારે પણ તેઓ 'ગ્રન્થ'ના સંપાદક હતા અને તંત્રીનોંધ લખતા જ હતા, છતાં એમને એમની દૃષ્ટિ અને વિચારણા પ્રમાણે જે કંઈ અયોગ્ય થઈ રહ્યું હતું ત્યારે એવું લખ્યાનું સાંભરતું નથી. છેવટે ઍવોર્ડ પ્રણાલિનું 'ઠઠ્ઠાચિત્ર' જ એમને અસહ્ય બની ગયું...

વિદ્વાનોને જ ઍવોર્ડ મળે એ પરમ્પરા સર્જવાનો દોષ દેખીતી રીતે પુસ્તકની ભલામણ કરનારા સલાહકારોનો છે. શ્રી ઉ. જો. અકાદમીમાં હતા અને ભલામણ કરનાર સલાહકારમાં તેઓ હોય અને અન્ય ભલામણ કરનારાઓ પણ એમની ભલામણનો આદર કરતા હોય એ સ્થિતિ કલ્પી શકાય એમ છે. ઓછામાં ઓછું, અકાદમીએ કોઈ ગુજરાતી ગ્રન્થને ઍવોર્ડ યોગ્ય ગણ્યું અને ઊહાપોહ થયો ત્યારે એમના તરફથી કશો પ્રતિભાવ પ્રગટ થયાનું લાગતું નથી. થવું તો એ જોઈએ કે

સલાહકારોનાં નામ પ્રગટ થાય અને એમણે કરેલી ભલામણો વિશે સ્પષ્ટ પ્રશ્નો પૂછવામાં આવે અને સ્વસ્થપણે એની ગંભીર ચર્ચા થાય. સલાહકારો તેમના જ્ઞાને કે સાહિત્યિક પ્રદાને ગમે એટલા યોગ્ય હોય છતાં તેમના આશય પ્રામાણિક, ન્યાયી નથી એવું ચોક્કસ નિદાન થવું જ જોઈએ. એવા બીજી સાહિત્યિક પ્રવૃત્તિમાં માર્ગદર્શક ન બની શકે એટલા અપ્રતિષ્ઠ એમની કરણીએ થઈ ચૂકયા છે એ પ્રગટ થવું જોઈએ અને એમના આશયો ઘરઆંગણેની પ્રતિષ્ઠાપ્રદાનની પ્રવૃત્તિમાં ભાગ ન ભજવી શકે એટલું થવું જોઈએ.

શ્રી યશવન્તભાઈએ 'ઉપહાસ્ય પ્રદાન'ની ગંભીરપણે નોંધ લીધી એ સિવાય એ પ્રદાન વિશે ક્યાંય કોઈ બોલ્યું નથી એટલી હદે એ પ્રદાન–પ્રથા ઉપેક્ષિત બની ચૂકી છે, કારણ કે અગાઉ થયેલા ઊહાપોહમાં જેટલું યોગ્ય તારણ કાઢી શકાય એનો સ્વીકાર કરીને થવો જોઈતો ફેરફાર થયો નથી. જે પ્રણાલિકા ઠઠ્ઠાચિત્રની દુર્ગતિએ પહોંચ્યા પછી યે તે અંગેના પ્રતિભાવનો, તેમાં રહેલા ન્યાયી અંશનો ય કશો પડઘો ન પડે ત્યારે એની ઘોર ઉપેક્ષા ન થાય તો જ આશ્ચર્ય !

'પ્રાધ્યાપક–વિવેચકના ઉચ્છિષ્ટ ભોજનથાળ' જેવા વિવેચન–ગ્રન્થો એક જુદો જ પ્રશ્ન ઊભો કરે છે. વ્યવસાયની ફરજ અંગે એમને શૈક્ષણિક દૃષ્ટિએ જે કંઈ કર્યું હોય, આદરણીય રૂપે જે કંઈ બે શબ્દ, સંદેશ, આશીર્વાદ આપ્યાં હોય તે ચણીબોર–મુખવાસ પણ પુસ્તકમાં સંઘરી લેવાય છે–અને પંડિત વિવેચકો પણ લોભવશાત એ અનૌચિત્યથી પર રહી શકતા નથી. એથી વિવેચન-ગ્રન્થની ભાત પણ અગંભીર, સગવડિયા બની જાય છે.

વિવેચનને સાહિત્યરસિકો માટે પણ ઉપેક્ષિત કરવાનું કામ શિક્ષક વિવેચકો કરે છે એ તેઓ જોઈ શકતા નથી. જે વિવેચન થાય તે સાહિત્યવિષયના વિદ્યાર્થીને ઉપયોગી બને, પણ કેવળ એવો ઉપયોગ ધ્યાનમાં રાખીને જ લખાય ત્યારે એ મર્યાદિત હેતુને કારણે એ મર્યાદિત ઉપયોગનું પણ બની જાય છે. નરસિંહ મહેતાના કાર્ય વિશે કહેવું હોય

તો એ અંગે અભ્યાસ કરીને લખી શકાય. પણ ઉજવણી થવાની છે તો અવસરિયા વિદ્વત્તા પ્રગટ કરીએ–એવા આશયથી લખાય તે અને એ દરમ્યાન આધુનિક સાહિત્યની ચર્ચાસભામાં જે અવસરિયા બોલાયું હોય, તે પણ નરસિંહ મહેતાના લેખ સાથે મૂકી દેવાય–એવાં સંકલનો કરનાર, સમગ્રે જોતાં 'વિદ્વાન' શી રીતે કહેવાય ? સમ્યક્ અને ઔચિત્ય તથા ન્યાયના ધોરણે વિચાર ન કરી શકે તે વિદ્વાન ? વિદ્વત્તાનો વિવેક તો આચરણમાં યે દેખાવો જોઈએ. વિવેચન-ગ્રન્થો આખા થાન સાથે રંગબેરંગી કટપીસની પોટલી કે ગાંસડી રૂપે આવે છે એ હાસ્યાસ્પદ સ્વરૂપની તટસ્થ ચિકિત્સાનો પડઘો એના અવલોકનમાં યે પડવો જોઈએ.

શિક્ષકોની જ્ઞાતિએ, વ્યવસાયી ધોરણે વિવેચનમાં જે સંકિર્ણ અને સગવડિયા પ્રણાલિકાઓ પાડી છે તેની ગંભીરપણે ચિકિત્સા હવે થવી જોઈએ. કાર્ય મહત્ત્વનું હોય તો પણ, કયા આશયે, કેવી રીતે થયું છે–એ પણ એક તપાસનો મુદ્દો છે. વિવેચન-ગ્રન્થોના સ્વરૂપ વિશે ગંભીરપણે ચર્ચા થવી જોઈએ. સમકાલીન અને પૂર્વજો સાથે ગીતા વિશે પણ લખ્યું હોય તે ગાંસડીમાં પેક થઈ જાય–આ ધરેડ નરી સગવડિયા છે. પૂર્વજો અને સમકાલીનો વિશેના જુદા ખંડ આપે, તે અવસરિયા પ્રદાનો નહીં, પણ દૃષ્ટિપૂર્વક કરેલા ; અભ્યાસો હોય. આધુનિકો વિશે પણ ખંડન કરવાના અવસરે લખ્યું કે બોલ્યા તે નહીં, આધુનિકો વિશેનો ભલે પોતાની દૃષ્ટિનો અભ્યાસ પ્રગટ થાય એવો માતબર ખંડ હોવો જોઈએ.

સ્કૂલ-કૉલેજોનાં ખપત બજારને ધ્યાનમાં રાખી થતાં વિવેચનોની, તેના સંકિર્ણ આશય અને તકવાદી પરાક્રમોનું યે વિવેચન થવું જોઈએ. □

## નાતાલની એ નગરીમાં / કિસન સોસા

નાતાલની એ નગરીમાં સ્વપ્નો પહેરી હું રખડતો હતો. સાંજ ઢળતા જ નાતાલના, રંગ-બે-રંગી પ્રકાશે ઝળકતાં, વૃક્ષો સળગી ઊઠતાં. ઊડતા દેવદૂતો પોતાની શ્વેત પાંખો સંકેલી ટોળે વળી ગુફતેગુ કરતા. દેવળમાં આલાપતી કિન્નરીઓના સમૂહ સ્વરો છોળની જેમ પવનમાં લહેરાયા કરતા. પ્રાર્થના પૂરી થતા જ દેવદૂનિકાઓ શ્વેત પોષાકમાં સજ્જ રાજમાર્ગ ઉપર ટહેલવા નીકળતી. સવારે, રૂપેરી તડકામાં ન્હાતા ભવ્ય પ્રાસાદો સ્વપ્ન જેવા લાગતા. 'ચોક વચ્ચે ફુવારાના સિકરોમાં પલળતાં કબૂતરો જેવી લાગણી મને ભીંજવ્યા કરતી ત્યારે, એક વાર ઢળતા પહોરના માહોલમાં ફૂલમાં મધમાખી બેઠી હોય એમ માર્ગ-કાંઠે આવેલી તેની મેડીની બારીમાં તે બેઠી હતી. કાંસકી વડે હોળતી હતી વાળ. મારા તરફ નજર પડતા જ જાણે તેની આંખમાં ગત જન્મના પરિચયનું મેઘ-ધનુષ અંકાયું. કાંસકી, વિખરાયેલા વાળમાં જ રહેવા દઈ, હાથ લંબાવી બારી પાસે ઝળૂંબતી ચંપાની ડાળ ઉપરથી એક ફૂલ તોડી મારા ભણી લંબાવ્યું. મારાથી હતપ્રભ બોલાઈ ગયું. આ શું કરો છો? હું તો કલીનર છું. તરત એ સદ્યસ્નાતા લીના અવાજે બોલી ઊઠીઃ એમાં શું થયું? હું ય સામાન્ય નારી છું!' 

# નિર્વાસિત સાહિત્યકારો

પેરિસમાં વિશ્વના કેટલાયે કવિલેખકો બે ઓરડાના ફ્લેટમાં નિર્વાસિતનું નીરસ એકાકી જીવન જીવે છે. એમને એ જીવન સાચું જીવન લાગતું નથી. વિખ્યાત ફારસી કવિ નાડેર નાડેરપોર કહે છે કે એવા જીવનમાં બહુમૂલ્ય સવેદન આનંદ તો શું અસલી ઉદાસીનતા પણ હાંસલ થતી નથી. પોતાના દેશની સરકાર જેમને સહી શકી નહીં એવા કવિ–લેખકોમાં દક્ષિણ આફ્રિકાના કવિ બ્રટેન બ્રેટનબખ, ચેકોસ્લોવેકિયાના નવલકથાકાર મિલાન કુંડેરાનો સમાવેશ થાય છે. મોટાભાગના-નિર્વાસિત સાહિત્યકારો સોવિયેત સંઘ, પૂર્વ યુરોપ, આફ્રિકા, લેટિન અમેરિકા અને ઈરાનના છે. એમની ઉંમર ૫૦ વર્ષ આસપાસ છે. રાજનૈતિક કારણોસર તેઓ પેરિસમાં વસે છે અને લેખન કરે છે. એમના લેખનને કારણે જ એમને પોતાનો દેશ છોડવો પડ્યો છે. એમના દેશની સરકારો એમને સહી શકતી નથી.

મિલાન કુંડેરા પેરિસમાં અજાણ્યા માણસ રૂપે જ રહેવા મથે છે, ટેલિફોનના નંબરો એ માટે બદલ્યા કરે છે. એમના પ્રકાશકે પણ આ સ્વીકાર્યું છે. એમની નવી નવલકથા 'ધ ઇક્રેડિબિલ લાઈટનેસ ઓફ બીઈંગ'ને વૈશ્વિકખ્યાતિ મળી છે. નાડેર નાડેરપોરને ઈરાની સરકારે સાંસ્કૃતિક પ્રત્યાઘાતી જાહેર કર્યા અને ૩૧ જુલાઈ, ૧૯૮૦માં એમણે ઈરાન છોડયું. દક્ષિણ આફ્રિકાની જેલોમાં વર્ષો વીતાવી ચૂકેલા બ્રેટન-બાખનું 'ધ ટ્રૂ કનફેશન ઓફ આલબીનો ટેરિસ્ટ' પુસ્તકે વિશ્વનું ધ્યાન ખેંચ્યું છે. તેઓ કહે છે, નિર્વાસિત માણસ ખુલ્લા મોં વાળી માછલી છે, મોત ઝડપી ન જાય ત્યાં સુધી એણે મોઢું ખુલ્લું રાખવાનું છે.'

# કંકાવટી

મે ૧૯૮૫

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૭ : અંક ૩૧૨ : મૂલ્ય : બે રૂપિયા**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૦, બે વર્ષના રૂા. ૩૮, વિદેશ : શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), છ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.




વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ થાય તે યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ તે જ માસમાં થાય તો ફરી અંક મોકલવાનું શક્ય બનશે.




તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

## પ્ર-પંચતંત્ર પ્રવેશ / પ્રાણજીવન મહેતા

ખભે કુહાડી ને શિયાળ શહેરમાં ગયું.
શહેરમાંથી ઝાડપાન પશુપંખી પલાયન.
એક કાણી કીડી
રસ્તાને છેડે ઊભી શિયાળને જોઈ રહી.
શિયાળ ઝડપભેર ચાલતું
તેથી ધૂળ ઊડતી વંટોળ માફક.
કીડી ઢંકાઈ જતી વંટોળમાં.
વળી બહાર નીકળી જાત ખંખેરી
એક આંખે
દૂર ચાલ્યા જતા શિયાળને જોઇ રહેતી.
કીડીને સૂઝયું તે ફૂંક મારી.
ને વંટોળ શિયાળ આડે ઊભું.
તેથી શિયાળ પણ.
કીડી સરકીને શિયાળ પાસે આવી ઊભી.
શિયાળ કુહાડી ટેકવી ઊભું એટલે કીડી સરકીને ઉપર ચડી.
શિયાળના કાનમાં કીડીએ કહ્યું :
આ કુહાડીના હાથામાં સિંહની ખોડ છે.
તું જાણે છે સિંહને ત્રણ દાંત ને ત્રેવીસ જીભ છે.
તું શું નથી જાણતો....
શિયાળ અડધું સાંભળી પૂરું સમજી ત્યાંથી
કુહાડી મેલી નાઠું. પછી
કીડી કુહાડી પર બેસી
ફૂંક મારતી કુહાડી હડસેલતી
રસ્તાની સામે પાર સરકી ગઈ. □

સાંજ પડવાને હજુ થોડી વાર.
સૂરજ પણ નમવાની તૈયારીમાં.
ત્યાં સિંહને શિકારની ઇચ્છા થઈ.
સિંહે ત્રાડ નાખી.
દૂર ઊભેલું શિયાળ સફાળું સડાક સિંહ પાસે આવી ઊભું.
સિંહે કહ્યું, આ સુરજ સાવ નવરો. આથમવાને કેટલી વાર લાગે?
મારે શિકારની ઇચ્છા થઈ એનું શું ?
શિયાળ ગભરાયું. મૂંઝાયું પણ ખરું. વિચારતું ઊભું રહ્યું.
લમણે આંગળ મૂકતાં
શિયાળને સૂચન કરવાનું અંતે સૂઝ્યું ખરું.
શિયાળ બોલ્યું :
થોભો વનરાજ. મારી પાસે ઉપાય છે.
મારી હથેલીથી આ સૂરજને ઢાંકી દઉં જરી.
હમણાં અંધારું છવાઈ જશે ઘડીકમાં.
પછી તમે દાંત વચ્ચે આગિયો પકડી
આ કીડી સરકી જાય એ રસ્તે
સીધા એમ ચૂપકીદીથી ચાલ્યા જજો.
સામેની ઝાડીમાં વાઘ હમણે જ સૂતો છે ઓડકાર ખાઈ.
એ જાગે અને એની આંખમાં તમે દેખાવ
કે તરત તૂટી પડજો. ઢીલ કર્યા વગર.
તમારી ફત્તેહ છે.
હું અહીં તમારી રાહ જોતો ઊભો છું.
જાવ, કેસરીઆ કરો મારા વનરાજ.

## ચાર ગઝલ / કિસન સોસા

હજી રાત બાકી, હજી શેષ મય છે
તરસ ભીંજવી લે હજી છે, સમય છે
હજી લોહીમાં કંઈ રમે સર્પ જેવું
હજી ડંખ–પ્યાસી તડપ અધરોરૂપ છે
ઊડી જાય અસ્તિત્વ વંટોળિયામાં
હજી રોમ વનમાં ફૂંકાતો પ્રલય છે
વહી ગૈ સૂસવતી એ તોફાની મોસમ
હવે બ્હાર નીકળ, હજી શેનો ભય છે?
ક્ષિતિ–ટેકરી હેઠ જો, હણહણે હય
હવે વેંત છેટે જ ઊભો ઉદય છે



ત્યજી શાન સાજન, મૂકી માન ઉતરો!
ધરા પર ઉતારી અભિયાન ઉતરો!
ઉઘાડા પગે હર પ્રતિષ્ઠાન ઉતરો!
મૂકી નામ નેવે, ભૂલી ભાન ઉતરો!
અહમ્–ગાંઠ છોડી કરો વ્યોમ ખુલ્લું
લઈ મુક્ત, આદિમ રૂંવે રાન ઉતરો!
ઉતરડી, ઉખેડી એ પ્રત્યેક મ્હોરાં
ત્યજી હર પ્રપંચી પરિધાન ઉતરો!
તરસ્યા નિમિરગર્ભ એકાન્ત મધ્યે
ધવલ જ્યોત જેવો લઈ વાન ઉતરો!

કરચળી વળી તાજગીના ગુલાબે
ફળે સ્હેજ થડકો ખરે ધૂળ ખ્વાબે
હયાતી રહી ઉમ્રના ઉગ્ર આબે
તરે બર્ફ-ટુકડો સળગતા શરાબે
ફૂવારે ફૂટી નીકળે જળ અચાનક
હથેળીથી કયાં કયાં કહો, કોઈ દાબે ?
અતૃપ્તિઓ વયની ઊભી દુર્ગ ઘેરી
મનોમન મરો યા તો થૈ જાવ તાબે
હજી વાન ઝાંખી વસંતી વિહરતી
હજી ફૂલ જેવું કશું શેષ છાબે



પીગળતા સૂરજની હવેલી અને તું
ભર્યા રિક્ત રાને વહે સાંજની લૂ
સૂકા પર્ણ જેવું ખર્યું નામ ખખડે
કરે મન કદૂ યાદથી ઊઠતી બૂ
કુંવારી ક્ષણોનું પડયું રણ પછી તે
પડી છિન્ન સૂસવાય સન્નાટે હર સૂ
મઢી સ્વપ્ન કંઈ ભીતરી શબ્દ-રંગે
નર્યા રૂની પૂતળી રહ્યો રંગતો હું
ન આગળ હવે કયાંય પગલું ભરાતું
ન પાછળ ફરી યે શકાતું-હવે શું ?

## બે ગઝલ / રમેશ પટેલ

કેટલી છે શુષ્ક આ ડાળો હજી ?
મન છતાં બાંધી રહ્યું માળો હજી !

શ્વાસમાં છે સૌમ્ય ચોમાસું અને–
આંખમાં ઉદ્દંડ ઉનાળો હજી !

ડુંગળીના કોષનાં કેન્દ્રો બધાં–
લો ઉખેળો ને મને ગાળો હજી !

આંસુઓથી તોરણો છે તરબતર–
પગરવો પીડાના ઉછાળો હજી !

ચાંદનીના સૂર પણ સૂંઘ્યા કરું–
ઝળહળે લયબદ્ધ વચગાળો હજી !



ગુલમ્હોરી ડાળથી જાગ્યો હશે !
ચૈતરી કાંટો તને વાગ્યો હશે !

લોહી તારું શબ્દમાં મ્હોર્યું હશે,
પત્ર રૂપે તેં મને માગ્યો હશે !

પ્રકૃતિની આંખમાં કીકી સમો–
મોરનો ટહુકો મૃદુ જાગ્યો હશે !

અંધકારે ચંદ્ર ચગળી આંખથી–
તેં નિબિડ અજવાસને તાગ્યો હશે !

સૂંઘવું છે ફૂલ વિસ્મયનું રમેશ–
કેસૂડો રોમાંચથી ફાગ્યો હશે !

## તરુરાગ–વાડાની આંબલી / જયન્ત પાઠક

ગામમાં અમારાં બે ઘર, જોડાજોડ; પાછળ ઠીક ઠીક લાંબો-પહોળો વાડો જે બાજુના ઝવરી બાપીના ને જેઠાકાકાના વાડાની હદોને લીધે થોડો વાંકોચૂંકો. એની પશ્ચિમ ભણીની વાડમાં આંબલીનું એક ગંજાવર ઝાડ. એની ઘટા તો એવી ગાઢ કે સાધારણ વરસાદ પડતો હોય તો હેઠે ટીપું ય ના પડે એની નીચે અમારાં વરસભર બાળવાનાં લાકડાંનો માંચો ને પરાળ-પૂળાનાં કૂંધવાં. આ આંબલીને મણબંધી આંબલીઓ લાગે. નાના નાના, કૂણા કૂણા ખાટ્ટા ચોડ કાતરા, ઉપર મીઠું ભભરાવીને અમે ખાઈએ. શો સવાદ! આજે આમ યાદ કરતાંય મોંમાં પાણી આવે છે!

આ આંબલી અનેક રીતે યાદગાર બની ગઈ છે. વાડાની વચ્ચોવચ ઝૂકેલી એની બે નીચી ડાળીઓએ દોરડાં લટકાવી એક દંડાને બે છેડે તે બાંધી અમે હીંચકો બનાવતા. આ હીંચકા ઉપર અમારે ત્રણને (રમણને, પુષ્પાબેનને ને મારે) વારાફરતી બેસવાનું. એક જણ બેસે ત્યારે બાકીનાં બે દંડાની બે બાજુએ રહીને હડસેલો મારી હીંચકો ચલાવે. દરેકે કેટલો સમય બેસવાનું તે નક્કી કરવા માટે અમે એક વિચિત્ર લાગે એવી ગોઠવણ કરેલી. દરેક હડદોલા સાથે ત્યારના મદ્રાસ ઈલાકાનાં શહેરનાં નામ, ભૂગોળની ચોપડીમાંથી ગોખેલાં તે, બોલવાનાં મદ્રાસ, કાંજીવરમ્, તેલીચેરી, મછલીપટ્ટમ્ એમ વીસ-બાવીસ નામ

બોલાય; નામાવલિ પૂરી થાય એટલે હીંચકા ઉપરથી ઊતરી જવાનું. પછી બીજાંનો વારો. આમાં કોઈવાર નામ ઝડપથી બોલવાની કે કેટલાંકને ખાઈ જવાની યુક્તિ અર્થાત્ અંચઈ થાય ને નાનકડો કજિયો પણ ઊભો થાય. ફરિયાદ દાદા પાસે જાય, દાદા કહે: 'કંઈ નહિ બેટા, કાલે તને બહુવાર સુધી હીંચકો ખવડાવીશ.' ફરિયાદીનું મન પૂરું રાજી ના થાય ને એ સાથીઓની સાથે આંખો વઢે, ક્યારેક મારામારી પણ થઈ જાય.

આ આંબલી પાસેની વાડમાં છેડે એક મોટું જાળું હતું. દાદા કહેતા કે એક કાળે આ જાળામાં દિવસે સુવર ને શિયાળવાં પડયાં રહેતાં. અમારા વખતમાં એ પ્રાણીઓ તો નહોતાં આવતાં; પણ ક્યારેક અમને રાની બિલાડાનાં ને સાપનાં દર્શન થતાં ખરાં. ઘરમાં ફરતી બિલાડીથી થોડી મોટી, આપણને જોઈને શરીરને ફુલાવતી ને પીળા પીળા ડોળા કાઢતી ગળામાંથી ઘુરરર્ ઘુરરર્ અવાજ કાઢતી બિલાડીનો અમને બહુ ડર લાગતો. એક વાર બપોરે એને જાળામાં કોઈ પંખીને મારી લાવીને ખાતી જોતાં ભય ને કુતૂહલથી થયેલો રોમાંચ આજે ય તાજો છે. વાડાની બીજી બાજુએ જેઠાકાકાના કૂવાના કોસને લીધે પડેલો ઊંડો ખાડો હતો. એ ખાડામાં અનેક વાર સર્પમૈથુન જોવા મળતું. નર-માદા બરાબર પૂંછડી ઉપર ઊભાં થઈ જઈને એક-બીજાને વીંટળાયા હોય ને લતારાસની જેમ નર્તન કરતાં હોય. નાનપણમાં આવી ક્રિયા અંગે સમજણ નહીં એટલે મોટેરાંને પૂછીએ: 'આ સાપ કેમ લડે છે? એ એક બીજાને કરડે તો મરી ના જાય?' મોટેરાં નાક ઉપર ઊભી આંગળી મૂકી ચૂપ રહેવા સૂચવતાં; સાપ-સાપણ રખેને નાસી જાય!

આ આંબલી ઉપર ગળોના વેલા ચડે. અમે અમારે ત્યાં કામ કરનાર ગામના કોળી નાનભાઈને ઝાડે ચઢાવીએ ને ગળો ઉતરાવીએ. મારા બનેવી કાલોલમાં વૈદું કરે. એમના કહેવા પ્રમાણે આમ તો લીમડા ઉપરની ગળો ઔષધ માટે ઉત્તમ, પણ આ વેલા અમે એમને

મોઠલીએ. એમાંથી ગળોનું સત્ત્વ બનાવી તેઓ રોગીઓને આપે. પાછળથી મોટાભાઈને વૈદામાં રસ પડ્યો. તેઓ પણ ઘેર ગળોનું સત્ત્વ બનાવી આજુબાજુનાં ગામના આદિવાસીઓની દવા કરતા. ક્યારેક આ આંબલીએ ભમરાઓ મધપૂડો કરે. ઝાડની ડાળે બાળકને સુવાડવા ઝોળી બાંધી હોય એવો મોટો મધપૂડો. લંબગોળ, ચળકતી પાંખોવાળા ભમરાઓ મધપૂડામાં તરવર તરવર થતા હોય, કોઈ ઊડી જતા હોય તો કોઈ આવીને બેસી જતા હોય એવું દૃશ્ય આજેય આંખને દેખાય છે, વડીલો ચેતવણી આપે : 'જોજો એ પા બહુ જશો નહીં, જો ભમરા ઊડ્યા ને ચોંટી પડ્યા તો પછી ગમે ત્યાં સંતાઓ, એ તમારો કેડો નહીં મૂકે. ચેતવણી સાથે એક ઘટના પણ અચૂક વર્ણવાય : અરાદ ગામને ઝાંપે એક વડ છે. આ વડ હેઠળ એકવાર એક વટેમાર્ગુ બીડી પીવા બેઠો. વડની ડાળે મધપૂડો, ભમરમધ. ધુમાડાથી ખિજાઈને ભમરા ઊડ્યા ને પેલા જણને ચોંટી પડ્યા. વટેમાર્ગુ બિચારો પાસેના તળાવમાં પડ્યો, વારંવાર ડૂબકી મારી સંતાવા લાગ્યો, પણ જેવો ઉપર આવે કે ભમરા એના ઉપર હુમલો કરે, છેવટે એ ડંખથી બેભાન થઈ ગયો. અમે મધ ઉતારવા માટે નાનભાઈને આંબલીએ ચઢાવીએ, મોઢે ને હાથે કપડાંના કટકા બાંધી નાનભાઈ ભમરાઓને ઉડાડી આખો મધપૂડો નીચે લાવે; તપેલીમાં મધ નિચોવી મરેલી માંખો કાઢી નાખી બાટલામાં ભરી આપે.

ઉનાળાની રાતે વાડામાં પાથરેલા ખાટલામાં પડ્યા પડ્યા આ આંબલીને જોવામાં ખાસ રસ પડતો. ઘુમ્મટ જેવો મજાનો આકાર ઉપર તારાભર્યું આકાશ. કોઈવાર વળી એકાએક 'મૂઓ:, મૂઓ'ના બોલથી મધરાતે જાગી જવાય ને ચાંદની રાતમાં ઊંચેરી ડાળીએ બેઠેલા ઘુવડને જોતાં કંપી ઉઠાય. ઉનાળામાં ભરબપોરે ક્યારેક એની ઘટામાંથી ટચ્ચ, ટચ્ચ અવાજ આવે. દાદાને આવી ઘટનાઓમાં બહુ રસ. ઝાડ નીચે લઈ જઈને છાનામાના ઊભા રાખી આંગળીથી ઝાડની ડાળમાં થોડી થોડી વારે ચાંચ મારતું લક્કડખોદ પંખી બતાવે. નાનપણમાં

કેટકેટલાં પંખીની આમ ઓળખ થયેલી! ત્રણ દિશામાં પાસે જ જંગલવાળા વતનમાં વૃક્ષોનો પાર નહિ, એટલે પંખીઓ પણ જાતજાતનાં જોવા મળે. આજે તો વતનમાંય વૃક્ષો કપાઈ ગયાં છે ને અહીં શહેરમાં તો સવારે કાગડાઓ જ જગાડે છે! ચિત્રોમાં, ચલચિત્રોમાં કે ટી.વી.માં વગડો ને વન્ય પશુપક્ષીઓ જોવા મળે છે ત્યારે ઘડીભર વતનના વગડામાં મનોમન પહોંચી જવાય છે ને એ ભયારણ્યનો રોમાંચ અનુભવાય છે.

હમણાં ગામ ગયો ત્યારે જોયું કે એકવારના અમારા ઘરના વાડાની એ આંબલી હજી હેમખેમ ઊભી છે, એવી ને એવી. માણસના જીવન જેવું આ વૃક્ષોનું જીવન જંગમ કે પરિવર્તનશીલ નહિ ને લાંબું પણ ઠીક ઠીક ખાસ્સું. હા, પછી કોઈ આસમાની થતાં એ ઊથલી પડે કે ભૂખ્યા માણસોની ભૂખનો ભોગ બની જડામૂળથી જાય તે જુદી વાત. હું નહીં હોઉં ત્યારે પણ આંબલી હશે, અહીં આમ જ ઊભેલી હશે એવા વિચારથી વિષાદની વિચિત્ર લાગણી થાય છે. ▭

## હમણાં જ તો–/ રતિલાલ 'અનિલ'

હમણાં જ તો ! કહીએ છીએ ત્યારે ઘણીવાર ભૂતકાળ વર્તમાન થઈ જાય છે. વીતેલાં વર્ષો વર્તમાનની ક્ષણે દોડી આવે છે. વચમાં કેટકેટલાંય હોય છે પણ તે સૌને સાથે લઈને નહીં, પડતાં મૂકીને. ભૂતકાળ 'હમણાં જ તો' થઈ જાય છે ત્યારે એ કેટલું બધું છોડી દઈને સાચવવા જેટલું જ થોડુંક લઈને વર્તમાને પહોંચી જાય છે. સ્મૃતિ કહે છે કે સંઘરવાનો સ્વભાવ ધરાવે છે ! ના, એ કેટલું બધું છોડી દેવા જેટલી ઉદાર છે ! એમાં સમાજે આપેલા માન-સન્માનનો બોજ પણ હોય ત્યાં જ પટકીને ક્યારેક બાળપણમાં રમેલા એ લખોટી લઈને ચાલ્યો આવે છે ! હજી હમણાં જ તો હું આ લખોટીએ રમતો હતો ! રસ્તામાં મળેલા હજારો માણસોના ચહેરાને જ્યાં ને ત્યાં જેમના તેમ રહેવા દઈ એકાદ ચહેરો સાવ પાસે આવી જાય છે ! હમણાં જ તો આમને મળ્યો હતો ! હમણાં જ જાણે છૂટાં પડ્યાં ! રસ્તામાં ભીડ છે એ કરતાં સ્મૃતિના માર્ગમાં વધારે ભીડ અને શોરબકોર છે. ભીડમાંથી માર્ગ કરવાનું, ગતિ કરવાનું કેટલું અઘરું હોય છે ! પણ સ્મૃતિ તો વર્ષો પહેલાંના સ્થાનેથી વચ્ચે આવતી ભીડ અને શોરબકોરને આશ્ચર્યજનક ગતિએ વટાવીને પાસે આવી જાય છે અને 'હમણાં જ તો' તારી સાથે હું હતી એમ કહેતી કોઈ ઘટના કે વ્યક્તિને હાજર કરી દે છે.

ના, સ્મૃતિ સંઘરાખોર નથી. ઘણી બધી ચીજોની વખાર જેવા

ઘરમાં ક્યારેક કોઈ ચીજ આપણે 'હજી હમણાં તો એ હતી' એવા આતુર ઉત્કટ ભાવે તેને ખોળીએ છીએ, તે મળતાં વાર થાય છે તેમતેમ આપણી અધીરાઈ વધતી જાય છે, પણ ભૂતકાળની ઘટના કે વ્યક્તિ કે પ્રસંગ-અવસર તરત હાજર થઈ જાય છે. ઘરમાં કોઈ ચીજ તો આપણે સગવડ માટે શોધીએ પણ બધી સગવડોની બાદબાકી કરીને કોઈ ભૂતકાલીનને હમણાં થતી જોઈને મુગ્ધ આશ્ચર્ય થાય છે. એ હમણાં થયેલા ભૂતકાલીનને પાસે રાખવાનો ભાવાવેશ ક્યારેક આપણા વ્યતીત બાળક, વ્યતીત યુવાનને જકડીને બેસાડી રાખે છે.

કોઈ કોઈ ચીજ કે વ્યક્તિને શોધે છે ત્યારે મે હમણાં જ તો એને જોઈ હતી-આટલી વારમાં ક્યાં ગુમ થઈ ગઈ-એવું આશ્ચર્ય વ્યક્ત કરવામાં આવે છે, પણ વીતેલા બાળપણ કે વીતેલા યૌવનને હજી હમણાં જ તો મેં એમને જોયાં હતાં-એ ક્યાં ગયાં! એવું કહેવાનું મન તો થાય છે, પણ મન સિવાય કોઈને કહી શકાતું નથી-પણ જીવનમાં કેટલીયે વાર એવું સ્વગત બોલી જવાય છે ખરું!

હમણાં જ એ મને મળીને ગયો' એવું કોઈ મિત્ર વિશે કહીએ પણ, મેં કંઈક જોયું ને વીતેલો હું આવી ગયો, 'હજી હમણાં જ એ મને મળીને ગયો !' એમ કહીએ તો કોઈ કહેશે, 'તમે કવિતા કરો છો ' પણ સાચું કહો, કોણે એવી કવિતાનો જીવનમાં એકથી વધારે વાર સાક્ષાત્કાર નથી કર્યો ? હા, એ સાક્ષાત્કાર વર્ણવીએ તો ઠાવકો ઠપકો મળે કે 'તમે વ્યવહારું થાવ !' પણ વ્યવહારના માર્ગોની અપાર ભીડ, ભારે શોરબકોર અને રૂકાવટોને ઠેકીને ભૂતકાળ હમણાં થવા માટે આવી પહોંચે છે ત્યારે હું છું ખરો !' એવું લાગ્યા વિના રહેતું નથી...'

'અલ્યા બટુક, તું આવડો મોટો થઈ ગયો! તેં તો ભારે ગજું કર્યું !' એમ કહેવાના અવસર તો સૌને જીવનમાં આવતા હશે. ગજું કર્યાનો આનંદ પણ વ્યક્ત કર્યો હશે પણ વર્ષોમાં, જીવનમાં, સમાજમાં, માનમરતબામાં આપણે ઘણુંબધું ગજું કર્યું હોય તો યે એવા કશા ગજાના બોજ વિનાનો ભૂતકાલીન હું, હમણાં થઈ જાય છે તેની

પ્રસન્નતા ભાર હોય છે. ઘણીવાર એ 'હું' તેં ગજું કેમ કર્યું? ભારેખમ કેમ થઈ ગયો? એના બોજ નીચે કેમ ઘરબાયો છે? છોડ એ બધું, હળવો ફૂલ થઈ જા—એવો સંકેત કરતો હોય છે. સ્મૃતિ ઘણીવાર આપણા ગજાને અડચણ આડખીલી અંતરાયરૂપે બતાવે છે અને મોટા ગજાને તો ન ઓળંગાય એવો પહાડ બતાવે છે! ગજું કરી ગયેલી બુદ્ધિ સામે હમણાં થયેલો ભૂતકાલીન મીઠી ફરિયાદ જ નથી કરતો. વિષાદ પણ કરે છે. 'હમણાં' થયેલો ભૂતકાલીન પ્રસન્નતા સાથે વિષાદ પણ લઈ આવે છે. પણ એ વિષાદ હોય છે દીપ્તિમાન!

'હજી હમણાં તો યાદ હતું!' એવું સ્વગત આશ્ચર્ય કોણે વ્યક્ત નહીં કર્યું હોય! સ્મૃતિપટે ધુમ્મસ ફેલાવી ડોકિયાં કરતો છતાં ન દેખાતો, આકારની આભા બતાવતો પણ આભામાં જ આકારને અસ્પષ્ટ રાખતો ભૂતકાલીન હું, ભૂતકાલીન તું, ભૂતકાલીન તે—કેવી રમણીય વ્યાકૂળતામાં ચંચળ બનાવી મૂકે છે? વર્ષોને એક જ છલાંગે વટાવીને એ સાવ આપણી સામે આવી જાય છે, પણ અસ્પષ્ટ રહીને ભારે કસોટી કરે છે....હમણાં જ એને ઓળખી કાઢીશ. હમણાં જ એને પામીશ—એવી ઉતાવળમાં આપણે એને મળવા—પામવાના મુહૂર્તને લંબાવીએ પણ ખરા, અને વ્યાકૂળતાની અનુભૂતિને વધારે જીવીએ પણ ખરા!

અહો, આ જગતમાં કેટકેટલું અને વળી કેટલું બધું છે! કેટલું યે તો યુગોયુગોથી છે, કેટલુંક ગઈકાલનું છે પણ તે યુગોનું આયુષ્ય પામે એવું છે. આ તોતીંગ શબ્દકોશો, જાતજાતની ડિરેક્ટરીઓ, નકશાઓ, આલબમો, માહિતીગ્રન્થો, અંકશાસ્ત્ર, ફૂટપટ્ટીઓ, તોલમાપનાં કાટલાં...પણ એમાંથી કેટલું અલ્પ આપણને માટે હમણાં કે આજ થઈ શકે એવું છે! ના, એમ કહો કે સ્મૃતિ કેટલી બધી અપરિગ્રહી છે. સુદામાના તાંદુલની પોટલી જેટલો જ સારબોજ એ રાખે છે, અને એ તાંદુલ જ કૃષ્ણ, કૃષ્ણની નગરી અને યમુનાનાં શીતળ જળ પ્રાપ્ત કરાવે છે.

વિરાટદર્શન કેવું ભયાનક હોય છે એ અર્જુને જોયુ ને આપણે જાણ્યું પણ સમજ્યા નહીં. તે ચિત્ત કોઈ કોઈવાર સમજાવે છે: અલ્પદર્શન જ, દર્શન છે! વિરાટદર્શન તો જીવતા આજને પણ મરેલા આજ રૂપે બતાવે છે, પણ અલ્પદર્શનની સંજીવની તો કહેવાતા મરેલા ભૂતકાલીનને પણ જીવન્ત કરીને આપણા ચિત્તને પણ ખરેખર જીવતી કરી મૂકે છે! હમણાં બની જતો કોઈ ભૂતકાળનો અવસર, ઘટના, સમ્બન્ધ, શબ્દ, સ્પર્શ. ઝબકારો, એ અલ્પદર્શન જ આત્મીય નીવડે છે. એટલે એ રમ્ય રમણીય પણ બને છે. ક્યારેક વિષાદ જેવું કશું યે રમ્ય આત્મીય નથી હોતું અને તે અલ્પદર્શન દ્વારા પમાય છે. 'હજી હમણાં જ તો...' આ શબ્દોમાં કોણ જાણે શીય સંજીવની છે કે માણસને જીવાડે એવું કેટલુંક જીવન્ત કરી મૂકે છે. આજ અને હમણાં તો સ્થૂળ છે, એ બાલીશ પણ હોય, એને પારપકવ થવા માટે સમય જોઈએ, સમય પાકયે એ અનાયાસ આપણા સમક્ષ હમણાં રૂપે હાજર થઈ જશે! જોયું એટલે શું? જોવું એટલે શું? હજી હમણાં જ તો કહીને હાજર થઈ જાય તે જોયું હતું અને એના અનાયાસ દર્શન કરવા તે જોવું. એ અલ્પનું દર્શન માણસ માટે ચિરંજીવ બને છે આજે જેઓ જીવે છે તેમને ય વાસ્તવમાં મરેલા બતાવે એ વિરાટદર્શન માણસને શા ખપનું? મૃતને યે જીવન્ત દર્શાવે અને જોનારને યે જીવન્ત બનાવી દે એ અલ્પદર્શન જ, જીવનનું દર્શન છે એ મેં હજી હમણાં જ અનુભવ્યું! ▭

પ્રસન્નતાના ભાર હોય છે ઘણીવાર એ 'હું' તેં ગજું કેમ કર્યું? ભારેખમ કેમ થઈ ગયો? એના બોજ નીચે કેમ ધરબાયો છે? છોડ એ બધું, હળવો ફૂલ થઈ જા—એવો સંકેત કરતો હોય છે. સ્મૃતિ ઘણીવાર આપણા ગજાને અડચણ આડખીલી અંતરાયરૂપે બતાવે છે અને મોટા ગજાને તો ન ઓળંગાય એવો પહાડ બતાવે છે! ગજું ફરી ગયેલી બુદ્ધિ સામે હમણાં થયેલો ભૂતકાલીન મીઠી ફરિયાદ જ નથી કરતો. વિષાદ પણ કરે છે. 'હમણાં' થયેલો ભૂતકાલીન પ્રસન્નતા સાથે વિષાદ પણ લઈ આવે છે. પણ એ વિષાદ હોય છે દીપ્તિમાન!

'હજી હમણાં તો યાદ હતું!' એવું સ્વગત આશ્ચર્ય કોણે વ્યક્ત નહીં કર્યું હોય! સ્મૃતિપટે ધુમ્મસ ફેલાવી ડોકિયાં કરતો છતાં ન દેખાતો, આકારની આભા બતાવતો પણ આભામાં જ આકારને અસ્પષ્ટ રાખતો ભૂતકાલીન હું, ભૂતકાલીન તું, ભૂતકાલીન તે—કેવી રમણીય વ્યાકૂળતામાં ચંચળ બનાવી મૂકે છે? વર્ષોને એક જ છલાંગે વટાવીને એ સાવ આપણી સામે આવી જાય છે, પણ અસ્પષ્ટ રહીને ભારે કસોટી કરે છે....હમણાં જ એને ઓળખી કાઢીશ. હમણાં જ એને પામીશ—એવી ઉતાવળમાં આપણે એને મળવા—પામવાના મુહૂર્તને લંબાવીએ પણ ખરા, અને વ્યાકૂળતાની અનુભૂતિને વધારે છીએ પણ ખરા!

અહો, આ જગતમાં કેટકેટલું અને વળી કેટલું બધું છે! કેટલું યે તો યુગોયુગોથી છે, કેટલુંક ગઈકાલનું છે પણ તે યુગોનું આયુષ્ય પામે એવું છે. આ તોતીંગ શબ્દકોશો. જાતજાતની ડિરેક્ટરીઓ, નકશાઓ, આલબમો, માહિતીગ્રન્થો, અંકશાસ્ત્ર, ફૂટપટીઓ. તોલમાપનાં કાટલાં...પણ એમાંથી કેટલું અલ્પ આપણને માટે હમણાં કે આજ થઈ શકે એવું છે! ના, એમ કહો કે સ્મૃતિ કેટલી બધી અપરિગ્રહી છે. સુદામાના તાંદુલની પોટલી જેટલો જ સારબોજ એ રાખે છે, અને એ તાંદુલ જ કૃષ્ણ, કૃષ્ણની નગરી અને યમુનાનાં શીતળ જળ પ્રાપ્ત કરાવે છે.

વિરાટદર્શન કેવું ભયાનક હોય છે એ અર્જુને જોયું ને આપણે જાણ્યું પણ સમજ્યા નહીં. તે ચિત્ત કોઈ કોઈવાર સમજાવે છે: અલ્પદર્શન જ, દર્શન છે! વિરાટદર્શન તો જીવતા આજને પણ મરેલા આજ રૂપે બતાવે છે, પણ અલ્પદર્શનની સંજીવની તો કહેવાતા મરેલા ભૂતકાલીનને પણ જીવન્ત કરીને આપણા ચિત્તને પણ ખરેખર જીવતી કરી મૂકે છે! હમણાં બની જતો કોઈ ભૂતકાળનો અવસર, ઘટના, સમ્બન્ધ, શબ્દ, સ્પર્શ ઝબકારો, એ અલ્પદર્શન જ આત્મીય નીવડે છે. એટલે એ રમ્ય રમણીય પણ બને છે. ક્યારેક વિષાદ જેવું કશુંયે રમ્ય આત્મીય નથી હોતું અને તે અલ્પદર્શન દ્વારા પમાય છે. 'હજી હમણાં જ તો...' આ શબ્દોમાં કોણ જાણે શીય સંજીવની છે કે માણસને જીવાડે એવું કેટલુંક જીવન્ત કરી મૂકે છે. આજ અને હમણાં તો સ્થૂળ છે, એ બાલીશ પણ હોય, એને પારપક્વ થવા માટે સમય જોઈએ, સમય પાકયે એ અનાયાસ આપણા સમક્ષ હમણાં રૂપે હાજર થઈ જશે! જોયું એટલે શું? જોવું એટલે શું! હજી હમણાં જ તો કહીને હાજર થઈ જાય તે જોયું હતું અને એના અનાયાસ દર્શન કરવા તે જોવું. એ અલ્પનું દર્શન માણસ માટે ચિરંજીવ બને છે આજે જેઓ જીવે છે તેમનેય વાસ્તવમાં મરેલા બતાવે એ વિરાટદર્શન માણસને શા ખપનું? મૃતનેયે જીવન્ત દર્શાવે અને જોનારનેયે જીવન્ત બનાવી દે એ અલ્પદર્શન જ, જીવનનું દર્શન છે એ મેં હજી હમણાં જ અનુભવ્યું!

## બે ગદ્યખણ્ડો / ફ્રાન્ઝ કાફ્કા

અંગ્રેજી અનુ. વિલા અને એડવિન મ્યૂર

ગુજ.. અનુ. વિજય શાસ્ત્રી

### સંકલ્પો

પોતાના ચિત્તને વિષાદમાંથી બહાર આણવાનું કામ, ભલે ઇચ્છા-શક્તિના બળે શક્ય બને, તો પણ સરળ હોવું જોઈએ. હું બળપૂર્વક ખુરસીમાંથી ઊઠું છું, સ્ટૂલ પર ગોઠવાઉં છું, માથા અને ગળાની કસરત કરું છું, આંખોમાં ચમક આણું છું, મારી પોતાની લાગણીઓ દમું છું અને શ્રીયુત્ અ–ને, તેઓ મને મળવા આવ્યા છે એમ માની લઈ ઉત્સાહપૂર્વક આવકારું છું. બ–ને સાલસતાપૂર્વક ખણ્ડમાં સહન કરું છું, ક જે કંઈ કહી સંભળાવે તે સાંભળી લઉં છું, ત્રાસજનક હોવા છતાં એની વાણીના કડવા ઘૂંટડા ગળે ઉતારી જાઉં છું.

આ બધાંની હું વ્યવસ્થા કરું છું છતાં એક ઊંધ–અને ઊંધને તો કોઈ ટાળી શકે જ નહિ–આ આખી પ્રક્રિયા અટકાવી દઈ શકે છે. સરળ અને દુઃખદ પ્રક્રિયા. અને મારે ફરીથી મારા વિષાદના વર્તુળમાં પૂરાઈ જવું પડે છે.

આથી, કદાચ શ્રેષ્ઠ ઉપાય દરેક વસ્તુ સાથે જાતને જોડતાં નિર્વેદતા કેળવવાનો છે. જાતને સુસ્ત અને પ્રતિકારહીન દ્રવ્યમાં રૂપાન્તરિત કરી દેવી. જો તમને એમ લાગે કે તમે કશાક આવેગમાં તણાઈ જાઓ છો તો તેવે વખતે સામેની વ્યક્તિ તરફ કો'ક પશુની હોય એવી શૂન્ય દૃષ્ટિથી જોવું. અનુચિત કાર્યના ભાનથી ઊપજતા ખેદને દૂર કરવો. ટૂંકમાં તમારા પોતાના જ હાથે તમારામાં જે સૂક્ષ્મ

સંવેદનશીલતા બચી ગઈ છે તેની ગરદન મરડી નાખવી એટલે કે કબરસ્તાનની અન્તિમ, ચિર શાન્તિનો વિસ્તાર કરી દેવો જેમાં કશું જ જીવન્ત ન બચી શકે.

આવી પરિસ્થિતિમાં એક લાક્ષણિક ચેષ્ટા તે તમારી ટચલી આંગળીને તમારી આંખની ભ્રમર પર ફેરવવાની છે.

[ 'Resolutions'નો અનુવાદ ]

## પર્વતો પર લટાર

'મને ખબર નથી' હું ચીખી ઊઠયો 'મને ખબર નથી.' જો કોઈ આવતું નથી તો કોઈ આવતું નથી. મેં કોઈને કશું નુકસાન પહોંચાડયું નથી, કોઈએ મને કશું નુકસાન પહોંચાડયું નથી. પણ કોઈ મને સહાયરૂપ થશે નહીં. 'કોઈ નહીં'ની આ ગાંસડી અલબત્ત મજાની છે–સામે પક્ષો આ 'કોઈ નહીં'ની ગાંસડી સાથે મને લટાર મારવું ગમશે, શા માટે નહીં ગમે? અલબત્ત, પર્વતો પર, બીજે કયાં? આ બધા હાથ પરસ્પરમાં ગૂંથાઈ જાય, આ અસંખ્ય પગલાંઓ પરસ્પરમાં ભળી જાય! એ લોકોએ સુન્દર પોશાક ધારણ કરેલા છે. અમે આનન્દપૂર્વક ગીત ગાતા જઈએ છીએ. પવન અમારી આરપાર થઈ વહે છે. અમારી ટોળી વચ્ચેના અવકાશને ભરી દે છે. અમે ગળું ફુલાવીને મુક્ત કણ્ઠે કશુંક લલકારીએ છીએ છતાં–

–છતાં કોઈ ગીતમાં અમે ખોવાઈ/વિખેરાઈ નથી જતા એ આશ્ચર્યકારક છે!

[ 'Excursion into the Mountains'નો અનુવાદ 'વેડીંગ પ્રેપરેશન્સ ઈન ધ કન્ટ્રી એન્ડ અધર સ્ટોરીઝ'–માંથી ]

## મનુષ્યજીવનની અર્થશૂન્યતા / લાભશંકર ઠાકર

વી આર ધ હોલો મેન
વી આર ધ સ્ટફ્ડ મેન (ટી. એસ. એલિયટ)

આપણે પોલા માણસો છીએ. આપણે સ્ટફ્ડ માણસો છીએ. તણખલાથી ભરેલી બુદ્ધિ સાથે પરસ્પર ઝૂકીને આપણે ગુસપુસ કરીએ છીએ ત્યારે આપણી વાણી કેવી હોય છે? સૂકા ઘાસમાંના પવન જેવી કે ફૂટેલાં કાચ પરના ઉંદરના પગ જેવી શાંત અને અર્થરહિત.

માણસ અંદરથી પોલો છે, ખાલીખમ છે. આવું તીવ્ર સંવેદન કંઈ કોઈ એક કવિનું નથી. અનેક સંવેદનશીલ કલાકારોનું હશે.

સેમ્યુઅલ બેકેટની નવલકથાનું એક પાત્ર (Molloy) શું અનુભવે છે? સંપૂર્ણ સેન્સિટિવ કાન સાથે શબ્દો સાંભળ્યા, અને બરાબર ચોખ્ખા સાંભળ્યા. એક કરતા વધારે વખત સાંભળ્યા. પણ તે સર્વ અર્થોથી મુક્ત માત્ર શુદ્ધ અવાજો રૂપે સાંભળ્યા. આથી, એ કહે છે કે વાતચીત એને માટે અકથ્ય પીડાદાયક બની રહેતી. પોતે બોલેલા શબ્દો પણ, બૌદ્ધિક પ્રયાસથી બોલેલા શબ્દો પણ, પોતાને કોઈ જંતુના ગણગણાટ (બઝિંગ) જેવા લાગતા.

માણસ પોલો છે. માણસની ભાષા અર્થરહિત, કોઈ જંતુના ગણગણાટ જેવી છે. આવા તીવ્ર સંવેદનના મૂળમાં શું છે?

'મિથ ઓફ સિસિફસ'ના નિબંધમાં કામૂએ કહ્યું છે તેમ મનુષ્યની

સર્વોપરિ જીજ્ઞાસા છે આત્મજ્ઞાનની. પોતાના આ વૈશ્વિક સંદર્ભ સાથેના અર્થને, પ્રયોજનને જાણવાની મનુષ્યમાં સહજ અને અદમ્ય જીજ્ઞાસા છે. પણ મનુષ્ય આજ લગી એ અર્થને પામી શકયો નથી. આથી પોતાનું અસ્તિત્વ એને અર્થરહિત (મિનિંગલેસ) લાગે છે. આ અર્થ-રહિત અસ્તિત્વને કારણે માણસ શૂન્યતાનો અનુભવ કરે છે. આ શૂન્યતા, ખાલિપો (વોઈડ) એ અનેક સંવેદનશીલ કલાકારોની તીવ્ર અનુભૂતિ છે. અંદરથી માણસની ચેતના શૂન્ય, પોલી છે.

માણસ આ શૂન્યતાને, પોલાણને વિવિધ પ્રયોજનોથી ભરીને સાર્થકયનો ભ્રાન્ત અનુભવ કરે છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષના ચતુર્વિધ પુરુષાર્થની પરિભાષામાં ઘણા જીવનનો અર્થ શોધે છે. મનુષ્યજીવનું અંતિમ પ્રયોજન 'મોક્ષ' છે. મોક્ષપ્રાપ્તિ માટે, પરલોકમાં આત્માનું કલ્યાણ થાય તે માટે ઈહલોકમાં માણસ જ્ઞાન–ભકિત–પાઠ–પૂજા–પારાયણ–યોગ–યજ્ઞ વગેરે વગેરેથી પોતાને 'સ્ટફ' કરે છે. પોલાણમાં આવું બધું ભરીને માણસ ભરાયાની ભ્રાન્તિ અનુભવે છે.

કેટલાક લોકો 'મુક્ત'ની રાજકીય–સામાજિક–આર્થિક પરિભાષાથી પોતાના 'અર્થરહિત અસ્તિત્વને અર્થ' આપીને જીવન પસાર કરે છે. દેશને મુક્ત કરવાના જીવનપ્રયોજનથી માણસ શહીદ પણ થઈ જાય છે. કુટુંબ–પ્રદેશ–રાષ્ટ્ર–ભાષા–જાતિના કલ્યાણમાં તદ્રુપ થનારા જે તે પ્રયોજની સિદ્ધિમાં જીવન સાર્થકય અનુભવે છે. આવા મનુષ્યોમાં સત્તાશોખ અને આત્મપ્રતિષ્ઠા (સેલ્ફ એસરશેન), જ્ઞાત કે અજ્ઞાત રીતે ભળેલા હોય છે. વડાપ્રધાન, મુખ્ય પ્રધાન, મુખ્ય શિક્ષક, મુખ્ય કોન્સ્ટેબલ, પ્રમુખ, ઉપપ્રમુખ, આ કે તે અકાદમીમાં અધ્યક્ષ કે ઉપાધ્યક્ષ થવાના નાના કે મોટા, અલ્પકાલીન કે દીર્ઘકાલીન પ્રયોજનથી માણસ પોતાના જીવનને અર્થ આપવાનો પ્રયત્ન કરે છે. આવા પોલિટિકલ યુનિટથી કોઈ ક્ષેત્ર મુક્ત નહીં હોય.

લક્ષાધિપતિ–કરોડપતિ બનવાનું લક્ષ્ય ... ના રેકોર્ડઝ

બ્રેક કરવાનું સ્વપ્ન અનુભવતા માણસો કે લાંબી કયૂમાં ઊભા રહી આજે જ ચઢેલી ફિલ્મ જોવા માટે થનગનતા સહુ કોઈ તત્ત્વતઃ અર્થરહિત જીવનને એ સમયમાં અર્થ આપીને પોતાના અર્થશૂન્ય જીવનને, પોલાણને ભરે છે.

અર્થશૂન્યતાનું સંવેદન એ મનુષ્ય પ્રાણીનું ભેદક લક્ષણ છે. આથી એ સતત શોધે છે અર્થને. એ જમીન ખોદે છે અને પાતાલમાં પ્રવેશે છે. એ સમુદ્રમાં તળિયે પહોંચે છે અને આકાશી ગ્રહોને અડી આવે છે. એ અતિસૂક્ષ્મ એટમના વાઈબ્રેશન્સ ગણે છે. એ માણસની અને પ્રાણીઓની સાયકોલોજી ફંફોસે છે. એ આ સૃષ્ટિ પરના સર્વ પ્રથમ આદિમ જીવની ઉત્પત્તિ ક્યારે અને કેવી રીતે થઈ તેની શોધ ચલાવે છે; કેમકે એને જાણવું છે કે પોતાની ઉત્પત્તિ શા માટે (વ્હાય) થઈ ? પોતે શું છે અને શા માટે છે તેની તીવ્ર જીજ્ઞાસા સાથે માણસ શૂન્યનો અર્થરહિતતાનો અનુભવ કરે છે. આથી માણસ જ્ઞાન–વિજ્ઞાન–કલા–ભૌતિક સંસ્કૃતિ–મૂલ્ય સંસ્કૃતિથી સતત પોતાને 'સ્ટફ' કરે છે.

વી આર ધ હોલો મેન.

વી આર ધ સ્ટફ્ડ મેન. ▭

## સાભાર સ્વીકાર

**પરોઢના ટહુકા** (સંસ્મરણો) લેખક : જયન્તી ઠાકોર પ્રકા. પોતે વિક્રેતા ચંદ્રમૌલિ પ્રકાશન, ૨૪૫, ઈન્દ્રકોટ, દોશીવાડાની પોળ, કાળુપુર, અમદાવાદ ૩૮૦૦૦૧, કિંમત રૂ. ચાળીસ

## સાહિત્યના વ્યાપક સન્દર્ભો / શિરીષ પંચાલ

સામાન્ય રીતે આપણે એમ માનીએ છીએ કે કળાકૃતિ સમકાલીન ભાવકોને વિક્ષુબ્ધ કરતી હોય છે—ઘણી વખત ભાવકો આવી વિક્ષુબ્ધતાને કારણે કળાકૃતિઓને સ્વીકારવા તૈયાર નથી થતા. પરંતુ સાહિત્યમાં, કળામાં પરંપરાની વિભાવના આત્મસાત્ કરનારા વિવેચકોની વાત જો સ્વીકારીશું તો કોઈપણ કૃતિ જોઈને ભાવક કરતાં અનેકગણી માત્રામાં કળાકાર વિક્ષુબ્ધ થતો હોય છે. જાણીતા કળાવિવેચક, સર્જક આન્દ્રે મેલરો જેવા માને છે કે કળાકાર પ્રકૃતિ જોઈને કશી રચના કરતો નથી પણ પુરોગામીઓની રચનાઓ જોઈને, અવસર મળે અને શક્તિ હોય તો એમને વટાવી જઈને વિકાસના માર્ગે આગળ વધવા તૈયાર થશે. એ જ્યારે પુરોગામીને જુએ છે, સાંભળે છે, વાંચે છે ત્યારે એ વિરોધ કરવા પણ તત્પર થાય છે, અથવા એની અપૂર્ણતાઓ એને પડકારે છે. બંનેના ભાવજગત જુદા હોવાને કારણે પણ આમ બની શકે. કેટલીક વખત આ મુદ્દો ન સમજાવાને કારણે પણ ઘણા ગૂંચવાડા થતા હોય છે. સાવ સામાન્ય દૃષ્ટાન્ત લઈએ. મોટા ભાગના ભાવકો, આધુનિક રચનાઓને સ્વીકારી શકતા નથી. એનાં કારણો તરીકે જાતજાતના તુક્કાઓ લડાવવામાં આવ્યા. એક અનુમાન એ કરવામાં આવ્યું કે અત્યાર સુધીની કળા કળા જ ન હતી, આધુનિક કળા જ સાચા અર્થમાં કળા બની, સામાન્ય જન તો અકળાથી જ ટેવાયેલો

વેચાવા માંડે, ઠેર ઠેર લોકો ટેપરેકોર્ડર વસાવતા થાય અને સંગીત સાંભળતા થાય એના પરથી પ્રજાનો કળામાં રસ વધ્યો છે એમ માની ન શકાય. ઊલટ જેમ જેમ આ વધતું જાય છે તેમ તેમ કળા અને આપણી વચ્ચે અંતર પણ વધતું જાય છે.

કળા અને આપણા સમાજ વચ્ચે પડેલા અન્તરનું એક કારણ જ્હોન ડ્યૂઈ આપતાં કહે છે (જુઓ 'ધ લાઈવ ક્રીચર' નામનો લેખ-ઉપર નિર્દેશેલ ગ્રંથમાં) કે કળાકૃતિઓ કળાકારથી સ્વતંત્ર બનવા માંડે, રોજિંદા અનુભવજગતથી અળગી પડવા માંડે એટલે તેની આસપાસ દીવાલ ઊભી થાય. કળાકૃતિઓમાં કળાત્મકતા હોય છે જ પણ આનો અર્થ એવો નથી કે જીવનમાં કળાત્મકતા હોતી જ નથી. જે જીવનની કળાત્મકતા પારખી ન શકે તે કળાની સુન્દરતા, સમર્થતાને પારખી નહીં શકવાનો. સામાન્ય માનવી એમ માને છે કે મ્યુઝિયમ, ગેલેરીમાં જ કળા તો સંભવી શકે. પણ મ્યુઝિયમ, ગેલેરીઓ ઊભાં થયાં કેવી રીતે? કળાકૃતિઓને એના સન્દર્ભોથી અલગ પાડી નાખીને એને મ્યુઝિયમમાં મૂકીએ છીએ. નેપોલિયને ચલાવેલી લૂંટમાંથી લુવ્રનું મ્યુઝિયમ ઊભું થયું છે. એકવાર આ સન્દર્ભ અલગ કરી નાખો એટલે પછી કળા અને જીવન, કળા અને સંસ્કૃતિ પરસ્પર ભિન્ન છે એટલું જ નહીં પરસ્પર વિરોધી છે એવી માન્યતાઓ સુદ્ધાં બંધાવા માંડે છે.

આવી ઘણી ભ્રામક માન્યતાઓ આપણા સંશોધનને અમુક પ્રકારના વર્તુળમાં પૂરી રાખે છે. સાહિત્યસંશોધનના ક્ષેત્રે કેટલાક નવા વિષયોનો વિચાર થવો જોઈએ. તુલનાત્મક અધ્યયનના જમાનામાં તો ખાસ. પ્રખ્યાત અમેરિકન વિવેચક માલ્કમ કાઉલીએ અમેરિકન લેખકોના કુટુમ્બજીવનની–સમાજજીવનની તપાસ કરતો લેખ લખ્યો. જેવી રીતે ત્રીસીના ગાળામાં રશિયન સામ્યવાદની અસર ગુજરાતી સાહિત્ય ઉપર પડી હતી તેવી જ રીતે અમેરિકન સાહિત્ય ઉપર પણ એનો પ્રભાવ પડયો હતો. અમેરિકન નવલકથાકાર જાણી જોઈને મેલાંઘેલાં કપડાં પહેરતો થયો, જાણી કરીને તેણે પ્રોલીટેરેઅટનાં લક્ષણો અપનાવ્યાં.

કોઈ આને પણ એક પ્રકારની દાંભિકતા તરીકે ઓળખાવી શકે. એ જે હોય તે, પરંતુ આને કારણે અમેરિકન સાહિત્યમાં આલેખાતો સમાજ પણ વિસ્તર્યો. ખાણિયાઓ, લીફ્ટમેન, લેથ કામદારો, પેટ્રોલ પંપના નોકરો, ઓઈલ ડીલરો વગેરે ભાતભાતના માનવીઓ ત્યાં દેખાવા માંડ્યા. પરિણામે અમેરિકન ભદ્ર વર્ગ આ સમાજના લોકો વિશે પણ વિચારવા માંડયો. બીજી બાજુએ દક્ષિણના લેખકોએ પોતાની આગવી વ્યક્તિતા ટકાવી રાખી, ત્યાં કુટુમ્બની વિભાવના વધુ દૃઢ હતી. વળી કુટુમ્બ પણ ભાતીગળ સમ્બન્ધોવાળું હતું, આ લેખકોના મિત્રો પણ ચોક્કસ વર્ગનું પ્રતિનિધિત્વ કરતા હતા. આમ લેખક વૈવિધ્યપૂર્ણ સમાજને ઓળખતો થયો–આત્મીયતાથી ઓળખતો થયો. આ વૈવિધ્યથી સમૃદ્ધિ આવે છે એમ નહીં પણ આ વૈવિધ્યે અમેરિકન નવલકથાની પીઠિકાને વિસ્તારી હતી એટલું તો ચોક્કસ.

આની પડછે આપણી ભૂમિકા મૂકી જોવા જેવી છે. આપણે હજુ સાહિત્ય અને સમાજશાસ્ત્ર વચ્ચેના પ્રશ્નોને તપાસ્યા નથી. એક સર્વેક્ષણ કરવા જેવું છે કે આપણા ગુજરાતી લેખકો કયા સમાજમાંથી આવે છે, તેમની આવકનાં સાધનો કયાં છે, તેમનું શિક્ષણ, મિત્રવર્તુળ કયા પ્રકારનું છે વગેરે વગેરે. અન્યત્ર છે તેમ સર્જનક્ષેત્રે પણ ઉપલા વર્ગોનું પ્રતિનિધિત્વ છે મોટા ભાગના ભારતીયો સ્થાયી વ્યવસાય વધુ પસંદ કરતા હોઈ આ વ્યાવસાયિક જીવનમાં વૈવિધ્ય નથી. લેખકો પણ કારીગર વર્ગમાંથી, ઉચ્ચ ટેકનિકલ વ્યવસાય જૂથમાંથી આવ્યા નથી. સમાજનો ઉપલો વર્ગ સામાન્ય રીતે નીચલી કક્ષાના વર્ગ પ્રત્યે અથવા તો અન્ય વ્યવસાય પ્રત્યે આત્મીયતાથી જોતો ન હોવાને કારણે એ ભાવજગત, સંવેદનાજગતનો સમ્બન્ધ કેળવી ન શકાયો. ત્રીસીના ગાળામાં ગમે તે કારણે પણ સામાજિક વિષમતા, અન્યાય, શોષણ વિશેની કૃતિઓ રચાઈ હતી, પણ પછી ધીમે ધીમે એ દિશાને સમૃદ્ધ કરવાને બદલે એને બંધ કરી દેવામાં આવી. સમસામયિક વિષયવસ્તુઓ લઈને પણ ઉત્તમ રચનાઓ થયાનાં દૃષ્ટાન્તો વિશ્વભરના સાહિત્યમાં જોવા મળે છે

પણ આપણો સર્જક એ દિશામાં ગયો નહી, જો જાય તો વિવેચક લાલબત્તી દેખાડતો ઊભો હતો. આવા સંજોગોમાં સમાજજીવન-સાંસ્કૃતિક જીવન સાથે સાહિત્યનો સમ્બન્ધ ધીમે ધીમે ઓછો થવા માંડયો. સાહિત્યમાં સ્થાનિક રંગો પ્રવેશે તો કશું ગંભીર પાપ થઈ ગયું છે એમ માનવામાં આવ્યું. 'ડબ્લીનસ'માં ડબ્લીન શહેર જીવંત બની ગયું તો એની પ્રશંસા આપણે કરીએ પણ આપણા સાહિત્યમાં એ પ્રકારનું નિરૂપણ આવકાર્ય ન લેખાયું. ભલે આવાં દુસ્સાહસો પાછળથી નબળાં પુરવાર થાય, એક વાર તો એ દિશામાં જવું જોઈએ.

## મધુરાય કૃત–ઈંટોના સાત રંગ
### કેટલાક મુદ્દાઓ / નીતિન મહેતા

કલાકાર વાસ્તવિકતાનું અર્થઘટન કરે છે અને કલાકારે વાર્તામાં નિરૂપેલા વાસ્તવજગતનું, પોતાના જ નિર્માણ કરેલા જગતનું અર્થઘટન ભાવક તરીકે આપણે, સમયના સંદર્ભમાં, કરીએ છીએ. Text તમારી સામે છે; મધુરાયે વાર્તા લખી, તે વાર્તા વાંચતાં તમે જ એને વાચને-વાચને જુદી જુદી રીતે રચતા જાવ છો. Textમાં બે સંદર્ભો જોઈ શકાય છે એક તો તેમાં નિરૂપાયેલા સમયનો સંદર્ભ અને બીજો, ભાવક જે સમયમાં તેનો આસ્વાદ કરે છે તે સમયનો સંદર્ભ. આથી જ વાર્તાની સંરચના (કોઈપણ કળાકૃતિની સંરચના) એક સાથે બે સમય-સંદર્ભોને જોડતી–તોડતી ચાલે છે.

ગુજરાતી સાહિત્યમાં એક જ પાત્રને કેન્દ્રમાં રાખી કવિતા–વાર્તાનાં ગુચ્છ લખાયાં છે. આ પાત્રો હવે તો લગભગ એક Myth રૂપે જાણીતાં છે. મધુરાયની 'કાન', 'છોડ', 'ઊંટ', 'વહાલનો દરિયો' કે 'ઈંટોના સાત રંગ' વાર્તામાં આવતું હરિયાનું પાત્ર; લાભશંકરની કેટલીક કવિતામાં આવતું લઘરાનું પાત્ર; સિતાંશુ યશશ્ચંદ્રનાં મગન વિશેના કાવ્યો, રમેશ પારેખનાં આલાખાચર વિષયક કાવ્યો અથવા તો સુરેશ જોષીની લાભશંકર જૂથની વાર્તાઓ આનાં ઉદાહરણો છે,

આ પાત્રો વ્યક્તિ નહીં પણ જાતિનું, સમૂહનુ પ્રતિનિધિત્વ કરે છે અને પોતાના સમયના વાસ્તવનું આલેખન કરે છે.

આ વાર્તામાં પણ 'હરિયો' વ્યક્તિ નથી રહેતો, પોતાની આગવી વૈયક્તિકતા સિદ્ધ કર્યા વિના, અનેક માણસોની જેમ તે જીવે છે, એને જે કંઈ છે તેમાં જીવવાની મજા આવે છે, કેમકે વ્યક્તિગત વિચારો કે નિજી સંવેદન દ્વારા પોતાની વૈયક્તિક મુદ્રા ઊભી કરવામાં તેને રસ જ નથી. 'Times of India'ના 'You Said it'ના Common man જેવો એ છે.

આ બધાં પાત્રો પોતાના સમયની અનિવાર્યતામાંથી પ્રગટેલાં છે. પોતાના સમયની વાસ્તવિકતાનું તેઓ પ્રતિનિધિત્વ કરે છે. આ માટે પોતાના સમયની ભાષા તેઓ શોધે છે, તે જ ભાષામાં વાત કરતાં પોતાના સમયના માણસને નિરૂપે છે

હવે વાર્તાની તપાસમાં ત્રણ અનિવાર્ય એવી વાત જોઈએ.

(૧) આ વાર્તાનો વિષય છે જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ. હરિયો, તેની જિન્દગીનું સુખ. ફ્રેંચ સાહેબ તથા હરિયાની વિવિધ દૃષ્ટિથી જગતને જોવાની રીત.

(૨) આ વિષયને રજૂ કરવા લેખકે સરળ કથનશૈલી, પરીકથાનાં તત્ત્વો અને રૂપકગ્રંથિ અને તે દ્વારા ભ્રમ અને વાસ્તવ જગતનાં વિવિધરૂપો નિરૂપ્યાં છે. શૈલીમાં સરળતા, કટાક્ષ, ચબરાકી તથા tragic-comic irony નિર્માણ કરવાનો પ્રયત્ન છે.

(૩) આ પ્રયુક્તિઓ દ્વારા વાર્તાકળા સિદ્ધ થઈ છે? અથવા તો ક્યાં ક્યાં તે સિદ્ધ નથી થઈ? શી મુશ્કેલીઓ છે? આ આગળ જોઈશું.

મધુરાયને તુચ્છ લાગતી ઘટનાઓમાં રસ છે. તેનું પણ મૂલ્ય આપણા જીવનમાં છે. તે પણ આપણા જીવનને ઘાટ આપી શકે છે. એકવિધતા, મોનોટોનીથી ઘણા માણસો જીવે છે. તેનું પણ મૂલ્ય ઓછું તો ન આંકી શકાય.

હરિયો સામાન્ય માણસનું પ્રતિનિધિત્વ કરે છે. તેની ઇચ્છાઓનું જગત ઈંટો દ્વારા સંપૂર્ણપણે સંતોષાય છે. આપણે જીવનને તેની સમગ્રતામાં જીવતા નથી, તેનું ખંડદર્શન કરીએ છીએ, અમુક નીતિનિયમો, આદર્શોના કોચલામાં પડ્યા રહીએ છીએ, આદર્શીકરણ કે અમુક વિચારનું જ વળગણ આપણને દુખી બનાવે છે. વ્યર્થતા ને અર્થમયતાનું સાચું મૂલ્ય જીવન જીવ્યા વિના ન જાણી શકાય.

હરિયો અર્થવત્તાનું પ્રતીક છે. જીવન જીવવામાં અને તેની નાની નાની તુચ્છ લાગતી ઘટનાઓમાં તેને રસ છે.

જ્યારે બીજી બાજુ ફ્રેંચ સાહેબ છે તે માને છે કે જગતની બધી જ ઈંટો ગણાઈ જાય તો જગતની બધી જ સમસ્યાઓનો અંત આવી જાય જ્યારે હરિયો ઈંટો ગણતાં ગણતાં જ પોતાની સમસ્યાઓને હલ કરે છે, જીવનને પાળે છે. ફ્રેંચ સાહેબ વિચારથી જીવે છે. હરિયો ક્રિયાથી જીવે છે. તુચ્છ, નાની ક્ષુદ્ર, વાતોનો તિરસ્કાર કરવાથી જીવન પળાતું નથી. ઈંટોના સાત રંગ સુખના સાત રંગ છે. ઈંટોથી પણ જીવન સભર, રસમય, આનંદમય બની શકે. જગતની સમસ્યાઓ ભલે ઈંટો ગણવાથી હલ ન થઈ પણ હરિયાની બધી જ મુશ્કેલીઓ તો દૂર થઈ.

અહીં પ્રશ્ન છે તમારી જીવન પ્રત્યેની દૃષ્ટિ કયા પ્રકારની છે? તમે જીવનને કઈ રીતે જૂઓ છો? તમારી જીવનને જોવાની દૃષ્ટિમાં જ જીવનનો અર્થ અને અનઅર્થ સમાયેલાં છે. જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિની એકબાજુથી આ વાર્તા છે. જીવન કેવું હોવું જોઈએ તેની આ વાર્તા નથી. જીવન કેવું છે તેની અહીં વાત છે. ભવિષ્યમાં નહીં પણ વર્તમાનમાં જીવતા હરિયાની આ વાત છે.

બૌદ્ધિકોને મન જે ક્ષુલ્લક કે તુચ્છ છે તે હરિયાને મન જીવનની મજા છે.

અલગ અલગ ઈંટો, તેના અલગ અલગ આકારો, તેનાં અલગ અલગ ૬૫ જાતના ફોર્મ ભરવાં, મકાનથી તે ભાગવત સપ્તાહ સુધી

રસપ્રદ છે. નાની-બારીક વિગતોનું આવતું Naturalistic વર્ણન વાર્તામાં સાભિપ્રાય આપવામાં આવ્યું છે. જીવનને આ રીતે જીવવું, નાની વિગતોમાં તપાવવું, તેનું નિરીક્ષણ કરવું, તેના વિશે કદી પ્રશ્નો ન પૂછવા જે છે તેનો સ્વાભાવિકતાથી સ્વીકાર કરવો તે હરિયાનું સત્ય છે.

ફ્રેંચ સાહેબ વિકલ્પના, 'જો'-'તો'ના જગતમાં જીવે છે. માટે તેનું જગત દ્વિધામય છે. હરિયો જે છે તે સ્વીકારે છે. ફ્રેંચ સાહેબને મન યક્ષપ્રશ્ન છે માનવીના પ્રશ્નોનો નિવેડો ક્યારે આવે ? માનવીના ઐહિક દુઃખોની તેને ચિંતા છે. માનવદયલ્લણની ભાવનાનું ભૂત તેને વળગેલું છે તેથી વ્યક્તિના સુખદુઃખો તે સાચા અર્થમાં નથી જોઈ શકતા. ઈંટો ગણવાથી જ પ્રશ્નોનો નીવેડો આવે તેવું પડળ તેની આંખે છે. તે હંમેશા સમૂહના દુઃખોનો વિચાર કરે છે. તેને સુખ મળે તે માટે સત પુરૂષોની જેમ પ્રિસ્ક્રીપશન આપે છે પણ તેને ખબર નથી કે દુઃખોના રોગની દવા ઈંટેની ગણતરીમાં નથી. જયારે હરિયાને મન જિન્દગીનું સુખ ઈંટોની ગણતરીમાં સમાઈ જાય છે. જયારે ઈંટો ગણાઈ ગયા પછી આ રોગ દૂર નથી થવાનો તેની પ્રતીતિ ફ્રેંચ સાહેબને થાય છે, સાહેબ જે ભાષામાં જિન્દગીને વાંચે છે તે જ ભાષામાં હરિયો જિન્દગીને વાંચતો નથી. અહીં કરૂણ ને હાસ્ય આ રીતે ઓતપ્રોત થાય છે. સાહેબને નિદાનમાં રસ છે, પણ જિન્દગીનું નિદાન નર્યા વિચાર, તરંગથી તો થતું નથી. વિચારથી, ચિંતનથી, બૌદ્ધિકતાથી જીવનાર વિભાવનાનું જગત રચી દે છે અને આ વિભાવના જ તેને માટે અંતરાયરૂપ બને છે. આથી જગતનું સાચું કે સમગ્ર દર્શન ફ્રેંચ સાહેબ કરી શકતા નથી. જીવનની પ્રત્યક્ષતા, જીવનનો સહજ સ્વીકાર અને જગત તરફ સ્વાભાવિકતાથી વહેવું તે હરિયાનું સત્ય છે. એકની પાસે વિચાર છે. બીજા પાસે જીવન છે. એકની પાસે વિભાવના, પરોક્ષતા છે. બીજા પાસે પ્રત્યક્ષતા

છે, આદેશનું અનુકરણ છે. આમ હરિયા ને સાહેબની ભિન્ન વિચારધારા તેનાં ભિન્ન વ્યક્તિત્વો નિર્માણ કરે છે.

હરિયાને જગતના પ્રશ્નો કરતાં પોતાના પ્રશ્નોમાં વધારે રસ છે. કોઈ પણ વસ્તુને તે ફિલોસોફીના વાઘા પહેરાવતો નથી. હરિયો ઠોઠ છે, સાહેબ જ્ઞાની છે. હરિયો વાસ્તવને વાસ્તવરૂપે એક જ પરિમાણથી જુએ છે, હરિયો one dimentional man છે જ્યારે ફ્રેંચ સાહેબ વાસ્તવને ભ્રમ રૂપે જુએ છે. હરિયાને મન વાસ્તવ એજ અસ્તિત્વ છે ફ્રેંચ સાહેબને મન જે જે જગતની સમસ્યાઓ છે તે હરિયાને મન નથી તેને મન જગત મજા રૂપ છે. હરિયાને જગતની સામે, જાતની સામે કોઈ પ્રશ્ન જ નથી તેને તે ગમે છે, 'મઝા આવે છે.' એક તરફ સંકુલ વાસ્તવ છે તો બીજી બાજુ સહજ રીતે જીવનના વાસ્તવનો સ્વીકાર છે. હરિયાને કોઈ આશંકા, અશ્રદ્ધા કે જગત તરફથી કોઈ અપેક્ષા નથી. આ રીતે સંકુલતા અને સહજતાની મથામણ વાર્તામાં છે. ગૂંગળામણ, સંકુલતા, અને અસંગતિનું પ્રતીક ફ્રેંચ સાહેબ છે. 'ઈંટ' હરિયાના જીવનને ભરી દે છે, એજ 'ઈંટ' સાહેબને માટે નિરાશા, નિષ્ફળતાનું પ્રતીક બની રહે છે. તેને મન ઈંટ ગણાયા પછી પણ જગતના પ્રશ્નો તો એના એજ રહે છે જ્યારે હરિયો તો ઈંટો ગણતાં ગણતાં જ જીવનના ઈષ્ટ રંગો પ્રાપ્ત કરે છે. ઈંટ ગણવાની પ્રક્રિયામાં જ તેના જીવનની ઈતિ છે. Metaphysical angvish અને absurdityની વાર્તા આ અર્થમાં. અસ્તિત્વની અર્થમયતા ને અર્થહીનતા આપણી દૃષ્ટિ પર અવલંબે છે તેનું સૂચન કર્યા વિના વારંવાર વાર્તામાં કહેવાયું છે. જગત એક ભાષા છે તમે એને કઈ રીતે વાંચો છો ? હરિયો જે જૂએ છે તે ફ્રેંચ સાહેબ નથી જોઈ શકતા, એકવિધતાનું પણ આ જગતમાં આગવું મૂલ્ય છે. નરી વ્યક્તિમતા, આધ્યાત્મિક પ્રશ્નોની ખોજ દ્વારા જગતના પ્રશ્નોનો નીવેડો લાવવાનો પ્રયત્ન એક વ્યક્તિ પૂરતો કદાચ મર્યાદિત બની રહે છે–જે વ્યર્થ છે. વાર્તામાં ફ્રેંચ સાહેબ સતત એકલા છે જ્યારે હરિયો

સદા સમૂહની જોડે જ છે.

આ વાસ્તવજગતમાં સંપૂર્ણ આદર્શજગત આકાશના તારાઓ જેટલું દૂર છે. આદર્શ જગતની ભાષા બોલનારો એક વર્ગ સમાજમાં હયાતી ધરાવે છે. જ્યાં દુઃખ ન હોય, સમસ્યાઓ ન હોય, તેથી આમ થાય તો તેમ થાયની ભાષા બોલનારા પણ આ જગતમાં છે. જ્યારે સામાન્ય માણસને તેવા આદર્શોમાં રસ નથી. સામાન્ય માનવીના સ્તરથી ઊંચે રહી જે સામાન્ય માનવીની સમસ્યાઓ હલ કરવા નીકળે છે તે સામાન્ય માનવીને સમજી શકતો નથી તે તેનાથી ફ્રેંચ સાહેબ જેટલો જ દૂર રહે છે. ફ્રેંચ સાહેબ પેરિસમાં છે. આમ હરિયો ને ફ્રેંચ સાહેબ બંને એકબીજાથી દૂર છે, જુદા છે. ફ્રેંચ સાહેબને જીવાતી જિન્દગી સાથે પ્રત્યક્ષ સમ્બન્ધ જ નથી તો સામાન્ય માનવીના સવાલો કેવી રીતે ઉકેલી શકે? અંતે ફ્રેંચ સાહેબની આંખમાં ચમક આવે છે, તેને અભિજ્ઞાન થાય છે કે જગતની કોઈ પ્રવૃત્તિ નિરર્થક નથી, જીવન સાથેની ઓતપ્રોતતા જે પ્રવૃત્તિ ટકાવી રાખે તે પ્રવૃત્તિ પણ મહત્ત્વની છે. આ 'ચમક'માં અભિજ્ઞાન છે. આ વાસ્તવનો કદાચ સ્વીકાર છે. પ્રશ્ન છે પણ કોના ભોગે?

અહીં બીજું અર્થઘટન પણ શક્ય છે. લેખકે રૂપકગ્રંથિની પ્રયુક્તિ સ્વીકારી છે માટે ફ્રેંચ સાહેબ સરમુખત્યારશાહીનું પ્રતીક છે. એક વ્યક્તિના તરંગને કોઈ પ્રશ્ન જ કરતું નથી. આખું ટોળું ફ્રેંચ સાહેબના આદેશને ઘેંટાની જેમ અનુસરે છે. વાર્તામાં આવતી ૬૫ જાતના ફોર્મની વિગતો, એકસરખી થેલીઓ, તેના પર આભલાં પણ એકસરખાં, દરેકના સરખા જ યુનિફોર્મ, માથાથી પગ સુધીનો એક સરખો પોષાક-આની વિગતો તપાસતાં ફ્રેંચ સાહેબનો તરંગ જ પ્રતિષ્ઠિત થાય છે. ફ્રેંચ સાહેબને ખબર છે આ અર્થહીન છે છતાં એક વ્યક્તિ માટે જે અર્થહીન છે તેનું અર્થમય મૂલ્ય હરિયા જેવી અનેક વ્યક્તિઓને છે. પોતાની Futilityમાંથી જન્મેલો આ ભયંકર વિચાર છે—અને તેનો ભોગ નાના માણસો બને છે, જે કોઈ પણ પ્રકારના પ્રશ્ન વિના

જ ફ્રેંચ સાહેબના તરંગને સ્વીકારે છે. કારણ ફ્રેંચ સાહેબ પાસે સત્તા છે. માણસોને જેમ બને તેમ વાપરવાની સાહ્યબી છે, શોખ છે. આ રીતે એકનો અર્થહીન તરંગ બીજાની જિન્દગીનું Mission બની જાય છે.

વિભાવનાઓ માણસને બાંધે છે, વિચાર માણસને એકવાને બાંધે ત્યાં સુધી વાંધો નથી પણ એ માણસ પોતાના વિચારથી બીજાને બાંધવા જાય, બીજા તેને અનુરૂપ રહી જીવે તેવું ઈચ્છે ત્યારે જરૂર પ્રશ્ન થાય. ધર્મગુરુઓ, શાસકો વગેરે જ્યારે આ કામ કરે ત્યારે હરિયા જેવા તેનો ભોગ બને પણ વાર્તાને અંતે આવતો ફ્રેંચ સાહેબનો પશ્ચાત્તાપ આ અર્થઘટનને થંભાવી દે છે, તેની યોગ્યતા વિશે પણ પ્રશ્નો જન્માવે છે. તેના પશ્ચાત્તાપમાં પ્રમાણિકતા કેટલી છે? તે તો આત્મહત્યા કરી પોતાના જીવનમાંથી મુક્તિ મેળવી શકે પણ સમય સમૂહનું શું? તેઓ પ્રશ્ન આપણને થાય.

આગળ જોયું તે પ્રમાણે આ વાર્તામાં રૂપકગ્રંથિની પ્રયુક્તિનો આશરો લેવાયો છે. હરિયામાં 'વિસ્મય' છે, કૂતુહલ છે તે દર્શાવવા ઝીણામાં ઝીણી વિગતોનાં વર્ણનો વાર્તામાં આવે છે. ઈંટોના વિવિધ આકારો, અલગ અલગ જગ્યાઓમાં તેના ઉપયોગો વગેરે દર્શાવાયું છે. આમ graphic naturalistic details અને physical details વાર્તામાં ભરપૂર છે. કથનશૈલીમાં સરળતા છે, વર્ણનાત્મકતા છે, કટાક્ષ છે. ભાષાસ્ખલનો તથા ભાષારમતોનો આશ્રય પોતાના વક્તવ્યને કળાત્મકતા આપવા વાર્તાકારે લીધો છે. હરિયાની શિશુસહજ મુગ્ધતા, તેના જગતના સ્વીકારની વાત ત્રીજા પુરુષ એકવચનમાં સર્વજ્ઞની અદાથી વાર્તાકાર કહે છે. હરિયાને કોઈ system સામે વિરોધ નથી. પરીકથાની નિર્વ્યાજ સરળતા શૈલી દ્વારા હરિયાના કથનમાં પણ નિરૂપાઈ છે.

રૂપકગ્રંથિમાં Motife (મોટિફ) સ્પષ્ટ છે. હરિયો તરત જ સંવાદ સાધી શકે છે. વાક્યોની રચના સરળ છે. બોલચાલની સ્વાભાવિક લઢણો, લહેકાઓ આ માટે પ્રયોજાયા છે. ઈંટોની વિગતો ને જીવનની

વિગતો સમકક્ષ ચાલે છે. મહાદેવના મંદિરથી ભાગવત સપ્તાહ સુધી પહોંચતી વિગતોની બારીકાઈ સ્વાભાવિક ક્રમમાં વાર્તામાં આવી છે. બધાના પહેરવેશ સરખા, હરિયા જેવા જ બધા માણસોનાં વર્ણનો સરખાં છે. ત્યાં એક પ્રકારની Sur-real-એક સાથે અનેક Visionsની વાત કરવાની શૈલી પ્રયોજાઈ છે. હરિયો સરળ છે, શૈલીની સંરચના દ્વારા હરિયાના અસ્તિત્વની સંરચના પામી શકાય છે, તેમાં સહજતા, સરળતા, મુગ્ધતા, અને સર્વના સ્વીકારનો ધ્વનિ છે.

ફ્રેંચ સાહેબના વ્યક્તિત્વ જેવી જ સંકુલ તેની શૈલી છે. અંતિમ તેનું લાપણુ આ સંદર્ભમાં જોઈ શકાય. ફ્રેંચ સાહેબ બધાથી દૂર છે. 'એફિલ ટાવર' જુદાપણાનું પ્રતીક છે, વળી તે ઈંટોનો બનેલો નથી. સાહેબની જીવન પ્રત્યેની અપ્રસક્તતા આ રીતે સૂચવાઈ છે. હરિયાને 'હોવા'માં રસ છે, સાહેબને 'હશે'માં. સાહેબની ભાષા વિકલ્પની જ્યારે હરિયાની ભાષા શુદ્ધ અડકી શકાય તેવા વર્તમાનની છે, તે બાવન વર્ષે લાપસી જમે છે, બાવનની અંદર જે છે તેમાં જ હરિયાને રસ છે. જ્યારે સાહેબને બાવન બહાર જે છે તેમાં રસ છે. જગતની બધી જ ઈંટો ગણાઈ જાય તો જગતની બધી જ સમસ્યાઓ હલ થઈ જાય તેવું સાહેબનું સ્વપ્ન છે. Science fictionમાં આવતી ભાષા પણ અહીં જોઈ શકાય છે. સાહેબની ભાષા બે જગતને સાંધવા મથે છે, તારાની ચમકની વાત સાહેબના જગતને વર્ણવે છે.

રૂપકગ્રંથિ (એલેગરિ) હોવાને કારણે એક બાજુથી જેમ અર્થઘટનોની શક્યતા વધે તેમ સમીકરણોને કારણે યાંત્રિકતા પણ આવે વાર્તાના અંતિમ વાક્યમાં વાર્તા તેનું વજન ગુમાવે છે, વ્યંજનાતત્ત્વ ગુમાવે છે. વાર્તાનો અંત બોલકો છે. ચોટ સાધવાના ઉત્સાહમાં વાર્તા ખુલ્લી થઈ જાય છે. ફ્રેંચ સાહેબની છેલ્લી લાગણી વર્ણવતી ભાષા, હરિયાનું ઊભા થઈ જવાબ આપવો—આ અંતની ચમત્કૃતિ ભાવકની સમજશક્તિ પ્રત્યે વાર્તાકારની શંકા વ્યક્ત કરે છે. આ સંદર્ભમાં સુરેશ જોષી કૃત 'લોહનગર' તથા ઘનશ્યામ દેસાઈની 'ટોળું' વાર્તા

જોવી જોઈએ. જ્યાં વાતોના અંતે અર્થઘટનોની શક્યતાઓ વિસ્તરે છે.

જ્યારે અંતે હરિયો જે ભાષણ આપે છે અને કહે છે 'એફિલ ટાવર ક્યાં ઈંટોનો બનેલો છે' આ વધારે પડતું બોલકું છે. જીવનને જાણ્યા વિના, તેનો સ્વીકાર કર્યો વિના તેની સમસ્યાઓનો નીવેડો લાવવો વ્યર્થ છે. તમે જીવનને તેની સહજતામાં જીવો તો તમારા જીવનમાં પણ ઈંટોના, સુખના, સાત રંગ આવી શકે. આ બોલકું છે. આ જગતને અસંગત માનીએ તો છે, ન માનીયે તો નથી. ફ્રેંચ સાહેબના અંતિમ કથનમાં સચ્ચાઈ છે એવું માનીએ તો અર્થઘટનની એક શક્યતા ઓછી થાય. સરમુખત્યાર આવો પશ્ચાત્તાપ કરે ? એ genuine છે ? સરમુખત્યારની વાત વાર્તાની સંરચનામાંથી પ્રગટ થતી નથી. રાજકીય અર્થઘટનની શક્યતા પણ વાર્તાના અંતે રહેવા દીધી નથી. અને Who is he to prescribe the medicine to cure this world? you have this reality આ વાત સ્પષ્ટતાથી કહેવાઈ છે. વ્યંજનાનો વિસ્તાર વાર્તામાં સ્વાતો નથી. આની સામે 'ટોળુ' વાર્તા મૂકી જોતાં વાત વધારે સ્પષ્ટ થશે. રૂપક-ગ્રંથિની આ નબળાઈને કારણે રચનારીતિની બીજી શક્યતાઓ કામયાબ નીવડતી નથી. ભાષાની પ્રગટતા તે જ ભાષાની મર્યાદા બની જાય છે તેથી ધ્વનિ વિસ્તરવાની શક્યતાઓ ગાણિતિક સમીકરણથી આગળ વધી શકતી નથી. એટલે આ textના અર્થવલણો આમ સમીકરણની સીમામાં બદ્ધ રહે છે. Lionel Abelનું એક કથન 'Language and Myth' નામના લેખમાં તે Albert Cook ટાંકે છે તે અહીં યાદ આવે છે. 'In reality there are more meanings then beings. Allegory offers a statement in which the number of beings made to equal the number of meanings. Whereupon the natural surplus of meanings hauntingly invades our sense of the allegory.



વિગતો સમકક્ષ ચાલે છે. મહાદેવના મંદિરથી ભાગવત સપ્તાહ સુધી પહોંચતી વિગતોની બારીકાઈ સ્વાભાવિક ક્રમમાં વાર્તામાં આવી છે. બધાના પહેરવેશ સરખા, હરિયા જેવા જ બધા માણસોનાં વર્ણનો સરખાં છે. ત્યાં એક પ્રકારની Sur–real–એક સાથે અનેક Visionsની વાત કરવાની શૈલી પ્રયોજાઈ છે. હરિયો સરળ છે, શૈલીની સંરચના દ્વારા હરિયાના અસ્તિત્વની સંરચના પામી શકાય છે, તેમાં સહજતા, સરળતા, મુગ્ધતા, અને સર્વના સ્વીકારનો ધ્વનિ છે.

ફ્રેંચ સાહેબના વ્યક્તિત્વ જેવી જ સંકુલ તેની શૈલી છે. અંતિમ તેનું ભાષણ આ સંદર્ભમાં જોઈ શકાય. ફ્રેંચ સાહેબ બધાથી દૂર છે. 'એફિલ ટાવર' જુદાપણાનું પ્રતીક છે, વળી તે ઈંટોનો બનેલો નથી. સાહેબની જીવન પ્રત્યેની અપ્રસક્તતા આ રીતે સૂચવાઈ છે. હરિયાને 'હોવા'માં રસ છે, સાહેબને 'હશે'માં. સાહેબની ભાષા વિકલ્પની જ્યારે હરિયાની ભાષા શુદ્ધ અડકી શકાય તેવા વર્તમાનની છે, તે બાવન વર્ષે લાપસી જમે છે, બાવનની અંદર જે છે તેમાં જ હરિયાને રસ છે. જ્યારે સાહેબને બાવન બહાર જે છે તેમાં રસ છે. જગતની બધી જ ઈંટો ગણાઈ જાય તો જગતની બધી જ સમસ્યાઓ હલ થઈ જાય તેવું સાહેબનું સ્વપ્ન છે. Science fictionમાં આવતી ભાષા પણ અહીં જોઈ શકાય છે. સાહેબની ભાષા એ જગતને સાંત્વવા મથે છે, તારાની ચમકની વાત સાહેબના જગતને વર્ણવે છે.

રૂપકગ્રંથિ (એલેગરિ) હોવાને કારણે એક બાજુથી જેમ અર્થઘટનોની શક્યતા વધે તેમ સમીકરણોને કારણે યાંત્રિકતા પણ આવે વાર્તાના અંતિમ વાક્યમાં વાર્તા તેનું વજન ગુમાવે છે, વ્યંજનાતત્ત્વ ગુમાવે છે. વાર્તાનો અંત બોલકો છે. ચોટ સાધવાના ઉત્સાહમાં વાર્તા ખુલ્લી થઈ જાય છે. ફ્રેંચ સાહેબની છેલ્લી લાગણી વર્ણવતી ભાષા, હરિયાનું ઊભા થઈ જવાબ આપવો–આ અંતની ચમત્કૃતિ ભાવકની સમજશક્તિ પ્રત્યે વાર્તાકારની શંકા વ્યક્ત કરે છે. આ સંદર્ભમાં સુરેશ જોષી કૃત 'લોહનગર' તથા ઘનશ્યામ દેસાઈની 'ટોળુ' વાર્તા

જોવી જોઈએ. જ્યાં વાર્તાના અંતે અર્થઘટનોની શક્યતાઓ વિસ્તરે છે.

જ્યારે અંતે હરિયો જે ભાષણ આપે છે અને કહે છે 'એફિલ ટાવર ક્યાં ઈંટોનો બનેલો છે' આ વધારે પડતું બોલકું છે. જીવનને જાણ્યા વિના, તેનો સ્વીકાર કર્યા વિના તેની સમસ્યાઓનો નીવેડો લાવવો વ્યર્થ છે. તમે જીવનને તેની સહજતામાં જીવો તો તમારા જીવનમાં પણ ઈંટોના, સુખના, સાત રંગ આવી શકે. આ બોલકું છે. આ જગતને અસંગત માનીએ તો છે, ન માનીએ તો નથી. ફ્રેંચ સાહેબના અંતિમ કથનમાં સચ્ચાઈ છે એવું માનીએ તો અર્થઘટનની એક શક્યતા ઓછી થાય. સરમુખત્યાર આવો પશ્ચાત્તાપ કરે ? એ genuine છે ? સરમુખત્યારની વાત વાર્તાની સંરચનામાંથી પ્રગટ થતી નથી. રાજકીય અર્થઘટનની શક્યતા પણ વાર્તાના અંતે રહેવા દીધી નથી. અને Who is he to prescribe the medicine to cure this world? you have this reality આ વાત સ્પષ્ટતાથી કહેવાઈ છે. વ્યંજનાનો વિસ્તાર વાર્તામાં રચાતો નથી. આની સામે 'ટોળું' વાર્તા મૂકી જોતાં વાત વધારે સ્પષ્ટ થશે. રૂપક-ગ્રંથિની આ નબળાઈને કારણે રચનારીતિની બીજી શક્યતાઓ કામયાબ નીવડતી નથી. ભાષાની પ્રગટતા તે જ ભાષાની મર્યાદા બની જાય છે તેથી ધ્વનિ વિસ્તરવાની શક્યતાઓ ગાણિતિક સમીકરણથી આગળ વધી શકતી નથી. એટલે આ textના અર્થવલણો આમ સમીકરણની સીમામાં બદ્ધ રહે છે. Lionel Abelનું એક કથન 'Language and Myth' નામના લેખમાં તે Albert Cook ટાંકે છે તે અહીં યાદ આવે છે. 'In reality there are more meanings then beings. Allegory offers a statement in which the number of beings made to equal the number of meanings. Whereupon the natural surplus of meanings hauntingly invades our sense of the allegory.

# સાહિત્ય અકાદમીના પુરસ્કાર વિશે

સ્નેહીશ્રી અનિલ,

'કંકાવટી', એપ્રિલ ૧૯૮૫માં ભારતીય સાહિત્ય અકાદમી એવૉર્ડ અંગેની તમારી નોંધ વાંચીને આ લખવા પ્રેરાયો છું. મારે ખાસ કરીને થોડી માહિતી આપવાની છે.

શ્રી યશવંત દોશીએ અકાદમીના એવૉર્ડ અંગે જાણે પહેલી વાર લખ્યું હોય એવો તમારો ખ્યાલ છે. એ વાત સાચી નથી. અનંતરાય રાવળના 'તારતમ્ય'ને પારિતોષિક મળ્યું ત્યારે એમણે એની ટીકા કરતી નોંધ લખેલી એવું મારું સ્મરણ છે આ સિવાય પણ એમણે અકાદમીની પુરસ્કારની નીતિરીતિ વિશે ઊહાપોહ કરેલો છે.

તમારી નોંધમાં તમે એવી માગણી કરી છે કે પુરસ્કાર માટે ભલામણ કરનારા સલાહકારોનાં નામ જાહેર કરવાં જોઈએ. પણ ૧૯૮૧થી અકાદમીએ ત્રણ વ્યક્તિઓની જે છેલ્લી સમિતિ હોય છે તેનાં નામ, પુરસ્કાર જાહેર થયા પછી, પ્રગટ કરવાનું સ્વીકાર્યું છે. પણ આ માહિતી આપણા સામયિકો–વર્તમાનપત્રો સુધી પહોંચે છે કે નહીં તે હું જાણતો નથી. આ વખતની છેવટની નિર્ણાયક સમિતિમાં શ્રી ગુલાબદાસ બ્રોકર, ડૉ. રમેશ શુક્લ અને ડૉ. ભોળાભાઈ પટેલ હતા.

છેલ્લી ત્રણ જણની નિર્ણાયક સમિતિ સામૂહિક રીતે નહીં પણ વ્યક્તિગત રીતે કામ કરે છે, એટલે એમને પણ એકબીજાનાં નામો

જણાવવામાં આવતાં નથી એવો મારો ખ્યાલ છે. પણ આ છેલ્લી સમિતિમાં એક સભ્ય સામાન્ય રીતે અકાદમીની જે-તે ભાષાની એડવાઈઝરી બોર્ડના કન્વિનર હોય છે જે સાહિત્ય અકાદમીની એક્ઝિક્યુટિવ બોર્ડના પણ સભ્ય હોય છે (જેમકે આ વખતે ગુજરાતી ભાષા માટે ગુલાબદાસ બ્રોકર). નિર્ણાયકોનાં નામ એક્ઝિક્યુટિવ બોર્ડમાં નક્કી થતાં હશે એવી મારી ધારણા છે. તેથી છેલ્લી સમિતિના એક સભ્ય તો બાકીના બે સભ્યોનાં નામ જાણતા હોય એમ બને. એ સિવાય પણ નામો હંમેશાં ખાનગી રહી શકતાં હશે એમ કહેવું મુશ્કેલ છે

આ જાતની વ્યક્તિગત ખાનગી અભિપ્રાયની પદ્ધતિ જ યોગ્ય છે એમ કહેવું મુશ્કેલ છે. સમિતિએ સામૂહિક નિર્ણય આપવાનો હોય તો વિચારવિમર્શ થઈ શકે છે. એ લાભકારક બને, તેમ એ પદ્ધતિનો દુરુપયોગ પણ થઈ શકે.

આપણે ત્યાં ગુજરાતી સાહિત્યપરિષદ વગેરે કેટલીક સંસ્થાઓનાં પારિતોષિકો સમિતિના સામુહિક અભિપ્રાયથી જ નક્કી થાય છે. એન પરિણામો વધારે અસંતોષકારક હોવાની છાપ પડી નથી. વિવાદાસ્પદ તો થોડાં બન્યાં જ હશે.

ભારતીય સાહિત્ય અકાદમીએ પોતાની અત્યારની પદ્ધતિ, કેટલાક અનુભવોને અંતે ને થયેલી ટીકાઓને સંદર્ભે, વિકસાવેલી છે. સાહિત્ય અકાદમીનો ત્રણ દશકાનો રસપ્રદ ઈતિહાસ આલેખતા પુસ્તક 'Three Decades' (D. S. Rao, 1985)માં એની જાણવા જેવી નોંધ છે. અત્યારે જે પદ્ધતિ અસ્તિત્વમાં છે એ ત્રણ તબક્કાની છે. સાહિત્ય અકાદમી કોઈ નિષ્ણાત સૂચિકાર પાસે ત્રણ વર્ષનાં નોંધપાત્ર પુસ્તકોનું જેને એ ground-list કહે છે એ તૈયાર કરાવે છે. (આ યાદી પૂરતી સંતોષકારક નથી હોતી, કેટલીક વાર એમાં ભૂલો પણ હોય છે.) એ ગ્રાઉન્ડ-લિસ્ટ જે-તે ભાષાની એડવાઈઝરી બોર્ડના, દશેય સભ્યો અને બીજા કેટલ લેખકો ને અભ્યાસીઓને મોકલવામાં આવે છે. અને તેમને આ યા

અથવા બહારથી પણ પાંચ પુસ્તકો સૂચવવાનું કહેવામાં આવે છે. આ પ્રમાણે આવેલાં બધાં જ ગ્રંથનામો ભેગાં કરીને ફરીને આ બધી વ્યક્તિઓને મોકલવામાં આવે છે અને એમને કોઈ એક જ પુસ્તક સૂચવવાનું કહેવામાં આવે છે. આ રીતે જે નામો આવ્યાં હોય તે પુસ્તકો ખરીદીને ત્રણ વ્યક્તિની બનેલી છેલ્લી નિર્ણાયક સમિતિને મોકલવામાં આવે છે અને તેમનો વ્યક્તિગત અભિપ્રાય માગવામાં આવે છે. આ છેલ્લી નિર્ણાયક સમિતિને એમને આપવામાં આવેલ પુસ્તકો-માંથી જ પસંદગી કરવાની હશે એવું લાગે છે. એમાંથી બે વ્યક્તિના અભિપ્રાય સરખા પડે તો કોઈ પ્રશ્ન રહેતો નથી, પણ ત્રણે વ્યક્તિના અભિપ્રાય જુદા પડે તો અકાદમીની એક્ઝિક્યુટિવ બોર્ડ લેખકના સમગ્ર પ્રદાનનેલક્ષમાં રાખીને નિર્ણય લેતી હશે એવું જણાય છે.

દેખીતી રીતે જ, અનેક ભાષાઓનાં પુસ્તકોને પુરસ્કાર આપનારી સંસ્થાએ ઊભી કરેલી આ એક સારી વ્યવહારુ ગોઠવણ છે. સમજણ એવી છે કે સાહિત્યના ૨૦–૨૫ માણસો (એટલી સંખ્યા ઓછામાં ઓછી થતી હશે એમ હું માનું છું) પાસેથી જે પસંદગી આવે તેમાં જે–તે ભાષાના ખરેખરા મહત્ત્વના ગ્રંથો તો સમાવેશ પામે જ. અકાદમી પસંદગીઓ માગે છે ત્યારે એવું જણાવે છે કે તમે આ ત્રણ વર્ષનાં ગાળાનાં બધાં પુસ્તકો વાંચ્યા હોય એવી અપેક્ષા નથી, તમારું જે કંઈ વાંચન હોય તેને આધારે તમે નોંધપાત્ર પુસ્તકોની યાદી આપશો. શ્રી શિરીષ પંચાલે અકાદમીની આ જાતની સૂચના સામે વાંધો લીધો છે, પણ મને એ સૂચના, અકાદમીએ જે પદ્ધતિ અપનાવી છે એમાં તદ્દન વ્યવહારુ લાગે છે. નોંધપાત્ર પુસ્તક ૨૦–૨૫ માણસોમાંથી કોઈએ ન જોયું હોય એમ તો કેમ માની શકાય? અને બધાં પુસ્તકો વાંચવાની આટલા બધા માણસો પાસે અપેક્ષા કેમ રાખી શકાય?

આ પદ્ધતિમાં પહેલા બે તબક્કા કેટલે અંશે કામયાબ નીવડતા હશે એ કહેવું મુશ્કેલ છે. એમાં ઘણા સામાન્ય પુસ્તકો સૂચવાયેલાં હોય જ છે પણ અગત્યનાં બધાં પુસ્તકોની નોંધ આવી જતી હોય

એવું બને. છેવટે આ પદ્ધતિમાં છેલ્લી ત્રણ વ્યક્તિની નિર્ણાયક સમિતિ જ મહત્ત્વની બને છે. એ સમિતિને એમની પાસે આવેલા ગ્રંથોની મર્યાદામાં જ ન રહેવાનું હોય તો છેલ્લી ચાળણીમાં કોઈ મહત્ત્વનું પુસ્તક છટકી ગયું હોય તેને એ ધ્યાનમાં લઈ શકે, પણ બીજી બાજુથી એ કોઈ નકામા પુસ્તકને દાખલ પણ કરી શકે.

છેવટે બધી પદ્ધતિઓ ખામીભરેલી નજરે પડે છે ને માણસ ઉપર જ જવાબદારીનો સઘળો ભાર આવે છે, અને માણસનાં દૃષ્ટિભેદો તેમ નબળાઈ–સબળાઈઓ પણ હોવાનાં જ. એટલે નિર્ણયો ઓછેવત્તે અંશે વિવાદાસ્પદ બનવાના જ.

તો આનો ઉપાય શો ? નિર્ણયોની બૌદ્ધિક, આવેશરહિત ચર્ચા થતી રહે એ જ ઉપાય છે. જે નિર્ણય અયોગ્ય લાગ્યો હોય તેના વિકલ્પો પણ અભ્યાસપૂર્વક દર્શાવવા જોઈએ. આ જાતની જાગૃતિ એક જાતની હવા ઊભી કરે છે જેમાં કેવળ રાગદ્વેષથી થતાં નિર્ણયો પર અંકુશ આવે છે. આપણે ત્યાં ખામી છે તે આ પ્રકારની સ્વસ્થ જાગૃતિની. માત્ર ઉકળાટથી ઝાઝો અર્થ સરતો નથી, અભ્યાસનું બળ પ્રગટવું જોઈએ.

પુરસ્કારોમાં આપણે ત્યાં વડીલોનાં સંમાનનું દૃષ્ટિબિંદુ પ્રવેશ્યા વિના રહેતું નથી એ સાચી વાત છે. પણ અકાદમી તો વ્યક્તિની નહીં પુસ્તકની જ ભલામણ માગે છે. જૂના કેટલાક અનુભવો પછી અકાદમી આ બાબતમાં વધારે સ્પષ્ટ પણ થઈ છે. પણ કોઈ વડીલના પુસ્તકને પુરસ્કાર મળે એટલા ખાતર જ વિરોધ કેમ કરાય ? ચર્ચા પુસ્તકકેન્દ્રી જ થવી જોઈએ. આ દૃષ્ટિએ જ અમુક લેખકને આજ સુધી પુરસ્કાર કેમ મળ્યો નથી એ પ્રશ્ન પણ કેટલો પ્રસ્તુત છે એ વિચારવા જેવું છે. નિયત સમયગાળામાં જે પુસ્તકને પુરસ્કાર આપવામાં આવ્યો છે તે યોગ્ય છે કે નહીં તે જ વિચારવું જોઈએ. એક સમયગાળામાં પુરસ્કારપાત્ર પુસ્તકોની સંખ્યા વધારે હોય તો પણ એક જ પુસ્તકને પુરસ્કાર આપી શકાય એ સ્પષ્ટ છે. સમયગાળાના નિયમનને કારણે અનુચિતવ્યા

પરિણામો આવવાની શક્યતા છે. આવા લેખકોને પુરસ્કારવાની રણજિતરામ સુવર્ણચન્દ્રક જેવી વ્યવસ્થા આપણી પાસે છે જ, જેમાં સમયગાળાનું કોઈ બંધન નથી હોતું. અમુક લેખક રહી ગયાનો ભાવ જ કેટલીક વાર ખોટા નિર્ણયો લેવા પ્રેરે છે.

વિવેચનના ગ્રંથો અકાદમીના પુરસ્કારોમાં વધુ પડતો ભાગ લઈ ગયા છે એ ફરિયાદ સાચી જ છે. ઉત્તમ વિવેચનગ્રંથને પારિતોષિક ન મળે તેમ નહીં, પણ ઘણા ખોટા ગ્રંથોને પારિતોષિક મળ્યા છે. આમાં વડીલો પ્રત્યેના આદરનો ભાવ કામ કરી ગયો હશે. છેલ્લાં થોડાં વર્ષોથી સર્જનાત્મક સાહિત્ય તરફ વધુ લક્ષ ગયું હતું, જોકે એમાંયે વિવાદાસ્પદ નિર્ણયો તો થયા જ છે.

આપણા સાહિત્ય સામયિકો દર વર્ષે પુરસ્કાર અંગે સ્વસ્થ અભ્યાસીઓ પાસેથી સુચિંતિત પ્રતિભાવો મેળવવાની પ્રથા ન પાડી શકે? જો કે કેટલા અભ્યાસીઓ વિવાદમાં ઘસડાવાનું પસંદ કરે એ પ્રશ્ન છે.

જયંત કોઠારી

તા. ૨૮-૪-૧૯૮૫

## નિવાસી સાહિત્યકારો સામેના પડકારો / અલગારી

વિદેશોમાં ફરજિયાત વસતા સાહિત્યકારો સામે પડકાર છે. તેઓ જુએ છે કે મારા એકની સામે મારા દેશની સરકાર તો છે જ, વિદેશોમાં એના હત્યારા એજન્ટો પણ છે. આમ તો એમને પોતાની ઈચ્છનો જ સામનો કરવાનો હોય છે–કારણકે એ ઈચ્છાએ જ એમને નિર્વાસિત અને જાણીતા અજાણ્યા બનાવી મૂકયા હોય છે. પ્રચાર માધ્યમો એમને ખપતી ચીજ રૂપે સ્વીકારે છે. કારણ કે સાહિત્યકારની ઈચ્છા કરતાં પોતાની ધંધાદારી ઈચ્છાને સફળ બનાવવાની એમને પહેલી જરૂર છે. એ પ્રચાર માધ્યમો નિર્વાસિત સાહિત્યકારને પોતાની રીતે જાહેરમાં એવી રીતે ઉછાળે છે કે દેશની સરકાર પોતાની આબરૂની આંટ જાળવવા નિર્વાસિત સાહિત્યકાર સામે વધારે ઝુરાંટી થાય છે. આશ્રય આપનાર સરકાર સાથેના સમ્બન્ધો બગાડવા પણ ઉતાવળી થઈ જાય છે. નિર્વાસિત સાહિત્યકારો સામેના પડકારો વધતા જ જાય છે. એ કારણે જ તેઓ વધારે ઉન્મેષ જાગ્રત અવસ્થામાં પ્રગટ કરવાના એકમાત્ર કામ તરીકે એને સ્વીકારે છે. ભાવકો એમને હોટલ રેસ્ટોરાં અને નિવાસે મળવા લાગે છે, તો આ લેખક દેશમાંથી હદપાર થયો છે કે પોતે જ ચાલ્યો આવ્યો છે માટે પ્રચાર માધ્યમોના પ્રતિનિધિઓ એમને શોધે છે–પણ એ જાણીતો લેખક પોતા [illegible]ાર્ય ચાલ્યા કરે એ માટે અજાણ્યા રહેવા માટે એકાંત છે. એમનો પ્રકાશક જ એમનું રહેઠાણ કે ખાન

જાણે છે. એવા નિર્વાસિત લેખકના તાજા પ્રકાશનની ચર્ચા તરત શરૂ થઈ જાય છે, માતૃભૂમિની સરકારને વધારે ઝાંઝે ભરાવાનો જુસ્સો ચઢે છે.

નિર્વાસિત સાહિત્યકારો સામે પડકારો છે એટલે એમનું સર્જનકાર્ય ચાલુ રહે છે તે કળાપૂર્ણ હોય તો યે હેતુપૂર્ણ હોય છે.

આપણે એમ ન માનવું જોઈએ કે આપણા આવાસી સાહિત્યકારો સામે કોઈ પડકાર જ નથી. એમની સામે તો કેવળ પડકારો જ પડકારો છે! નિર્વાસિત સાહિત્યકારને સરકારવિરોધી થવાનો પડકાર છે તો નિવાસી સાહિત્યકારને એગમાર્કના સાહિત્યકાર થવાનો પડકાર છે. તેના પેટાભાગો રૂપે અનેક પડકારો એમાં સમાયેલા હોય છે. ધંધો કરનારને ધંધા ઉપરાન્ત સર્જન કરવાનું છે અને શિક્ષણના ધંધાને સહાયક સાહિત્યિક ઉદ્યોગ કરવાનો છે અને એમાં તો કેવળ પડકારો જ પડકારો અને સ્પર્ધા, બસ સ્પર્ધા જ હોય છે. ડૉ. સુરેશ હ. જોષી નિર્વાસિત સાહિત્યકાર મિલાન કુંડેરાને, એના સર્જનને સંભારશે પણ આપણા ઉદ્યોગી નિવાસી સાહિત્યકાર અને એના સર્જન સામે જુએ તે પહેલાં કોઈ બીજા નિર્વાસિતનું તાજું પુસ્તક એમની સામે આવી જાય છે. નિવાસી સાહિત્યકાર સામે એ પણ એક પડકાર છે! વિશ્વમાં કહેવાતું ઉત્તમ સમકાલીન સાહિત્ય સર્જાય-વિવેચાય એ પણ નિવાસી સાહિત્યકાર માટે સંરક્ષણનીતિ અને અભેદ્ય કવચ રચવાનો પડકાર છે! સાહિત્ય પરિષદ પણ એગમાર્ક આપે છે, સાહિત્ય અકાદમી સાહિત્યસભાઓ અને યુનિવર્સિટી પણ એગમાર્ક, આપવાના પરવાના ધરાવે છે. નિર્વાસિત સાહિત્યકારો સામે માતૃભૂમિમાં સત્તાવારપણે અનએપ્રુવ્ડ થવાનો પડકાર છે, તો નિવાસી સાહિત્યકાર સામે એપ્રુવ્ડ થવાનો વધારે જટિલ પડકાર છે. છોડવાનું સહેલું છે પણ માન્યતા મેળવવાનું વધારે અઘરું, જટિલ અને કૌટિલ્યનીતિ આત્મસાત કરવા જેવું અઘરું છે. પ્રકાશકો, યુનિ-વર્સિટીના ચાલકો, મંજૂરીની મહોરદ મારનારા મહોરદારો (પારસી ભાષા અહીં અસ્થાને છે!) એ ફેંકેલા પડકારો ઝીલીને એમને જીતવાના છે, એગમાર્ક મળ્યા પછીયે એમની સામે પડકારો, બસ પડકારો જ

હોય છે! ઘરઆંગણે તો ઘણું બધું મળ્યું પણ રાષ્ટ્રીય સ્તરે શું? રાષ્ટ્રભાષામાં કશાકનો અનુવાદ કરાવીને રાષ્ટ્રીય લેખક થવાનું છે એ માટે કોઈ રાજ્યના એગમાર્કવાળા રાષ્ટ્રીય અનુવાદક જ નહી, રાષ્ટ્રીય પ્રકાશકને પણ શોધવાનો છે. એવા એગમાર્કવાળા રાષ્ટ્રીય સાહિત્યકારો સાથે મૈત્રી બાંધવાની જ નહીં, નિભાવવાની છે: એ માટેના ઉપચાર રૂપે મહેમાન વક્તારૂપે એમને જ્યાં ત્યાં નોતરાં મળે, પોતાને તેમાં પ્રમુખ તરીકે નહીં તો યે ઘરના યજમાન રૂપે હાજર રહેવાનું હોય–કેટકેટલા પડકારો નિવાસી સાહિત્યકારો સામે હોય છે! એગમાર્ક મળ્યા પછી યે પોતાની પ્રતિનિધિ રચનાઓનો સંગ્રહ કરવાનો એટલું જ નહીં, પોતે ખૂબ લોકપ્રિય છે એ પુરવાર કરવા માટે શાળાસમિતિઓ દ્વારા બારોબાર સ્કૂલોમાં પાંચ પાંચ નકલો પહોંચી જાય. કોઇ શાળા આદિવાસી વિસ્તારમાં આવી હોય અને એનું પુસ્તકાલય બજેટ આખું કે અડધું સ્વાહા થઈ જાય! પછી નવી આવૃત્તિ કરવાનું વળી ત્રીજી આવૃત્તિ કરવાનું ને ઓછામાં ઓછા વંચાતા સાહિત્યપ્રકારના વધારેમાં વધારે ખપેલા (ખપાવાયેલાં નહીં!) પુસ્તકના લોકપ્રિય સાહિત્યકાર રૂપે પુરવાર થવાનું હોય છે. જીવો અને જીવવા દો, સાથે હું જીવીશ તો જ તમે દીર્ઘાયુષી થવાના છો–એવો સંકેત પણ સહપાન્થોને કરવાનો રહે છે!

જાણીતા રહેવા માટે સંસ્થાઓ રચવાનો, હોય તેમાં બેસવાનો, છાપાં–સામયિકોના કાર્યવાહક તંત્રીઓ સાથે ઘરોબો કેળવવાનો, યુનિવર્સિટીઓમાં ક્યાં ક્યાં પ્રભાવક મિત્રો છે–એવા અનેક પડકારોનું ધ્યાન રાખીને એ પડકારો ટાઢા પરાક્રમે છતાં પૂર્ણ શૌર્યથી અહિંસક શૈલીએ ઝીલવાના રહે છે. નિવાસી સાહિત્યકાર તેના આવાસમાં માત્ર લખવાના ટેબલ પાસે રહે છે–બાકીનો આખો નિવાસ પડકારોથી ભરેલો હોય છે!

પોતાના મહોત્સવ ઉજવવામાં સક્રિય પ્રેરણા આપે એવા જૈફ સાહિત્યકારોના પ્રતિષ્ઠા ઉત્સવ યોજવામાં કારણભૂત હોવાનો નહીં તો દેખાવાનો પડકાર ઝીલવાનો! એ અંગે અભ્યાસ ન થયો હોય તો યે શુભેચ્છાની અહોભાવયુક્ત વાણી સંપાદન કરવાનો પડકાર પણ ખરો જ!

જાણે છે. એવા નિર્વાસિત લેખકના તાજા પ્રકાશનની ચર્ચા તરત શરૂ થઈ જાય છે, માતૃભૂમિની સરકારને વધારે ઝાંઝે ભગવાનો જુસ્સો ચઢે છે.

નિર્વાસિત સાહિત્યકારો સામે પડકારો છે એટલે એમનું સર્જનકાર્ય ચાલુ રહે છે તે કળાપૂર્ણ હોય તો યે હેતુપૂર્ણ હોય છે.

આપણે એમ ન માનવું જોઈએ કે આપણા આવાસી સાહિત્યકારો સામે કોઈ પડકાર જ નથી. એમની સામે તો કેવળ પડકારો જ પડકારો છે! નિર્વાસિત સાહિત્યકારને સરકારવિરોધી થવાનો પડકાર છે તો નિવાસી સાહિત્યકારને એગમાર્કના સાહિત્યકાર થવાનો પડકાર છે. તેના પેટાભાગો રૂપે અનેક પડકારો એમાં સમાયેલા હોય છે. ધંધો કરનારને ધંધા ઉપરાન્ત સર્જન કરવાનું છે અને શિક્ષણના ધંધાને સહાયક સાહિત્યિક ઉદ્યોગ કરવાનો છે અને એમાં તો કેવળ પડકારો જ પડકારો અને સ્પર્ધા, બસ સ્પર્ધા જ હોય છે. ડૉ. સુરેશ હ. જોષી નિર્વાસિત સાહિત્યકાર મિલાનકુંડેરાને, એના સર્જનને સંભારશે પણ આપણા ઉદ્યોગી નિવાસી સાહિત્યકાર અને એના સર્જન સામે જુએ તે પહેલાં કોઈ બીજા નિર્વાસિતનું તાજું પુસ્તક એમની સામે આવી જાય છે. નિવાસી સાહિત્યકાર સામે એ પણ એક પડકાર છે! વિશ્વમાં કહેવાતું ઉત્તમ સમકાલીન સાહિત્ય સર્જાય-વિવેચાય એ પણ નિવાસી સાહિત્યકાર માટે સંરક્ષણનીતિ અને અભેદ્ય કવચ રચવાનો પડકાર છે! સાહિત્ય પરિષદ પણ એગમાર્ક આપે છે, સાહિત્ય અકાદમી સાહિત્યસભાઓ અને યુનિવર્સિટી પણ એગમાર્ક, આપવાના પરવાના ધરાવે છે. નિર્વાસિત સાહિત્યકારો સામે માતૃભૂમિમાં સત્તાવારપણે અનએગ્રુવ્ડ થવાનો પડકાર છે, તો નિવાસી સાહિત્યકાર સામે એગ્રુવ્ડ થવાનો વધારે જટિલ પડકાર છે. છોડવાનું સહેલું છે પણ માન્યતા મેળવવાનું વધારે અઘરું, જટિલ અને કૌટિલ્યનીતિ આત્મસાત કરવા જેવું અઘરું છે. પ્રકાશકો, યુનિવર્સિટીના ચાલકો, મંજૂરીની મહોરદ મારનારા મહોરદારો (પારસી ભાષા અહીં અસ્થાને છે!) એ ફેંકેલા પડકારો ઝીલીને એમને જીતવાના છે, એગમાર્ક મળ્યા પછીયે એમની સામે પડકારો, બસ પડકારો જ

હોય છે! ઘરઆંગણે તો ઘણું બધું મળ્યું પણ રાષ્ટ્રીય સ્તરે શું? રાષ્ટ્રભાષામાં કશાકનો અનુવાદ કરાવીને રાષ્ટ્રીય લેખક થવાનું છે એ માટે કોઈ રાજ્યના એગમાર્કવાળા રાષ્ટ્રીય અનુવાદક જ નહીં, રાષ્ટ્રીય પ્રકાશકને પણ શોધવાનો છે. એવા એગમાર્કવાળા રાષ્ટ્રીય સાહિત્યકારો સાથે મૈત્રી બાંધવાની જ નહીં, નિભાવવાની છે: એ માટેના ઉપચાર રૂપે મહેમાન વક્તારૂપે એમને જયાં ત્યાં નોતરાં મળે, પોતાને તેમાં પ્રમુખ તરીકે નહીં તો યે ઘરના યજમાન રૂપે હાજર રહેવાનું હોય– કેટકેટલા પડકારો નિવાસી સાહિત્યકારો સામે હોય છે! એગમાર્ક મળ્યા પછી યે પોતાની પ્રતિનિધિ રચનાઓનો સંગ્રહ કરવાનો એટલું જ નહીં, પોતે ખૂબ લોકપ્રિય છે એ પુરવાર કરવા માટે શાળાસમિતિઓ દ્વારા બારોબાર સ્કૂલોમાં પાંચ પાંચ નકલો પહોંચી જાય. કોઇ શાળા આદિવાસી વિસ્તારમાં આવી હોય અને એનું પુસ્તકાલય બજેટ આખું કે અડધું સ્વાહા થઈ જાય! પછી નવી આવૃત્તિ કરવાનું વળી ત્રીજી આવૃત્તિ કરવાનું ને ઓછામાં ઓછા વંચાતા સાહિત્યપ્રકારના વધારેમાં વધારે ખપેલા (ખપાવાયેલાં નહીં!) પુસ્તકના લોકપ્રિય સાહિત્યકાર રૂપે પુરવાર થવાનું હોય છે. જીવો અને જીવવા દો, સાથે હું જીવીશ તો જ તમે દીર્ઘાયુષી થવાના છો–એવો સંકેત પણ સહપાન્થોને કરવાનો રહે છે!

જાણીતા રહેવા માટે સંસ્થાઓ રચવાનો, હોય તેમાં બેસવાનો, છાપાં–સામયિકોના કાર્યવાહક તંત્રીઓ સાથે ઘરોબો કેળવવાનો, યુનિવર્સિટીઓમાં કયાં કયાં પ્રભાવક મિત્રો છે–એવા અનેક પડકારોનું ધ્યાન રાખીને એ પડકારો ટાઢા પરાક્રમે છતાં પૂર્ણ શૌર્યથી અહિંસક શૈલીએ ઝીલવાના રહે છે. નિવાસી સાહિત્યકાર તેના આવાસમાં માત્ર લખવાના ટેબલ પાસે રહે છે–બાકીનો આખો નિવાસ પડકારોથી ભરેલો હોય છે!

પોતાના મહોત્સવ ઉજવવામાં સક્રિય પ્રેરણા આપે એવા જૈફ સાહિત્યકારોના પ્રતિષ્ઠા ઉત્સવ યોજવામાં કારણભૂત હોવાનો નહીં તો દેખાવાનો પડકાર ઝીલવાનો! એ અંગે અભ્યાસ ન થયો હોય તો યે શુભેચ્છાની અહોભાવયુક્ત વાણી સંપાદન કરવાનો પડકાર પણ ખરો–

સમગ્ર સાહિત્ય પ્રગટ કરાવ્યા વિના નિવાસી સાહિત્યકાર સર્વોચ્ચ કે શિખર રૂપે સ્વીકાર્ય થતો નથી એ આપદધર્મી પડકારનો યે સામનો કરવાનો હોય છે. ધર્માદા ટ્રસ્ટોના સંચાલકોમાં મિત્રો હોય તો એ પડકારને પહોંચી વળવાનું અંકે કરી શકાય એ કારણે ત્યાં, યુનિવર્સિટી-ઓના અધિકાર મંડળોમાં પોતાના મિત્ર કે શિષ્ય હોય એવો સુપ્રબન્ધ પણ કરવાનો પડકાર ઊભો જ હોય છે.

વિદેશોમાં બીજાના જોખમે અને હિસાબે વારંવાર જવાનું થાય એ માટેની અનુકૂળ યુનિવર્સિટી જોગવાઈઓનો અભ્યાસ કરી, સમ્બન્ધની સાંકળ રચી ત્યાં જવાના ટાણે પોતાની રચનાઓના અંગ્રેજી અનુવાદ પોતે જ કરી, પોતે જ છપાવી પ્રવાસમાં સાથે લઈ વગદાર જાણીતા સુકીર્તિત પ્રતિનિધિઓનો સપ્રેમ પહોંચાડી મંજૂરીની અપેક્ષાએ રજુ થવાનો પડકાર પણ હોય છે !

સાહિત્યિક, શૈક્ષણિક જ નહીં, ક્યારેક રાષ્ટ્રીય પ્રશ્ન પર પણ ઠાવકું ઠરેલું શાંતિવાદીને શોભે એવું બોલવાનો પડકાર પણ પોતાને શોભે એ રીતે ઝીલવાનો હોય છે ! અનેકવિધ સમિતિના સભ્ય થવાનો પડકાર તો ખરો જ ! અથવા એમાં બેઠા હોય તે 'પોતાના માણસ' હોય એવો સુ-પ્રબન્ધ કરવાનો પડકાર પણ, કોઈ પણ યોધ્ધાને હંફાવે એવો હોય છે-કારણકે એ ક્ષેત્ર યોધ્ધાઓની અક્ષોહિણી સેના ઝૂઝમતી હોય છે.

નિર્વાસિત સાહિત્યકાર કરતાં અહીં આવાસી એગમાર્કી સાહિત્યકાર હોવાનો પડકાર વિવિધ પ્રકારના અનેકાનેક પરાક્રમો માંગી લે છે. નિર્વાસિત સાહિત્યકારોને નહીં તો તેમની કૃતિઓનો સતત પ્રકાશ વાંચકો સુધી લઇ જનારા સમાન્તર સરકાર જેવા તુલનાત્મક અભ્યાસનું જોખમ ઊભું કરી ધરદીવડાઓને ઝાંખા બતાવવાનો આડકતરો ઉદ્યમ કરે છે તેમને પણ અનેક રીતે, અનેક ક્ષેત્રે પહોંચી વળવાનો પડકારભર્યો પુરુષાર્થ કરવાનો રહે છે.

નિર્વાસિત સાહિત્યકાર કરતાં આવાસી સાહિત્યકારની યાતનાઓ

અનેકવિધ છે. લખવાની કુશળતા ગૌણ બની જાય છતાં તે જ મહત્ત્વની ગણાય એ માટે પ્રકાર પ્રકારની વ્યાપગામી કુશળતા પ્રાપ્ત કરવાની રહે છે. અને છતાં શિક્ષણક્ષેત્ર સિવાય સર્વત્ર અજાણ્યા નિર્વાસિત રૂપે જીવવાની સ્વદેશી યાતના ભોગવવાનો અસહ્ય બની રહે તેવો સહ્ય સંયમ પણ કેળવવાનો રહે છે!

પોતાનો આવાસ પોતીકો બંગલો હોય તોયે, તેમાં નિવાસી સાહિત્યકાર તરીકે સ્વસ્થાતા પૂર્વક સુચારુ રૂપે જીવવાનું અને અજાણ્યા રહેવાનો ભય દૂર કરવા સતત જાણીતા રહેવાના ઉદ્યમો, પરાક્રમો કરવાના પડકારો માત્ર આપણો સાહિત્યકાર જ ઝીલી શકે છે. □

# કંકાવટી

જૂન
૧૯૮૫

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૭ : અંક ૩૧૩ : મૂલ્ય : બે રૂપિયા**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૦, બે વર્ષના રૂા. ૩૮. વિદેશ : શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), ૭ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫૦૦૨ સરનામે જ કરવો.



વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ થાય તે યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ તે જ માસમાં થાય તો ફરી અંક મોકલવાનું શક્ય બનશે.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫૦૦૨

મુદ્રણસ્થાન : ધવલ આર્ટ પ્રિન્ટર્સ, વાડીફળિયા, સૂરત-૩૯૫૦૦૩

## પ્ર-પંચતંત્ર પ્રવેશ-૨ / પ્રાણજીવન મહેતા

એક હતી કીડી એક હતો મકોડો.
બન્ને વચ્ચે દોસ્તી સારી. એવું કહેવાય
એકદા મકોડાનો એક પગ
કરોળિયાના જાળામાં અટવાઈ તૂટી ગયેલો.
તેથી તે કીડીની પીઠ પર બેસી પોતાના દર ભણી જઈ રહેલો.
કીડીથી મકોડાનો ભાર સહન તો નહોતો થતો,
પણ થાય શું–દોસ્તીનો સવાલ હતો વચ્ચે.
ધીમે પગે કીડી મકોડાના દર તરફ સરકયે જતી હતી.
કયારેક મકોડાના ભારથી લથોડિયું ખાઈ ગબડી જતાં
અટકી જતી,
વળી કયારેક મકોડો કીડીની પીઠેથી સરકી થોડો હવામાં અદ્ધર
લટકી રહેતો.
કીડી ડાળ પસાર કરી થડ પરથી હેઠે ઊતરવા જતી હતી–
ત્યાં મકોડાની નજર ગુંદરના ગઠ્ઠા ઉપર પડી.
ગુંદર પલળીને રેલાઈ જતો મકોડાને દેખાયો.
મકોડાની દાઢ સળકી.
તૂટેલા પગની પીડા ભૂલી એણે તો ત્યાં છલાંગ મારવા
પ્રયત્ન કેર્યો.

કીડી તો નીચેથી સરકી ચાલી ગઈ.
થોડે આગળ જતાં કીડીને સમજાયું–આ હળવું કેમ લાગે.
એટલે સહેજ વળી પીઠ તરફ જોયું. પાછા વળી પાછળ જોયું.
મકોડો ગુંદરના રેલામાં અટવાઈ ગયેલો દેખાયો.
કીડીએ ત્યાંથી જ મકોડાને બૂમ પાડી કહ્યું :
ત્યાં જ ખમજે ઘડી. હમણે જ હું કરોળિયાના જાળામાંથી
થોડાં તાંતણાં લાવી તને બહાર કાઢવાનો પ્રયત્ન કરું.
મકોડો કીડીના આવવાની રાહ જોતો
ગુંદરમાં ગોથા ખાતો રહ્યો.

– ૨ –

–અંતે બિલાડીઓના સંઘે એકઠા મળી
એવું નક્કી કર્યું કે
ઉંદરોના અનાથાશ્રમમાં જઈ ગરીબ અનાથ ઉંદરોને દૂધની
વહેંચણી કરવી.
પ્રતિનિધિ બિલાડીઓ દૂધનું બોઘણું લઈ
ઉપડી ઉંદરોના અનાથાશ્રમ તરફ.
આગળ થોડી બિલાડીઓ અને પાછળ પણ થોડી બિલાડીઓ
વચ્ચે દૂધનું બોઘણું ઠેલણગાડીમાં ઠેલાતું
વળી તેમાંથી થોડું દૂધ ઢોળાતું પણ ખરું.
ઢોળાતું દૂધ જોઇ એક બિલાડીને સૂઝ્યું
તે તેણે પ્રસ્તાવ મૂકયો.
આ દૂધ ચાખી જોઇએ તો કેમ ?
મેં એક ગરોળીને બોઘણાની આસપાસ હમણેં ઠેકતી જોઇ'તી.
દૂધ ઝેરી તો નહીં થઈ ગયું હોય ?
એ બિલાડીનો પ્રશ્ન પ્રસ્તાવ સહુએ એકમત સ્વીકારી લીધો.

ઢોળાયેલું દૂધ પહેલાં ચાખવામાં આવ્યું.
પછી પાછી શંકા જન્મી
ને બોગણામાંનું વધુ દૂધ ઢોળી સહુ બિલાડીઓ ચાખવા મંડી.
દૂધની અસરમાં ઝેરની વાત ભૂલાઈ ગઈ
અને દૂધના ચોકખાપણાની ચોક્કસાઈ કરવામાં
બધું દૂધ ચટાઈ ગયું.
હવે–
બધી વાત સમજી પીઢ બિલાડીએ એક વધુ પ્રસ્તાવ મૂકયો.
થયું તે થયું.
જાવ એક ગરોળી શોધી આવો. મરેલી તો મરેલી..
નાખો આ બોગણાના તળિયે.
ઉસેટીને ભેગું કરો આ ઢોળાયેલું થોડું દૂધ.
જાવ કોક પાણીનો પણ બંદોબસ્ત કરો.
અને પછી હાલો આમ ઉંદર અનાથાશ્રમ તરફ.
બાકીનું બધું હું સંભાળી લઇશ.
પ્રસ્તાવ મુજબ થોડી બિલાડીઓ કામે લાગી ગઇ.
બાકીની થોડી પલાંઠવાળી ઉંદર અનાથાશ્રમ તરફ મોં કરી
રસ્તા વચ્ચે બેસી રહી. 

## અમારો એ ઓટલો ગયો! / રતિલાલ 'અનિલ'

ઓટલે બેસીને હજામત કરાવવાની મઝા! ઓહ, ગઈ પેઢીના કેટલા બધા માનવઅધિકારો આ શહેરમાં ઝૂંટવાઈ ગયા છે! ઓટલે બેસીને હજામત કરાવવાની મઝા માણવા એકાદ હજારની વસ્તીવાળા નાના ગામડે જઈને વસવાનું મન થાય છે! હોમ ડિલીવરીથી પ્રથા શરૂ થઈ તેના મૂળમાં પરિવ્રાજક વાળંદો હતા! પણ અફસોસ કે વાલ્મીકિ ગયા અને રામાયણની ફિલ્મ ઉતારનારા જ રહી ગયા તેમ પરિવ્રાજક વાળંદ ગયા અને ઘેરે ઘેર પહોંચી સાબુ અને અગરબત્તી વેચતા પરિવ્રાજકો જ રહી ગયા!

નિરીક્ષણ, અવલોકન અને સમીક્ષાના ગુણો પરિવ્રાજક વાળંદોમાં વિકસેલા તે ફરતી હજામત કરવાનો કાર્યક્રમ એમણે સ્વીકારેલો એ કારણે. અમુક ઉંમર પછી પણ પ્રતીક્ષાની આતુરતા અને રોમાન્સ જળવાઈ રહેતો હતો તે પરિવ્રાજક વાળંદોને કારણે! જીવનમાં વાળંદની પ્રતીક્ષા કરવાનો પણ એક ગરવો રોમાન્સ હતો! પરિવ્રાજક વાળંદ શેરીના નાકે દેખાય અને આપણે પણ એ વાળંદની નજરે પડીએ તે પછી એ 'ગોરી ધીરે ચલો'ની ચાલે ચાલવા માંડે, કોઈને હજામત કરાવવાની અનિચ્છા તો નહીં. પણ ઉત્કંઠા અને આરત ન હોય, તેને અનુનય કરીને આવ્યો છું તો બેસી જાવ! એવો બોધપાઠ

આપીને તેનાં ઓટલે બેસી જાય પછી તે આસનિયું અને પાણીનો લોટો મંગાવી બેસે ત્યારે તો વાળંદ સિવાય બીજો કોઈ સાથી ન હોય પણ—

મૈં અકેલા હી ચલા થા મંઝિલે-જાનીબ, મગર
લોક સાથ આતે ગયે, ઔર કાફલા બનતા ગયા

તેમ

હું તો મૂંડાવા એકલો બેઠો હતો,
પણ સાથીઓ આવ્યે ગયા, ઔર સલૂન બનતા ગયા...

એવું થાય અને આપણે હમણાં તો એ આવતો હતો, ગયો ક્યાં? એની ઊણ્ડી તપાસ કરવા માટે પોયરાને સર્ચવોરંટ પકડાવીને મોકલીએ, ને સાથે ઓધવજીની કામગારી પણ સોંપી સંદેશો મોકલાવીએ કે કાકા તારી રાહ જુએ છે, શાકમાર્કેટે જવાનું મોડું થાય છે! પણ એ તો પ્રતીક્ષા કરાવીને રસોડે લીલાં શાક ને બદલે લીલા મગ ઓરાય પછી આસપાસ નજર કરતો, બીજા કોઈ ઓટલે આસન માંડવાનું મળે તેની શોધ કરતો 'છેવટે' આવે! કાકા તો મારા ઘરાક છે જ, એ ક્યાં જવાના છે? એ સમ્બન્ધવાચક નામ છે, અજાણ્યાં નામોને સમ્બન્ધવાચક નામ બનાવવાનો સ્નેહાળ પુરુષાર્થ મારે કરવો જ રહ્યો—એવી કઠોર પ્રતીજ્ઞાએ એ છેલ્લી તારીખને અઠવાડિયું થઈ ગયા પછી હાથમાં પગાર આવે એ શૈલીએ, ઓટલે આવે! પછી ફરિયાદ કરવાનો અધિકાર ભોગવાય અને વાળંદ ખુલાસા કરે! પરિવ્રાજક વાળંદોએ પલાંઠી વાળી, એકાસની થયા એટલે જ લોકો હવે વાળંદને બદલે સરકાર સામે ફરિયાદ કરે છે અને સરકાર પણ વાળંદ જેવા મીઠા ખુલાસા કરે છે!

ઓટલે ખરેલા વાળને સંઘરવા માટે સુયોગ્ય એવો શણનો કોથળો અને પાણીનો લોટો આવે, બજવૈયો તેના સાજ ખોલે એમ વાળંદ વાર્તાલાપ કરતાં પેટી ખોલી સાજ સજાવે! ઓહ, હવે ક્યાં છે ઘોડાને ટપ ટપ અને અસ્તરાનો પટ પટ ધ્વનિ? ઘોડાની કેશવાળી જેવા વાળ

વધારનારા યુવાનો આવ્યા ને અસલી ઘોડા ગયા અને એટલે સંભળાતો અસ્તરાનો પટ પટ ધ્વનિ પણ ગયો! 'લટુડા પટુડા' શબ્દની વ્યુત્પત્તિ એ પટ પટ ધ્વનિ જ હશે! પટ પટ સાથે લટુડા પટુડા પણ ગયા! ગોડ, ગોડ! હવે ચન્દ્રવદન મહેતા જ આ શબ્દયુગલને જીવાડી શકે એમ છે!

પુજારી પૂજા-આરતીની ચીજો ગોઠવે એમ હજામનો સામાન સજાવવાની પ્રક્રિયામાં વાતનું મોણ ભેળવાતાં તે 'સ્નિગ્ધ' બને! વાળંદના આગમનની જાણ આસપાસ થાય એટલે ઈચ્છા અનિચ્છા ગૌણ છે, મહત્ત્વનું તો, વાળંદનું આગમન જ છે એવી નિયતિએ પાડોશમાંથી કોઈ મુરબ્બી આવે તેને 'આવો, આવો' કહીને આવકાર આપવાનો! ક્ષૌરકર્મ માત્ર વાળંદ સાથેની વાતચીતથી જ રસિક બને એ કરતાં વચમાં વચમાં પાડોશી સાથે ય વાત ચાલે તો વાતને ત્રિપરિમાણ સાંપડે! પાડોશી જાણે કે વાળંદ કલાક અડધો કલાક પ્રથમ મુંડનમાં લેશે, પણ મારા બદલે બીજો આવીને બેસશે તો મારો વારો બહુ મોડો આવશે એટલે વહેલી એન્ટ્રીના ધોરણે અગ્રતાક્રમમાં અગ્રજ રહેવા એ આવ્યા હોય! એ પછી બીજા કોઈ ગૃહસ્થ એમના બાબરિયા પોરિયાને લઈને આવે! બસ, એમ ધીરે ધીરે એટલા પરિષદની જમાવટ થઈ જાય! આટલા બધા સ્વજનો પધાર્યા છે અને મને પણ ચાની તલપ લાગી છે તો થઈ જાય ચા-પાર્ટી! મૂંડનની શરૂઆતના તબક્કે પહોંચેલી હજામત અટકે અને સામૂહિક ચા-પાન થાય! પેલો બાબરિયો ચા-પાનની ખુશનુમા તલ્લીનતાનો લાભ લઈ છટકી જવાની યુક્તિ ખોળતો હોય પણ એને ભાગવાની ક્ષણે જ ઝડપી લેવાનો હોય. વળી રસ્તેથી પસાર થતા કોઈ સજ્જન થોભીને મંડળી સામે સ્મિત કરી જુએ એટલે એમને પણ આમંત્રણ મળે. તેઓ માત્ર વિવેકનો સ્વીકાર કરી, 'અલ્યા પતે કે ઘેર આવજે' વાળંદને એવું નિમંત્રણ આપીને આગળ વધે, પણ વાળંદ જાણતો હોય કે હું અહીં જ એટલો સમય પસાર કરીશ કે પ્રતીક્ષા કરીને છેવટે એ જ અહીં લગભગ વિખેરાવા માંડેલી મંડળીમાં જોડાવા 'અલ્યા, હજી તારું પત્યું નથી?' કહેતા આવી પહોંચશે! કવિની

કે કવિતાની પ્રતીતિ કરતાં વાળંદની પ્રતીતિ વધારે સાચુકલી હોય છે! ઓટલે ભરાતો વાળંદદરબાર એ સરી ગયેલા સમયની ગ્રુપ તસ્વીર! 'મહેમાન કોના બારણે છે' એમ કહેવાતું એ યુગમાં 'વાળંદ કોના બારણે છે?' એ પણ જિજ્ઞાસાનો પ્રશ્ન હતો. 'કાદુ મકરાણી, તારા ડુંગરે ડુંગરે ડાયરા,' એ પંક્તિ પ્રચલિત હતી ત્યારે, 'વાળંદ, તારા ઓટલે ઓટલે ડાયરા' એ પંક્તિ પણ આત્માના અવાજમાં ગુંજતી હતી! 'વાળંદની પ્રતીક્ષા' એ આધેડો પ્રૌઢો માટે જીવનના રસોમાંનો એક પ્રધાન રસ હતો. અઠવાડિક રજાઓના અભાવના એ દિવસોમાં અઠવાડિક હજામતની સગવડ લગભગ અડધી અઠવાડિક રજાનો જ મોભો ભોગવતી હતી! હનુમાનજીની આમાન્યા પાળવા શનિવારે પરંપરાજક વાળંદ યાત્રાએ ન નીકળે. સોમવારે શિવપંથીઓને બદલે વૈષ્ણવ પંથીઓનું સ્મરણ કરવું એવો મલાજો પાળે!

કોઈ શેઠને ત્યાં ખાસ આમંત્રણથી એમના ઘરે જતો વાળંદ વધારે ગૌરવમૂર્તિ લાગતો! ડૉક્ટરોની વિઝિટ શરૂ થઈ તે પહેલાં વિઝિટ લેવાનો માનભર્યો દરજ્જો વાળંદ ભોગવતો હતો! સામ્યવાદના ભાષાકીય પગપેસારા પહેલાં ઓટલે મૂંડાવનારા અને દીવાનખાને ક્ષૌરકર્મ કરાવવાના વર્ગો અસ્તિત્વમાં હતા. માણસનો સામાજિક દરજ્જો એ ક્યાં બેસીને હજામત કરાવે છે એ પરથી પણ જાણી શકાતો. ઓટલે સંચો ગોઠવીને સિલાઈ કરતો દરજીએ અને ઓટલે ક્ષૌરકર્મ કરતા વાળંદે, સમાજવાદી સમાજરચનામાં ઓપન સેક્ટર આવ્યું તે પહેલાંથી ઓપન સેક્ટરનું નિર્માણ કર્યું હતું! ઓટલે બેઠેલા વાળંદને અનાયાસ ગ્રાહકો મળી જાય એમ દરજીને પણ ગ્રાહક મળી જાય! આપણી રસિક, મોભાદાર કૌટુમ્બિક પરંપરાઓમાં ઘેર બેઠાં ક્ષૌરકર્મ કરાવવાની પરંપરા યે હતી. ઓટલે સફાઈ કરવા સાવરણી લઈ આવેલી ગૃહિણીને બબડવા ટીકા કરવાના કેટલાક સ્વાભાવિક અધિકારો મળેલા હતા તેમાં ક્ષૌરકર્મ પછીના ઓટલા સફાઈ પણ એવો અધિકાર એમને બક્ષતી!

મધ્યમ વર્ગનો પ્રૌઢ પુરુષ પેલા શેઠ જેવો સામાજિક દરજ્જો

માંદો પડે ત્યારે પામે! માંદગીમાં દીવાનખાને ક્ષૌરકર્મ કગવે અને રેડક્રોસ વિશે કશું જાણે નહીં તો યે જીવદયાનો ભાવ સ્વીકારી વાળંદ મોડું કર્યા વિના એક તેડે આવે! માંદા ગ્રાહકને જ પ્રથમ પસંદગીનો કે અગ્રતાક્રમનો લાભ આપે! સહાનુભૂતિના શબ્દો સાથે ઘરેલુ ઉપાયો પણ સૂચવે અને મહોલ્લાના બીજા કયા માંદા ગૃહસ્થને ત્યાં મારે જવાનું છે એ કહીને સમસંવેદનનો પરિચય પણ કરાવે! ત્યારે ઘરનો દરજ્જો ઓટલાની પ્રવૃત્તિથી બંધાતો. ઓટલે વાળંદ બેસે. ગરબા ગાનારીઓ બેસે કે વાતો કરવા માટે શાક સમારવાનું નીમિત્ત ઊભું કરીને મહિલામંડળ બેસે, ગ્રહણટાણે અધમણ જુવાર અને ત્રાંબાનાણું લઈને બેઠેલો પુરુષવર્ગ—એવાં દૃશ્યો એ ઘરનો, કુટુમ્બનો સામાજિક દરજ્જો સ્થિર કરી આપતાં. હવે તો ખાસ કરીને શહેરોમાં ઓટલો જ રહેતો નથી કારણ કે ઓટલો નાનકડી ‘દુકાન’ થઈ ગઈ છે! એમાં ‘સ્મોલ સેલૂન’નો યે સમાવેશ થઈ જાય છે! એમ કરીને પણ આધુનિક બાબ’રે પેઢીની પરંપરા પ્રકારાન્તરે જાળવી રાખી છે. પણ ઓટલે સર્જાતા ગ્રુપ તસ્વીરનાં આગલાં દૃશ્યો અદૃશ્ય થઈ ગયાં છે–તેમને પામવા માટે ગામડાના પ્રવાસે જવું પડે એમ છે! હવે ગઈ પેઢીના પીઢ, રસિક, શાણા, સમયપારખુ, લોકવત્સલ. કુટુમ્બીજન જેવા વાળંદ પણ શહેરમાં કયાં છે? એમને મળવા પણ ગામડાના કોઈ સમ્બન્ધીને ત્યાં મહેમાન થવું પડશે!

‘અમારા તે દિવસ ગયા’ એવો અફસોસ અધૂરો છે, ‘અમારા તે વાળંદ ગયા’ એવા અફસોસ પણ પૂર્ણ નથી, ‘અમારો એ ઓટલો ગયો...’ એવા વિષાદે જ એ પરિપૂર્ણ થાય! □

## સફળ સફરની સ્મરણયાત્રા / કનુ સુણાવકર

રસ્તો કાચો ને ઉબડખાબડ. બસ ખટારો, ખખડપાંચમ અને ડ્રાયવર એકદમ યુવાન–ઉત્સાહી ધટમાં ઘોડા થનગનાવતો.. આંખોમાં મેંશ આંજેલો. હાથે મીંઢળ. તાજેતરમાં પરણ્યો હશે–તાજેતાજો. કદાચ આજે જ ફરજ પર ચડયો હશે. કંડકટર કાળો અને કરડા ચહેરાવાળો.

હે હરિ! અમારી સફર કેમ સફળ થશે? બે પાંચ કિલોમિટરની નહીં, પૂરા અઢીસો માઈલની. સીધું પતે તો સાતેક કલાકમાં પહોંચાય નહીં તો તારીખ બદલાઈ જાય તો જરીય નવાઈ નહીં! હશે. મરશે. પડશે તેવા દેવાશે. અમે તો બેઠા. પચાસ પૂરાં થયાં છે તો પાંચ–સાત કલાકના શા ભાર! શ્રદ્ધા રાખી ડ્રાયવરની કેબિન પરનું લખાણ જોયું : 'ઈશ્વર આપની યાત્રા સફળ કરે!' હું ઈશ્વરમાં તો માનતો નથી. તો પછી?....

પછી બસ ઊપડી. અમે અંદર આઠ જણ હયાત હતા. નવમો કંડકટર સાક્ષાત્. સાંજના–રાતના સમયે મને ઘરથી દૂર જવાનું ફાવતું નથી. ઘર તરફ આવતી બસમાં બેસવાનું ગમે છે, આ બસ આજે ઘરથી દૂર દૂર લઈ જતી હતી મને! મન કશાક અસમંજસમાં અટવાયું...કદાચ આમ ને આમ કોક દિવસ...

...પણ તે દિવસે તો, વાંકા ઉબડખાબડ કાચા જેવા પાકા રોડે, ખખડપાંચમ બસે અમને મંજિલે પહોંચાડયા ખરા–ભલે બે કલાક લેઇટ, તો લેઈટ. ગમે તેમ, પણ અમને ગમ્યું અને યાત્રા સફળ થયાનો હર્ષ પણ અનુભવ્યો.

ઊતર્યો.. મનખાદેહ મૂળરૂપમાં આવ્યો. જે ટ્રેનનું અમારું રિઝર્વેશન હતું તે સમયસર આવીને ઉપડી પણ ગઈ હતી! પછીની એક્ષપ્રેસ ટ્રેન બે કલાક લેઈટ હતી. આવી ખરી. હવે તો જખ મારે સંસાર, આવ્યા છીએ તો જવાના જ. પાછા ફરે એ બીજા, ડબ્બે–ડબ્બે, ભિક્ષુકવત્ ઘૂમી વળ્યા. ન ફાવ્યા. છેવટે એક ડબ્બામાં ઘૂસીને રહ્યા. ડબ્બા એક તો જરાય જગા ન હતી. બે પગે ઊભેલા ભારે ભાગ્યવાન હતા ને એક પગે ઊભા ટકેલા નસીબદાર. કેટલાક સંતોપીજનો

એકમેકને આધારે ટકી–લટકી રહેલા હતા એ ડબ્બામાં. કેટલાક દુખીજનો 'દુઃખમાં રામ સ્મરતા' અઢી ઘડી પછીના સુખની આશાએ આરામ અનુભવતા હતા. એ ડબ્બામાં અમે પેઠા. કોઈએ કશો વિરોધ-અવરોધ ન કર્યો. કારણ કે કોઈનેય ખબર પડી નહીં કે અમે પણ પેઠા છીએ. અમારા પગનાં આંગળાંથી થોડો વધારે પગ ભાગ ડબ્બાના તલપ્રદેશે સ્પર્શ્યો ખરો, મધ્ય પગભાગે કોઈ ભરવાડની આડી પડેલી લાકડીનો આધાર મળ્યો, અને પગ એડીને કોઈના બૂટ/ચંપલનો લગાવ થયો અનુભવ્યો, રાહતનો દમ ખેંચ્યો. બીજો પગ કોઈની બેગ પર ટેકવાયો લાગ્યો. અમને આમ સારી અનુકૂળતા થઈ. Not very bad is very good. Thank God. ભગવાન છે. ન હોય તો હોવા જોઈએ. નહીં તો અમને આમ, અહીં આવી પણ 'જગા' મળે ખરી? પ્રભુની કરુણા સમી વ્હીસલ થઈ. એક્ષપ્રેસ ઊપડ્યો. અમે ઊપડ્યા. કોઈ પડ્યા નહીં–બધા ઊભા હતા તોય. એકબીજાને પૂરેપૂરો મજબૂત આધાર હતો ને! એક આંચકો બીજો...અને ત્રીજો જરા ભારે આંચકો આવ્યો, એક્ષપ્રેસ ધમધમાટ ગતિમાં જપતાલે, સંગીતમય ચાલે ડોલતો ડોલતો આગળ-ને-આગળ ધપી રહ્યો, જરા જગા થઈ. અગાઉ એક-એક પગે ખડેલાઓના બંને પગો ડબ્બાતલે અડી લાગી ગયા. જાણેના મોચીના બૂટમાંના કાલબૂટનું છેલ્લું લાકડું બરાબર ઠોકાઈને ફીટ થઈ ગયું. કેટલાક તો ઊભા–સૂતા સૂતા ઊંઘવા લાગ્યા. અમે આ ઊંઘતાઓને જાગીને જોવા લાગ્યા. કુમાર સિદ્ધાર્થ મહાભિનિષ્ક્રમણ કરવા ચાહે એવી સ્થિતિમાં અમે પણ આવી ગયા, પણ મહાભિનિષ્ક્રમણ અસંભવ હતું. ડબ્બો હકડેઠઠ હતો તેથી સ્તો!

મારો એક પગ જાણે કે ક્યાંક ખોવાઈ ગયો હતો, બીજો પગ જેની સુટકેસ પર ગોઠવાયો હતો, તે ભાઈ કહે: "ભાઈ, મારી બેગ નવી છે. જરા..."

અમે જરા સ્મિત કરીને કહ્યું: "ભાઈ હું પણ નવો છું. પ્રથમ વાર..."

એ ભાઈએ મારા ભણી નવી આંખે તાકયું ને મોઢું ફેરવી, બગાસું ખાધું. વ્હીસલ ચીસી, ટ્રેઈન અટકી, ભરૂચ આવ્યું. એક વરરાજા આવી ચડયા–ત્રણ ચાર દોસ્તો સાથે. કોઈએ 'જગા નથી, આગળ જાવ..' જેવું કહ્યું તેથી વરમિત્રે લાચારી દર્શાવી : "જાન તો પહોંચી ગઈ, અમે પાનમસાલા લેવા રોકાયા તે રહી ગયા...."

અમારી નજર વરમુખ ઉપર પડી. હસમુખો ચહેરો, એક આંખ નહોતી, પણ બીજી હતી તે એક આંખમાં, 'ડબ્બે ચડયા' એ ઘોડે ચડયા જેટલો જ ઉલ્લાસ અછતો ન હતો !

ડબ્બો ડગમગતો ડાબે–જમણે, જમણે–ડાબે જરા ઝૂલતો, ધમધમતો સટ્ટાક સટ્ટાક સટ સટ સટ્ટાક સટ્ટ્ટ્પૂર્વક ધ્યેય તરફ ધસતો હતો.

અમને એકાએક કંઈક બેચેની થઈ. કશું વિચિત્ર જણાયું, કશુંક ફરફરતું, સુંવાળું, સરસરતું અમારા ગાલ–કપાળ–નાકને–સ્પર્શતું હતું. સહજ ડોક આમ તેમ થઈ ગઈ, પણ એ સ્પર્શપરંપરા તો રહી જ. તન્દ્રા ઊડી ગઈ. આંખ ઊઘડી. જોયું તો બાજુમાં ઊભી–સૂતી ઊંઘતી એક સ્ત્રીના વાળનો ચોટલો છૂટી જતાં, છૂટી પડેલી લટોનો એક ભાગ અમારે ગળે–ગાલે–કપાળે લપકતો–સ્પર્શતો અમને અકળાવતો હતો ! એ સ્ત્રી તો સરસ ઊંઘતી હતી. અમારી ઊંઘ ઊડી જતાં પૂર્ણ જાગૃતિમાં આવ્યા. બધા ડોલતા ડોલતા ઊંઘતા હતા...ડબ્બો પણ ડાબે જમણે, જમણે ડાબે ડોલતો જતો હતો...

એકાએક મને મનમાં પ્રશ્ન થયો : આ બધાં કયાં જતાં હશે ? કયાં કયાંથી અહીં આવી ભરાણાં છે આ બધાં ? પણ મારાથી તરત જ મનોમન હસી પડાયું : "સાલા, તારી વાત કરને ! તું કયાં જાય છે ? બધાં તારી જેમ જ, એમ જ."

એમ જ સૂરત આવ્યું. સાતેક જણાં ઊતર્યાં બે–ત્રણ ચડયાં. થોડી જગા જણાતાં અમે હેઠે બેઠા. બીજા પણ ત્રણેક અર્ધ ઊંઘમાં નીચે બેઠા ને બેઠાબેઠા પૂર્ણ ઊંઘમાં ઢળ્યા. પેલી સ્ત્રી પણ. એના

ફરફરતી લટોના વાળ મારી ઊંઘે હરામ કરવા વળી વળીને વળગવા આવ્યે જતા'તા...ડબ્બો ડોલતો જતો તો...

હું છેવટે પૂર્ણ તો નહીં પણ અર્ધનિદ્રાવશ થયો...ક્યારે કયા સ્ટેશન આવ્યું ને ગયું ખબર ન પડી. એકાએક ભારે ગડગડાટ થયો. એક્સપ્રેસ પુલ પરથી પસાર થઈ રહ્યો હતો. વ્હીસલ થઈ. ખબર પડી કે પેલી નારી, મારા ખોળામાં અરધું-પરધું માથું ટેકવીને, બેભાન બની ઘોરતી હતી. વશે-અવશે મારાથી એનું મોં જોવાયું-અધખુલ્લું...દાંત ઠીક ઠીક ધોળા, સાવ સફેદ નહીં. લાળતંતુઓ હોઠ પરથી ટપકવાની તૈયારી અણી પર અટક્યા હતા. નાના કપાળમાંનો મોટો ચાંદલો, સરકીને, સેંથા ભણી જઈને ચોંટી કોઈ વિચિત્ર પ્રાણીની આંખે મને જોઈ રહ્યો...એ કશુંક બબડી...પછી ઊંઘમાં ને ઊંઘમાં જરા હસી... ભયંકર ભદ્દી, ગંદી સ્ત્રી.

એક્સપ્રેસ અંધારાના બૂગદામાં નીચે નીચે નીચે ને નીચે પડનો-ધસતો જતો'તો જાણે...

એકાએક કંઈ ફેર વરતાયો. અર્ધભાનમાં ભાનમાં અવાયું. ગતિ ધીમી પડતી હતી. ઝળાંહળાં સ્ટેશન વહી ગયું. પુનઃ ગતિ પકડી થોડી હલચલ વરતાઈ. ટિકિટચેકર ક્યાંકથી પ્રકટીને સામે ખડા થઈ ગયા. થોડીવારે અદૃશ્ય પણ થઈ રહ્યા...

અમે ડાબે જોયું-આઠમ-દશમનો ચંદ્ર આથમતો હતો, જમણે જોયું-સૂર્ય ઊગતો હતો ધીરે ધીરે. ડબ્બામાં પૂર્ણપ્રકાશ ઝબક્યો. કોઈએ બગાસું ખાઈને ચપટી વગાડી. રણમેદાનમાં મરેલા, ઘાયલ થઈને ઢળેલા માનવઆકારો એક-પછી-એક બેઠા થઈ, ઊભા થવા લાગ્યા. પેલી સ્ત્રીએ આંખ ઉઘાડી, બેઠી થઈ, બગાસું ખાધું-દુર્ગંધથી મેં મોઢું ફેરવી લીધું. મેં પણ બગાસું ખાધું, મારી સામેના જણે મુખ આડું ફેરવી લીધું-એ ભાઈ ઊભા થઈ ગયા, એના પેટના ગડગડાટને વાછૂટે વાયુએ છૂટકો મેળવી લીધો. એ ભાઈ લગભગ દોડતા એકાદનો હાથ-પગ કચરતા જાજરા ભણી ઊપડી ગયા, પેલી

સ્ત્રી પડતાં પડતાં બચવા સારુ મારે ખભે પડી...સાલી! બદસૂરત! ગમાર!

આખરે અમે પણ ઊભા થયા. જાજરાની બહારના વોશબેઝનના અરિસામાં નજર પડી–હું અંદર દેખાયો. વાળ આડાઅવળા ઊભા શીંછ જેવા! મોઢું બકરા જેવું બદસૂરત! આ શું? હું મને 'આવો' તો કદી દેખાયો જ નહોતો! હું આઘાતનો માર્યો બેચેન બની રહ્યો... થોડી મિનિટો એમ–ને–એમ ગઈ. એક જોરદાર પવનસપાટો આવી ગયો....

પેલી સ્ત્રી બાજુમાં નહોતી–સાલી બલા, ક્યાં ગઈ? ડબ્બો ડગમગતો પૂરી ગતિથી પાટા પર સરી રહેલો....ઊતરી તો નથી ગઈ એ નક્કી.

એટલામાં જાજરાનું બારણું ઊઘડ્યું. એ બહાર આવી–નેપકિનથી મોં લૂછતી. વાળ ઠીક કરતી. કપાળમાં નાનો નવો કથ્થઈ ચાંદલો શોભતો હતો, તાજી દેખાઈ. ચહેરા પર જરાતરા સ્મિતલહેર ફરકી રહી હતી. ચમત્કાર આ તો! પેલી બદસૂરત સ્ત્રી શું સાચે જ ખૂબસૂરત હતી! કે મને 'એવી' લાગી?

મેં પણ રૂમાલ લઈ વોશબેઝિનમાં મો ધોયું. લૂછ્યું. માથે કાંસકો ફેરવ્યો અરિસામાં જોયું–હું ઠીક લાગ્યો મને. બોરિવલી સ્ટેશન નજીક આવવા લાગ્યું. પેલી સ્ત્રી બારી બહાર જોતી જોતી, બેગ–થેલી–બાસ્કેટ ગોઠવતી, ઊતરવાની તૈયારી કરવા લાગી. મારે પણ ઊતરવાનું હતું... એક્ષપ્રેસ અટકયો. એ ઊતરી પ્લેટફોર્મ પર આમ–તેમ જોતી કોઈની રાહ જોતા કરતી ઊભી. ચારેક વર્ષના એક બાળક સાથે એક યુવાન એ સ્ત્રી તરફ આવીને આનંદપૂર્વક ખુશી વ્યક્ત કરતો ઊભો–ચારેક વર્ષના બાળકે સ્ત્રીની આંગળી પકડી લીધી. એ ત્રણ ચાલી નીકળ્યાં. હું એમને જોતો રહ્યો...ડબ્બામાં, રાત સમયે, ઊંઘવશ બદસૂરત બેહાલ, દુર્ગંધભરી હતી તે આ જ સ્ત્રી હતી!

એકાએક મને કશું મનમાં ઊગી આવ્યું ને પાછા ફરી, વળીને, ડબ્બા ભણી જોયું. ડબ્બામાંથી અનેક સ્ત્રીઓ, પુરુષો, બાળકો

સ્મિતભર્યો ચહેરા લઈને જોતરી રહ્યાં દેખાયાં. મારા અંતરમાં નવું અભિજ્ઞાન થયું. પ્રસન્નતાપૂર્વક મારાં પગલાં રેલવે પ્લેટફોર્મ પર આગળ વધી રહ્યાં. સામેથી ઉલ્લાસપૂર્વક આવતા મારા મિત્રે લગભગ દોડતા આવીને મારી સાથે હાથ મિલાવ્યા.

"કેમ, મઝામાંને?"

"હવે મઝામાં. ખૂબ ખૂબ મઝામાં..." હું.

"જગા મળી હતી...?" મિત્ર.

મેં કશો જવાબ ન આપ્યો. કેમકે ત્યારે હું, પેલી સ્ત્રી, પેલા યુવાન સાથે, ચારેક વર્ષના બાળકને લઈને ક્રોસિંગબ્રિજના દાદરના પગથિયાં ચડતાં, જોઈ રહ્યો હતો...

"પાછા જવા માટે સાતમીનું રિઝર્વેશન તો ન મળ્યું તેથી સત્તરમીનું લઈ લીધું છે. આપણે પ્રવાસ-યાત્રા કરી આવીશું તે દરમિયાન." મિત્રે પોતાની યોજના કહી.

સત્તરમી આવી. અમે સમયસર પ્લેટફોર્મ પર આવ્યા. જનતા-એક્ષપ્રેસ સમયસર હતો. રિઝર્વેશન હતું. ડબ્બામાં હું બેઠો. નજર સામેની સીટ પર પડતાં બોલાઈ ગયું: "તમે?" પેલી હસીને કહે: "હા. તમે? તે દિવસે તમને ખૂબ તકલીફ પડી હતી, નહીં? પ્રથમ વાર એમ પ્રવાસ કરનારને એવું જ થાય...હું તો ટેવાઈ ગઈ છું..." એ સ્ત્રી ઓછા શબ્દો કે ટૂંકાં વાક્યો બોલવા ટેવાયેલી ન લાગી. ફકરાબંધ બોલ્યે ગઈ....ઝપાટાબંધ એક્ષપ્રેસ આગળ ધસતો ગયો... []

## પિંજરામાં પૂરવામાં આવેલો માણસ / ☐ શેલો મે

અનુ. વિજય શાસ્ત્રી

દૂર-સુદૂર આવેલી એક નગરીનો રાજા એક સાંજે બારીએ ઊભો ઊભો શૂન્ય મને મહેલના એક છેડે આવેલા દરબારખણ્ડ અને બીજે છેડે આવેલી અટારી વચ્ચે પ્રસરતા સંગીતના સૂરોને સાંભળી રહ્યો હતો. મુત્સદ્દીગીરી અને ખંધાઈથી ખદબદતા દરબારીઓના વ્યવહારોથી ઊબાઇ ઊઠેલો રાજા બારીએ ઊભો ઊભો નીચે રસ્તા પર થતી માનવસમુદાયની અવરજવરને તાકી રહ્યો હતો. ઊભો ઊભો તે દુનિયાના વ્યવહારો વિશે વિચાર કરતો હતો. તેના વિચારો કોઈ ખાસ વ્યક્તિ કે બાબત વિશે નહીં પણ સામાન્ય સ્વરૂપના હતા. એવામાં એની દૃષ્ટિ નીચેના ચોકમાં ટ્રામ પકડી, ઘેર જવા ઉત્સુક એવા એક સામાન્ય, સરેરાશ નાગરિક ઉપર પડી. છેલ્લાં ઘણાં વર્ષોથી આ માણસ અઠવાડિયાના પાંચ દિવસ આ જ ઘરેડમાં ટ્રામમાં અવરજવર કરતો આવ્યો હતો. આ માણસના જીવનક્રમની રાજાએ મનોમન કલ્પના કરવા માંડી-એને ઘરમાં પ્રવેશતો કલ્પ્યો, પેઠ ઉતારતો હોય એમ પત્નીને ચુમ્બન કરતો, સાંજનું ખાણું ખાતો, બાળકોના ખબર-અંતર પૂછતો, છાપું વાંચતો, પથારીમાં લંબાવતો, પત્ની સાથે કદાચ પ્રેમકૃત્યમાં પરોવાતો, કદાચ ન પરોવાતો, ઊંઘી જતો, સવાર પડયે જાગતો અને બીજા દિવસે ફરી કામે ચઢી જતો કલ્પ્યો.

એકાએક એક કુતૂહલભર્યો વિચાર રાજાના મનમાં ઝબકી ઊઠયો અને ક્ષણ વાર માટે રાજાનો સઘળો થાક જાણે હરાઈ ગયો. 'માણસને જો પ્રાણીબાગનાં પ્રાણીઓની જેમ પિંજરે પૂરી દેવામાં આવે તો શું

સ્મિતભર્યો ચહેરા લઈને ઊતરી રહ્યાં દેખાયાં. મારા અંતરમાં નવું અભિજ્ઞાન થયું. પ્રસન્નતાપૂર્વક મારાં પગલાં રેલવે પ્લૅટફૉર્મ પર આગળ વધી રહ્યાં. સામેથી ઉલ્લાસપૂર્વક આવતા મારા મિત્રે લગભગ દોડતા આવીને મારી સાથે હાથ મિલાવ્યા.

"કેમ, મઝામાંને ?"

"હવે મઝામાં. ખૂબ ખૂબ મઝામાં..." હું.

"જગા મળી હતી...?" મિત્ર.

મેં કશો જવાબ ન આપ્યો. કેમકે ત્યારે હું, પેલી સ્ત્રી, પેલા યુવાન સાથે, ચારેક વર્ષના બાળકને લઈને ક્રૉસિંગબ્રિજના દાદરના પગથિયાં ચડતાં, જોઈ રહ્યો હતો...

"પાછા જવા માટે સાતમીનું રિઝર્વેશન તો ન મળ્યું તેથી સત્તરમીનું લઈ લીધું છે. આપણે પ્રવાસ–યાત્રા કરી આવીશું તે દરમિયાન." મિત્રે પોતાની યોજના કહી.

સત્તરમી આવી. અમે સમયસર પ્લૅટફૉર્મ પર આવ્યા. જનતા–એક્ષપ્રેસ સમયસર હતો. રિઝર્વેશન હતું. ડબ્બામાં હું બેઠો. નજર સામેની સીટ પર પડતાં બોલાઈ ગયું : "તમે ?" પેલી હસીને કહે : "હા. તમે ? તે દિવસે તમને ખૂબ તકલીફ પડી હતી, નહીં ? પ્રથમ વાર એમ પ્રવાસ કરનારને એવું જ થાય...હું તો ટેવાઈ ગઈ છું..." એ સ્ત્રી ઓછા શબ્દો કે ટૂંકાં વાક્યો બોલવા ટેવાયેલી ન લાગી. ફકરાબંધ બોલ્યે ગઈ....ઝપાટાબંધ એક્ષપ્રેસ આગળ ધસતો ગયો... []

## પિંજરામાં પૂરવામાં આવેલો માણસ / □ રોલો મે

અનુ. વિજય શાસ્ત્રી

દૂર-સુદૂર આવેલી એક નગરીનો રાજા એક સાંજે બારીએ ઊભો ઊભો શૂન્ય મને મહેલના એક છેડે આવેલા દરબારખણ્ડ અને બીજે છેડે આવેલી અટારી વચ્ચે પ્રસરતા સંગીતના સૂરોને સાંભળી રહ્યો હતો. મુત્સદ્દીગીરી અને ખંધાઈથી ખદબદતા દરબારીઓના વ્યવહારોથી ઊબાઈ ઊઠેલો રાજા બારીએ ઊભો ઊભો નીચે રસ્તા પર થતી માનવસમુદાયની અવરજવરને તાકી રહ્યો હતો. ઊભો ઊભો તે દુનિયાના વ્યવહારો વિશે વિચાર કરતો હતો. તેના વિચારો કોઈ ખાસ વ્યક્તિ કે બાબત વિશે નહીં પણ સામાન્ય સ્વરૂપના હતા. એવામાં એની દૃષ્ટિ નીચેના ચોકમાં ટ્રામ પકડી, ઘેર જવા ઉત્સુક એવા એક સામાન્ય, સરેરાશ નાગરિક ઉપર પડી. છેલ્લાં ઘણાં વર્ષોથી આ માણસ અઠવાડિયાના પાંચ દિવસ આ જ ઘરેડમાં ટ્રામમાં અવરજવર કરતો આવ્યો હતો. આ માણસના જીવનક્રમની રાજાએ મનોમન કલ્પના કરવા માંડી—એને ઘરમાં પ્રવેશતો કલ્પ્યો, વેઠ ઉતારતો હોય એમ પત્નીને ચુમ્બન કરતો, સાંજનું ખાણું ખાતો, બાળકોના ખબર-અંતર પૂછતો, છાપું વાંચતો, પથારીમાં લંબાવતો, પત્ની સાથે કદાચ પ્રેમકૃત્યમાં પરોવાતો, કદાચ ન પરોવાતો, ઊંઘી જતો, સવાર પડયે જાગતો અને બીજા દિવસે ફરી કામે ચઢી જતો કલ્પ્યો.

એકાએક એક કુતૂહલભર્યો વિચાર રાજાના મનમાં ઝબકી ઊઠયો અને ક્ષણ વાર માટે રાજાનો સઘળો થાક જાણે હરાઈ ગયો. 'માણસને જો પ્રાણીબાગનાં પ્રાણીઓની જેમ પિંજરે પૂરી દેવામાં આવે તો શું

થાય એ હું વિચારું છું" (તે બબડયો.)

બીજે દિવસે રાજાએ એક મનોચિકિત્સકને બોલાવ્યો, પોતાનો વિચાર તેને જણાવ્યો અને પોતે કરવા ધારેલા આ પ્રયોગનું નિરીક્ષણ કરી તારણ કાઢી આપવા નિમંત્રણ આપ્યું. પછી રાજાએ પ્રાણીબાગ-માંથી એક મોટું પિંજરું મગાવ્યું અને પેલા સરેરાશ માણસને પકડી મંગાવી તેમાં પૂરી દીધો.

પહેલાં તો એ માણસ એકાએક પોતાને આમ પૂરી દેવાતો જોઈ હબકી ગયો અને પિંજરાની બહાર ઊભેલા મનોચિકિત્સકને એકધારું બોલતો કહેવા લાગ્યો, 'મારે ટ્રામ પકડવાની છે, કામ પર જવાનું છે, જુઓ કેટલા વાગ્યા ?' વગેરે વગેરે. પણ પછી બપોર પડતાં તેને તેની સાચી પરિસ્થિતિનો ખ્યાલ આવવા માંડયો એટલે પછી તેણે ઝનૂનપૂર્વક વિરોધ નોંધાવવા માંડયો, 'રાજાને, મને પિંજરે પૂરવાનો શો હક છે ? આ હડહડતો અન્યાય છે, ગેરકાયદે છે' તેનો અવાજ જોશીલો હતો અને આંખો ક્રોધભરપૂર.

અઠવાડિયાના બાકીના દિવસો પણ એ માણસે ઝનૂનપૂર્વક વિરોધ કરવામાં જ વીતાવ્યા. રાજા જ્યારે તેના રોજિંદા ક્રમ અનુસાર, પિંજરા પાસેથી લટાર મારતો પસાર થતો ત્યારે પેલો માણસ સીધો રાજાના મોં પર જ પોતાનો વિરોધ દર્શાવતો. રાજા જવાબમાં તેને કહેતો: 'જો, સાંભળ, તને પેટ ભરીને ખાવાનું મળે છે, સૂવાને મઝાનું બિછાનું મળે છે, તારે કશું કામ કરવાનું નથી, અમે તારી સારામાં સારી કાળજી લઈએ છીએ પછી તારે વાંધો લેવાનું રહે છે ક્યાં ?'

એમ કરતાં કરતાં થોડા દહાડા વીતે પેલા માણસનો વિરોધ ક્રમશઃ મન્દ પડતો ગયો અને છેવટે બંધ પડી ગયો. પિંજરામાં તે મૂગેમૂગો રહેતો, સાધારણ રીતે બહુ બોલતો નહીં છતાં પેલા મનોચિકિત્સકને તેની આંખોમાં ઊણ્ડે ઊણ્ડે વિરોધનો ભારેલો અગ્નિ દેખાયા વિના રહ્યો નહીં.

પણ કેટલાંક અઠવાડિયાં વીત્યે પેલા મનોચિકિત્સકના ધ્યાનમાં આવ્યું કે 'તારી સારામાં સારી કાળજી લેવાય છે' એવું રાજા જ્યારે

પેલા માણસને પોતાની રોજિંદી લટાર દરમિયાન યાદ દેવડાવતો ત્યારે, તે સાંભળી ક્ષણવાર માટે પેલો માણસ કશાક વિચારમાં ગરકાવ થઈ જતો હતો. અને એ એક ક્ષણ માટે તિરસ્કારનો ભાવ તેની આંખોમાં ડોકાવો દૂર રહેતો હતો. જાણે કે તે વિચારતો હતો કે–રાજાનું કહેવું કદાચ સાચું ચે હોય !

અને થોડાં વધુ અઠવાડિયાં વીત્યાં પછી તો પેલા માણસે મનો–ચિકિત્સક સાથે ચર્ચા પણ કરવા માંડી, જેનો મુખ્ય ધ્વનિ એવો હતો કે માણસને ખોરાક અને આશ્રય પૂરા પાડવામાં આવે તે કેટલી મહત્ત્વની વાત છે ! માણસને તેના નસીબમાં લખાયું હોય એ જ રીતે જીવવું પડે છે. નસીબમાં જે લખાયું હોય તેને મૂંગેમૂંગા સ્વીકારી લેવું એનું નામ જ ડહાપણ ! વગેરે વગેરે. એ જ અરસામાં યુનિવર્સિટીના અધ્યાપકો અને વિદ્યાર્થીઓનું એક જૂથ તેની મુલાકાતે આવ્યું ત્યારે પેલા માણસે તેમની સાથે પણ બહુ સાલસ અને મૈત્રીપૂર્ણ રીતે વાતો કરી, એટલું જ નહિ તેણે એ લોકોનાં ગળે એવું પણ ઉતારવાની કોશિશ કરી કે અત્યારે પોતે જે પંજરસ્થ અવસ્થામાં જીવી રહ્યો છે એ જીવનમાર્ગ તેણે પોતે જ પસંદ કરેલો છે ! સલામતી અને કોઈકના આશ્રય હેઠળ જીવવામાં જ મહાન મૂલ્યો સમાયેલાં છે. સમય જતાં તમને પણ સમજાશે કે જીવવાની આ રીત કેટલી મહત્ત્વની છે. 'કેવું વિચિત્ર' પેલા મનોચિકિત્સકે વિચાર્યું., 'કેવું દયાજનક !' 'આ માણસ બીજાઓને પણ પોતાની સ્થિતિ શ્રેષ્ઠ અને યોગ્ય હોવાનું ઠસાવવા શા માટે આટલી મહેનત કરતો હશે !'

ત્યાર પછી જ્યારે પણ રાજા ચોકમાં લટાર મારવા નીકળતો ત્યારે પેલો માણસ પાંજરાના સળિયાની પાછળથી તેને લળી લળીને સલામ ભરતો ને તેની ખુશામદ કરતો, ખોરાક અને આશ્રય પૂરા પાડવા બદલ કૃતજ્ઞતા વ્યક્ત કરતો પણ રાજાની ગેરહાજરીમાં, મનોચિકિત્સકની હાજરીને ભૂલી જઈ એ માણસ દૂપીલી અને દૂણાયેલી અભિવ્યક્તિમાં સરી પડતો. રખેવાળ જ્યારે સળિયા વચ્ચેથી તેને ખોરાક આપતો

.... . માણસ વચ્ચે વચ્ચે વાર થાળી ફેંકી દેતો, પાણી ઢોળી દેતો અને પછી પોતાના આવા કૃત્યને મૂંઝાયેલી સ્થિતિમાં તાકી રહેતો. તેને મોંએ એકની એક જ વાત થતી અને હવે તો કોઈકના આશ્રય હેઠળ જીવવામાં કેવું મૂલ્ય રહેલું છે તેની ફિલસૂફીને બદલે તે 'જેવું મારું નસીબ' જેવા ટૂંકા વાક્ય પર આવી ગયો હતો અને ઘણી વાર તો એટલું ય ન બોલતાં માત્ર 'આ જ છે' એટલું જ બોલતો.

છેલ્લો તબક્કો ક્યારે શરૂ થયો તે કહેવું મુશ્કેલ છે. પણ પેલા મનોચિકિત્સકના ધ્યાનમાં આવી ગયું હતું કે પેલા માણસના ચહેરે કોઈ વિશેષ ભાવ વરતાતો નથી, તેના સ્મિતમાં ખુશામદની છાંટ નથી. નાના બાળકને આફરો ચડે ને થાય તેવો અર્થહીન અને શૂન્ય મુખભાવ દેખાતો. એ માણસ તેનો ખોરાક ખાતો અને ક્યારેક મનોચિકિત્સક સાથે અવારનવાર થોડી (જ) વાતો કરતો. તેની આંખો શૂન્યપણે દૂ...ર કશું તાકી રહેતી. જો કે ક્યારેક તે મનોચિકિત્સકના ચહેરા પર પણ દૃષ્ટિ માંડતો પણ તેય જાણે તેને ઓળખતો જ ન હોય એ રીતે.

અને હવે તો એ માણસની ઢંગધડા વગરની વાતોમાં 'હું' શબ્દ પણ પ્રયોજવો બંધ થઈ ગયો. તેણે પિંજરાને સ્વીકારી લીધું હતું. તેને નહોતો ગુસ્સો, નહોતી ઘૃણા, નહોતી પ્રતીતિઓ. પણ હવે તે અર્ધપાગલપણાની સ્થિતિમાં આવી ગયો હતો.

એ રાત્રે જ્યારે પેલો મનોચિકિત્સક પોતાના વરંડામાં પોતાનો તારણહેવાલ લખવા બેઠો ત્યારે તેને શબ્દો સૂઝતા નહોતા. તેને પોતાની અંદર જ કશીક શૂન્યતાનો અનુભવ થવા લાગ્યો. છતાં તેણે પોતાની જાતને માંડ માંડ કાબૂમાં આણી આ શબ્દો લખ્યાઃ 'કહે છે કે કશું ક્યારેય નષ્ટ થતું નથી. દ્રવ્યનું માત્ર શક્તિમાં અને શક્તિનું ફરીથી દ્રવ્યમાં રૂપાન્તર થાય છે.' પણ આટલું લખ્યા પછી યે/છતાં યે તેને કશુંક નષ્ટ થયું હોવાની લાગણી સતાવતી રહી. આ પ્રયોગ વિષે બ્રહ્માંડમાંથી કશુંક નાશ પામ્યું હોવાની અને તેને સ્થાને નર્યો શૂન્ય અવકાશ વિસ્તરતો જતો હોવાની લાગણી તે ટાળી ન જ શક્યો. □

## દોઢ ઇંચ ઉપર / નિર્મલ વર્મા

...તમે ઈચ્છો તો પેલા મેજ પર જઈ શકો છો. એક માણસને વળી કેટલી જગ્યા જોઈએ! ના, ના, મને કશી જ તકલીફ નહીં થાય. અને તમે ઈચ્છો તો ચૂપ રહી શકો છો, હું પોતે ચૂપ રહેવાનું પસંદ કરું છું...માણસ વાત કરી શકે છે અને તે સાથે જ, તે જ સમયે ચૂપ પણ રહી શકે છે. બહુ ઓછા લોકો આ સમજે છે. હું વર્ષોથી એમ કરતો આવ્યો છું. અલબત્ત, તમે નહીં, તમે અત્યારે જુવાન છો. તમારી ઉમરે ચૂપ રહેવાનો અર્થ છે ચૂપ રહેવું અને વાત કરવાનો અર્થ છે વાત કરવી. બંને એક સાથે ન થાય. તમે નાના મગમાંથી પીઓ છો ને? કદાચ તમને વ્યસન પડ્યું નથી. હું તમને જોતાં જ ઓળખી ગયો હતો કે તમે આ જગ્યાના માણસ નથી. આ સમયે અહીં આવનારા તમામને હું ઓળખું છું. એમને સાથે તમે કોઈ વાત ન કરી શકો. એમણે અહીં આવતા પહેલાં જ ઘણું પીધું હોય છે. અહીં તો તેઓ છેલ્લો બીયર પીવા આવે છે. બીજા પબ બંધ થઈ જાય છે, અને બીજે જઈ શકતા નથી. એ લોકો બહુ વહેલા ટેં થઈ જાય છે મેજ પર, બહાર રસ્તે, ટ્રામમાં. ઘણીવાર મારે એમને ઉપાડીને ઘેર પહોંચાડવા પડે છે, બીજા દિવસે તો તેઓ મને ઓળખતા પણ નથી. તમે ગેરસમજ ન કરશો–મારો સંકેત તમારી તરફ નથી. તમને મેં પહેલી વાર અહીં જોયા છે. તમે ચૂપચાપ આવીને અહીં બેસી ગયા–મને એ ખરાબ લાગ્યું. ના, તમે ગભરાશો નહીં, હું

મારી જાતને તમારા પર લાદીશ નહીં. આપણે સાથે બેસીને પણ પોતપોતાનો બીયર પી શકીએ. મારી ઉમરે આ જરા મુશ્કેલ છે, કેમકે દરેક ઘરડો માણસ થોડો ઘણો ડરેલો / ભય પામેલો હોય છે... ગરિમા સાથે ધીરે ધીરે ઘરડા થવું બહુ મોટો 'ગ્રેસ' છે, એ દરેક માણસ માટે શક્ય નથી. એ કુદરતી રીતે બનતુ નથી. ઘરડા થવું એ એક કળા છે, અને ઘણી મહેનતે શીખી શકાય છે. શું કહ્યું તમે? મારી ઉમર? જરા ધારો તો ખરા! અરે ના, સાહેબ! તમે મને નાહક ખુશ કરવાની કોશિશ કરો છો. આમ પણ તમે મને ખુશ કર્યો જ છે અને એ ખુશીમાં હું જો વધારે બીયર લઉં તો તમને વાંધો તો નહીં હોય ને? અને તમે, નહીં લ્યો? ના, હું છૂટ નહીં કરું. દરેક માણસને પોતાની જિંદગી અને શરાબ પસંદ કરવાની સ્વતંત્રતા હોવી જોઈએ. બંનેને માત્ર એકવાર જ પસંદ કરી શકાય છે. પછી તો આપણે માત્ર એને દોહરાવતા રહીએ છીએ, એકવાર જીવી ચૂકયા, એકવાર પી ચૂકયા એને. તમે બીજી જિંદગીને માનો છો? એટલે કે મોત પછીની જિંદગીમાં? આશા રાખું છું કે તમે લપટો થઈ ગયેલો રિવાજી જવાબ નહીં આપો કે હું ધર્મમાં વિશ્વાસ રાખતો નથી. હું પોતે કેથોલિક છું, પણ મને તમારા લોકોનો વિશ્વાસ કે માણસ મર્યા પછી પણ મરી જતો નથી, એ દિલચસ્પ લાગે છે. આપણે પહેલાં એક જિંદગી પૂરી કરીએ છીએ, પછી બીજી, ત્રીજી, હું હમેશાં રાતે આ સમસ્યા વિશે વિચારું છું–તમે જાણો છો કે આ ઉંમરે વહેલા ઊંઘ આવતી નથી–ઊંઘ માટે થોડીક બેપરવાહી હોવી જોઈએ, અને થોડો થાક. એ બંને ચીજ નહીં હોય તો એના બદલામાં દોઢ પાશેર બીયર પી શકાય. એટલે જ મધરાતે હું અહીં ચાલ્યો આવું છું. એકધારો છેલ્લાં પંદર વર્ષથી. હું થોડીક ઊંઘ લઉં છું જરૂર પણ ત્રણ વાગ્યા પછી મારી ઊંઘ ઊડી જાય છે. એ પછી હું ઘરમાં એકલો રહી શકતો નથી. રાત્રીના ત્રણ...એ ભયાનક સમય છે. હું તો મારા અનુભવથી કહું છું. બે વાગ્યે લાગે છે કે

હજી રાત બાકી છે, અને ચાર વાગ્યે સવાર થવા લાગે છે, પણ ત્રણ વાગ્યે લાગે છે કે ન તો હું અહીં છું, ન તો ત્યાં છું. મને હમેશાં લાગે છે કે મૃત્યુનો કોઈ સમય હોય તો તે આ જ છે. શું કહ્યું તમે? ના ભાઈ, હું સાવ એકલો રહેતો નથી. તમે જાણો છો પેન્શનરોના પોતીકા શોખ હોય છે. મારી પાસે એક બિલાડી છે— વર્ષોથી મારી સાથે રહે છે. હું અહીં. બીયર પીતો તમારી સાથે લાંબી ચોડી વાતો કરું છું ત્યારે એ ત્યાં મારી રાહ જોતી બારણે બેઠી હશે. તમારે વિશે હું જાણતો નથી, પણ એ વિચારે હું તસલ્લી અનુભવું છું કે તમારી પ્રતીક્ષામાં બહાર રસ્તે નજર માંડીને કોઈ બેઠું છે. કોઈ પ્રતીક્ષા ન કરતું હોય એવા લોકોની હું કલ્પના કરી શકતો નથી! અથવા ખુદ પોતે કોઈની પ્રતીક્ષા નહીં કરતા હોય. તમે પ્રતીક્ષા છોડી દો છો ત્યારે જીવવાનું પણ છોડી દો છો. બિલાડીઓ લાંબા સમય સુધી ધીરજપૂર્વક પ્રતીક્ષા કરી શકે છે. એ બાબતમાં તેઓ સ્ત્રીઓ જેવી હોય છે. પણ એ બાબતે જ નહીં, સ્ત્રીઓની જેમ જ એમનામાં પોતાની તરફ આકર્ષવાની અસાધારણ શક્તિ રહેલી છે. ભય અને મોહ બન્ને જ—આપણે એકાંતમાં એમને જોઈને બંધાયેલા—લૂંટાયેલા ઊભા રહીએ છીએ. આમ તો કૂતરાં અને બીજાં પ્રાણીઓથી પણ ડર લાગતો હશે. પણ હલકી કક્ષાનો ડર છે. તમે એક બાજુ કોરે ચાલ્યા જાવ છો, કૂતરો બીજી કોરે ચાલ્યો જાય છે. એને ભય હોય છે કે ક્યાંક તમે એના પર હુમલો ન કરી બેસો એટલે એ ધાકમાં રહે છે. પણ એ ભયમાં કોઈ રહસ્ય, કોઈ રોમાંચ નહીં, કશી સમ્ભાવના નહીં. બિલાડી કે સાપને જોતાં મોટે ભાગે એવું અનુભવાય છે. આ સાચું છે, હું અનુભવે કહી શકું છું કે બિલાડીને સ્ત્રીઓની જેમ તમે છેવટ સુધી ખરેખર પિછાની શકતા નથી—પછી ભલે વર્ષો સુધી એની સાથે રહ્યા હો. એ પોતે જાણી જોઈને કશું છુપાવતી હોય એમ નહીં, એ માટે નહીં, પણ ખુદ આપણામાં એટલી ઈચ્છાશક્તિ નથી રહેતી કે છેવટ સુધી

એના અંતરના બંધ કમાડ ખોલી શકીએ. તમને એ અજબ થવા જેવું નથી લાગતું કે જેનામાં થોડો યે ભય રહ્યો હોય તે જ આપણને મોટે ભાગે આકર્ષે છે? તમને ખોટું ન લાગે તો હું ફરી બીયર લઈશ. થોડી વારમાં બધું બંધ થઈ જશે અને સવાર સુધી તમને એક ટીપુંય બીયર નહીં મળે. તમે ડરો નહીં...હું પીવા માટેની મારી મર્યાદા જાણું છું. માણસે જમીનથી લગભગ દોઢ ઈંચ ઊંચા ઊઠવું જોઈએ. એનાથી વધારે નહીં, નહિતર ઊંચે ને ઊંચે જ જવાશે અને એ ઉડ્ડયનનો અંત કોઈ પોલિસ સ્ટેશને કે નાળામાં આવશે, અને એ કંઈ ખાસ દિલચસ્પ નથી. પણ કેટલાક લોકો ભયના માર્યા જમીન પર પગ ખોડી રાખે છે. એવા લોકો માટે પીવું ન પીવું બરાબર છે. જી હા, સાચું અંતર છે દોઢ ઈંચ. એટલું ભાન અવશ્ય રહેવું જોઈએ કે પોતાના ભાનને દીવાસળીની જેમ બુઝાતું જોઈ શકીએ. દીવાસળીની આંચ આંગળીને અડે તે પહેલાં એને છોડી દેવી જોઈએ, એ પહેલાં નહીં, એ પછી પણ નહીં. ક્યાં સુધી પકડી રાખવું અને ક્યારે છોડી દેવું એનું રહસ્ય પીવામાં છુપાયેલું છે. પણ મુશ્કેલી એ છે કે દોઢ ઈંચથી વધારે ઊંચે ઊઠયા પહેલાં આપણે એ જાણી શકતા નથી, પણ ત્યારે એનો કશો અર્થ રહેતો નથી. કદાચ તમે એ જાણીને હસવાના કે આપણે પિછાનથી પર થયા પછી પિછાનીએ છીએ. તમે હસીને મારી વાત ટાળી દો તો એથી મને ખોટું નહીં લાગે. હું પોતે કોઈ કોઈવાર એવો પ્રયત્ન કરું છું કે એવી આશા પર જીવવાને ટેવાઈ જાઉં કે કેટલીયે બાબતોથી અજાણ રહેવું એ જ સુરક્ષિત રહેવાનો માર્ગ છે. તમે ધીરેધીરે એવી આશા સાથે જીવવાનું શીખી લ્યો છો—જેમ તમે તમારી પત્નીની સાથે જીવવાનું શીખી લ્યો છો. એક જ ઘરમાં વરસો સુધી...જોકે એક સંશય તો રહ્યા જ કરે છે કે પત્ની પણ મારા જેવી જ રમત રમી રહી છે. કોઈ કોઈવાર તમે એ સંશયથી છૂટવા બીજી કે ત્રીજી સ્ત્રીને ચાહવા લાગો છો. એ નિરાશ થવાની શરૂઆત છે, કારણ કે બીજી સ્ત્રીનું યે પોતાનું રહસ્ય

હોય છે અને ત્રીજી સ્ત્રીને પોતાનું. એ શેતરંજની રમત જેવું છે. તમે એક ચાલ ચાલો ત્યારે હરીફ માટે અંતહીન સંભાવનાઓ ખૂલી જાય છે. એક બાજી હાર્યા પછી બીજી બાજી જીતવાની આશા રાખો છો. તમે ભૂલી જાવ છો કે બીજી બાજીની પોતાની સંભાવનાઓ હોય છે, પહેલી બાજી જેવી જ અંતહીન, રહસ્યમય. જુઓ, એટલે હું કહું છું કે તમે ચાહે ગમે એટલી સ્ત્રીઓના સંપર્કમાં આવો, વાસ્તવમાં તમે એક જ સ્ત્રીના સંપર્કમાં આવો છો, શું કહ્યું તમે? જી નહીં, હું તમને પહેલાં જ કહી ચૂક્યો છું કે, હું ઘરમાં એકલો રહું છું, બિલાડીને બાદ કરતા. જી હા, હું પરણેલો છું, મારી પત્ની જીવતી નથી. આ મારું અનુમાન છે. તમને જરા આશ્ચર્ય થાય છે ને! અનુમાન હું એટલા માટે કહું છું કે મેં એને મરતી જોઈ નથી. તમે કોઈને નરી આંખે મરતાં ન જોયા હોય, પોતાના હાથે દફનાવ્યા ન હોય ત્યારે તમે માત્ર અનુમાન જ કરી શકો કે તે જીવન્ત નથી. તમને કદાચ હસવું આવશે, પણ મને લાગે છે કે તમે પોતાના પરિચિત માણસને પોતે મરતા ન જુઓ ત્યારે એક ધૂંધળી આશા રહે છે કે એ હજી જીવે છે. તમે બારણું ખોલશો અને એ ટુવાલથી હાથ લૂછતી તમારા સામે આવીને ઊભી રહેશે. બેશક, એ ભ્રમ છે. એવું હોતું નથી. એને બદલે બારણાના ઉંબરે બેઠેલી પોતાની આંખોના રંગ બદલતી બિલાડી આવે છે. મેં લોકોને એવું કહેતા સાંભળ્યા છે કે સમય માણસને બધું જ શીખવી દે છે, શું તમે પણ એવું માનો છો? હું નથી જાણતો. મને તો કોઈ કોઈવાર એવું લાગે છે કે એ શીખવાનું નહીં એટલુ વાળીને ક્યાંક છુપાવી દેવાનું હોય છે. અંધારા ખૂણે કે જાજમ નીચે, કોઈ જોઈ ન શકે એ માટે, પણ એના પંજા હમેશાં બહાર રહે છે. કોઈ પણ અણજાણી ક્ષણે એ દબાવી શકે છે. કદાચ હું આડો ફાટયો છું, બીયર પીવાનું આ એક સુખ છે. તમે રસ્તે ચૂકો છો અને ચક્કર માર્યા કરો છો, એક બે કુંડાળાની આસપાસ રાઉન્ડ એન્ડ રાઉન્ડ. તમે બાળકોની પેલી રમત વિશે જાણતા હશો,

જેમાં એ લોકો કુંડાળું બનીને બેસી જાય છે અને માત્ર એક બાળક રૂમાલ લઈને આસપાસ દોડે છે. તમારા દેશમાં પણ એ રમત રમાય છે? વાહ, જુઓને... આપણે ગમે એટલા જુદા હોઈએ, બાળકોની રમત બધે સરખી જેવી હોય છે. એ દિવસોમાં અમારી હાલત એવી જ હતી, કારણ કે અમારામાંનું કોઈ એ જાણતું નહોતું કે ક્યારે અચાનક કોની પાછળ પોતાનો ફંદો છોડી જઈશું. એમાં દરેક માણસ એક ભયભીત બાળકની જેમ વારંવાર પાછળ જોઈ લેતો હતો કે ક્યાંક મારી પાછળ તો ફંદો નથી....હા, એ જ દિવસોમાં જર્મનો અહીં આવ્યા હતા. તમે તો ત્યારે બહુ નાના હશો. મારી ઉંમર પણ ખાસ નહોતી અને યુદ્ધને કારણે સવારથી સાંજ સુધી કામમાં જોડાયેલા રહેવું પડતું હતું, એટલે હું એક જુવાન બળદની જેમ જોતરાયેલો રહેતો હતો. એક વય એવી હોય છે જ્યારે દરેક માણસ એક સરેરાશ સુખના વર્તુળમાં રહેવાનું શીખી લે છે. એની બહાર જોવાની એને ફુરસદ નથી હોતી. જ્યાં સુધી એના વર્તુળમાં...એ ક્ષણ સુધી... તમે જોયું હશે કે જેને આપણે સુખ કહીએ છીએ તે એક ખાસ ક્ષણ–સમય મર્યાદાની ચીજ છે–તે આમ તો બહુ નક્કર છે, પણ એ ક્ષણ પસાર થઈ ગયા પછી એ બહુ ફિક્કી અને કંઈક હેંગઓવર જેવી ધૂંધળી લાગે છે. પણ જેને આપણે દુઃખ, તકલીફ કે યાતના કહીએ છીએ એને માટે ખાસ કશી તક નથી હોતી. હું એમ કહેવા માંગું છું કે એ હુબહુ દુર્ઘટનાના સમયે અનુભવાતી નથી. ખરેખરી દુર્ઘટનાના સમયે આપણે બદહવાસ જેવા થઈ જઈએ છીએ, આપણે એનાથી પેદા થનારી યાતનાને માટે કોઈ તૈયાર ફ્રેમ શોધી શકતા નથી, જેમાં આપણે એને ફીટ કરી શકીએ. કોઈ દુર્ઘટના બને એ એક વાત છે, એનું ખરેખરું પરિણામ પોતાની આખી જિંદગીમાં ભોગવવું કે ભોગવવાને લાયક થઈ શકવું–એ બીજી વાત છે. એ અસંભવ છે... એવું બનતું નથી–હું એમ કહેવા માંગું છું કે પોતાને વારંવાર બીજાની સ્થિતિમાં મૂકીને બીજાએ ભોગવેલાં કષ્ટોની કલ્પના કરી,

એ થોડું ઓછું હશે અથવા થોડું વધારે, પણ બીજાએ ભોગવ્યું હોય એટલું અને એવું નહીં. ના, ના, તમે ગલત ન સમજો. મેં મારી પત્નીને કષ્ટ ભોગવતી જોઈ નથી, હું ઘરે પહોંચ્યો ત્યારે એ લોકો એને લઈ જઈ ચૂક્યા હતા. સાત વર્ષના લગ્નજીવનમાં હું પહેલી વાર ખાલી ઘરમાં પ્રવેશ્યો હતો. બિલાડી? ના, એ દિવસોમાં એ મારી પાસે નહોતી; ઘણાં વર્ષો પછી મેં એને પાળી. બીજા ઘરોના પાડોશીઓ જરૂર પોતપોતાની બારીમાંથી ડોકિયાં કરી મને જોતા હતા, એ સ્વાભાવિક પણ હતું. હું પોતે એમને કે એમનાં સગાંઓને ગેસ્ટાપો (જર્મન પોલિસ) પકડીને બંધ ડબ્બામાં લઈ જતાં ત્યારે ડોકિયાં કરીને જોતો હતો. પણ મેં ક્યારેય એવી કલ્પના નહોતી કરી કે હું ઘેર પાછો ફરીશ ત્યારે મારી પત્નીનો ઓરડો ખાલી પડયો હશે–જુઓને–હું તમને એક વાત પૂછવા માંગું છું–શું એ અજબ થવા જેવું નથી કે આપણે જ્યારે મોત, યાતના કે દુર્ઘટનાની વાત સાંભળીએ છીએ અથવા અખબારમાં વાંચીએ છીએ ત્યારે આપણને ક્યારેય એવો વિચાર આવતો નથી કે એવું પોતાને માટે પણ થઈ શકે છે કે થઈ શકતું હતું...ના, આપણને હંમેશાં લાગે છે કે એ બીજાને માટે છે...અરે, તમે બીજો બીયર લો છો એથી હું ખુશ છું. આખર, ખાલી ગ્લાસની સામે તમે આખી રાત તો બેસી રહી શકો નહીં. શું કહ્યું તમે? હું જાણતો હતો, તમે આ સવાલ જરૂર પૂછશો તમે ન પૂછતે તો મને આશ્ચર્ય થતે. ના ભાઈ, પહેલાં તો હું પોતે કશું સમજી શક્યો નહીં. મેં તમને કહ્યું ને કે ખરેખરી દુર્ઘટનાના સમય માણસ બદહવાસ જેવો થઈ જાય છે. એ પોતાની યાતનાનો ચોક્કસ અંદાજ પણ બાંધી શકતો નથી. મારી પત્નીની ચીજો ચારે બાજુએ વિખેરાઈને પડી હતી...કપડાં, પુસ્તકો, જૂનાં અખબારો, આલમારીઓ અને મેજના બારણાં ખાનાં ખુલ્લાં હતાં. એમાંની તમામ ચીજો ઊથલીને ફર્શ પર પડી હતી. ક્રિસ્મસની ભેટો, શિવણનું મશીન, જૂનાં ફોટો–આલબમ, તમે જાણો છો, લગ્ન પછી ઘરમાં આપોઆપ જ

કેટલી બધી ચીજો ભેગી થઈ જાય છે. એવું લાગતું હતું કે ગેસ્ટાપોએ બધું ઊથલાવી પલટાવીને જોયું હતું. ખૂણેખૂણા ફંફોસી જોયા હતા... એમના હસ્તસ્પર્શથી બચી હોય એવી એકે ચીજ નહોતી. એ રાત્રે હું મારા ઓરડામાં બેસી રહ્યો મારી પત્નીનું બિછાનું ખાલી પડયું હતું. તકિયાની નીચે એનો રૂમાલ, મેચિસ અને સિગારેટનું પેકેટ હતાં. સૂતાં પહેલાં એ કાયમ સિગારેટ પીતી. શરૂમાં તો મને એની એ ટેવ ખૂચતી હતી, પણ ધીરેધીરે હું એનાથી ટેવાઈ ગયો. પલંગની પાસે ટિપોય પર એનું પુસ્તક પડયું હતું, હમણાં હમણાં એ, એ વાંચતી હતી ગઈ રાતે જ્યાંથી એણે વાંચવાનું અટકાવ્યું હતું ત્યાં નિશાન રાખવા એણે માથાની કિલપ દબાવી હતી. એની સાથે એના કેશની ગંધ જોડાયેલી હતી તમે જાણો છો કે કેવી રીતે, વર્ષો પછી પણ નાની નાની વિગતો આપણને યાદ રહે છે. એ કદાચ સારું પણ છે. લગ્ન પહેલાં આપણે હમેશાં મોટી અને અનુભૂતિ ભરી ચીજો વિશે વિચારીએ છીએ, પરન્તુ લગ્ન પછી સારા એવા સમય સુધી સાથે રહેવાથી મોટી ચીજો હાથમાંથી સરકી જાય છે, માત્ર કેટલીક નાની મોટી ટેવો, ઉપરથી સપાટી પરની લાગતી દિનચર્યાઓ, અરસપરસના ભેદ જ બચે છે, શરમને કારણે આપણે એ બીજા કોઇને કહેતા નથી, પણ એ બધાં વિના બધું જ સૂનું લાગે છે. એ રાતે હું એકલો પત્નીની ચીજો વચ્ચે બેસી રહ્યો. કદાચ એ વખતે હું મારામાં ન હતો. મને કશું જ સમજાતું નહોતું. એ પોતાના ઓરડામાં નહોતી. એ એક સામાન્ય હકીકત હતી. હું એ સમજી શકતો હતો. પણ પેલાઓ એને પકડીને લઈ ગયા હતા, એ ભયાનક ભેદ મારી પકડમાં આવતો નહોતો. આખર, મ.રી પત્ની જ કેમ? હું એ રાત્રે વારંવાર મને એ પ્રશ્ન પૂછતો રહ્યો. તમને સહેજ આશ્ચર્ય થશે કે સાત વર્ષોના લગ્નજીવનમાં પ્રથમ વાર મને મારી પત્ની પર સંદેહ થયો હતો... જાણે એણે મારાથી છુપાવીને કોઈ વસ્તુ રાખી હોય, કોઈ એવી ચીજ, જેની સાથે મારે કશી લેવાદેવા ન હોય. પાછળથી

મને જાણવા મળ્યું કે ગેસ્ટેપો પોલિસ ઘણા દિવસથી એના પર નજર રાખતી હતી. એની પાસેથી કેટલાક ગેરકાયદે પેમ્ફલેટ અને હેન્ડબિલો મળી આવ્યાં હતાં. એ દિવસોમાં એવું સાહિત્ય અજ્ઞાતરૂપે લોકોમાં વહેંચાતું હતું. જર્મન અધિકારીઓની દૃષ્ટિએ એ સૌથી ગંભીર અપરાધ હતો. પોલિસે એ બધું મારી પત્નીના ઓરડામાંથી મેળવ્યું હતું. એ વાત કદાચ તમને ઘણી દિલચસ્પ લાગશે કે એ વિશે ખુદ હું પોતે કશું જાણતો નહોતો. એ રાત્રી પહેલાં એ અને હું એ જ ઓરડામાં સૂતાં હતાં, પ્રેમ કરતાં હતાં. એ જ ઓરડામાં કેટલીક એવી ચીજો હતી, જે એનું રહસ્ય હતી, જેની સાથે મને કશો જ સમ્બન્ધ નહોતો. શું એ તથ્ય દિલચસ્પ નથી કે મારા કરતાં એને પકડી જનારા એને વધારે જાણતા હતા? જરા થોભો, હું મારો ગ્લાસ પૂરો કરું, પછી હું તમને સાથ આપીશ. થોડીવારમાં બાર બંધ થઈ જશે અને પછી...ના, એટલી ઉતાવળ નથી. પીવાની મઝા ઈત્મીનાનથી પીવામાં છે. આપણી ભાષામાં એક કહેવત છે—આપણે જીવ છલોછલ થઈ જાય એટલું પીવું જોઈએ, કારણ કે સો વર્ષ પછી આપણે આ દુનિયામાં નહીં હોઈએ. સો વર્ષ–એ ઘણો લાંબો સમય છે, તમે નથી વિચારતા? આપણામાંનો કોઈ પણ એટલા લાંબા સમય સુધી જીવી શકે એ વિશે મને શંકા છે. માણસ જીવે છે....ખાય છે....પીએ છે અને એક દિવસ અચાનક બધું સમાપ્ત! ના ભાઈ, મરવું એ ભયાનક નથી. લાખો લોકો રોજ મરે છે; આપણે હં પણ કરતા નથી. ભયાનક ચીજ તો એ છે કે મરેલો માણસ પોતાનું રહસ્ય હંમેશને માટે પોતાની સાથે લઈ જાય છે, અને આપણે એનું કશું જ બગાડી શકતા નથી. એક રીતે એ આપણાથી મુક્ત થઈ જાય છે. એ રાત્રે હું એના ઓરડાથી મારા ઓરડામાં ને ત્યાંથી એના ઓરડામાં આંટા મારતો રહ્યો. તમને કદાચ હસવું આવશે કે પોલિસ પછીનો હું બીજો માણસ, એની ચીજો તપાસવામાં હતો. એકેક ચીજને ઊથલાવી પલટાવીને

ગંભીરતાથી એને જોઈ તપાસી પારખી હતી. મને વિશ્વાસ પડતો નહોતો કે એ પોતાની પાછળ એ મારે માટે જેના સહારે જેમાં મારો ભાગ રહ્યો હોય એવું કોઈ નિશાન છોડી ગઈ હોય. એનો લગ્નનો પોશાક, ડ્રેસિંગ ટેબલના ખાનામાં લગ્ન પહેલાં મેં એને લખેલા થોડા પત્ર રાખ્યા હતા, કેટલાંક પીંછાં અને પથ્થર–એવાં બધાંનો એ સંગ્રહ કરતી હતી...જરા જુઓ, સાત વર્ષના લગ્નજીવન પછી હું એ રીતે એના પતિને બદલે છૂપી પોલિસ કે ધંધાદારી નોકર હોઉં એવી રીતે તપાસતો હતો. હવે હું એને કશું પૂછી નહીં શકું એ વિશે મને વિશ્વાસ જ પડતો નહોતો. ગેસ્ટેપોના હાથમાંથી એ બચી શકવાની નહોતી એ હું જાણતો હતો. એ લોકો જેમને પકડી ગયેલા તેમાંના એકેને પાછો ફરેલો મેં જોયો નથી. પણ મૃત્યુ એની નજીક છે એના કરતાં એને વિશે પૂરું સત્ય હું કદી જાણી નહી શકું એ વિચારે વધારે ભયભીત થઈ ગયો. મૃત્યુ હમેશાંને માટે એના રહસ્ય પર પડદો પાડી દેશે અને એ એની પાછળ એવી એકે નિશાની નહીં છોડી જાય જેના વડે હું પેલા રહસ્યને ઉકેલી શકું. બીજા દિવસે રાત્રે ગેસ્ટેપોએ મારા ઘરનાં બારણાં ખખડાવ્યાં. હું એમની જ રાહ જોતાં તૈયાર બેઠો હતો. હું જાણતો હતો કે એ લોકો ફરી આવશે. મારી પત્નીએ એમની સમક્ષ તમામ કબૂલાત કરી હોત તો એઓ આવતે નહી. પણ હું જાણતો હતો કે મારી પત્ની એક શબ્દ પણ કહેવાની નથી. હું એના રહસ્યથી અજાણ હતો પણ એની આદતો જાણતો હતો. એ ચૂપ રહેવાનું જાણતી હતી... ગમે એટલી ભયંકર યાતના સહેવા છતાં. ના ભાઈ, મેં મારી આંખે એની યાતના નથી જોઈ, પણ અનુમાન કરી શકું છું. એમણે મને પહેલો પ્રશ્ન પૂછયો તે સ્પષ્ટ હતો, શું તમે શ્રીમતી...ના પતિ છો? મેં હા કહી. બાકીના પ્રશ્નો મારી સમજની બહારના હતા. પણ તેઓ મને એમ છોડવાના નહોતા. એમણે મારી વાતને મજાકમાં ઉડાવી દીધી. મેં કહ્યું મારી પત્નીની કાર્યવાહી વિશે હું કશું જાણતો નથી. એમને

લાગ્યું કે પોતાને બચાવવા માટે આ સાચી વાત છુપાવે છે. એ લોકો મને એક અલગ સેલમાં લઈ ગયા. આખું અઠવાડિયું રાતદિવસ એક જ પ્રશ્ન જુદી જુદી રીતે પૂછ્યા કર્યો, તમે તમારી પત્ની વિશે કંઈ જાણો છો ? એ કયા લોકોને મળતી હતી ? કયા માણસે એને સાહિત્ય આપ્યું ? વાત કઢાવવા માટે એ લોકો જે રીતો અપનાવતા એ વિશે હું તમને કંઈ જ કહી શકું તેમ નથી. હું ગમે એટલી ઝીણવટથી વિગતવાર કહું, તમે રતીભાર એનો અંદાજ બાંધી શકો નહીં. હું બેભાન થઈ જાઉં ત્યાં સુધી એ લોકો મને મારતા પરંતુ એમનામાં અસીમ ધીરજ હતી...હું હોશમાં આવું ત્યાં સુધી રાહ જોતા. અને ફરી પેલો સિલસિલો શરૂ થઈ જતો, એકના એક સવાલ અને અંતહીન યાતના...પત્ની સાથે વર્ષો સુધી રહેલો હું એની કાર્યવાહી વિશે કશું જાણું નહીં એ એમની સમજની બહાર હતું. એમને લાગતું કે હું એમને બેવકૂફ બનાવું છું. ના ભાઈ, તેઓ મને મારતા એનું મને દુઃખ ન હતું, મારી યાતના એ હતી કે એમના પ્રશ્નોના જવાબ આપવા માટે મારી પાસે કશી જ માહિતી નહોતી. કહેવા માટે મારી પાસે સામાન્ય ઘરેલુ વાતો હતી – દરેક પતિ પત્ની વિશે એટલું તો જાણતો જ હોય છે. ઘરેલું જિંદગી સિવાયની એક બીજી જિંદગી પણ એ જીવી રહી છે એની કલ્પના પણ હું કરી શકતો નહોતો. મારાથી અલગ, મારાથી અસ્પૃશ્ય–એક એવી જિંદગી, જેની સાથે મને સંબંધ નહોતો. તમને એ વાત હાસ્યાસ્પદ નથી લાગતી કે...એ લોકો એને પકડતે નહીં તો હું જે જાણું છું તે જ મારી પત્ની છે એવું જ જીવનભર માનતો હોત-તમે જાણો છો, યુદ્ધના પરંતુ ગેસ્ટેપો સામે પીડા અને કષ્ટની અસહ્ય ક્ષણોમાંથી પસાર થતી વખતે એણે મને કશું જ ન કહ્યું એ વિશે કૃતજ્ઞભાવ અનુભવતો. એણે એક રીતે મને બચાવી લીધો હતો. હું આજ સુધી એનો નિર્ણય કરી શક્યો નથી કે મારી પત્નીનું રહસ્ય હું જાણતો હોત તો ચૂપ રહેવાનું સાહસ હું કેળવી શક્યો હોત ? કબૂલ કરવા જેવું હું જાણતો

હોત તો મારી યંત્રણા કેટલી વધી જાત! લાચારીમાં તમે ગમે એટલી યાતના સહી શકો પણ તમે જાણો કે હું ગમે ત્યારે આ યાતનામાંથી છૂટકારો મેળવી શકું છું, ભલે તે માટે પોતાની પત્ની, પોતાના પિતા, પોતાના ભાઈ સાથે વિશ્વાસઘાત કેમ ન કરવો પડે...ત્યારે યાતનાની એક સીમા પછી એમાંથી છૂટવાનો રસ્તો પસંદ નહીં કરો એ વિશે કંઈ જ કહી શકાય નહીં. પસંદગીની સ્વતંત્રતાથી બીજી મોટી પીડા કોઈ નહીં. મને કોઈ કોઈ વાર લાગે છે કે નિર્ણયની એ યાતનામાંથી મને બચાવવા માટે જ મારી પત્નીએ પોતાનું રહસ્ય મારાથી છુપાવ્યું. જુઓ, કહેવાય છે કે પ્રેમમાં કશી દુરાવા કે છુપાવવાનું હોતું નથી. બધું અરીસા જેવું સ્પષ્ટ હોય છે. હું વિચારું છું કે આનાથી મોટી ભ્રાન્તિ બીજી કોઈ નહીં હોય. પ્રેમ કરવાનો અર્થ પોતાને પ્રગટ કરવા જેટલો જ નથી, પોતાને ઘણે અંશે છુપાવવાનો પણ છે, જેથી બીજાને આપણે પોતાના નિજી ખતરાથી દૂર રાખી શકીએ. દરેક સ્ત્રી આ જાણે છે, અને પુરુષ કરતાં એ વધારે પ્રેમ કરવાની ક્ષમતા ધરાવે છે, એથી એનામાં પોતાને છુપાવવાનું સાહસ પણ હોય છે તમે એવું નથી માનતા? સંભવ છે, હું ખોટો હોઉં, પણ જ્યારે મને રાત્રે ઊંઘ નથી આવતી ત્યારે હું એવા વિચારે તસલ્લી અનુભવું છે કે...જવા દો, હું સમજાવી શકતો નથી. તમને મેં મારા મેજ પર બોલાવ્યા તે હું તમને બધું સમજાવી શકીશ એવી આશાથી નહીં. શું કહ્યું તમે? ના ભાઈ, એ પછી મેં મારી પત્નીને ફરી જોઈ નથી. એક બપોરે હું ઘરે પાછો ફરતો હતો ત્યારે મારી નજર એક પોસ્ટર પર પડી. એ દિવસોમાં દર ત્રીજા ચોથા દિવસે શહેરની ભીંતો પર નવું પોસ્ટર ચીટકાડી દેવામાં આવતું...દરેક પોસ્ટર પર ત્રીસ ચાળીસ નામ હોય—એ સૌને આગલી રાતે ગોળીથી મારી નાખવામાં આવ્યા હોય. મારી નજર મારી પત્નીના નામ પર પડી ત્યારે ક્યાં સુધી તો મને એ વિચિત્ર લાગ્યું કે આ નામની પાછળ મારી પત્નીનો ચહેરો છે. મેં તમને કહ્યું ને કે નરી આંખે કોઈને મરતા ન જુઓ ત્યાં સુધી તે

જીવન્ત નથી એવો વિશ્વાસ જ પડતો નથી. એક ધૂંધળી આશા સજીવ રહે છે કે હું બારણું ખોલીશ અને....પણ જુઓ હું મારી વાત ખેંચવડાવી રહ્યો છું. બીયર પીવાનું એ સુખ છે કે તમે એક જ વર્તુળની આસપાસ ચક્કર લગાવો છો...રાઉન્ડ એન્ડ રાઉન્ડ એન્ડ રાઉન્ડ. તમે જાવ છો? જરા થોભો...હું સલામીના થોડા ટુકડા મારી બિલાડીને માટે ખરીદી લઉં...બિચારી અત્યાર સુધી ભૂખી તરસી મારી રાહ જોતી હશે. ના...ના...તમારે મારી સાથે આવવાની જરૂર નથી. મારું ઘર ખાસ દૂર નથી અને હું પીવાની મારી મર્યાદા જાણું છું. મેં તમને કહ્યું હતું ને...માત્ર દોઢ ઇંચ ઉપર. 

## મનમાં આવ્યું / રતિલાલ 'અનિલ'

ફલાણા વિદેહ સજ્જનનું જીવનચરિત્ર કુમારમાં આવ્યું છે એવું મને કોઈએ કહ્યું ત્યારે કેટલાયે સમય સુધી હું કેવળ શૂન્યમૂન બની રહ્યો, પ્રતિભાવનો એકે શબ્દ બોલી શકયો નહીં, છેવટે સ્વગત બોલ્યો તે એ કે જીવનચરિત્ર કદી વાંચવાં નહીં! પક્ષપાત વિના કે એકાંગી દર્શન વિના એવું લખી શકાય નહીં, તો એ જીવનદર્શન પણ બને નહીં. સરેરાશ અપેક્ષિત સમતા યે નહીં દાખવી શકનારને નજીકનો માણસ, તેને લાભકર્તા હોઈ (અહીં જ પક્ષપાત થયો!) એણે માની લીધેલા સદ્‌ગુણોની આરતી ઉતારવા માંડે એ ભક્તિ પણ સ્વાર્થી—એમાં અન્યોયે જોડાવાનું ન હોય, પણ તટસ્થ પણ રહેવાનું હોય ખરું? ખાસ તો વાંચકે? કારણ કે લેખકે જ તટસ્થતા જાળવી નથી. શ્રદ્ધા ઉત્પન્ન કરવા માટે લખાયેલું જ અશ્રદ્ધા ઉપજાવે—એ તો અવળું પરિણામ! પણ જેના વિશે લખાયું તેને તટસ્થપણે જાણનાર તો કોઈ કોઈ, પણ જે સાવ જ જાણતા નથી, એમના માનસ પર તો શ્રદ્ધાયુક્ત ઉજ્જવળ છબિ સર્જી શકાય—આવી યુક્તિ સફળ તો થાય છે અને એના પર જ ખંધો વિશ્વાસ રાખી જીવનચરિત્ર લખાતાં હોય તો આ સમાજમાં ઘણી બધી ચાલાકીઓ વ્યવહારમાં સફળપણે ચાલે છે તેમાં એક વધુ, પણ સાહિત્યનો આદર્શ કે ઉપયોગ એવો ન હોય!

મોટા કહેવાતા માણસો પણ, એમ બધી બાજુ સાચવીએ તો આગળ ન વધાય એવા ખંધા ચતુરાઈભર્યા નહીં પણ ચાલાક નિર્ણયે પોતાની દિશામાં આગળ વધ્યાનાં ઉદાહરણો ઓછાં નહીં મળે. સામાજિક સ્વીકાર અને વિશિષ્ટ દરજ્જાની પ્રાપ્તિ પછી 'સમર્થકો

નહીં હોય ગુંસાઈ'એ ઉક્તિ અનુસાર વધારે હિંમતથી જેની પ્રશસ્તિ થાય છે એ કામમાં આગળ વધતા હોય એ પણ સામાજિક પરિસ્થિતિનો ગેરલાભ જ લીધો કહેવાય. એવા ચાલાક માણસનું જીવનચરિત્ર અબુધોને કહેવાતી પ્રેરણા આપે કે ગુણચિંતનની એક રીઠી પરંપરા આગળ ચાલે–એથી વિશેષ શું નીપજે ?

જીવનચરિત્ર લખવાની ઈચ્છા/પ્રેરણા થાય ત્યારે સૌથી પ્રથમ તો તેની સ્વચ્છ ગરિમા ચિત્તને આકર્ષે. એનું આલેખન પણ ભગતડાવેડા, વેવલાવેડા કે પ્રગટ અહોભાવથી ન થાય તો જ ચરિત્રનાયકની ગરિમા ઉપસે. હું એક પાદરીએ લખેલા ઈસૂચરિતથી ઈસૂને પામી શકું નહીં, પણ કિશોરલાલ મશરૂવાળાએ લખેલ 'ઈસૂ ખ્રિસ્ત' ચોપડીમાં એમણે કેવળ સારગર્ભ, પૂર્ણ ગાંભીર્યથી ચરિત્રનિબંધ લખ્યો છે તે દ્વારા પામું છું એમણે સહજાનંદ ચરિત્ર પણ લખ્યું. પોતે જન્મ્યા સ્વામિનારાયણનો ધર્મ પાળતા કુટુમ્બમાં એટલે એમની જવાબદારી વધી ગઈ. ચરિત્રનાયક પ્રત્યેનો આદર પણ હકીકતલક્ષી તટસ્થ આલેખનમાંથી જ ઉપસે, ગરિમાની ઝલક વર્તાય, એટલો સંયમ એમને માટે અનિવાર્ય બની ગયો વિવેચકો એટલે અધ્યાપકો ! કિશોરલાલ મશરૂવાળાએ થોડાંક આદર્શ જીવનચરિત્રો લખ્યાં એનું વિવેચન કરવાનું કોઈને સૂઝ્યું જ નહીં ! એમને તો કિશોરલાલ મશરૂવાળા બહુ તો ચિંતક, સાહિત્યકાર કહેવાય એવા લેખક શેના–એવો જ ઉપેક્ષિત ભાવ હશે

જીવનચરિત્રમાં પારિભાષિક શબ્દો જેવાં વિશેષણો હોય ? દરેક ચરિત્રનાયક વિશેષ ખરો, પણ એ વિશેષતા તો નોખી નોખી (તે તો ચરિત્ર જ પ્રગટ કરે) છતાં 'કુમાર'ના કેટલાંયે જીવનચરિત્રોમાં ચરિત્રનાયક માટે ફરી ફરી વાંચવા મળતાં ચોક્કસ જ વિશેષણો જોવા મળશે ! બચુભાઈએ ઉપલક નજરે ગરિમામય લાગે એવી શબ્દાવલિઓ પ્રયોજી હતી ! પુસ્તકોની ઔપચારિક નોંધમાં 'ઉપયોગી' શબ્દો હોય ! વળી 'તદ્દવિષયના અભ્યાસીને ઉપયોગી' એવી ચતુરાઈ પણ ખરી ! એવું બધું ભદ્રન્યાયમાં ખપાવી દેવાયું ! સ્વસ્થ પ્રાંજલ એમ્ના ગદ્યનું પોત જ ગરિમાની અસર ઉપજાવે .

એવી પરંપરા, કહો કે સમ્પ્રદાય જ ઊભો કર્યો કહેવાય ! એમ લાગે છે કે શઠ પાત્રને શઠરાય નામની ચબરકી ચોંટાડી દેવાનો હુન્નર સરસ્વતીચન્દ્રથી ચાલ્યો આવે છે, તેને ભદ્રતાના વળાંકો અપાયા છતાં વાસ્તવમાં તો એ અબરખ ચોંટાડી મૂળ છબિને ભાતીગળ નહીં પણ ભમરાળી કરવાનો ઉદ્યમ જ ચાલ્યો ! બધું જ જાણે વિદ્યાર્થીઓ માટે શાળાના શિક્ષક થઈને લખવાનું એવો વહેમ વસી ગયો ન હોય તો આવું બધું શી રીતે લખાય ?

ગુણચિંતન ભક્તિભાવે થાય છે ત્યારે ભક્તો જ તે સાંભળે છે, અને પ્રાસંગિક ભદ્ર-ઔપચારિકતાથી કહેવાય છે તે પ્રસંગ સાચવી લે છે-પણ ચરિત્રનાયક શું એટલો ટૂંકજીવી છે ? કે બનાવી દેવાય છે ? ટૂંકજીવી નીવડનાર ગુણચિંતન દીર્ઘાયુને પણ મર્યાદિત બનાવી દે છે. કળાકારની ધીરજ, સ્વસ્થતા અને પરોક્ષતા ચરિત્રનાયકના ગૌરવ અને ગરિમાને ઉપસાવી શકે, તે ચિરાયુ હોય. જીવનચરિત્રમાં શૈલી ન હોય-શૈલીથી લેખક દેખાય, ચરિત્રનાયક નહીં. શૈલીકારના એ જીવનચરિત્રોના નાયક જુદા, પુરુષાર્થો જુદા-છતાં શૈલીને કારણે એટલા પૂરતા સમાન જ લાગે. યશ તો વાંચ્યા પછી વાચકના મનમાં ચરિત્રનાયકનો વસે, એને એ રીતે નાયકને પામવા દો, 'પ્રથીતયશ' કહીને એના કામમાં વચ્ચે આવીને એને આળસુ અને ઓછી સ્મરણશક્તિવાળો કે પછી પ્રસાદ ખાવો અને જીવનચરિત્રો વાંચવાં એ પુણ્યનું કામ છે અને ગૃહસ્થે પુણ્યની કમાણી કરવી જ જોઈએ-એવો નર્યો વ્યવહાર ન બનાવી દો. શબ્દો એ સગવડ નથી, શક્તિ બચાવનારાં યંત્રો નથી, એ તો વિવેકની કસોટી કરનારા છે. ઓળખચિટ્ઠી જેવાં વિશેષણો, અલંકારો અને શૈલી ફાવતા પક્ષને જ ઉપસાવતા રહેવાની ચાલાકી, ભદ્ર રીતભાત જેવો ઔપચારિક અહોભાવ-આટલા બધા અને બીજા યે દોષો બિચારા ચરિત્રનાયક પર લદાય એટલે એ ભારેખમ લાગે, એમ ? વિવેકી માણસને તો એ ભાર વહેનારો ય લાગે-એ હોય તો લેખકે સર્જેલો કટાક્ષ હોય-વાંચકનો નહીં. □

## હેન્રી જેઇમ્સની 'ધ પોર્ટ્રેઈટ ઑવ એ લેડી' વિશે

— ઉત્પલ પુરોહિત

હેન્રી જેઈમ્સની નવલ 'ધ પોરટ્રેઈટ ઑવ એ લેડી'ની નાયિકા ઈઝાબેલ કલ્પનાશીલ, મુક્ત, જિંદગીને અનુભવવાની ઇચ્છાવાળી, નિર્દોષ, વ્યક્તિગતતામાં સંપૂર્ણપણે માનનારી, સાહસિક અને કૌતુકરાગી અમેરિકન સ્ત્રી છે. પણ તેની નિર્દોષતા તેના અભિમાન સાથે સંકળાયેલી છે. જે એના જીવનને દુઃખી બનાવે છે. તેનાં અજ્ઞાન અને અભિમાન તેને તેની જિંદગીમાં થયેલા અનુભવને કારણે દૂર થાય છે.

જેમ જેમ તેનું જ્ઞાન વધતું જાય છે તેમ તેમ તેનાં અભિમાન અને વિશ્વાસ ધ્રુજી ઊઠે છે. તેનો આત્મા એક બીકણ આત્મા બની રહે છે.

ઈઝાબેલને લોર્ડ વોરબર્ટન પ્રત્યે ખૂબ માન છે પણ તેની સાથે લગનના પ્રસ્તાવથી બીક અનુભવે છે. ઈઝાબેલ કાસ્પર ગુડવૂડના હઠીલા સ્વભાવથી ગભરાય છે. તે, ઈઝાબેલના જટિલ અને સૂક્ષ્મ સ્વભાવને સમજી શકતો નથી. જો તે, કાસ્પર ગુડવૂડને પરણી હોત, તો કાસ્પર ગુડવૂડ તેની જિંદગી કલંકિત કરત એવું ઈઝાબેલ માને છે. ઈઝાબેલ આર્ચરની જ્ઞાન મેળવવાની અને અન્યોનું ભલું કરવાની બેવડી ઈચ્છામાં તેની સ્વતંત્રતા જોખમાવાનો અને કલંકિત થવાનો ભય રહેલો છે. ઈઝાબેલ આર્ચર ઓસમોન્ડના ગુસ્સાથી ગભરાય છે.

ઈઝાબેલ જાતીય આવેગથી, નહિ ધારેલી સંપત્તિથી અને પોતાની જ સ્વતંત્રતાથી પણ ભયની લાગણી અનુભવે છે. અને આ બધાંની નીચે વધુ ઊંડો અને પાયાનો ભય "fear of herself" રહેલો છે. તેને કારણે જ ઈઝાબેલ, ઓસમોન્ડની પોતાના પતિ તરીકેની પસંદગી કરવામાં થાપ ખાય છે. અને આનાં ફળ ઈઝાબેલને ભોગવવાં પડે છે.

ઓસમોન્ડને પરણવવામાં ઈઝાબેલ આદર્શને આલિંગન આપતી હોય એમ વિચારે છે. ઈઝાબેલ તેને પોતાને, પોતાના લગ્નના ધ્યેયને પોતાની મહત્ત્વાકાંક્ષાને અરે, ખુદ ઓસમોન્ડને પણ આદર્શ બનાવે છે. અને આ સર્વ દુઃખદ અને ખોટું છે. ઓસમોન્ડ વાસ્તવમાં તો કારકિર્દી, નામના, સત્તા, સંપત્તિ, ભૂતકાળ, ભાવિ વગરનો છે. ઓસમોન્ડ એવો ડોળ કરે છે કે તે આદર્શનો પૂજારી છે અને તેણે દુન્યવી વસ્તુઓનો ત્યાગ કર્યો છે. આ ડોળ જ ઈઝાબેલને ઓસમોન્ડ તરફ ખેંચે છે.

જ્યારે ઈઝાબેલ એવું વિચારે છે કે પોતે સાધનજગત તરફ નહિ પરંતુ સાધ્યજગત તરફ પ્રગતિ કરી રહી છે ત્યારે ખરેખર તો તે સાધનજગતમાં જ ખૂબ ઊંડે ઊતરી રહી હોય છે. લગ્ન પછી તો ઈઝાબેલે તેનો એક સાધન તરીકે ઉપયોગ થઈ રહ્યો છે તેનો સામનો કરવાનો છે. ઓસમોન્ડ ઈઝાબેલથી વિરુદ્ધ પ્રકારનું વ્યક્તિત્વ છે. અને આથી જ હેન્રી જેઈમ્સ તેને (ઓસમોન્ડને) અમેરિકન બનાવે છે. તે અમેરિકન છે કારણ કે ઈઝાબેલ અમેરિકન છે. બંને પાત્રો અમેરિકન હોવા છતાં બંનેના વ્યક્તિત્વના જુદાપણાનું કારણ એ છે કે ઈઝાબેલ સંપૂર્ણપણે અમેરિકન છે જ્યારે ઓસમોન્ડ યુરોપના ઢાંચાને અનુરૂપ થઈ ગયેલો અમેરિકન છે. ઓસમોન્ડને ઈઝાબેલમાં નહિ પણ એની સંપત્તિમાં રસ છે. આથી જ તે ઈઝાબેલને પરણે છે. ઓસમોન્ડ ગણતરીની ખટપટોમાં રાચનારો છે. ઓસમોન્ડનો કલાનો મહેલ ઈઝાબેલ માટે અંધકારથી ભરેલું, મૂંગું અને ગૂગળાવી નાખે એવું બંધિયાર મકાન પુરવાર થાય છે. જિંદગીને દુન્યવી જગતનો તિરસ્કાર

કરીને એક Pure Spirit તરીકે જીવી શકાય છે એવું માનવામાં ઈઝાબેલ થાપ ખાઈ જાય છે. અને આ ત્રુટિ જ ઓસમોન્ડને સમજવામાં ઈઝાબેલને નિષ્ફળ બનાવે છે. વક્રતા તો એ છે કે જે માણસના હાથમાં ઈઝાબેલે પોતાની જિંદગી સોંપી છે એ જ માણસ (ઓસમોન્ડ) તેનો એક પદાર્થ તરીકે ઉપયોગ કરવા ઇચ્છે છે. જેવી રીતે ઓસમોન્ડ ઈચ્છે છે તે રીતે પ્રગટ થવાની યોજના ઈઝાબેલ ઘડે છે. અને ઈઝાબેલ, ઓસમોન્ડ સામે, એક સુંદર, સંઘેડાઉતાર ઘરાવનાર કલાકૃતિની જેમ પ્રગટ થાય છે કે જે ઓસમોન્ડના વિચારો અને રસને પડઘાવે છે, પરાવર્તિત કરે છે. અને આ અર્થમાં ઓસમોન્ડ એક છેતરાયેલો માણસ છે અને ઈઝાબેલ પોતાનું સાચું સ્વરૂપ પ્રગટ નહિ કરીને એને ગેરરસ્તે દોરવામાં પ્રયત્ન કરતી નથી. અને આથી જ ઈઝાબેલ કહે છે તે પોતે જ પોતાનાથી ગભરાય છે એમાં સત્ય રહેલું છે.

ઈઝાબેલ મેડમ મર્લને તેના બાહ્ય દેખાવ પરથી સાચી માની લઈ તેના પર વિશ્વાસ મૂકે છે. ખરેખર તો ઓસમોન્ડ અને મેડમ મર્લના સંબંધનું પરિણામ પેન્સી છે, પેન્સી ઓસમોન્ડ જણાવે છે તે પ્રમાણે તેની સ્વર્ગસ્થ પત્નીની પુત્રી નથી. આ તો મેડમ મર્લ અને ઓસમોન્ડની ઈઝાબેલને ભેરવવાની યોજના છે, જેમાં ઈઝાબેલ ફસાઈ જાય છે, અને ઓસમોન્ડ સાથે લગ્ન કરે છે જ્યારે આ રહસ્ય કાઉન્ટેસ જેમીની ઈઝાબેલને કહે છે ત્યારે ઈઝાબેલ અવાક્ થઈ જાય છે. ઈઝાબેલ ઓસમોન્ડને જણાવે છે, 'You have dried up my soul!'...'Have I been so vile for nothing.' ઈઝાબેલનો આ વિલાપ સમગ્ર નવલમાં કદાચ સૌથી વધુ કરુણ છે.

ઈઝાબેલની સ્થિતિ ઓસમોન્ડ કરતાં વધારે કરુણ છે, કારણ કે, તે જાણે છે કે તેના નિર્ણયની અસર પેન્સી માટે ખરાબ છે. ઈઝાબેલ ઓસમોન્ડને જણાવે છે, 'I don't pretend to know what people are for, I only know what I can do

With them.'

પ્રકરણ ૪૨ ખૂબ જ અગત્યનું છે, કારણ કે, ઓસમોન્ડને પરણવામાં કરેલી ભૂલ ઈઝાબેલ જિંદગીમાં પ્રથમ વાર પિછાણે છે, હવે, તેમનું દામ્પત્ય જીવન તૂટી પડવાની અણી ઉપર છે...

...અને ઓસમોન્ડની મરજી વિરુદ્ધ ઈઝાબેલ, રાલ્ફની તબિયત જોવા ઇંગ્લેન્ડ જવાનું નક્કી કરે છે. ઇંગ્લેન્ડ જતાં પહેલાં ઈઝાબેલ કોન્વેન્ટમાં પેન્સીને મળે છે. અને પેન્સી ઈઝાબેલ પાસેથી વચન મેળવે છે કે તે પેન્સીને ફરી પાછી મળશે.

ઈઝાબેલ ઇંગ્લેન્ડમાં રાલ્ફના ઘર ગાર્ડન કોર્ટમાં રાલ્ફને મળે છે. ઈઝાબેલ, હવે જાણે છે કે રાલ્ફને કારણે ઇઝાબેલને ધન મળ્યું હતું. બંને પરસ્પર પ્રત્યેની લાગણી અનુભવે છે. રાલ્ફ થોડા દિવસમાં મૃત્યુ પામે છે. ઈઝાબેલ થોડા દિવસ ત્યાં મૂક અને ધ્યેયવિહીન બની ગાળે છે. ત્યાં એક દિવસ કાસ્પર ગુડવૂડ તેને મળવા આવે છે. તે, ઈઝાબેલને તેની સાથે લઈ જવા સમજાવે છે. અને ઉત્કટ આવેગમાં આવી જઇને કાસ્પર ગુડવૂડ ઈઝાબેલને ચુંબન કરે છે. ઈઝાબેલ તેની સામે જ ભાંગી પડે છે અને પછી ઘરમાં ભાગી જાય છે. આ નવલમાં આવતાં ઘરોનાં વર્ણનો પ્રતીકાત્મક છે. ગાર્ડન કોર્ટ દિવ્યશાંતિ અને તેમાં રહેનારની સંસ્કૃતિની પુખ્તતાનું પ્રતીક છે. અને તે રક્ષણનું પણ પ્રતીક છે

બગીચો સુખ અને આનંદનું પ્રતીક છે. પણ અહી બગીચો આદિમ આનંદ, પ્રેમની સંડોવણી અને તેના નકારનું પ્રતીક છે. બગીચામાંથી ઘરમાં ભાગી જઈને ઈઝાબેલ સ્થિર દામ્પત્ય જીવન સ્વીકારે છે, જે ઈઝાબેલનો નૈતિક વિજય છે.

ત્યાર બાદ, ઈઝાબેલ રોમ જાય છે. તેનું રોમ જવું પ્રતીકાત્મક છે. ઈઝાબેલનું રોમ પાછા જવું તેના લગ્નના પરિણામનો સ્વીકાર છે તે પેન્સીને આપેલું વચન પાળે છે. ઈઝાબેલની આ નૈતિક પસંદગી તેના મુક્ત આત્માને થયેલી શિક્ષા છે, તેમજ તે એક હિંમતભરી પસંદગી પણ છે. આ પસંદગી ઈઝાબેલની માનવતાની મહેક છે.

તેનું રોમ પાછા ફરવું એ મૃત્યુ ઉપર જીવનની, અલગતા ઉપર સાન્નિધ્યની અને દુઃખ જેને ન સ્પર્શી શકે એવી પસંદગી છે. હવે તે જાણે છે કે, 'She should' not escape; she should last.'

ઈઝાબેલનું રોમ ખાતે પાછા ફરવાને ઘણા વિવેચકો એકલતા અને વિચ્છિન્નતાની લાગણીઓ પરના ઈઝાબેલના વિજય તરીકે ઓળખાવે છે. એક નારીની મુક્તેચ્છા, અને ફરજપરસ્તી વચ્ચેની. ખેંચતાણની છબી 'ધ પૉર્ટ્રેઈટ ઑફ એ લેડી'નું મુખ્ય કથાવસ્તુ છે. હેન્રી જેઈમ્સ ચેતનધારાના નિરૂપણના અગ્રણીઓમાંનો એક છે. અહીં પણ ઈઝાબેલનાં સંવેદનોનાં કેલિડોસ્કોપિક ચિત્રો જેઈમ્સે આપ્યાં છે. જે તેની સૂક્ષ્મ મનોવિશ્વના આલેખનની શક્તિનાં દ્યોતક બને છે. ▭

## પત્રચર્ચા / નરોત્તમ પલાણ

સાહિત્ય અકાદમીએ 1984નું પારિતોષિક 'વિવેચનની પ્રક્રિયા' નિમિત્તે ડૉ. રમણલાલ જોશીને આપ્યુ તેની નહિ, પરંતુ પારિતોષિક સ્વીકારતી વખતે શ્રી જોશીએ જે વકતવ્ય આપ્યું તેના અમુક મુદ્દાઓની ઇતિહાસનિષ્ઠ તંપાસ કરવા જેવી છે. 'એવોર્ડ'–સ્વીકાર પ્રસંગે' એ નામથી તેમનું આ લખાણ 'શબ્દસૃષ્ટિ' એપ્રિલ 1985ના અંકમાં પ્રસિદ્ધ થયું છે. પ્રારંભે તેમણે વિવેચકોના 'ઋણ' વિશે વાત કરીને વિવેચનની અનિવાર્યતા દર્શાવી છે. આ પછી પોતાની 'પહેલી પ્રીત' અને સુન્દરમ્‌ના કાવ્યસંગ્રહ 'યાત્રા' નિમિત્તે પોતાની વિવેચન–યાત્રા આરંભાયાનો નિર્દેશ છે. આ પછી 'સંબંધ સ્થપાતો નથી' તે અને 'વિદેશવાસી ગુજરાતીઓ' દ્વારા હવે પછી સંબંધ સ્થપાશે–એવી જે વાતો થઈ તે ચર્ચાસ્પદ લાગે છે.

'સંબંધ સ્થપાતો નથી' માં ક્રમશ :–

(૧) હાલમાં વિવેચનાત્મક અને સર્જનાત્મક પાસાં વચ્ચે સંબંધ સ્થપાતો નથી.

(૨) મહિમાવાન વિવેચકો સર્જનાત્મક ક્ષેત્રે થઈ રહેલા ઉત્પાદન અંગે ટીકાટિપ્પણ કરવાનો ઇનકાર કરે છે.

(अ) કારણ કે તેઓ પૂર્વગ્રહ ધરાવે છે.

(ब) કારણકે તેઓ ઉદાસ છે.

(૩) તરુણ ગુજરાતી વિવેચકો તેમજ લેખકો જે મુશ્કેલીઓ અનુભવે છે તે નાઇજીરિયા અથવા કેનિયાનો લેખક

સહેલાઈથી સમજી શકશે.

—આ ત્રણ મુખ્ય મુદ્દાઓ છે. લંબાઈની દૃષ્ટિએ જૂઓ તો અહીં બહુ જ મોટો પટ છે, તેમાં પણ (૧) અને (૨)ને સાંકળી શકાય છે, જ્યારે (૩) ઘણો મોટો કૂદકો હોવાનું લાગે છે. અસ્તુ. મુદ્દાવાર જોઈએ :

(૧) એક બાજુ 'વિવેચન અને સર્જન વચ્ચે સંબંધ નથી' એવી ફરિયાદ છે, (અમુક કવિમિત્રો પણ આ વાત કરે છે.) જ્યારે બીજી બાજુ પ્રકાશિત થતા વિવેચનસંગ્રહો જોતાં પરિસ્થિતિ જુદી જણાય છે. આ સંગ્રહોમાં પચાસ ટકા ઉપરાંત સર્જાતા સાહિત્યની કોઈને કોઈ કૃતિ વિશે આ કે તે પ્રકારનાં લખાણો વાંચવા મળે છે! 'સંબંધ નથી' એ વિધાનને આપણે કેવી રીતે ગ્રહણ કરીશું ?

એમ લાગે છે કે જ્યારે પણ આવી ફરિયાદ થાય છે ત્યારે ફરિયાદીના મનમાં 'વિવેચન'થી 'અમુક કલમ' અને 'સર્જન'થી 'અમુક સંગ્રહ' અભિપ્રેત હોય છે. 'શા માટે ઉમાશંકરે મારા સંગ્રહ વિશે અથવા ફલાણા સંગ્રહ વિશે ના લખ્યું' એવી આ ફરિયાદ છે! અહીં આપણે શ્રી જોશીનું જ ઉદાહરણ વિચારી શકીએ—એમના વિવેચનનો સિંહભાગ સર્જાતા સાહિત્ય વિશે નથી તો શેના વિશે છે? અમુક વિવેચકે અમુક સંગ્રહની નોંધ ન લીધી એટલે 'વિવેચન થતું નથી'નો કાગારોળ તો એક સ્ત્રીને સંતાન ન થતાં આખી નારીજાતિને વાંઝણી કહેવા સમાન છે.

(૨) હવે ઉપરની બાબતનું જરા ફોકસિંગ થાય છે: વિવેચન અને સર્જન વચ્ચે સંબંધ નથી મતલબ કે મહિમાવાન વિવેચકો સર્જનાત્મક સાહિત્ય વિશે બોલતા નથી! અહીં મુખ્ય પ્રશ્નો એ થશે કે 'મહિમાવાન વિવેચકો' કોને ગણવા ? આવા વિવેચકોએ ક્યારે ઇનકાર કર્યો ? શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, શ્રી ઉમાશંકર જોશી, શ્રી હરિવલ્લભ ભાયાણી—આપણી વડીલ પેઢી અને શ્રી સુરેશ જોશી, શ્રી જયંત કોઠારી, શ્રી ચંદ્રકાંત ટોપીવાળાં પછીની પેઢી—આમાંથી કોણ સર્જનાત્મક સાહિત્ય

# આપણે સૌ ભારતીય છીએ

હંમેશાં સદ્‌માર્ગે અનુસરીએ।
પરસ્પર વફાદાર રહીએ।
એકબીજાના ઘાતક ન બનીએ।
હિંસા ન આચરીએ।
બીજાના દૃષ્ટિબિંદુને સમજીએ।
અને સંગઠિત બનીએ॥

ઋગ્વેદ



દુનિયાની સાત વ્યક્તિઓમાં
એક ભારતીય છે.
વિભિન્ન જાતિઓમાં વહેંચાયેલ છતાં
આપણે એક પ્રજા છીએ.
ભારતીય હોવાનું આપણને ગૌરવ છે.

ગ્રંથાગાર

જુલાઈ
૧૯૮૫

કવિતા

કિસન સોસા

શબ્દચિત્રો

સાંદીપનિ

નોંધ

રતિલાલ 'અનિલ'

વિનોદ

રતિલાલ 'અનિલ'

વાર્તા

હિમાંશી શેલત

વ્યંકટેશ માડગૂલકર

સ્મૃતિચિત્ર

સૂર્યકાન્ત શાહ

પત્રચર્ચા

જયન્ત કોઠારી

# કંકાવટી

જુલાઈ ૧૯૮૫

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૭ : અંક ૩૧૪ : મૂલ્ય : બે રૂપિયા**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૦, બે વર્ષના રૂ. ૩૮, વિદેશ : શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), ૭ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.




વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ થાય તે યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ તે જ માસમાં થાય તો ફરી અંક મોકલવાનું શક્ય બનશે.




તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : ધવલ આર્ટ પ્રિન્ટર્સ, વાડીફળિયા, સૂરત–૩૯૫ ૦૦૩

## બે ગઝલ / કિસન સોસા

મુક્ત પવનોમાં ખખડવા નીકળે;
શહેરમાં બારી રખડવા નીકળે.

બંધ રહી આખો દિવસ દીવાલમાં;
સાંજના બારી ઊઘડવા નીકળે.

શબ્દનું ઢેફું પડે જ્યાં છાપરે;
ઝૂકતી, બારી ઝગડવા નીકળે.

ભીંત ઓગાળી, વહાવી ફીણમાં;
બારીને બારી કનડવા નીકળે.

રાતનો સન્નાટો એ જોયા કરે;
ભીંતમાં કોઈ બારી જડવા નીકળે.

*

પથ્થર થઈ ખામોશી બેઠી ખાઈમાં,
ગોટે ગોટે ધૂમ્ર ઊઠે ગહરાઈમાં.

એકલ દોકલ ઊંટ ચરે છે ઇચ્છાનું,
ઢાળ સમયનો ઊતરતી વનરાઈમાં.

પગરવ પડતા વેંત અરીસો તરડાયો,
કોણ ગયું એ તડ પાડી તનહાઈમાં?

ખૂણે ખૂણો ચૂપ બૂકાની છોડે છે,
ખુલ્લા ચહેરે ઢળતી સાંજ સરાઈમાં.

એક અટૂલા અક્ષર જેવો ઊભો છું,
શબ્દો વચ્ચે સ્યાહીમાં, ધવલાઈમાં.

## એ સાંજે

સાંજટાણેના અજવાયેલા શોંઘાટને ચીરતી બકરીની ચીસ સંભળાઈ : બેં...બેં...શેરીના ઉધમાતિયા છોકરા ક્રૂરતાનો આનંદ ભોગવવા એની પાછળ પડયા હશે એવો અભ્યસ્ત ખ્યાલ આવ્યો. હવે તો રખડુ બકરીઓને ઘરે જવાનો સમય થઈ ગયો છે. સંભવ છે કે હજી પેટમાં ખાલી જગ્યા હશે અને પહોંચવાનું સ્થાન નજીક જ હશે એટલે બકરી જમીન સૂંઘ્યા કરતી હશે. પણ વળી પાછો સાદ આવ્યો: બેં...બેં...એમાં મરણચીસનો આર્તનાદ હતો એટલે બારણે જઈને જોયું તો બકરીનું એક મોટું બચ્ચું જમીન પર આળોટતું તરફડતું હતું. આસપાસ બાળકો ભેગાં થઈ ગયા હતાં. ચીસો વધ્યે જતી હતી. કોઈક મોટેરું પાણી ભરેલી ડોલ લઈ આવ્યું અને બકરીના બચ્ચા પર છાંટયું...એને રાહત થાય એ માટે, પણ એથી તો એની ચીસ વધારે તીવ્ર બની ગઈ. બચ્ચાનાં તરફડિયાં સૂચવતાં હતાં કે એ કોઈ ઝેરી ચીજ ગળી ગઈ હશે કે પછી અનાયાસ જ કોઈ ગંભીર દર્દ ઊપડયું હશે. શું થઈ શકે? કોઈને કશું સમજાતું નહોતું. બે દિવસ પહેલાં ઘર પાસે આમ જ એક બકરી જમીન પર આળોટતી કણસતી અને ચીસ પાડતી હતી અને છોકરા એની આસપાસ ભેગા થઈ ગયા હતા. પણ એ પીડા પ્રસૂતિની હતી. બે એક છોકરા બકરીના માલિકને ત્યાં પહોંચી ગયા, એ દરમ્યાન પ્રસૂતિ થઈ ગઈ અને થોડીવાર પહેલાં ચીસો પાડતી બકરી શાંતિ અને મમતાથી નવજાત બચ્ચાનું શરીર ચાટતી હતી. માલિક એ બંનેને લઈ ગયા હતા....પણ આ મોટા બચ્ચાની પીડા જુદી જ હતી. ઉત્સાહી છોકરાઓ બકરાં પાળનારાઓને ત્યાં પહોંચ્યા અને એક બકરી તરફડે છે એની જાણ કરી તો જેને ત્યાં બકરી પાછી ફરી નહોતી તે ઘરના માણસો આવ્યા. બકરીના મોટા બચ્ચાની મરણચીસો ચાલુ જ હતી. રેડિયો કે ટી.વી. પર સાંભળવા

જોવામાં એકાગ્ર જ થઈ શકાય નહીં. 'અરે 'જમી લ્યો' એવા આગ્રહનો ઉત્તર પણ આપી શકાય નહીં એવી પેલી મરણચીસો ચાલુ હતી. મહોલ્લાનાં બધાં ઘરોમાંથી મોટેરા શું છે એ જોવા બહાર આવીને પાછા ઘરમાં ચાલ્યા જતા હતા. બચ્ચાના અનુભવી માલિકોએ જોયું કે એ હવે બચે એમ નથી એટલે એને ત્યાં જ રહેવા દઈને ચાલ્યા ગયા... પણ એ પડેલું હતું તેની આસપાસનાં ઘરોમાં રહેનારા પેલી મરણચીસોથી સતત બેચેની અનુભવતા હતા-શું થઈ શકે એની ચિંતામાં હતાં. બચ્ચાને રાહત આપવાના પ્રયત્નો નિષ્ફળ ગયા હતા. જુવાનિયાઓનું ટોળું દરરોજ રસ્તાની કોરે મૂકેલા બાંકડા પર બેસીને ગપ્પાં મારતું તેમ આજે પણ બેઠું હતું. શરૂઆતમાં તો પેલા બચ્ચાની પીડાના ઈલાજની સૂચના આપતું હતું તે હવે કંટાળ્યું હતું. આ પીડા (પોતાને થતી) શી રીતે ટાળી શકાય એની ચિંતામાં હતું. આસપાસનાં ઘરોનાં માણસો પણ એકધારી મરણચીસોથી ઘણા બેચેન હતા. છેવટે બે ઉત્સાહી છોકરા ઊઠયા, બચ્ચા પાસે આવ્યા, એને ઉપાડયું અને દૂર કચરો નાંખવાની જગ્યાએ નાખી આવ્યા....હવે મરણચીસો ચાલુ હોવા છતાં સંભળાતી નથી...એ પછી આસપાસના ઘરોમાં રાતનું જમણ શરૂ થયું, અને બાંકડે બેઠેલી ટોળી સ્વસ્થતાથી એટલેન્ટિક સાગરમાં તૂટી પડેલા ઈન્ડિયન એરલાઈન્સના વિમાનની ચર્ચા કરવા લાગી. એ કાવતરાનું પરિણામ હતું કે અકસ્માત થયો? એ અંગે સૌ પોતપોતાના તર્કો અને ધારણાઓ જોરજોરથી કહેવા લાગ્યા. સવા ત્રણસો માણસોના મરણની વેદના કરતાં કાવતરું પકડી પાડવાનો તો નહીં, તે ચીંધીને અંકે કરવાનો ઉત્સાહ વધારે ગાજતો હતો.

સવારે પેલું બચ્ચું મરી ગયું હતું અને માલિકો મરેલા માંસને ઉપાડી ગયા હતા.

### મેળો/બજાર

માણસોનો મેળો હોય ત્યારે જાનવરોનું બજાર કેમ? એમનો મેળો નહીં? પણ બજારને કારણે એમને હોય ત્યાંથી મેળો અને

પોતાને જોવા આવનાર માણસો જોવા મળે છે, પણ મેળામાં જનારા પ્રૌઢો જેવી એમના મનમાં કશી ગણતરી અને યુવાનિયાનો ઉત્સાહ નથી હોતો. જોવાની દષ્ટિ હોય છે? હા, પોતાનાં શિંગડાં, શરીર, પૂછડાં જોનાર તપાસનાર સામે તેઓ એમની પોતાની જ કહી શકાય એવી નજર જુએ છે ખરા! પેલા ભાવતાલ કરતા હોય ત્યારે એમના મનમાં કયાં ભાવ હોતો હશે એ તો કોણ જાણે, શકુન્તલાના સાથી હરણની આંખોમાં એ પત્ર લખતી હોય ત્યારે કેવો ભાવ હોય એ તો કવિ કાલિદાસ તો શું ચિત્રકાર રાજા રવિવર્મા પણ જોઈ–બતાવી શકે છે. કહે છે કે એમના સમયમાં તો અત્યારે ભરાય છે એ કરતાં વધારે મેળા અને ઢોરબજાર ભરાતા હતા, પણ કવિ કાલિદાસ કે રાજા રવિવર્મા જેવા નાગર ભદ્રો એ માણવા કે જાણવા જતા નહીં.

ઈસૂ ખ્રિસ્તે ઘેટાના બચ્ચાને ખોળે ઉપાડી લીધું એટલે કોઈને એ દૃશ્ય ચીતરવાનું મન થયું, પણ એણે એ વખતે ઈસૂનાં નયનોમાં શા ભાવ હોય એ બતાવવાની વધારે કાળજી રાખી હશે. પશુના આધારે માણસની મોટાઈ વધારે મોટી થાય એવું તો એ ચિત્ર સૂચવે જ છે. કોઈ પયગમ્બર મેળો માણવા તો ન જાય એટલે એમને ઢોરબજારમાંયે અનાયાસ જવાનું ને જોવાનું ન થાય–બસ એટલે ઢોરબજારનાં પ્રાણીઓની આંખોમાં કયા ભાવો હોય એ પયગમ્બરના સંબંધે અને સંદર્ભે ચીતરાયું નહીં.

ગૌતમ બુદ્ધના હાથમાં યે કોઈ ઘાયલ પક્ષી હોવાનું ને તે ચીતરવાનું બન્યું હતું, પણ એમને મેળામાં જવાનું ને ઢોરબજાર જવાનું થયું હોત તો એમના કરુણાળુ નયનો વધારે ચીતરવા યોગ્ય બન્યાં હોત એવું લાગે તો એમાં આસ્તિકતા હશે.

શહેરમાં તો રોજનો મેળો અને ઢોર ખરીદવાની તો કોઈને હોંશ નહીં, ગણતરી યે નહીં, પણ મૂળે ઢોર ગ્રામ્ય સમાજનાં ને સ્વભાવનાં એટલે મેળો ભરાય તેમાં પોતે સામેથી જાય, અને મેળાનાં

માણસો ઉતાવળે ઉતાવળે કહેવાતું કામ પતાવતા હોય ત્યારે પ્રાણીઓ રુચિત જેવાં છતાં નિરાંતે વિહાર કરતા હોય અને માણસો કરતાં માણસો પાસે હોય તેમાં વધારે રસ ધરાવતા હોય એવાં લાગે! નગરનાં પ્રાણી પણ જીવવાદી નહીં પણ વસ્તુવાદી થઈ ગયાનો વહેમ પડે. કચરાપેટી પાસે નિરીક્ષણ કરનારો નાનકડો વર્ગ પણ નગરમાં છે, એમ તો ફેરિયા પાસે જ ખરીદી કરી લેનારો વર્ગ પણ શહેરમાં છે જ ને! છતાં ઘણા લોકો રોજ મેળામાં જાય છે. માણસે માણસે મેળાવડો નહીં પણ મેળો, મેળો નહીં પણ બજાર, પ્રાણીઓ માટે મેળા જેવું ખરું.

એક દિવસ શું થયું કે પ્રાણીઓ બજારમાં નિરાંતે કે સચિંતપણે વિહાર કરતાં હતા ત્યાં માણસો દોડાદોડ કરવા લાગ્યા...... પ્રાણીઓને થોડા દિવસથી વહેમ તો પડ્યો જ હતો કે માણસોનો રસ હમણાં બજારમાં ઓછો થઈ ગયો છે, પણ આજે તો એમને બજારનો ભય લાગ્યો હોય એમ નાસભાગ કરવા લાગ્યા. થોડી ઘણી દોડાદોડી થઈ, થોડું લેવાયું તે ઉપાડ્યું ને બાકી રેઢું પડ્યું રાખી દોડી ગયા. પ્રાણીઓની આંખમાં કોઈ અજાણ્યો ભાવ તો નહોતો, પણ ભાવ હતો તે જુદો લાગતો હતો. માણસ ભેગાં થોડીવાર એય દોડ્યાં પણ પછી એમને દોડવા જેવું લાગ્યું નહી. વાહન દોડચા. ઠંડા ઠોકાયા ને પછી બધું સૂમસામ થઈ ગયું, પછી જ, 'હશે, કંઈ સમજાતું નથી એવા ભાવે રેઢું પડ્યું હતું તે ચરવા લાગ્યાં. એમને એ દિવસ ઠીક લાગ્યો. પછી ટોળે વળા બેસી ગયાં એમણે આજની આબોહવા વારંવાર સૂંઘ્યા કરી. સાંજે સાવ ધીમા પગલે ચાલી નીકળ્યાં, પણ બીજા દિવસે મેળો નહીં, બજાર નહીં, ચરવાનું નહીં, બસ વાસી ગંધ ભરેલી જમીન......એ સૂંઘી તો ખરી, ટેવ પડી ગયેલી, પણ એમાંથી આવતી ગંધ નવી વિચિત્ર આબોહવાને કારણે તેઓ પામી શક્યાં નહીં. એ વખતે એમની આંખોમાંના ભાવને ચીતરવા કોઈ ચિત્રકાર નહોતો, કારણ એમની પડખે કોઈ કનૈયો, કોઈ ઈસુ, કોઈ બુદ્ધ નહોતો. □

## મનમાં આવ્યું / રતિલાલ 'અનિલ'

### રંગસૂઝ

લોકવ્યવહારુ ભાષાએ પાણીને મોહમેડન પાણી અને બામણિયા પાણી–માં વહેંચેલું તેમ ગઝલને પણ વ્યવહારુ લોકભાષામાં મોહમેડન ગઝલ અને બામણિયા ગઝલ–એવા બે ભાગમાં વહેંચી શકાય !

આગલી પરંપરિત ગઝલ પર ચોક્કસ શબ્દો, શબ્દયુગલો, પ્રતીકો દોહરાવ્યા કરવાનો આરોપ હતો, પણ એમાં તથ્ય હોવા છતાં આરોપ મૂકનારા એકાંગી હતા. ઘૂંટેલું ઘૂંટયા કરવાની વ્યસની આબોહવામાં જેટલું નવું નીતર્યું થયું હોય તો તે જોવાનું તેમનું મન ન હતું અને અનાયાસ દેખાય તો તેની ઉપેક્ષા કરવા મીંઢાપણું પણ હતું. હવેની ગઝલ રૂપેરંગે, રીતભાતે 'નાગર' થઈ છે ત્યારે તેમાં પણ અમુક ચોક્કસ શબ્દો, ભાવો, શબ્દો, શબ્દયુગલો, પ્રતીકો, કલ્પનો દોહરાવ્યા કરવાનું ચાલે છે (એક ટેવ, ફેશન રૂપે) એવું માજી ટીકાકારો જોતા તો હશે પણ એ ગઝલનો પરિતોષ અને સંતર્પકતા એમને શી રીતે બોલવા દે !

એમ તો ગીતોમાં પણ શબ્દો, કલ્પનો અને એક સફળ ગીતકાર જે ઢાળે ઉપર ચઢયો હોય તે ઢાળે ઢળવાં ગબડવાનું પણ, જોવું હોય તો, જોઈ શકાય !

મુદ્દાદાર શબ્દોનો મોહ અને આકર્ષણ ખાળી ન જ શકાય ત્યારે એ શબ્દોને કવિ / લેખકે પોતાનો આગવો સંદર્ભ અને સ્પર્શ સંપડાવવા જોઈએ. કારણ કે એ શબ્દો ઘણા બધાએ પ્રયોજેલા છે

અને એમને રૂઢિપ્રયોગ જેવા બનાવી દીધેલા છે, એમનું આકર્ષણ લેખક ત્યજી ન જ શકે ત્યારે એના ઉપયોગની અનિવાર્યતા અને સાર્થતા સિદ્ધ થવી જોઇએ. પાસે ઘણા બધા બુટ્ટા પડયા છે, એને ગમે ત્યાં લગાડી દઉં એવી ઘેલછા તો આભલા ટાંકનારી બહેન પણ કરતી નથી, પણ આપણો કવિ / લેખક એવું નથી કરતો એમ કહી શકાશે ખરું ?

લાલચટ્ટાક, પીળું ધમરક, લીલુંછમ, કાળું ડિબાંગ-કાળું ભમ્મર એવા ઘેરા-ગાઢ રંગસૂચક બુટ્ટાદાર ચટકીલા શબ્દો જોવા મળે ત્યારે કોણે આ શબ્દપ્રયોજનની અનિવાર્યતા સિદ્ધ કરી છે-એવો પ્રશ્ન ભાવકે પૂછવો જોઈએ-તપાસ કરવી જોઈએ. દ્વારિકાની છાપ જેવું વિવેચન પણ શ્રેયેય રહ્યું છે કે કેમ તેની ખોજ, આપોઆપ એ તપાસ સાથે જ થશે !

મરાઠી કવિ આરતી પ્રભુની એક વાંચવા–વિચારવા જેવી નવલકથા છે 'ચાની'; અનુવાદ કર્યો છે જયા મહેતાએ. એમણે સાચું જ કહ્યું છે કે આરતી પ્રભુની **'રંગસૂઝ'** સારી છે–બલકે ધ્યાનપાત્ર છે, પણ પ્રશ્ન એ છે કે લેખકની એ 'રંગસૂઝ'ને અનુવાદિકા પોતાની રંગસૂઝ બનાવી શકયાં છે ખરાં ? મરાઠી–ગુજરાતી બંને ભાષામાં પ્રવીણ પરખંદા વિવેચક વિશેષ કહી શકે, પણ સામાન્ય વાચનસંસ્કાર એવો સંકેત કરે છે કે પેલા પ્રવાહમાં તણાતા ગીતકારો / ગઝલકારોની જેમ જયા મહેતા પણ બુટ્ટાદાર શબ્દોના ઘેરા રંગમાં વિનાકારણ રંગાયેલાં છે !

નવલના પહેલા પાનાનો બીજો પેરો જ આમ શરૂ થાય છે, 'લાલ નળિયાં'વાળી એક સંપૂર્ણ મરાઠી શાળા. તેની ખડી–ચૂનાથી રંગેલી **સફેદશુભ્ર** ભીંતો, અનેક બારીઓ અને બારણાં. બંને બાજૂએ લાંબા પહોળા વરંડા અને તેની **લીલાછમ** છાણથી લીંપેલી માટીની સુંવાળી જમીન, શાળાની ઈમારત, તેની આસપાસ લીલીછમ અમરાઈ અને અમરાઈની પેલી તરફનો વળાંકો લેતો, ધૂળ ભરેલો **લાલભડક રસ્તો.'**

લીલું છાણ તો ચોમાસે બળદ/ગાયને લીલો ચારો મળે ત્યારે હોય, વળી એટલા લીલા ચારા પર ઢોર નભે નહીં, વર્ણનનો સમય ચોમાસાનો નથી એટલે એ ગામમાં ઢોરોને કાયમ મોટા પ્રમાણમાં લીલો ચારો જ અપાતો હશે, ક્યાં તો છાણને કાયમ લીલું રાખવાનું કે ચારાને કાયમ લીલો રાખવાનો કોઈ પ્લાન્ટ હશે. મૂળ વાત તો અનુવાદિકાને અતિરંગી શબ્દો પ્રયોજવાનું વ્યસન છે એવો તર્ક સમગ્ર અનુવાદમાં એમણે એવા અતિરંગી શબ્દો ભરપટ્ટે પ્રયોજ્યા છે તે પરથી થાય છે. વનરાઈ લીલીછમ હોય પણ લીંપણને લીલીછમ હોવાનું કોઈ કારણ ખરું ? અને લીલીછમ વનરાઈ જે લીલપનો સંકેત કરે છે તે પેલી લીલીછમ લીંપણમાં શક્ય છે ખરો ? પછી આવે છે.' **'લાલભડક રસ્તો.'**

આ લખનારે ગિરનારમાં લાલ માટીની જમીન જોઈ છે. એવી એક ટેકરી જ 'લાલ ઢોરી'ના નામે ખ્યાત છે. તેના પર ફર્યો છું, ખેડો છું અને સરુ વૃક્ષોમાંથી પસાર થતા ગાતા પવનને તન્મય થઈને સાંભળ્યો છે ખુલ્લા તડકામાં પણ એ લાલ માટીની ઢોરી **લાલચટક** દેખાઈ નથી. ધૂળ આખર ધૂળ છે, એ ગમે તે રંગની હોય ત્યારે તે 'ભોઠી' હોય, 'ચટક' નહીં. અનુવાદિકાનો પ્રિય શબ્દ પ્રયોજીને કહું તો તાપીકાંઠાની જમીન 'કાળી ભમ્મર' છે, પણ કાળી માટીના ખેતર પાસેનો ગાડાવાટનો ધૂળિયો મારગ ખેતરની માટી કરતાં ભોંઠો છે, કારણ કે એ ધૂળિયો છે. ગાડાવાટે ચગદાતો પીસાતો મહારાષ્ટ્રના ગામનો ધૂળિયો મારગ લાલ માટીનો હોય તોયે તે ભોંઠો હોય, ચટક નહીં ! અન્યત્ર પ્રયોજાયેલા અતિરંગી શબ્દો જોતાં અનુવાદિકાને બુટ્ટાદાર શબ્દોનું વ્યસન જણાય છે.

નાયિકા ચાની નિશાળના છોકરા સાથે વાત કરતી ઊભી છે. ત્યાં દર પર લાકડી ઝીંકાવાને કારણે એમાંથી ઝેરી જીવ નીકળે છે. ચાની એની પૂછડી પકડી એને જમીન પર પટકે છે. અનુવાદ આગળ વધે છે : **'પીળોધમક નાગ** બે ત્રણ મિનિટમાં ઠંડોગાર થઈ ગયો.'

કહો જોઈએ, નાગ પીળોધમક હોઈ શકે ખરો ? શરૂમાં એ સાપ હોય છે, પણ ઠંડોગાર થતાં એ નાગ થઈ જાય છે !

અન્યત્ર પણ વર્ણન છે : 'હું **ધૂળના લાલચટક**. સાંજના પીળાં કિરણોમાં રંગાયેલાં વાદળ જોતો તે તૂટેલા ઘરની પાસે ઊભો હતો.' અહીં પણ ધૂળ લાલચટક છે ?

અનુવાદિકાની 'રંગસૂત્ર'નું એક બીજું ઉદાહરણ પણ જોઈએ. પંદરમા પાને નાયિકા ચાનીનું વર્ણન છે : 'તેનું ગોરું ઘઉંવર્ણું શરીર નેતરની સોટી જેમ વાંકું વળ્યું...'

એકવીસમા પાને એ જ ચાનીનું વર્ણન 'ગોરા **ગુલાબી**, ધૂળથી ભરેલા (ચાનીના) પગમાં ચાંદીના છડા જોઈને દાદી સ્વગત જ હોઠમાં ને હોઠમાં બબડયાં...'

રૂઢિપ્રયોગો તૈયાર કપડાં જેવાં હોય છે, પણ તેનો વણસમજ્યે કરેલો ઉપયોગ ખેતમજૂરને કોઈ અફસરનો ગણવેશ પહેરાવી દઈએ એવો થાય ત્યારે શું પરિણામ આવે ? મૂળ દોષ તો ચટકીલા / બુટ્ટાદાર શબ્દોનું વ્યસન છે.

સૌરાષ્ટ્રની ભાષા અતિશયોક્તિપૂર્ણ રોમેન્ટિક છે–તળ ગુજરાતની ભાષાના મુકાબલે. બારોટોએ વળી એને ફુલાવેલી અને ફણગાવેલી છે ! બીજી સમૃદ્ધ પ્રદેશની સુખી પ્રજાની સરખામણીએ ત્યાં ઘણા બધા અભાવ છે. એવા પ્રદેશની પ્રજા ભાષાને રોમેન્ટિક, અતિવાદી, બુટ્ટા-છોગાદાર બનાવીને પોતાને 'ભરપુર' બનાવી પેલા અભાવોને ઢાંકી દે છે. સાદી વાતમાં પણ મોણ નાખી એને સ્નિગ્ધ બનાવે છે. સૌરાષ્ટ્ર કરતાં યે રાજસ્થાન વધારે સૂકો ગણપ્રદેશ છે, એટલે રાજસ્થાની ભાષા વધારે મોણવાળી, રોમેન્ટિક, અતિવાદી છે ! નગરમાં રાત પડે છે તે કાળી ડિબાંગ લાગતી નથી, કારણ અહીં તો અડોઅડ ઘરો અને શેરીમાં લેમ્પપોસ્ટ છે. ગામડાની સૂની સીમ ખેતરની આપાઢી રાત કાળી ડિબાંગ લાગે ખરી. પણ શબ્દોના વ્યસની એવાઓએ એવો વિવેક કર્યો નથી.

આંચલિક ભાષાના આકર્ષે, લોભાવે એવા શબ્દો કઈ ભૂમિમાંથી ઊગ્યા, કયા વાતાવરણમાં ફાલ્યા તેનો વિચાર કર્યા વિના એમનો ઉપયોગ ભાવનમાં વિક્ષેપ પેદા કરે છે.

સર્વશ્રી ઝવેરચંદ મેઘાણી અને ચૂનિલાલ મડિયાનાં સર્જનોએ, એમની ભાષાએ, સાહિત્યપ્રેરિત સાહિત્ય સર્જનારાઓ પર ભૂરકી છાંટી. ઘણાં અનુકરણો થયાં, એ ગાળો તો ગયો પણ પેલી ખુદ્દાદાર, રંગદર્શી ભાષાના અનુકરણનો મોહ ગયો લાગતો નથી.

જયા મહેતા કવિતા પણ લખે છે. લાલચટક, પીળુંભમક, કાળું ભમ્મર જેવા શબ્દોનાં અનુરાગી, તેઓ હવે એવા પ્રયોગો માટે જાણીતા કાવ્યપ્રકારો ગીત–ગઝલ પણ લખે તો આશ્ચર્ય નહીં થાય! □



## સ્વપ્નાનું સાંબેલું / રતિલાલ 'અનિલ'

અનેક ચોર્યાસી જમનાર કોઈ બ્રાહ્મણ લેખકે 'લાડુની મોસમ અને બીજી વાતો' જેવો માતબર અનુભવરસિક વાર્તાસંગ્રહ નથી આપ્યો એની ખોટ ગુજરાતી સાહિત્ય કરતાં બ્રાહ્મણવિવેચકોને વધારે સાલતી હશે, લાડુને ગત સાથે વધારે સમ્બન્ધ હતો પણ હવે ખુદ ગત થયા છે ત્યારે એનું મધુર ભવ્ય સ્મારક થવું જોઈએ, એની શરૂઆત 'લાડુની મોસમ' વાર્તાથી થઈ શકે.

બપોરની વામકુક્ષીમાં ઉષ્ણ ઉષ્ણ પવનનાં મોજાંનાં સ્વપ્નાં ચાલતાં હતાં તેને કેટલાંક અવાજોએ ખાંડી નાખ્યાં અને જાગરણ શરૂ થયું. કેરી પાકે એના કરતાં તે કાચી હોય તેમાં કેટલાકને વધારે પ્રાથમિક રસ પડે છે! કાચી કેરીમાં રસ પડે એ ચમત્કાર કહેવાય! કેરી હજી પાકી નથી તો રસ કેવો? અરે ભાઈ અથાણાંનો! તો એ માટે મસાલો ખંડાતો હતો, તેણે ઊંઘને કે પછી સ્વપ્નાંને ખાંડી નાખ્યાં! 'જાગવું એટલે સ્વપ્નાંને ખાંડી નાખવાં' એવું રમણલાલ વસંતલાલનું કોઈ પાત્ર સ્વગત ચિંતનમાં બોલે–પણ હવે રમણલાલ નથી. અથાણાંની મોસમ એ મસાલાની મોસમ પણ હોય છે. બધી મોસમોમાં અથાણાંની મોસમ વધારે સ્વાદિષ્ટ હોય છે, કારણ કે એ મસાલેદાર છે! જે જોમ, જુસ્સા અને લગનથી મસાલા ખંડાતા હતાં તેણે હલદીઘાટના યુદ્ધનો આછો અણસાર આપ્યો એ આછી ઊંઘ અને તૂટેલા સ્વપ્નાનું અસરકારક પરિણામ હશે. મને થયું કે થોડીયે લેખિકાઓ ગુજરાતમાં

છે જ, તેઓમાંની કોઈ કોઈ નારી વિભાગ પણ ચલાવે છે અને વાનગીનો વિભાગ પણ આપે છે, એમાંની કોઈ વિદુષી બહેને મસાલાની મોસમ અને બીજી વાતો–જેવો વાર્તાસંગ્રહ કેમ નહીં આપ્યો હોય?

ગુજરાતીમાં ધ્વનિકાવ્યો લખયાં છે તેમાં સંધ્યાઆરતી નોબતનાં કાવ્યો યે કદાચ હશે, પણ ટીપણી નૃત્યને મળતું આવતું બેઠા ઘાટનું મસાલા ખાંડવાનું કે ઊભા ઘાટનું લાડુના મૂઠયાં ખાંડવાનું ધ્વનિકાવ્ય કેમ નહીં મળ્યું હોય? કૂચગીતના લયમાં ગુલબંકી છંદમાં લખાયેલું એવું કાવ્ય વાંચ્યા પછી એણે પ્રગટાવેલા જુસ્સામાં દીવાનખાનેથી ધમ્મ ધમ્મ કરતાં રસોડે પહોંચી જવાનું સ્વૈચ્છિક પરાક્રમ થઈ જાય એ કેવું સ્મરણીય હોય!

એકવાર લખાઈ ગયેલું (પ્રેરણાનું જોર!) કે આ કિશોરકુમાર મારી પાછળ પડયો છે, લતા મંગેશકરની સાથે એ મારી સામે પડયો છે એવું લખવાનું પછી પ્રાપ્ત થયું પણ રહી ગયું.

ગોરી ધીરે ચલો,
ગોરી ધીરે ચલો

એ ગીત જેમણે સાંભળ્યું હશે તેમણે ગાનાર ગોરીની પાછળ હાંફ્યા વિના દોડતો દોડતો અપૂર્વ સ્ફૂર્તિથી ગાય છે એવી અનુભૂતિ થઈ હશે. ગાનાર પાછળ પડયો છે એવું લાગે ત્યારે આ 'ગોરી ધીરે ચલો'–ની રેકર્ડ અવશ્ય સાંભરે એવી છે.

પણ આપણે ખાંડણલીલા ચરિત્રની વાતે ચઢયા હતા. હમણાં શ્રી લાભશંકર ઠાકરે ગીત અને ગઝલને એક અવલોકન નિમિત્તે બરાબરનાં ખાંડી નાખ્યાં છે! લાડુનાં મૂઠિયાં અને અથાણાંના મસાલા ખાંડનારમાં જે જુસ્સો અને અવિરત ઉત્સાહ જોવામાં આવે છે એવો જ જુસ્સો અને ઉત્સાહ એમાં પણ અનુભવાય છે. સેન્ટિમેન્ટલ ટ્રેશ (કચરો) કે મેટાફિઝીકલ ટ્રેશ ગંધાય છે તેને જ તેઓ ગીત–ગઝલ કહે છે! કવિઓને ઢાંઢાં (બળદ) સાથે સરખાવીને એમણે અવલોકનનું એ ખેડાણ શરૂ કરેલું છે. ધ્વનિકાવ્યો કોઈ કોઈની ઊંઘ ખાંડી નાખે એ સ્વાનુભવ-

રસિક અંગત ઘટના પણ છે જ. આંખ, કાન અને નાકની કવિતાની શ્રેણીમાં લાભશંકરે ગીત અને ગઝલને નાકની (ગંધાય એટલે) અને શ્રવણભોગ્ય હોઈ કાનની કવિતારૂપે સ્વીકાર્યાં લાગે છે. લાભશંકરને થયો એવો અનુભવ આપણને થાય છે ખરો એની પરીક્ષા કરવા એક ગીત જોવા માંડ્યું તો એક પંક્તિ વાંચીને માંયલો મહોરી ઊઠયો નહીં. મહોરવાની મોસમ અથાણાંની મોસમ પહેલાં આવી જાય છે એટલે, પણ કંઈ ખાંડી નાંખુ, કંઈ ખાંડી નાખું–હું રે...એવો ઉત્સાહ ઉછાળા મારવા લાગ્યો.

સપનાનું સાંબેલું લઈને
ઉજાગરાને ખાંડું,
સૈયર શું કરીએ !

–વિનોદ જોશી

નાયિકા પ્રેમાવેશમાં લગભગ ઉન્મત્ત બનેલી દેખાય છે ! એવી અવસ્થામાં સ્વપ્નાં કેવાં નાજુક નાજુક આવે—

નાના મારા હાથ
એ લખે કેવું કેવું !

એ નાજુક બાળકાવ્ય જેવાં; પણ આ લાડુપ્રેમી ભીમનું સ્વપ્નું હોય તેમ સ્વપ્નું બલિષ્ઠ સાંબેલું બની જાય છે અને તે ઉજાગરાને જ ખાંડવા માંડે છે, ધમાધમ, ધમ્મ, ધમાધમ ધમ્મ...(ગૃહિણીનું (ધમ્મપદ !). સ્વપ્નાં ઊંઘમાં હોય તે છેવટે ઊંઘને જ ખાંડી નાખે છે, પણ આ સ્વપ્નાં તો ઉજાગરાને જ ખાંડે છે ! ઉજાગરા નાજુક અને સ્વપ્ના સાંબેલા શા બલિષ્ઠ પરાક્રમી–આ ખરેખર કાવ્યોચિત ચમત્કાર જ છે !

ગૃહિણી નવરાસમાં કંઈ સૂઝે નહીં ત્યારે ખાંડવા બેસી જાય, પણ નાયિકા કુંવારી હોવાનો સંભવ છે. ત્યારે શું એ ગૃહિણી નીવડવાની નેટ પ્રેકટીસ પ્રેમાવસ્થાથી જ કરવા મંડી પડી કે શું ! સૈયરને એ પૂછે છે શું કરું ? પણ ખાંડવા માંડ્યા પછી ! એમ કરીને એ એ સૂચવે છે કે એ સિવાય બીજું કંઈ સૂઝયું જ નહીં !

દલપતરામે સાંબેલાને સંભારેલું તે, એ ધ્વનિકાવ્યનું ઉપાદાન બની જ ન શકે એવી સંપૂર્ણ પ્રતીતિથી! એ વ્યવહારુ હતા, સ્વપ્નિલ નહીં. સ્વપ્નિલ માણસ અને ખાસ તો પ્રેમગ્રસ્ત તરુણી તો ઋજુ–ભાવુક હોય એ પરંપરા આ નાયિકા ખંડિત કરે છે. ખાંડનારી ખંડિત કરવા તો ખાંડે છે! સ્વપ્ના વિશેની આજ સુધીની તમામ કલ્પનાઓને પણ આ નાયિકા ખાંડી નાખે છે. જેનાં સ્વપ્નાં સાંબેલા જેવાં હોય તે નાયિકા કેવી હોય? હિડિમ્બા કે તાડિકા? આમ પણ સાંબેલા સાથે પુરા કલ્પન જ મેચ થાય! જેનાં સ્વપ્નો સાંબેલાં હોય તો તેનું ઇચ્છાજગત કેવું હશે? તેની ઝંખના કેવી હશે? બલિષ્ઠમાં બલિષ્ઠ કે બલિષ્ઠોનાં ઉદાહરણો જ શોધવાં પડે!

કોઈ કોઈ ગૃહિણી ખાંડતી વખતે ગાય છે-ટીપણી નૃત્યમાં ગવાતાં ગીતોનાં એવાં સમોત્ર ગીતોનો સંગ્રહ થયો નથી એટલે એમાં કેવળ લયાત્મક સંવાદિતા હશે એટલું જ કહી શકાય. ખાંડણલીલામાં ગીત હોય પણ અહીં ગીતમાં ખાંડણલીલા છે! આ કૌતુકરસિક ચમત્કાર છે! સ્વપ્નું સાંબેલું બને ત્યારે તે કલ્પનને પણ ખાંડી નાખે કે કેમ તે મૂર્ધન્ય સાક્ષર વિવેચકોએ વિચારવા જેવું છે! પણ આ ગીતની નાયિકા અતિ બલિષ્ઠ હોઈ સ્વપ્નાને પણ સાંબેલું બનાવી દે એવી હોવાનું તો પ્રગટ જ છે. એણે ઉજાગરાની સાથે ગીતને પણ ખાંડી નાખ્યું કે કેમ તે તો શ્રી લાભશંકર ઠાકર જ કહી શકે!

## હવે ? / હિમાંશી શેલત

સાત કે આઠ વર્ષની ઉંમરે એમને સહુથી વધારે દુઃખ રમતમાં હારી જવાથી થતું. સાદામાં સાદી પકડદાવ જેવી રમત હોય તો પણ મનમાં એક ચડસ કે હું હારું નહિ, મારાથી હારી જવાય નહિ. રમતની શરૂઆત પહેલાં જ આખા શરીરમાં ઝણઝણાટી વ્યાપી જતી, દોડતી વખતે ભારે ઉત્તેજનાથી મગજની નસો તંગ થઈ જતી. પછી મોટે ભાગે પહેલે જ ધડાકે 'આઉટ' થઈ જતા. મેદાન છોડતી વખતે એમનો ચહેરો રડમસ બની જતો. અપમાન જીરવાતું ન હોય તેમ ગરદન ઝૂકેલી રહેતી અને કલાકો સુધી કોઈની સામે આંખ મેળવીને જોઈ શકાતું નહિ.

પણ આ તો એ સાત કે આઠના હતા ત્યારની વાત. પંદરેક વર્ષના થયા ત્યારે હારી જવાની વાત એટલી બધી અપમાનજનક લાગતી બંધ થઈ ગઈ. ત્યારે વળી નવી પીડા ઊભી થઈ. ગણિતમાં કેમે કર્યું પાસ થવાય જ નહિ. આમ તો પરીક્ષા પછી રાત્રે એકનું એક સ્વપ્ન આવે જેમાં દેસાઈ સાહેબ માર્કશીટ છેક આંખ પાસે લાવી પૂછે, આ બત્રીસ એટલે કોણ ? આપણો સન્મુખ શેઠ કે ? પહેલો આવ્યો છે આખા કલાસમાં, બહુ સરસ, બહુ સરસ. અને એ ટટાર થઈને પેપર લેવા જાય, બધી આંખો એમના તરફ હોય અને ગર્વથી પેપર લઈ એ પાછા આવે, એમણે કેવું લખ્યું છે તે જોવા એમના પેપરની ઝૂંટાઝૂંટ થાય...

એવું ક્યારેય બન્યું નહોતું એ જાણે જુદી વાત. પેપર હાથમાં આવે કે વાળીને, મચડીને એ સંતાડી દેતા. કોઈને બતાવવા જેવું હોય તો

બતાવે ને ? પછી તક મળે ત્યારે એકાદ ખૂણે જઈ, ઉતાવળા, ઉતાવળા પહેલા પાનાની જમણી બાજુએ જોઈ લેતા. ક્યારેક નસીબ હોય તો બાર પંદર અથવા કોઈ વાર પાંચ... રોકડા પાંચ જ.... ધરતી માર્ગ આપે તો સમાઈ જવાનું એમને મન થતું.

કૉલેજમાંયે એક વર્ષ બગડયું. પેપર તો ખાસ્સું ખરાબ ગયેલું પણ ઘરમાં એમ જ ચલાવેલું કે બહુ 'ટોપ' ગયું છે. આ વખતે હાયર સેકન્ડ ક્લાસ નક્કી. જ્યારે પરિણામ જાહેર થયું ત્યારે છાપામાં નંબર ગાયબ. હાયર સેકન્ડ તો દૂર રહ્યો, થર્ડમાંથી પણ ગયા. બાપાજીએ આદત પ્રમાણે ઘાંટા પાડયા, ડોબો છે સાવ તે આર્ટ્સમાં નપાસ થયો. ગામ આખું જાણશે કે શાંતિલાલનો સન્મુખ એવો ડફોળ કે છેક ઊડી ગયો, બાને પણ વગર કારણે ધમકાવી, તારે આ નબીરાને ડોક્ટર ને એન્જીનિયર બનાવવો હતો, એમ ?

તે દિવસોમાં એમને બહુ ખરાબ લાગેલું. એટલો ચચરાટ થયા કરે કે કોળિયા ગળે અટકી પડે અને બાપાજી જોડે વાત પણ ન થાય. જેમ જેમ સમય પસાર થતો ગયો તેમ ખરાબ લાગવાનું ઓછું થતું ગયું અને છેવટે પાસ થઈને કૉલેજમાંથી નીકળી ગયા. તે જ અરસામાં લતાની ઓળખાણ થઈ ગઈ. એ પણ ટાઈપના ક્લાસમાં આવતી. એકબીજાની રાહ જોવાનું, વારંવાર સામે જોઈને મરકી લેવાનું લગભગ નિયમિત બની ગયું એટલે એમણે માની લીધું કે આ જે થાય છે તેને પ્રેમ કહેવાય. લતા ઘણી 'સ્માર્ટ'' હતી. સાથે ચાલતાં હોઈએ ત્યારે હવામાં ઊડતાં હોઈએ એવું થાય. કોઈ વાર હોટલમાં પણ જવાનું બનતું. ખુશ થઈને ગીતો ગાવાના આ દિવસોમાં પેલી પકડદાવની રમતમાં હારી જવાતું તે ને નપાસ થવાતું તે યાદ આવતું નહોતું.

આમાંથી, એટલે કે આ સ્વાનુભવમાંથી એમણે તારણ કાઢ્યું કે ચચરાટ થાય, પીડા થાય, અપમાન લાગે એવા તમામ બનાવોની આગળ નીકળી જવું. એવું વિચારવું કે દસ-પંદર વર્ષ પછી આ પ્રસંગ યાદ આવે તો આટલું દુઃખ થાય ? ન જ થાય, કારણ નહોતું થતું એવો

તો એમનો પોતાનો અનુભવ હતો. એટલે ક્લેશકર બનાવ માનો કે અત્યારે, આ ઘડીએ બન્યો તો એની આગળ આપણે દોડી જવું. આ કીમિયો હાથ લાગ્યો એટલે એમને તો મઝા થઈ ગઈ. એ કીમિયો એવો તો અકસીર કે હાથમાં કંકોતરી આવી જેમાં રૂપાળા લાલ અક્ષરે લખેલું કે વૈશાખ સુદ ત્રીજને શુભ દિવસે સૌ. કાં. લતાનું લગ્ન... અને એમણે મરણિયા થઈ વિચારવાનો પ્રયત્ન કરેલો કે પંદર વર્ષ પછી લતાના લગ્નનું શું મહત્ત્વ? સામે મળે તો કંઈ એટલું બધું દુઃખ ન લાગે, પોતે ય પરણેલા હોય, છૈયાંછોકરાં હોય. કંઈ થાય નહિ, રૂંવાડુંયે ફરકે નહિ. હસીને કેમ છો, કેમ નહિ જેવી વાતો થાય. આ નાના હતા ને પકડદાવમાં હારી જતા તે ત્યારે મરવા જેવું લાગતું, આજે હવે છે કંઈ? એ તો એવું, પકડદાવના જેવું જ. બીજું શું ત્યારે?

અને ખરેખર, ઈલાજ રામબાણ કહેવાય. એ પરણી શક્યા, નોકરી કરી શક્યા, વહેવાર સાચવી શક્યા અને પોતાના વાળ ધોળા થયા હોવા છતાં કાળા વાળવાળા છોકરડા જેવા 'બૉસ'ના ઠપકા પણ ગળી શક્યા. જીવનનાં સુખદુ:ખમાં સાથે આપવા માટે થોડી ઉદાસીન અને થોડી કર્કશા એવી જ્યોત્સના મળી તેને પણ વેઠી લીધી. કીમિયો પેલો હાથવગો રાખેલો. વેદના કે અપમાન, પછડાટ કે પીડા, સો દુઃખની એક દવા, આગળ નીકળી જવું.

નિવૃત્ત થયા ત્યારે સહુએ એમના સ્વાસ્થ્યની પ્રશંસા કરી, એમના ઠંડા સ્વભાવના ભારોભાર વખાણ થયા. ત્યારે હિંમત કરીને ધ્રુજતે અવાજે એમણે પોતાના સાથીઓને બે શબ્દ કહ્યા કે જીવનમાં ટકી શકાયું તેનું રહસ્ય આ અને સુખી થવું હોય તો પણ આ જ યાદ રાખવા જેવું છે કે જ્યારે દુઃખ થાય કે ભાંગી પડાય ત્યારે એવા પ્રસંગને પાછળ હડસેલી આગળ નીકળી જવું, દસ–પંદર વર્ષ આગળ અને એટલે દૂરથી પેલા પ્રસંગને જોવો. મારો અનુભવ છે કે એમ કરવાથી...'

ઑફિસનું છેલ્લું પગથિયું ઊતરતી વખતે ડૂમો તો ભરાઈ આવેલો પણ ત્યારે ય હૃદયરોગનો દર્દી જેમ ઝટપટ જીભ નીચે ગોળી મૂકે તેમ એમણે પેલા કીમિયાનો આધાર શોધેલો. આજે નવું નવું છે એટલે, પછી તો ઑફિસ યાદ પણ નહિ આવે. બે ચાર મહિનામાં ટેવાઈ જવાશે અને દસ-પંદર વર્ષ પછી તો—

બસ, અહીં એ ખોટકાઈ પડયા છે. તે દિવસના જે ખોટકાયા છે તે આજ સુધી એવું જ છે. આગળ જઈ શકાય એવું રહ્યું નથી. હજીએ મરણિયા થઈ થઈને વિચારવા પ્રયત્ન કરે છે કે દસ વર્ષ પછી આ નિવૃત્તિ ને ઑફિસ ને બધી માથાકૂટ ભુલાઈ જશે પણ એટલાં વર્ષ પછી તો કદાચ એ પોતે પણ... દિશાઓ બંધ થઈ ગઈ છે. પગ એક જ સ્થળે, એક જ સમયમાં ખોડાઈ ગયા છે, જડાઈ ગયા છે, આઘાપાછા થવાય એવું રહ્યું નથી.

રોજ સાંજે નદીકિનારે એકલા એકલા બાંકડા પર બેઠા હોય ત્યારે રમતના મેદાનમાંથી ભાંગેલા પગે, ઉદાસ ચહેરે પાછો આવતો પેલો છોકરો એમને યાદ આવી જાય છે. બાપાજીના ઘાંટા પણ સંભળાય છે, લતાની કંકોતરી આંખ સામેથી ખસતી નથી, ઑફિસમાં પ્રમોશન ન મળ્યું તે, જ્યોત્સ્ના અને છોકરાઓ અવગણના કરે છે તે ગમે તેટલા પ્રયત્ને પણ પાછળ મૂકાતું નથી, આગળ જવાતું નથી. આમ જુઓ તો એમને આગળ જવાનું તો છે જ, આ બધી પીડાઓ અને અપમાન છેવટે તો પાછળ રહી જવાનાં છે પણ એ આગળ જવાની વાત જરા જુદી છે. એટલે જ કદાચ એ પેલા કીમિયાની વાત હવે કોઈને કહેતા નથી. મોટે ભાગે તો કોઈની જોડે બોલતા જ નથી. એમની સ્થિતિ જરા ચિંતાજનક તો કહેવાય, સ્થિતિ એટલે માનસિક સ્થિતિ, પણ આમાં હવે શું થઈ શકે ?

## ‘કાલબેલા’ : રાજનૈતિક–પ્રેમકથા / પ્રસાદ બ્રહ્મભટ્ટ

૧૯૮૪ના સાહિત્ય અકાદમી પુરસ્કારથી વિભૂષિત બંગાળી નવલકથા ‘કાલબેલા’ના લેખક સમરેશ મજુમદાર બંગાળી કથાકારોની નવી પેઢીના અગ્રણી નવલકથાકાર છે. તેમની પ્રથમ નવલકથા ‘દૌડ’ ૧૯૭૫માં ‘દેશ’ સામયિકમાં પ્રગટ થઈ હતી. એ નવલકથા પરથી ચલચિત્ર તૈયાર થયું હતું. ૧૯૮૨માં સમરેશને આનંદ પુરસ્કાર એનાયત કરવામાં આવ્યો હતો. તેમની અન્ય કૃતિઓ છે ‘એઈ આમિ રેણુ’, ‘ઉત્તરાધિકાર’, ‘બન્દીનિવાસ’, ‘ઉજાનગંગા’, ‘વાસભૂમિ’, ‘લક્ષ્મીર પાંચાલી’, ‘ઉનિશ વીશ’ વગેરે. તેમની પ્રત્યેક નવલકથાનો વિષય ભિન્ન છે. તેમની રચનાની ગતિ અને કથા કહેવાની રીતિ વાચકોને આંદોલિત કર્યા વિના રહેતી નથી.

ડેમી સાઈઝના ૩૯૨ પૃષ્ઠની આ નવલકથાની પ્રસ્તાવનામાં લેખક કહે છે, “આ નવલકથામાં સમયને જ પકડવા પ્રયાસ કર્યો છે, કોઈ માણુસ કે ઘટનાની યથાર્થ છબિ ઝીલવા ઈચ્છી નથી.” ‘કાલબેલા’ રાજનૈતિક નવલકથા છે ? એવો પ્રશ્ન કરી લેખકે એવા લેબલ સામે પોતાનો અણગમો દર્શાવ્યો છે. અલબત્ત ‘કાલબેલા’ને તેમણે પ્રેમકથા તરીકે ઓળખાવી છે. બંગાળના સાંપ્રત રાજનૈતિક પ્રવાહોની પડછે વહેતી સ્નેહની સરવાણી કૃતિને ધારી રહે છે.

કૃતિના કેન્દ્રમાં છે કથાનાયક અનિમેષ. જલપાઈગુડીના એક મધ્યમવર્ગી પરિવારનો એક માત્ર પુત્ર અનિમેષ શાળાનું શિક્ષણ પૂરું

ઓફિસનું છેલ્લું પગથિયું ઊતરતી વખતે ડૂમો તો ભરાઈ આવેલો પણ ત્યારે ય હૃદયરોગનો દર્દી જેમ ઝટપટ જીભ નીચે ગોળી મૂકે તેમ એમણે પેલા કીમિયાનો આધાર શોધેલો. આજે નવું નવું છે એટલે, પછી તો ઓફિસ યાદ પણ નહિ આવે. બે ચાર મહિનામાં ટેવાઈ જવાશે અને દસ-પંદર વર્ષ પછી તો—

બસ, અહીં એ ખોટકાઈ પડ્યા છે. તે દિવસના જે ખોટકાયા છે તે આજ સુધી એવું જ છે. આગળ જઈ શકાય એવું રહ્યું નથી. હજીએ મરણિયા થઈ થઈને વિચારવા પ્રયત્ન કરે છે કે દસ વર્ષ પછી આ નિવૃત્તિ ને ઓફિસ ને બધી માથાકૂટ ભુલાઈ જશે પણ એટલાં વર્ષ પછી તો કદાચ એ પોતે પણ... દિશાઓ બંધ થઈ ગઈ છે. પગ એક જ સ્થળે, એક જ સમયમાં ખોડાઈ ગયા છે, જડાઈ ગયા છે, આધાપાછા થવાય એવું રહ્યું નથી.

રોજ સાંજે નદીકિનારે એકલા એકલા બાંકડા પર બેઠા હોય ત્યારે રમતના મેદાનમાંથી ભાંગેલા પગે, ઉદાસ ચહેરે પાછો આવતો પેલો છોકરો એમને યાદ આવી જાય છે. બાપાજીના ઘાંટા પણ સંભળાય છે, લતાની કંકોતરી આંખ સામેથી ખસતી નથી, ઓફિસમાં પ્રમોશન ન મળ્યું તે, જ્યોત્સના અને છોકરાઓ અવગણના કરે છે તે ગમે તેટલા પ્રયત્ને પણ પાછળ મૂકાતું નથી, આગળ જવાતું નથી. આમ જુઓ તો એમને આગળ જવાનું તો છે જ, આ બધી પીડાઓ અને અપમાન છેવટે તો પાછળ રહી જવાનાં છે પણ એ આગળ જવાની વાત જરા જુદી છે. એટલે જ કદાચ એ પેલા કીમિયાની વાત હવે કોઈને કહેતા નથી. મોટે ભાગે તો કોઈની જોડે બોલતા જ નથી. એમની સ્થિતિ જરા ચિંતાજનક તો કહેવાય, સ્થિતિ એટલે માનસિક સ્થિતિ, પણ આમાં હવે શું થઈ શકે ?

## 'કાલબેલા' : રાજનૈતિક–પ્રેમકથા / પ્રસાદ બ્રહ્મભટ્ટ

૧૯૮૪ના સાહિત્ય અકાદમી પુરસ્કારથી વિભૂષિત બંગાળી નવલકથા 'કાલબેલા'ના લેખક સમરેશ મજુમદાર બંગાળી કથાકારોની નવી પેઢીના અગ્રણી નવલકથાકાર છે. તેમની પ્રથમ નવલકથા 'દૌડ' ૧૯૭૫માં 'દેશ' સામયિકમાં પ્રગટ થઈ હતી. એ નવલકથા પરથી ચલચિત્ર તૈયાર થયું હતું. ૧૯૮૨માં સમરેશને આનંદ પુરસ્કાર એનાયત કરવામાં આવ્યો હતો. તેમની અન્ય કૃતિઓ છે 'એઈ આમિ રેણુ', 'ઉત્તરાધિકાર', 'બન્દીનિવાસ', 'ઉજાનગંગા', 'વાસભૂમિ', 'લક્ષ્મીર પાંચાલી', 'ઉનિશ વીશ' વગેરે. તેમની પ્રત્યેક નવલકથાનો વિષય ભિન્ન છે. તેમની રચનાની ગતિ અને કથા કહેવાની રીતિ વાચકોને આંદોલિત કર્યા વિના રહેતી નથી.

ડેમી સાઈઝના ૩૯૨ પૃષ્ઠની આ નવલકથાની પ્રસ્તાવનામાં લેખક કહે છે, "આ નવલકથામાં સમયને જ પકડવા પ્રયાસ કર્યો છે, કોઈ માણુસ કે ઘટનાની યથાર્થ છબિ ઝીલવા ઈચ્છી નથી." 'કાલબેલા' રાજનૈતિક નવલકથા છે? એવો પ્રશ્ન કરી લેખકે એવા લેબલ સામે પોતાનો અણગમો દર્શાવ્યો છે. અલબત્ત 'કાલબેલા'ને તેમણે પ્રેમકથા તરીકે ઓળખાવી છે. બંગાળના સાંપ્રત રાજનૈતિક પ્રવાહોની પડછે વહેતી સ્નેહની સરવાણી કૃતિને ધારી રહે છે.

કૃતિના કેન્દ્રમાં છે કથાનાયક અનિમેષ. જલપાઈગુડીના એક મધ્યમવર્ગી પરિવારનો એક માત્ર પુત્ર અનિમેષ શાળાનું શિક્ષણ પૂરું

કરી ઉચ્ચ શિક્ષણ માટે પહેલી વાર કલકત્તા આવે છે. નોર્થ બેંગાલ એક્સપ્રેસમાંથી કલકત્તા સ્ટેશને ઉતરતાં જ ઉગ્રપંથીઓના બોમ્બધડાકા અને પછી પોલીસ ગોળીબારનો ભોગ બની હોસ્પિટલ ભેગો થાય છે. પોલીસ તો તેને જ આંદોલનકારી સમજે છે. પિતાજીના મિત્ર દેવવ્રત-બાબુની દરમિયાનગીરીથી તે પોલીસના લફડામાંથી છૂટે છે.

થોડા દિવસ પછી હોસ્પિટલમાં અનિમેષને મળવા સુવાસ આવે છે. સુવાસ આંદોલન સાથે સક્રિય રીતે સંલગ્ન છે. તે જાણે છે કે જ્યાં સુધી તેમનું આંદોલન સર્વવ્યાપી નહીં થાય ત્યાં સુધી તેમનું જીવન અસુરક્ષિત રહેવાનું. તેમણે જે બોમ્બ ફોડયો તેનાથી સામાન્ય જનજીવનને કશી અસર થઈ નથી તે તો તે જોઈ શકયો છે. સુવાસને જે પ્રતીતિ થઈ તે જ અનિમેષને નવલકથાના અંતે થાય છે, પણ ત્યારે તે સાવ અપંગ બની ગયો હોય છે. નકસલવાડી આંદોલનમાં સક્રિય રીતે યોગદાન કર્યા પછી પોલીસ સાથેની ઝપાઝપીમાં ઝખ્મી થઈ અનિમેષ જેલમાં અનેક અત્યાચારો સહન કરી જ્યારે છૂટે છે અને માધવીલતા સાથે ટેકસીમાં બેસી ઘરે જાય છે ત્યારે ટેકસીની બારીમાંથી જોતાં તેને લાગે છે કે આંદોલન શરૂ થયું તે પૂર્વે માણસો જે રીતે જીવતા હતા તે રીતે જ જીવી રહ્યા છે. સિનેમાની સામે ટિકિટ માટે વિશાળ લાઈન લાગેલી છે. ફૂટપાથ પર વિદેશી ચીજવસ્તુઓ ખરીદવા જનપ્રવાહ વહી રહ્યો છે. આવડું મોટું આંદોલન થઈ ગયું, અનેક યુવકો શહીદ થયા, અનેક મૃતઃપ્રાય થઈ ગયા તેથી કલકત્તાના જન-જીવનમાં કશો ફેર પડયો નહીં.

અનિમેષ કલકત્તામાં પગ મૂકતાં જ આકસ્મિક રીતે પોલીસની ગોળીનો શિકાર બને છે એ ઘટના તેના જીવનને એક જબરદસ્ત આંચકા સાથે વળાંક આપે છે. આ દુર્ઘટનાને લીધે તેનું એક વર્ષ નકામું જાય છે. પછી બી. એ. સુધીનો અભ્યાસ કોઈ વ્યવધાન વિના પૂરો થાય છે. પણ એમ. એ.ના અભ્યાસ દરમિયાન સુવાસ સાથે પુનઃ મુલાકાત થાય છે અને તે અનિમેષનો પરિચય કલકત્તા સ્ટુડન્ટસ

ફેડરેશનના જનરલ સેક્રેટરી વિમાન સાથે કરાવે છે. આ પરિચય તેના જીવનની દિશા બદલી નાંખે છે.

વિમાન વિદ્યાર્થીઓની એક સભામાં રાજકીય લાભ મેળવવા અનિમેષ પોલીસ અત્યાચારનો શિકાર બન્યો છે એ ઘટનાનો ઉલ્લેખ કરે છે. અને પછી તો અનિમેષે જે હકીકત આજ સુધી છૂપી રાખી હતી તે જાહેર થઈ જાય છે અને તે અણધાર્યો જ વિદ્યાર્થીઓમાં જાણીતો બની જાય છે. તેની ખ્યાતિનો લાભ ઉઠાવવા વિમાન સ્ટુડન્ટસ યુનિયનની આગામી ચૂંટણીમાં તેને ઊભો રાખે છે અને તે ચૂંટાઈ આવે છે. પછી તો ઈચ્છાએ–અનિચ્છાએ તે સ્ટુડન્ટસ ફેડરેશનની રાજનૈતિક પ્રવૃત્તિઓમાં સંડોવાય છે. તેની વિચારસરણી પ્રત્યે વિશેષ આકર્ષણ હોવાને લીધે અનિમેષ તેમાં સંડોવાય છે એવું નથી. માર્કસ, માઓત્સે તુંગ કે લેનિનનો અનિમેષે અભ્યાસ કર્યો છે એવું પણ નથી. બસ એમ જ વિશેષ વિચાર કર્યા વિના તે ક્યારેક ઈચ્છાએ, ક્યારેક અનિચ્છાએ તેની પ્રવૃત્તિઓમાં ઝંપલાવે છે. એકવાર અનિમેષની ધરપકડ થાય છે અને તે રાતોરાત 'હીરો' બની જાય છે.

સુવાસ તથા તેના કેટલાક મિત્રો કમ્યુનિસ્ટ પાર્ટીની રીતિનીતિઓથી અસંતુષ્ટ થઈ અલગ જૂથ જમાવે છે. મહાદેવબાબુ તેમના નેતા બને છે. અનિમેષ આ જૂથમાં જોડાય છે. તેઓ માને છે કે ચીનના માર્ગે જ ભારતની મુક્તિ સંભવિત છે. બંદૂકની નળી જ શક્તિનો સ્રોત છે એ માઓની વાત તેઓ સ્વીકારે છે. એમ. એ.ની પરીક્ષા નજીક આવવા છતાં અનિમેષ તેમના આંદોલનમાં ગળાડૂબ રહે છે અને ધરપકડનો ભય ઊભો થતાં તે ઉત્તર બંગાળમાં ચાલ્યો જાય છે અને ત્યાં ભૂગર્ભમાં રહી નક્સલવાદી પ્રવૃત્તિઓનું સંચાલન કરે છે. તેઓ ચાર પાંચ યુવાનો તે વિસ્તારના એક શોષક ધનિકનું ખૂન કરી ભયનું વાતાવરણ ઊભું કરે છે. પોલીસ તેમને પકડવા સાવધ બને છે અને સામસામી હિંસાને અંતે અનિમેષ ઘાયલ થઈ પડ
તેની સાથે મહાદેવબાબુ હતા તે ટ્રેનમાં ભાગી છૂટે છે. મ

ઠેકાણું મેળવવા પોલીસ અનિમેષ પર અમાનુષી અત્યાચાર કરે છે પણ તે જણાવતો નથી. અલબત્ત પાછળથી તેને જાણ થાય છે કે મહાદેવબાબુ પોલીસ સાથેના સંઘર્ષમાં માર્યા ગયા છે. અનિમેષ કાયમ માટે અપંગ બની જાય છે.

હવે અનિમેષને સમજાય છે કે મોટી ભૂલ થઈ ગઈ છે. દેશ-બાંધવોને સાથે ન રાખી માત્ર છાતીમાં ઉત્તેજના ભરી તથા વિદેશી સૂત્રોનું પાથેય કરી તેમણે સાચે જ મૂર્ખામી કરી છે. ઉત્તેજનામાં અંધ બની તેઓ દેશબાંધવોને સમજી શક્યા નહીં. પોતાના રુગ્ણ, અશક્ત શરીર સામે જોતાં તેને માત્ર અવસાદની લાગણી થાય છે. સ્વદેશ તરફ નજર નાંખતાં પણ એવો જ ભાવ થાય છે. અનિમેષને વચ્ચે વચ્ચે મનમાં થાય છે કે તેનાથી ભારતવર્ષનું કોઈ પાર્થક્ય નથી. તેની જેમ દેશ પણ ઢસરડો કરતો ચાલી રહ્યો છે. જેલમાંથી છૂટવાની તેને ખાસ ઈચ્છા થતી નથી. તે વિચારે છે, 'આ જેલની બહાર જે ભારતવર્ષ છે તે શું આ જેલ કરતાં નિરાપદ છે? ત્યાં શું કોઈ તેને હંમેશ માટે આશ્રય આપશે? આખો દેશ જ્યારે ટાઢોબોળ થઈ ગયો છે ત્યારે થોડાક કોલસાની ગરમીની શું કિંમત?'

જેલમાંથી છૂટવાની અનિમેષને ઈચ્છા નથી. પણ સરકાર બદલાઈ જાય છે અને નવી સરકાર અનિમેષ તથા અન્ય કેદી આંદોલનકારીઓને છોડી મૂકે છે. પહેલાં તો અનિમેષ કોઈ અનાથ-અપંગો માટેના આશ્રમમાં જવા વિચારે છે પણ જેલમાં તેના સાથી દીપકની મા તેને અત્યંત આગ્રહપૂર્વક તેના ઘરે લઈ જાય છે જ્યાંથી તેને માધવીલતા આવી સાથે લઈ જાય છે. માધવીલતા અનિમેષની કાયદેસરની પત્ની નથી પણ તેના પુત્રની માતા તો છે જ. ઘરે લઈ જઇ તે તેમનો પુત્ર અનિમેષના હાથમાં મૂકે છે. લેખક લખે છે, "એખન અનિમેષેર દૂહાતે એક તાલ નરમ કાદા, જા નિયે ઈચ્છે મતન મૂર્તિ ગડા જાય." આ વાક્ય સાથે નવલકથા સમાપ્ત થાય છે.

આ નવલકથાને લેખકે પ્રેમકથા તરીકે ઓળખાવી છે એ આપણે

જોયું. રાજનૈતિક ચહલપહલ અને ક્રિયાકલાપોની વચ્ચે પ્રેમની સૂક્ષ્મ પણ શક્તિશાળી સરવાણી વહેતી રહી છે. નવલમાં પ્રેમનાં અનેકરૂપ આલેખાયાં છે. કલકત્તા આવ્યા પછી હોસ્પિટલમાં અનિમેષને તેના પિતાના મિત્ર દેવવ્રતબાબુ મળવા આવે છે. તેની પુત્રી નીલા સાથે તેને પરિચય થાય છે. નીલા સાથેનો પરિચય પ્રેમમાં પરિણમે તે પહેલાં જ નીલાનો એક પ્રેમી શ્યામલ તેને પોતાના માર્ગમાંથી ખસી જવા આજીજીભરી વિનંતી કરે છે અને અનિમેષ નીલાના ઘરે જવાનું બંધ કરે છે. આ નીલા વર્ષો પછી અનિમેષને યુનિવર્સિટીમાં, કોફી હાઉસમાં મળે છે ત્યારે તો અત્યંત ચંચળ, રૂપવતી યુવતી થઈ ગઈ હોય છે અને અનેક યુવકો સાથે રોમાન્સ કરતી લાગે છે. પણ થોડા સમય બાદ અનિમેષને તે અણધારી મળે છે ત્યારે તેણે તેની પસંદના કોઈ યુવક સાથે લગ્ન કરી લીધું હોય છે. પિતાની ઇચ્છા વિરુધ્ધ તેણે લગ્ન કર્યું હોવાથી પિતાએ તેને કશું આપ્યું નથી. તેના પતિ ખાસ કશું કમાતો નથી અને સાવ સાધારણ સ્થિતિમાં તે જીવે છે. અનિમેષ પૂછે છે, "એવું શું થયું કે તારે ઘર છોડી અહીં આવવું પડ્યું ?" નીલા કહે છે, 'પ્રેમ', અનિમેષ કશું સમજી શકતો નથી, પણ માધવીલતા કહે છે, "કોઈ જ્યારે પ્રેમ કરવાનું નક્કી કરે ત્યારે ઘણું બધું છોડી શકે, ખાસ કરીને સ્ત્રીઓ."

માધવીલતાના આ શબ્દો તેના પોતાના સંદર્ભમાં અક્ષરશઃ સાચા પડે છે. અનિમેષ સાથે પ્રેમ થયા પછી માધવીલતા ઘણુંબધું છોડે છે. પહેલાં તો પોતાનાં માતાપિતા અને ઘર છોડે છે. હોસ્ટેલમાં રહી નોકરી કરી તે અભ્યાસ કરે છે અને અનિમેષને અવારનવાર આર્થિક મદદ કરે છે. અનિમેષ ઉત્તર બંગાળમાં ભૂગર્ભ પ્રવૃત્તિ કરતો હોય છે ત્યારે માધવીલતા તેને મળવા ત્યાં જાય છે અને પ્રેમની ઉત્કટ ક્ષણોમાં પોતાનું સર્વસ્વ અનિમેષને અર્પી દે છે. પરિણામે લગ્ન પૂર્વે જ તે ગર્ભવતી બને છે. સગર્ભાવસ્થામાં પોલીસ તેને પકડીને જેલમાં અનિમેષ પાસે લઈ જાય છે. અનિમેષ પાસેથી

મહાદેવભાઈની માહિતી કઢાવવા પોલીસ સગર્ભા માધવીલતા પર અત્યાચાર કરે છે, તેને નગ્ન કરે છે. આવો અમાનુષી ત્રાસ સહન કરવા છતાં માધવીલતા અનિમેષને પોતાની ખાતર ન ઝૂકવા આગ્રહ કરે છે. કુંવારી અવસ્થામાં બાળકની માતા બનવાને લીધે સમાજમાં માધવીલતાને ઘણાં અપમાનો સહન કરવાં પડે છે, અનેક હાડમારીઓ ઉઠાવવી પડે છે. આવી અવસ્થામાં પણ તે અવારનવાર જેલમાં અનિમેષની ખબર કાઢવા જાય છે, પરંતુ અનિમેષ તેને મળવાનો ઈન્કાર કરી દે છે. જેલમાંથી છૂટયા પછી પણ અનિમેષ અન્યત્ર ચાલ્યો જાય છે. તે સાવ અપંગ બની ગયો છે અને કશું કામ કરી શકે તેમ નથી તે જાણવા છતાં માધવીલતા તેને લેવા જાય છે અને આગ્રહ-વિનંતીપૂર્વક સન્માનસહ પોતાના ઘરે લાવે છે. પ્રેમ માટેનું તેનું સમર્પણ હૃદયને હચમચાવી મૂકે તેવું છે.

નવલકથામાં આ ઉપરાંત એક અન્ય સ્ત્રીપાત્ર શીલા સેન અને તેના પ્રેમ સંબંધનું નિરૂપણ થયું છે. શીલા સેનને હોસ્ટેલમાં રહેતા એક આફ્રિકન વિદ્યાર્થી થમ્બોટો સાથે સંબંધ છે એ જાણી તથા તેની રહેણીકરણી જોઈ, તેના હાવભાવ જોઈ અનિમેષને તેના પ્રત્યે અણગમો થાય છે અને તે શીલાને મળવાનું ટાળે છે. શીલા એક વાર અનિમેષને મળવા હોસ્ટેલ પર આવે છે અને પોતાનું સરનામું તથા ફોન નંબર તેને આપી જાય છે. અનિમેષ તેને ત્યાં જવાનો વિચાર સુદ્ધાં કરતો નથી પણ એક વાર તે પોલીસથી લપાતો છુપાતો ભાગતો હોય છે ત્યાં શીલાના નિવાસસ્થાને પહોંચી જાય છે અને નછૂટકે તેને એક રાત માટે તેના ઘરે આશ્રય લેવો પડે છે. અત્યારે તે જે શીલા સેનને જુએ છે તેને થમ્બોટોની પ્રેમિકા સાથે જાણે કશો સંબંધ નથી. તે શીલાને ઓળખી શકતો જ નથી. તેનો ચહેરો અને આખું શરીર અત્યંત કદરૂપું થઈ ગયું છે. શીલા અત્યારે બીભત્સ માંસનો પિન્ડ બની ગઈ છે. તેઓ વાત કરે છે એટલામાં અનિમેષને શોધતી પોલીસ આવી જાય છે પણ શીલા જૂઠું બોલી તેને રવાના કરે છે.

શીલાની આવી અવદશા તેના પતિએ જ કરી છે. માધવીલતા પોતાને ચાહે છે એમ જ્યારે અનિમેષ શીલાને કહે છે ત્યારે તે કહે છે, "મેયેદેર કાછે ભાલબાસાર ચેયે બડ મરણ આર કિછુ નેઈ !" (સ્ત્રીઓ માટે પ્રેમથી મોટું મરણ બીજું કોઈ નથી !) અભાવને કારણે તે નોકરી કરે છે અને નોકરી કરતાં કરતાં એક યુવકના પ્રેમમાં પડે છે. એ જોઈ ઈર્ષ્યા થવાથી પતિદેવ તેના પર એસિડ છાંટી તેને કુરૂપ કરી દે છે. કુરૂપ થવા છતાં તે પતિ સામે કેસ કરતી નથી અને તેનો પ્રેમી યુવક શિશિર તેને ત્યજી દેતો નથી. ગમે તેટલો ખર્ચો કરી પ્લાસ્ટીક સર્જરી દ્વારા શીલાને પુનઃ રૂપવતી કરવા તે મથામણ કરે છે. આ જાણી અનિમેષ તેને કહે છે કે કેટલાક પુરુષો પણ પ્રેમ ખાતર....તેની વાત વચ્ચે જ અટકાવી શીલા કહે છે, "તેથી તો મરણમાં આટલું સુખ છે."

આમ જોઈ શકાશે કે નવલકથામાં સાદ્યંત રાજનૈતિક ચેતનાની પડછે પ્રેમસંવેદના વહી રહી છે. આ બે પ્રવાહોને લેખકે કુશળતા-પૂર્વક સાંકળ્યા છે. નવલકથામાં અનિમેષના કૌટુંબિક સંબંધોનાં તાણાવાણા પણ વણાયા છે. અનિમેષનો ભાવનાત્મક સંબંધ પિતા મહીતોષ કરતાં દાદા સરિત્શેખર સાથે વિશેષ છે. સરિત્શેખર જ અનિમેષને ઉછેરી મોટો કરે છે. એક દિવસ તેઓ અચાનક અનિમેષની હોસ્ટેલ પર આવી ચડે છે. તે વખતે તેમનું સ્વાસ્થ્ય ચિંતાજનક હોય છે. અનિમેષ તેમને ઉપાડીને પોતાની રૂમમાં લઈ જાય છે અને ડૉક્ટરને બોલાવી દવા કરાવે છે. ભારે આર્થિક ભીંસમાં પણ તે દાદા માટે ખર્ચ કરતાં અચકાતો નથી. થોડા મહિના પછી અનિમેષ એક પેટાચૂંટણીમાં પ્રચાર માટે ગયો હોય છે ત્યાંથી દાદાની ખબર કાઢવા જાય છે ત્યારે તેમને કુષ્ઠરોગ થયો છે એ જાણી વ્યથિત થઈ જાય છે. તેને દાદા કહે છે, "અનિમેષ, આત્મહત્યા કરી શકીશ નહીં, પણ દીર્ઘકાળ સુધી જીવવાથી મોટું પાપ બીજું કોઈ નથી." આ પછી અનિમેષ તેમને મળી શકતો નથી. જેલમાંથી તેને હાથકડી પહેરાવી સ્મશાનમાં લઈ

જવામાં આવે છે ત્યાં સુધી દાદા ગુજરી ગયા તેની તેને ખબર પડતી નથી. તેનું હૃદય હાહાકાર કરી ઊઠે છે પણ આંખમાં આંસુ આવતાં નથી. તે રડવા ઈચ્છે છે પણ રડી શકતો નથી. જેના ઉપર અરમાનોનો મહેલ ચણ્યો હતો તે એકનો એક પુત્ર વિપ્લવવાદી થઈ જતાં પિતા મહીતોષને કેટલું દુ:ખ થાય છે તે લેખકે મુખરપણે પ્રગટ કર્યું નથી પણ તેના સંકેતો આપ્યા છે.

થોડાં વર્ષો પૂર્વે 'નકશલવાદ' શબ્દ સહુની જીભે હતો. હવે તે આંદોલનની સાથે તે શબ્દ પણ ભૂતકાળનું અંગ બની ગયો છે. પરંતુ ઉગ્રપંથી આંદોલનો એક યા બીજા સ્વરૂપે પ. બંગાળ તથા પૂર્વોત્તર ભારતમાં છેલ્લા દશકામાં અવારનવાર ઊઠતા રહ્યા છે. આ નવલકથા એવા આંદોલનો પાછળની વિચારસરણી, પાર્શ્વભૂને સમજવાની ચાવી પૂરી પાડે છે. લેખક ગમે તે વિચારસરણીમાં માનતા હશે, આ નવલ-કથામાં તેમણે કોઈ વિચારસરણીનો પ્રચાર કરવાનો પ્રયાસ કર્યો નથી, પણ સાંપ્રત સમયની બંગાળની એક વિશિષ્ટ પરિસ્થિતિને યથાર્થ પરિપ્રેક્ષ્યમાં પ્રસ્તુત કરવાનો સમર્થ પ્રયાસ કર્યો છે. પ્રસ્તાવનામાં તેમણે લખ્યું છે, "આપણે ભયાનક અવિશ્વાસના સમયમાં જીવી રહ્યા છીએ. કોઈ જો વિશ્વાસપૂર્વક ભૂલ કરે તો તે આપણા કરતાં તો પ્રાણવંત છે. અનિમેષ જો ભૂલ સમજી યોગ્ય માર્ગ શોધી શકે તો ભૂલ પણ મૂલ્યવાન થઈ જશે."

લેખકે કૃતિમાં કોઈ પાત્રની સંપૂર્ણ છબિ આલેખવાનું વિચાર્યું નથી, છતાં નવલકથાનાં મુખ્ય પાત્રો–અનિમેષ અને માધવીલતા જીવંત અને પ્રભાવશાળી બની શક્યાં છે. નવલકથાનાં અન્ય પાત્રો પણ રક્તધબકતાં લાગે છે. લેખકની પાત્રાલેખનની શક્તિ પ્રશસ્ય છે. અલબત્ત લેખકે પ્રસ્તાવનામાં નોંધ્યું છે તેમ આ કૃતિમાં તેમનો પ્રયાસ સાંપ્રત જીવનધારાના એક વિશિષ્ટ કાલખંડને જ ઝડપવાનો રહ્યો છે અને તેમાં તેઓ મહદંશે સફળ થયા છે. □

## ગરમ હવા / પ્રા. સૂર્યકાંત શાહ

મારા ઘરના રસોડાના એક ખૂણામાં ચૂલો હતો. ચૂલાને બે મોઢાં હતાં. એક મોટું મોઢું અને બીજું નાનું. વલયાકારે માટીના બનાવેલા એ ચૂલાના મોટા મોઢામાં નીચે લાકડાં મૂકવાની જગા રહેતી. સવારે મોં-સૂઝણું થતું ત્યારે મારાં બાની બા ચૂલા પાસે હાજર થઈ જતી. હું નાનપણથી મોસાળે, એટલે કે મારા બાના કાકાને ત્યાં, રહેતો. ત્યાં જ ઊછર્યો. એ મોસાળનું ઘર મારા બાના કાકા એમના વસિયતનામાથી મને આપી ગયા એટલે આજે પણ એ જ ઘરમાં રહું છું, આમ, મોસાળનું ઘર એ મારું ઘર. મારા બાના બાપા, મારા બાની બા, મારા બાના કાકા અને હું એ ઘરમાં રહેતાં. મારા બાની બા જૈન ધર્મમાં ચુસ્તપણે માનતી તેથી ચૂલાને પહેલાં પોંજણીથી સાફ કરતી કે જેથી રાત્રિ દરમિયાન ચૂલામાં ભરાઈ ગયેલ વાંદા, ગરોળી અને કીડી બહાર ચાલ્યાં જાય. પછી, સૂકાં પાતળાં લાકડાં શોધતી. એને બરાબર અફાળતી કે જેથી તેમાંનાં જીવ-જંતુ પણ ઘરનાં જ બાકોરાં કે અન્ય સ્થળે સલામતી શોધી લે! પછી, ગ્યાસતેલની કાકડી બનાવે. ચૂલામાં પહેલાં કાકડી નીચે મૂકે અને પછી તેના પર જરા અદ્ધર પેલાં લાકડાં મૂકે. કાકડીનો અગ્નિ ધીમે ધીમે લાકડામાં પ્રવેશે અને ચૂલાનાં બન્ને મોઢાંમાંથી ધુમાડો નીકળવા માંડે. રસોડાના એ ખૂણામાંથી ધીમે ધીમે ગરમ હવા પહેલાં આખા રસોડામાં ફેલાય અને પછી ઘરમાં ફેલાય, લાકડાના બળવાની ગંધ, ધુમાડો અને ગરમ હવા મારી મોટી બાની

પ્રવૃત્તિઓનાં પ્રતીક ! મારાં સગાં બાને તો હું સમજણો થયો પછી ઓળખેલાં, આથી, આજે પણ એમને તો હું માનાર્થે બહુવચનથી જ સંબોધું. મારી મોટી બા મારી સાચી બા તેથી એને હું પ્રેમાર્થે એકવચનથી જ બોલાવતો. મારી મોટી બાની પ્રવૃત્તિના પ્રતીક જેવી પેલી ગરમ હવાને હું પહેલાં ઓળખતો થયેલો અને પછી મારી સગી બાને ઓળખતો થયો. દિવસમાં ત્રણ–ચાર વાર મારી સાચી બાને મદદ કરવા લાકડાંની પોલી, ગોળ ભૂંગળીમાંથી ફૂંક મારી આપવી, લાકડાની રાખ ખંખેરવી અને ગરમ હવાને વધારે ગરમ કરવાનો કસબ મને નાનપણથી હસ્તગત થયેલો. મારી મોટી બાને મોતિયો ઉતરાવેલો તેથી તેના ચશ્મા જાડા કાચના હતા. આ પરિસ્થિતિમાં આવી નાના પ્રકારની મદદ મારે કરવી પડતી અને તે કરવી મને ખૂબ ગમતી

મારા દાદાની આવક તો વધી નહીં પરંતુ, ધીમે ધીમે મહોલ્લામાં અને જ્ઞાતિમાં, સંબંધીઓમાં અને મિત્રોમાં કોલસાનો વપરાશ શરૂ થયો. કોલસાથી પેદા થતી ગરમ હવા અને લાકડાંથી પેદા થતી ગરમ હવાની પડતર અને પડતરનાં માળખાંની સરખામણી થવા માંડી ઝીણવટભરી રીતે બધાં પાસાં તપાસવામાં આવ્યાં. મારા ત્રણે વડીલોની ત્રણ મહિનાની ચર્ચાને અંતે શરૂઆતમાં પ્રાયોગિક ધોરણે સગડી લાવી એક ગુણ કોલસાની લાવી લાકડાની સાથે સાથે કોલસાનો ઉપયોગ શરૂ કરવાનો ક્રાંતિકારી નિર્ણય લેવાયો ! સગડીની વચ્ચે ગ્યાસતેલની નાની કાકડી મૂકી એની ચારે બાજુ કોલસા ગોઠવી ઉપર પિરામીડ આકારે કોલસા ગોઠવવાનો કસબ મોટી બાએ અને મેં બે મહિનાની 'ભૂલો અને સુધરો' પદ્ધતિએ હસ્તગત કર્યો. લાકડાં ગરમીથી કોઈકવાર ફાટતાં હતાં તો કોલસા કોઈકવાર તડ તડ થતા હતા. સગડીની નીચેનું ઢાંકણું ખુલ્લું રાખી ત્યાંથી પંખો નાંખવાનું શરૂ થયું. કોલસાની ગંધવાળી, ધુમાડા વગરની, ગરમ હવા રસોડાના એ ખૂણામાંથી નીકળવી શરૂ થઈ.

ચૂલા અને સગડીની સાથે સાથે ગ્યાસતેલથી ચાલતો પ્રાઈમસ

વાપરતા પરંતુ એનો અવાજ અને સરવાળે મોંઘા પડતા ગ્યાસતેલને કારણે તેનો વપરાશ ઓછો રહેતો.

ધીમે ધીમે ઘરમાં એવી સમજ ઊભી થઈ કે માત્ર નાણાંકીય પડતરનો જ ખ્યાલ રાખી ચૂલા કે સગડીમાંથી પેદા થતી ગરમ હવાની પસંદગી–નાપસંદગી કરવી જોઈએ નહીં. પરંતુ ગરમ હવા પેદા કરવામાં જતો સમય ધુમાડો, જીવ–જંતુની હાનિ, રસોડામાં અને ઘરમાં સંગ્રહ માટે રોકાતી જગાના મુદ્દા પણ ધ્યાનમાં લેવા જોઈએ મોટી બાની નબળી આંખ પણ વિચારણાનો મુદ્દો રહેવો જોઈએ. આથી, ચૂલામાંથી નીકળતી ગરમ હવાના પ્રસંગો ધીમે ધીમે ઓછા થતા ગયા અને સગડીમાંથી નીકળતી ગરમ હવાના પ્રસંગો વધતા ગયા, વળી, આ ગાળામાં નહાવા માટે પાણી ગરમ કરવા બંબો લઈ આવ્યા તેથી પાણી ગરમ કરવા માટે પેદા કરવી પડતી ગરમ હવા રસોડાની બહાર ઉઘાડા ચોકમાંથી આકાશ તરફ જવા લાગી હતી.

મોટી બાને ગળાનું કેન્સર થયું. જાણે પેલા ચૂલાની અને સગડીની ગરમ હવા, ભૂંગળીમાંથી પસાર થયેલી ફૂંક, અને પંખામાંથી ધસેલી હવા બધાં પાછાં વળી એના ગળામાં આવીને બેઠાં. એના ગળા પર ગરમી જ આવીને બેસી ગઈ. એ ગરમીએ એક દિવસ એની ધોરી નસને તોડી નાંખી. મોટી બા પોતાના જ લોહીના ખાબોચિયાની ઠંડક લઈને અમારી વચ્ચેથી ચાલી ગઈ. એના ગયા પછી મને ખાલીપાનો અનુભવ થયો. રસોડાનો પેલો ખૂણો ઠંડો થઈ ગયો. ત્યાંની હવા બે–ત્રણ વર્ષ ગરમ થઈ જ નહીં. મેં પ્રેમ કર્યો અને લગ્ન કર્યાં, તે દરમિયાન તો મારા બન્ને દાદાએ પણ ચિરવિદાય લીધી. આવેલી વહુ તો ભણેલી હતી અને શિક્ષિકા હતી. હું અધ્યાપક થઈ ગયો હતો. નાનપણમાં તો એણે પણ ચૂલો ફૂંકેલો પરંતુ અમે બન્ને કમાતાં હતાં તેથી ચૂલાની ગરમ હવાને તો રસોડાના એ ખૂણામાં અમે પાછી નહીં બોલાવી તે નહીં જ બોલાવી, પ્રાયમસ અને બંબો રહ્યાં. લગ્નના સાહજિક પરિણામસ્વરૂપ બાળક આવવાના દિવસો

(દહાડા !) ગણાવા માંડયા તેથી એક વૃદ્ધાને રસોઈ કરવા રાખી. એ અમારા બન્ને કરતાં વધારે આધુનિક નીકળી! જરા નવરી પડે કે શહેરમાં આવેલા નવતર ગેસના ચૂલાની વાત કર્યા કરે. અમારે માટે એ નવું હતું તેથી અચરજથી એની વાત સાંભળતાં.

એક દિવસ પડતરની સરખામણી કરી. સરવાળે કોલસા જ સસ્તા પડે અને ગેસનો ચૂલો મોંઘો પડે એવો નિષ્કર્ષ આવ્યો. કોલસાની ગરમ હવાથી સંતોષ માણવાનું નક્કી કર્યું. પેલી વૃદ્ધા ગાંજી જાય એમ નહોતી. કસરથી ગેસનો ઉપયોગ કરવાથી ગેસ સસ્તો જ પડે અને નોકરી સાથે વહુને સગડી સળગાવવામાં જતો સમય, તડતડ થતા કોલસા, પંખા, ધુમાડો, કોલસાના સંગ્રહની જગા જેવા અનેક નવા મુદ્દા એ સ્નેહાળ વૃદ્ધાએ ઊભા કર્યા. બરાબર પંદર વર્ષ પૂર્વે લાકડાં-માંથી કોલસાની પસંદગી કરવા માટે નાણાંકીય પડતર કરતાં જે બિનનાણાંકીય અનેક અન્ય મુદ્દાનું પ્રાધાન્ય વધી ગયું હતું તે જ મુદ્દા ફરી એકવાર વધારે મહત્ત્વના પુરવાર થયા. અંતે, ગેસને તેડી લાવવાનું નક્કી થયું. આ પ્રસંગે પેલો ચૂલો નડતરરૂપ લાગ્યો. ચૂલો ખોદાવીને કાઢી નાંખવાનું નક્કી થયું. ચૂલો ખોદાઈ ગયો અને એ ખૂણામાં ગેસની ટાંકી અને ચૂલો મૂકાયાં, હવા તો ગરમ થતી હતી પણ હવે તેમાં નહોતો કોઈ ધૂમાડો કે નહોતી કોઇ ગંધ. ઊલટું, કોઈ કોઈવાર ગેસ જ્યારે સળગાવવામાં નહોતો આવતો અને એ ખૂણાની હવા ઠંડી રહેતી ત્યારે કોઈકવાર ગંધ આવતી. પેલી વૃદ્ધાંની આંખે ઓછું દેખાતું પણ એનું નાક શક્તિશાળી હતું. અમને ઠપકારતી અને ટાંકી પરના અને ચૂલાનાં બટન-બરાબર બંધ કરી દેતી. મારા બન્ને દીકરા એ વૃદ્ધાને કારણે મોટા થયા. સમય જતાં એ વૃદ્ધાની તબિયત બગડી અને એણે ચિરવિદાય લીધી.

ગેસ ખૂણામાં નીચે શોભે નહીં તેથી ઊભું રસોડું કરાવ્યું. અસલ ખૂણો ઊભા રસોડા માટે બરાબર નહીં લાગતાં રસોડાનો બીજો અનુકૂળ ખૂણો પસંદ કરવામાં આવ્યો. ત્યાંથી ગરમ હવા નીકળવી શરૂ થઈ,

વર્ષો સુધી જે ખૂણામાં હવા ગરમ થતી હતી ત્યાંની હવા ઠંડી રહેવા માંડી. છોકરા મોટા થયા અને જરા બચત પણ થઈ. આથી, ઘરમાં રેફ્રીજરેટર આવવું જોઈએ એવી લાગણી-માંગણી વ્યક્ત થવા માંડી. ફરી પડતરના કોઠા મંડાયા. સરવાળે ફ્રીજ મોંઘું પડે એવો નિષ્કર્ષ આવ્યો. પરંતુ, ફ્રીઝને કારણે મળતી અનેક સગવડો ધ્યાનમાં લેવી જોઈએ એવી દલીલ ફરી એકવાર દશ વર્ષ બાદ થઈ. બિનનાણાંકીય મુદ્દાઓ ફરી એકવાર મેદાન મારી ગયા ! ફ્રીઝ લાવીએ તો કયાં મૂકીએ તે સ્થાનપસંદગી પર ચર્ચા ચાલી. છેવટે, રસોડાના પેલા અસલ ખૂણામાં કે જયાંથી સમયાનુક્રમમાં ચૂલા, સગડી, પ્રાઈમસ અને ગેસની ગરમ હવા નીકળેલી ત્યાં એનું સ્થાન નક્કી થયું. ફ્રીઝના સ્વાગત માટે એ ખૂણાની ભીંતમાં ખાડો ખોદાયો અને ફ્રીઝ આવ્યું. જયાંથી ગરમ ગરમ પાણીની દેગડીઓ ઊતરતી હતી કે દૂધ ઊભરાઈને તપેલીમાંથી બહાર પડે તે પહેલાં એની ગરમ વરાળ મ્હોં પર ફેલાઈ જાય છતાં તપેલીને ઉતારી લેવામાં આવતી હતી તે જગાએથી ઠંડા શરબતના શીશા, ડીપ ફ્રીઝમાંથી બરફના ગાંગડા અને શીતળ દૂધની તપેલી નીકળવા માંડી.

થોડા દિવસ આમ ચાલ્યું. ફ્રીઝની ઉપર સુમીતનું આઈન્ડીંગ મશીન મૂકાતું હતું. એક સવારે મારો નાનો દીકરો પૂછે કે મશીનમાંથી નીકળતા વાયરના જોડાણ આગળનું રબર કેવી રીતે પીગળી ગયું. આ પ્રશ્ન સંશોધનનો વિષય બન્યો. રબર છે એટલે એ ગરમીથી જ પીગળે એવું શાળામાં ભણેલા તે યાદ આવ્યું. પીગળ્યું છે એટલે કશેકથી એને ગરમ હવા જ લાગી હોવી જોઈએ એવી ધારણા બાંધી. ફ્રીઝમાંથી તો બધું ઠંડુ જ મળે તો ગરમ હવા કેવી રીતે આવે એ શંકા પેદા થઈ. રબર કઈ દિશામાં હતું તે વિચાર્યું તો સમજાયું કે રબર, ફ્રીઝની પાછળના ભાગ પર ઝળુંબતું હતું. આથી, ત્યાં હવામાં હાથ ફેરવ્યો. અરેરે ! ત્યાંથી તો ગરમ હવા આવતી હતી ! ફ્રીઝની આગળના ભાગમાંથી આપણને ઠંડી ચીજો મળતી હોય છે ત્યારે પાછળના

ભાગમાંથી ગરમ હવા નીકળતી હોય છે!

રસોડાના એ જ અસલી ખૂણામાંથી કશી ગંધ વિનાની, ચોવીસે કલાક સતત, ધુમાડા વિનાની ગરમ હવા નીકળ્યા જ કરે છે તે ભાન થયું! મોટી બાની ફૂંક ખમી ખમીને જે ખૂણો ગરમ હવા પેદા કરતો હતો તે ખૂણો આજે પણ ગરમ હવા જ પેદા કરે છે-વગર ફૂંકે, સતત, નિર્ધૂમ, છાનોમાનો. પરંતુ, તેમ કરતાં એ ખૂણો તપેલીની ધાર તરફ ધસી આવતા ગરમ દૂધને બચાવી લેવાની ઉત્તેજના પેદા કરતો નથી, ધીમેથી ખોલેલા બારણામાંથી ઠંડું મિલ્ક-શેક બનાવવા માટેની વાનગીઓ પૂરી પાડે છે. □

## વિનોદ જોષીના કાવ્યસંગ્રહ 'પરન્તુ' ને ડૉ. જયન્ત પાઠક કવિતા પુરસ્કાર.

સૂરતની એમ. ટી. બી. આર્ટ્સ કૉલેજ તરફથી પ્રતિ વર્ષ અપાતો ડૉ. જયન્ત પાઠક કવિતા-પુરસ્કાર, ૧૯૮૪ના વર્ષ માટે ડૉ. વિનોદ જોષીના કાવ્યસંગ્રહ 'પરન્તુ'ને આપવાનો નિર્ણય, બહુમતીથી, નિર્ણાયક-સમિતિએ કર્યો છે.

નિર્ણાયકો તરીકે સર્વશ્રી ભગવતીકુમાર શર્મા (સૂરત). પ્રા. જયન્ત પારેખ (મુંબઈ) તથા ડૉ. ચન્દ્રકાન્ત શેઠે (અમદાવાદ) સેવા આપી હતી.

**ચિંતા છોડો, ચેનથી જીવો** : લે. ડૉ. મધુભાઈ કોઠારી, પ્ર. આર. અંબાણી એન્ડ કંપની, રાજકોટ, મૂલ્ય આઠ રૂપિયા.

## દેવોમહાર / વ્યંકટેશ માડગૂલકર

દીવાટાણું થયું હતું. જંગલેથી પાછી ફરેલી સ્ત્રીઓ ઝડપભેર ચૂલો સળગાવી લોટ કાઢીને રોટલા ઘડવા ઉભડક બેસી ગઈ હતી. દિવસના કામથી થાકેલા પુરુષો ઓસરીએ માથાનો ફેંટો ઘૂંટણો વચ્ચે મૂકીને ભીંતને અઢેલીને થાક ઉતારતા બેઠા હતા. હનુમાન મંદિર સામેના મેદાનમાં છોકરા રમતા હતા. સોનીના ઘર સામે ઊભેલા લીંબુના વૃક્ષ પર પોતાની જગ્યા મેળવવા સંખ્યાબંધ કાગડા અંદર અંદર લડતા હતા.

ચાવડીનું ચક્કર મારીને દેવો મહાર અને ટોપો વ્હરલ દાંડિયો પટેલના વાડા પાસે થોભી ગયા. ટોપાએ દાંડી પીટી. દેવાએ કાને હાથ દઈને બોલવા લાગ્યો, તાલુકા દાક્તર કાલે આવશે બાળકોને શીતળા ટંકાવવા માટે સવારે ચાવડીએ લઈ જવા.

'આખા ગામને જાણ કરી દીધી ને?' ટોપાએ પૂછ્યું.

'બધે ફરી વળ્યા. હવે પૂરું થયું. હવે પાછા ફરીએ.' કહીને દેવાએ પાછા ફરવા માંડયું. એ મહારવાડાની દિશાએ વળ્યો. ટોપો પણ પોતાના માર્ગે ગયો.

એ પછી દેવો વાસણ લઈને આવીને નાઈ, મિસ્ત્રી, સોની, ધોબીનાં ઘરો છોડીને તમામ ઘરોને બારણે જઈ 'રોટલો નાખજો બહેન' કહેતો ઊભો રહ્યો.

હા, એ એનો અધિકાર હતો. પેઢી દર પેઢીએ એ હક ચાલ્યો આવતો હતો. ગામ અને સરકારની નોકરી એ આવતી પેઢી સુધી કરવાનો હતો. પરંપરા ચાલુ રહેવાની હતી.

પૂરો સો ટકા નહીં, છતાં દેવો ઘણે ભાગે ભલો માણસ હતો. સામાન્ય મહારનું હેવાની સ્વરૂપ એનામાં નહોતું. એમનામાં એવી ખોડ જન્મજાત હોય છે એમ નહીં, લોકોનું એમની સાથેનું વર્તન એમને એવા બનાવી દે છે, ખાસ તો વાણિયા બ્રાહ્મણોનાં વર્તન. એ લોકો એમને જાનવરથી પણ ઉતરતા સમજે છે–મન થાય તે કામ કરાવે. લાકડાં ફડાવવા, જંગલેથી લાકડાં મંગાવવાં, આંગણાં સાફ કરાવવાં, ઢોરો ચરાવવા મોકલવા–અને એવાં કામોની ઓછામાં ઓછી મજૂરી આપવી. વળી એમને સૌની મરજી સાચવવાની. એ કારણે એ લોકો એવા થઈ જતા. પણ દેવો એવો નહોતો. એ ભલો માણસ હતો. શરીરે મજબૂત ને ઠીંગણો, મનમોજી સ્વભાવનો. બીજા મહારોની જેમ એ છક્કાપંજામાં પડ્યો નહોતો. સૌનું મન રાખતો. કોઈનું બૂરું ન ઈચ્છતો. શરીર થાકી જાય ત્યાં સુધી કામ કરતો. જે મળે તે ખાઈને પાણી પી લેતો. બીજા મહારોની જેમ કોઇને વિશે 'એ લૂલો વામન છે', 'ઘરમાં તો ખાવા દાણો નથી, પણ રોફ તો જુઓ,' એવું કહેતો નથી. કોઈ કહે, 'અરે દેવા, આટલાં લાકડાં ફાડી આપ ને' 'તો મોઢું ફેરવી ફાડી આપતો. પણ 'હાથ કામ કરતા નથી, જાનવરે શિંગડાં માર્યાં ને એટલે' એવાં બહાનાં કાઢતો નહીં. કોઈ કહે, 'જંગલેથી લાકડાં લાવી આપ' તો 'બસ હમણાં લાવ્યો–' કહીને લાકડાં આણી આપતો. સવારથી સાંજ સુધી એ કામ કરતો. જંગલમાં લાકડાં કાપવાં અને જે મળે તે ખાઈ લેવું. જ્યાં કામ માટે બોલાવે ત્યાં જાય. જવ, જુવાર–જે મળે ને ફાળિયે બાંધી લે. ગામનું કામ કરવા સાથે સરકારી કામ પણ કરતો–અખંડ રૂપે દાસવૃત્તિ નિભાવતો.

ઘરેથી વાસણ આણી ગામમાં ફરીને રોટલા ઉઘરાવ્યા. પછી

લાકડી ટેકવતો ઘરે આવ્યો.

ઘરે ગ્યાસતેલનો દીવો બળતો હતો. નાનો ઈશ્વર હાથની આંગળીઓ નચાવીને ભીંતે પડછાયાનું હરણ પાડવાનો પ્રયત્ન કરતો હતો, એની નાની બહેન બિલાડીની જેમ એની સાથે લપાઈને બેઠી વિસ્ફારિત આંખે ભાઈની કરામત જોતી હતી. એના શરીરે નાના વામનની વહુએ આપેલી ચોળી હતી ને માથાના વાળ વિખરાયેલા. એને એ વારંવાર સરખા કર્યા કરતી. ઈશ્વરના શરીરે ખૂબ વપરાઈ ચૂકેલો બાંય વગરનો કોટ હતો.

રાણી સૌથી નાનાને ધવડાવતી હતી. દેવાની વહુ હોવા છતાં એ દેવા કરતાં સારી હતી. ઠસ્સાભેર ચાલે ને રોફભેર બોલે. એ પણ દેવાની જેમ સતત કામમાં રહેતી. સમય આવ્યે કુહાડી લઈને લાકડાં ફાડવાને ય તૈયાર રહેતી–ત્રણ બાળકો અને રાણી સૌની સાથે દેવાને માયા હતી.

સળગેલા ચૂલાએ આખા ઘરમાં ધુમાડો ફેલાવી દીધો હતો. લાકડાં-ધુમાડાની ગંધમાં ચૂલે ખદખદતી દાળની ગંધ ભળી ગઈ હતી.

દેવો ઘરમાં આવ્યો કે રાણીએ ભુલકાને ખોળેથી જમીન પર મૂકી દીધો. ઝટ ઊભી થઈને બોલી, 'ભૂખ્યા હશો, ઝટ જમી લો.'

એનો સાદ સાભળી ઈશ્વરે પોતાનો ખેલ બંધ કરી દીધો અને જમણા હાથની હથેળીથી નાક લૂછતો મા પાસે આવી બોલ્યો, 'મને પણ આપ.'

છોકરી પણ ઝટ ઊભી થઈ ગઈ. ખુલ્લા પેટ પર હાથ નચાવતી બોલી, 'મને પણ...'

દેવો બહારથી હાથ-મોં ધોઈને આવી ગયો. રાણીએ ચૂલા પરના વાસણમાંથી દાળ કાઢી એને પીરસી. ઉધરાવેલા રોટલાના વાસણમાંથી રોટલના કટકા કાઢી દાળમાં ભિંજવીને દેવો ખાવા લાગ્યો.

છોકરી અને ઈશ્વરે હાથમાં રોટલો લઈ મોટા વાટકામાં પીરસેલી દાળમાં બોળીને ખાવા લાગ્યા.

હા, એ એનો અધિકાર હતો. પેઢી દર પેઢીએ એ હક ચાલ્યો આવતો હતો. ગામ અને સરકારની નોકરી એ આવતી પેઢી સુધી કરવાનો હતો. પરંપરા ચાલુ રહેવાની હતી.

પૂરો સો ટકા નહીં, છતાં દેવો ઘણે ભાગે ભલો માણસ હતો. સામાન્ય મહારનું હેવાની સ્વરૂપ એનામાં નહોતું. એમનામાં એવી ખોડ જન્મજાત હોય છે એમ નહીં, લોકોનું એમની સાથેનું વર્તન એમને એવા બનાવી દે છે, ખાસ તો વાણિયા બ્રાહ્મણોનાં વર્તન. એ લોકો એમને જાનવરથી પણ ઉતરતા સમજે છે–મન થાય તે કામ કરાવે. લાકડાં ફડાવવા, જંગલેથી લાકડાં મંગાવવાં, આંગણાં સાફ કરાવવાં, ઢોરો ચરાવવા મોકલવા–અને એવાં કામોની ઓછામાં ઓછી મજૂરી આપવી. વળી એમને સૌની મરજી સાચવવાની. એ કારણે એ લોકો એવા થઈ જતા. પણ દેવો એવો નહોતો. એ ભલો માણસ હતો. શરીરે મજબૂત ને ઠીંગણો, મનમોજી સ્વભાવનો. બીજા મહારોની જેમ એ છક્કાપંજામાં પડ્યો નહોતો. સૌનું મન રાખતો. કોઈનું બૂરું ન ઇચ્છતો. શરીર થાકી જાય ત્યાં સુધી કામ કરતો. જે મળે તે ખાઈને પાણી પી લેતો. બીજા મહારોની જેમ કોઇને વિશે 'એ લૂલો વામન છે', 'ઘરમાં તો ખાવા દાણો નથી, પણ રોફ તો જુઓ,' એવું કહેતો નથી. કોઈ કહે, 'અરે દેવા, આટલાં લાકડાં ફાડી આપ ને' 'તો મોઢું ફેરવી ફાડી આપતો. પણ 'હાથ કામ કરતા નથી, જાનવરે શિંગડાં માર્યાં ને એટલે' એવાં બહાનાં કાઢતો નહીં. કોઈ કહે, 'જંગલેથી લાકડાં લાવી આપ' તો 'બસ હમણાં લાવ્યો–' કહીને લાકડાં આણી આપતો. સવારથી સાંજ સુધી એ કામ કરતો. જંગલમાં લાકડાં કાપવાં અને જે મળે તે ખાઈ લેવું. જ્યાં કામ માટે બોલાવે ત્યાં જાય. જવ, જુવાર–જે મળે ને ફાળિયે બાંધી લે. ગામનું કામ કરવા સાથે સરકારી કામ પણ કરતો–અખંડ રૂપે દાસવૃત્તિ નિભાવતો.

ઘરેથી વાસણ આણી ગામમાં ફરીને રોટલા ઉઘરાવ્યા. પછી

દેવો ત્યાં પહોંચ્યો ત્યારે સાત આઠ જણ ત્યાં હતા. એક ખૂણે ગ્યાસતેલનો દીવો બળતો હતો. મારુતી મહાર કોઈ વાત કહેતો હતો. એ ચાર ચોપડી ભણ્યો હતો, કામ અંગે થોડો સમય એ મુંબઈ પણ રહી આવ્યો હતો. એ કારણે એ ઠીક જાણકાર હતો. એ કારણે મહારોને એના પર વિશ્વાસ હતો. દેવો પણ ભીંતે પીઠ ટેકવીને એની વાત સાંભળવા લાગ્યો.

'હવે અંગ્રેજોનું રાજ્ય તો રહ્યું નથી–કોંગ્રેસીઓએ એ લઈ લીધું બધું. ગાંધીબાબા તો એકનાથનો અવતાર છે. એમને મહાર, ચમાર, વડારના ભેદભાવો પસંદ નથી. છૂતાછૂત નહીં, બધા સરખા.'

દેવાને એ વાત અજબ થવા જેવી લાગી. એના મનમાં આદર-ભાવ જાગ્યો. એ વચમાં બોલ્યો, 'સાચું કહે છે, મારુતી?'

'હું જૂઠું શા માટે બોલું? હવે આપણા મહાર લોકોના સારા દિવસો આવશે. કોઈ નહીં કહે કે આઘા રહો, અમને અડકતા નહીં. આપણા બાબાસાહેબ દિલ્હીમાં જ પ્રધાન થયા છે. ગાંધી ને નહેરુની હારોહર ચાલે છે. તેઓ તો આપણા 'બાં' છે, બાળકોની જેમ આપણને પાળશે પોષશે.'

'પછી આપણાં બાળકો પણ શું ભણશે, મારુતી? ગમે તે આવીને મહારને ગમે તે કહે એ પણ બંધ થશે ને?' કોઈએ વચમાં જ પૂછ્યું.

'થશે જ, જોજે ને!'

દેવાનું દિલ ભરાઈ આવ્યું. પોતાની જાતનો પ્રધાન અને ગાંધીની હારોહાર ચાલે? બહુ મોટી વાત–બાબાસાહેબ, ધન્ય ધન્ય. દેવાથી રહેવાયું નહીં, 'તો આપણું પણ કોઈ છે!'

'તે તો આપણને નોકરી યે આપશે. હવે ગામની સ્થિતિ સુધરશે. અરે દેવા, બધા મહાર વામનની બરાબર હશે.' મારુતી જુસ્સાથી વાત કરતો હતો.

બધી વાતો સાંભળી દેવો એકદમ ખુશ થઈ ગયો. એનું ગળું ભરાઈ આવ્યું. એ બોલ્યો, 'તારા મોઢામાં સાકર, મારુતી.' પછી બીજી

વાત ચાલી.

આખો દિવસ મહેનત કરવાને કારણે દેવાની આંખો ઊંઘે ઘેરાઈ. એ ઊઠીને ઘરે જવા ચાલવા લાગ્યો. આજે એને અજબ થવા જેવો આનંદ થતો હતો. બાબાસાહેબ ગાંધીની સાથે હારોહાર ચાલે! ઈશ્વર અને પ્રહ્લાદનું ભવિષ્ય એને ઉજળું દેખાયું.

બત્તી ઓલવી રાણી ને છોકરા ઊંઘતા હતા. દેવો અંધારે જ અંદર આવ્યો ને બોલ્યો, 'ઈશ્વર, ઊંઘી ગયો શું?'

અડધી આંખ ખોલી રાણીએ પડખું બદલ્યું. બોલી, 'ઉં....જરા સાચવીને આવજો. છોકરા સૂતા છે'.

દેવો ફંફોસતો આગળ વધ્યો અને નીચે પાથરેલ ગુણપાટ પર સૂઈ ગયો. રાણીએ ફાટેલી ગોદડી એના પર ઉલાળી. બગાસું ખાતાં દેવાએ કહ્યું, 'સવારે જગાડજે, તાલુકાનો દાક્તર આવવાનો છે.'

વહેલી સવારે રાણીએ દેવાને જગાડી દીધો. માથે ફેંટો લપેટી એ બહાર આવ્યો અને ચાંદનીના ઉજાસમાં જ ચાવડીનું મેદાન ચોખ્ખું કરવા લાગ્યો. ધૂળિયા હાથ ધોઈ એ ઘરે પાછો ફર્યો. નાહવા માટે એ તળાવે ગયો.

સવારનો પ્રકાશ પથરાયો. સૂર્ય સહેજ ઊંચે આવ્યો. શીતળા ટાંકનાર તાલુકા દાક્તરની ઘોડાગાડી આવી પહોંચી. સામે ઊભેલા પટેલે રામ રામ કર્યાં. ડૉક્ટરે સહેજ અકડાઈથી રામ રામ સ્વીકાર્યા. પટેલ અને ગામના થોડા લોકો ગાડી સાથે ચાલવા લાગ્યા. ગાડી ચાવડી પાસે આવીને ઊભી રહી. સફેદ શર્ટ, લાંબી નેકર અને મોજાં-જોડા પહેરેલો ડૉક્ટર સાહેબી રીતે ટોપી હાથમાં લઈ નીચે ઊતર્યો. આસ-પાસ ઊભેલા મહારોએ નમીને રામ રામ કર્યાં; દેવાએ પણ રામ રામ કર્યાં. એને માટે ડૉક્ટર ટોપીવાળો હાથ છાતીએ લાવ્યો.

માર્તણ્ડે શાહીના ડાઘાવાળી શેતરંજી મેદાનમાં બિછાવી દીધી. ટેબલ મૂક્યું, લાકડાનાં ડબ્બામાં લાલ લીલી શાહી મૂકી. જાતજાતનાં રજિસ્ટરો મૂકયાં. બધું સરખું સજાવી દીધું.

ડોક્ટર અંદર જઈને બેઠા. પટેલને કહ્યું, 'બપોર પહેલાં કામ પૂરું થઈ જવું જોઈએ.'

પટેલ ગભરાતો ચાવડીની કોરે આવી ગયો.

દેવો આમ તો ત્યાં જ રહેત, પણ આકારામે નજીક બોલાવી કહ્યું, 'જરા તમાકુ તો આપ.'

દેવાએ ફાટેલા અંગરખાના ગજવામાં હાથ નાખી તમાકુ કાઢ્યો. ચૂનાની ડબ્બી કાઢી ચૂનો લગાડ્યો. તમાકુ મોંમાં નાખ્યો ત્યાં પટેલે ઘાંટો પાડ્યો. તુકારામે કહ્યું, 'દેવા ભાગ, દાક્તર બૂમ મારે છે.'

દેવો ગભરાટમાં પટેલ પાસે જઈને ઊભો. બોલ્યો, 'અહીં જ હતો.'

'ક્યાં મરવા ગયો હતો? જા, બધે કહી આવ કે શીતળા ટંકાવવા ચાલો, દોડ.'

ઘોડાગાડી ગામમાં આવી ત્યારના લોકો ગભરાટમાં હતા. બધા જ કહેતા, 'શીતળા ટાંકવા દાક્તર આવ્યો છે, હવે શું થશે?' દર વર્ષે શીતળા ટાંકનાર ડોક્ટર આવતો ત્યારે આવો જ ફફડાટ વ્યાપી જતો. શીતળા ટંકાવવાથી ફાયદો થાય છે એ વાતનો કોઈને વિશ્વાસ નહતો. ઊલટું શીતળા ટંકાવ્યા પછી દસ બાર દિવસ સુધી છોકરાને તાવ છે-ભુવાનો આશરો લેવો પડે છે, કેટલાંક બાળકો તો મરી જાય છે, આવા ભયથી શીતળા ટંકાવતા જ નહીં; ટાળતા—પટેલને આફત થઈ જતી. આજે પણ એમ જ થયું. દેવાએ ઘરે ઘરે જઈને સાદ દીધો. દોઢેક કલાક થયો પણ કોઈ બાળકને લાવ્યું નહીં. ડોક્ટર છોકરડો અને તાજો જ આવ્યો હતો. જરા અક્કડ સ્વભાવનો હતો. કોઈ આવતું નથી એ જોઈ એ ખિજાયો, 'પટેલ, ગામના લોકો કેવા હરામી છે...ગામ પર તમારો કશો ધાક નથી.'

પટેલ લાચારીથી હસ્યો. પછી એ જ લોકોને બોલાવવા સાદ કરવા લાગ્યો. વચમાં એણે ખરાબમાં ખરાબ ગાળો દીધી. 'સાળા રાજા થઈ ગયા છે...ત્યાથી ગામના છોકરાઓને કોણ લાવશે?'

'જી, પહેલે જ સૌને હાંક મારી આવ્યો છું.'

'વાત ન જોડી કાઢ ! જા, બધા છોકરાઓને અહીં લઈ આવ, નકામું જ સરકારી ઈનામ મળવાનું છે ? સાળો કામચોર.'

દેવો ફરી લાકડી ચપકારતો ચાલ્યો. ફરી ઘરે ઘરે જઈને હાંક મારી.

સૂર્ય માથે આવી ગયો. બરાબરનો તડકો તપ્યો. છતાં ભૂખ્યા પેટે દેવો ફરતો હતો. લોકોએ એની પાસે લાકડાં પણ ફડાવી લીધાં, વધારાની મહેનત કરવી પડી. 'જુવાર લઇ જજે' એવું કહેવાયું હતું. એમાં જ કેટલોક સમય પસાર થઇ ગયો. આખા ગામમાં ફરીને એ ચાવડીએ પાછો ફર્યો.

એ દરમ્યાન ડોકટર પટેલને ત્યાં મરઘી જમી આવ્યો હતો. ખુરશીએ બેસી એ સિગારેટ ફૂંકતો હતો.

'દેવા !' પટેલે ફરી ઘાંટો પાડયો. ' જી !' હાથમાં લીધેલો ફેટો ફરી માથે મૂકતા દેવાએ કહ્યું,

' હવે બાકીના વિસ્તારમાં જા, લચ્છી વિસ્તાર, રામપરા અને બીજે જઈને જો, દોડ !'

એ વિસ્તારો ગામની આસપાસ હતા. ગામમાં રોજ આવવા જવાનું ટાળવા માટે કેટલાક લોકો પોતપોતાનાં ખેતરો પાસે જ વસતા હતા. ત્યાં જવું એ ઘણી મહેનતનું કામ હતું પણ દેવાને તો જવાનું જ હતું થાકેલા પગે એ ચાલવા લાગ્યો. સરકારી નોકરી હતી. એની ફરજ હતી. પટેલનો હુકમ કેવી રીતે ટાળી શકાય ! ગામબહાર વહેતી નદીએ દેવાએ મોઢું ધોયુ, ઠંડું પાણી પીતા ભૂખ ઓછી થઈ. એણે સહેજ તાઝગી અનુભવી. પછી ઝડપી પગલે આગળ વધ્યો.

લચ્છી વિસ્તારનો બાલો બોલી ઊઠયો, 'અરે જા દાકતરવાળા ! કહેજે કોઈ બાઈ માણસ ગામમાં નથી, બધાં પંઢરી ગયાં છે.

દેવો પાછો ફર્યો, રામપરા આવ્યો તો બાબરની વહુ બોલી, 'તારા દાકતરને કહેજે કે છોકરાને લાવવાનો ટાઈમ જ નથી. મરચાં કોણ ખાંડશે ? દાકતરનો બાપ કે પટેલનો નોકર ?'

ચૂપ રહીને દેવો સંત તુકારામ પાસે ગયો. એ કૂવે હતો. એણે સામે કામ સોંપી દીધુ, ' થોડી ડોલ પાણી કાઢ !'

' ના પટેલ, ત્યાં કામ છે, અમલદાર જીવ લઇ લેશે !'

' ચાલ, પાણી કાઢ ! મોટા અમલદાર આવ્યો છે તે !' કહીને દોરડું હાથમાં પકડાવી દીધું.

દેવો પાણી કાઢવા લાગ્યો ' હમણાં આવું છું. ' કહીને ગયેલો તુકારામ મોડો આવ્યો અને એના આવ્યા પછી જ દેવો છૂટયો.

છેવટે એ ખાલી હાથે ચાવડીએ પાછો ફર્યો, ત્યારે ત્રીજો પહોર થઈ ગયો હતો. દેવાનું કાળું શરીર તડકે તપી ગયું હતું, પગના પંજા દુઃખતા હતા.

ડોકટર પાસે જઈને કહ્યું, આખી વસ્તીમાં ફરી આવ્યો સાહેબ.

ડોકટર ગરમ થઈ ગયો. હડકાયા કૂતરાની જેમ એણે ઘાંટો પાડયો, 'બક બક ન કર, સાળા હરામખોર ! તું બધે ગયો જ નહીં હોય ! પાનતમાકુ ખાઈ, ગપ્પાં મારી આવ્યો હશે ! મને બેવકૂફ બનાવે છે ? સવારથી હું અહીં હેરાન થાઉં છું-પાંચ દસ બાળકો સિવાય કોઈ આવ્યું જ નહીં !'

'ભગવાનના કસમ, હું આખી વસ્તીમાં ફરી આવ્યો છું' દેવો બોલ્યો.

'ચૂપ ! સામે જવાબ આપે છે, હરામખોર ! તમને લોકોને તો મારવા જ જોઈએ. ત્યાર વિના ભાન નહીં આવે.'

ડોકટરનો સાદ જાણે ફાટી પડયો હતો. ચાવડીએ ઊભો એ જોર જોરથી ઘાંટા પાડીને મહારોને આડી અવળી ગાળો દેવા લાગ્યો. ડોકટરને જોઈને પટેલ પણ હેરાન થઈ ગયો. ગામના લોકો તમાશો જોતા હતા એ જોઈને ડોકટરનો અવાજ વધારે ઊંચે ગયો.

લાકડી પર મોઢું ટેકવી દેવો સાહેબની સામે જોઈ રહ્યો હતો. જોતજોતાંમાં એની આંખો લાલ થઈ ગઈ. નાક ફૂલવા લાગ્યું. દાંત ભીડાયા. હાથોમાં ધ્રુજારી પસાર થઈ ગઈ.

ડોક્ટરે ઘાંટો પાડ્યો, 'સાંભળે છે શું ?' (ગાળ)

દેવો એકાએક નમ્યો. પગમાંનો ફાટેલો તૂટેલો જોડો કાઢી એણે ઘાંટો પાડ્યો, 'અરે ઓ દાક્તર, નીચે આવી જા ! ગાળ દેશે તો મોઢું ભાંગી નાખીશ !'

બીજા દિવસે સાંજે ગામલોકો ચાવડી સામે લીમડા નીચે બેસી વાતો કરતા હતા. સૌને દેવાના વર્તનથી આશ્ચર્ય થયું હતું. 'દેવા મહારે શીતળાના દાક્તરની સામે જોડો ઉગામ્યો !' સૌને એ અજબ થવા જેવું લાગ્યું હતું. દેવો નીચે ઊભડક બેઠો સાંભળતો હતો. એકે એને કહ્યું, 'અરે દેવા, ગામલોકોની હાજરીમાં દાક્તર સામે જોડો ઉગામ્યો ? દારૂ પીધો હતો કે ગાંજો ? હવે એ ફરિયાદ કરશે ને વરસ બે વરસની જેલ થશે...'

'ગમે ત્યાં જવા દે, દિલ્હી યે જાય. દાક્તર થયો એટલે મહારને મા-બેનની ગાળ દે...ગમે તે આવેઝ, પણ આપણને ગાળ દે ?'

એક પૂછ્યું, પણ પટેલ ગાળ દે તો ?'

'પટેલની વાત જુદી છે. એનું નમક ખાધું છે, એ જોડો મારશે તો પાસે પણ ખાઈ લેશે. 'પણ પેલો વળી ગાળ દેનારો કોણ ? સરકારમાં આપણું યે કોઈ છે કે નહીં ?'

થોડા દિવસ પસાર થઈ ગયા. વચમાં તાલુકાની પોલિસ દેવાને પકડી ગઈ. ડોક્ટરે એની સામે ફોજદારી કેસ કર્યો—દેવો જેલમાં છે.

રાણી મજૂરી કરે છે ને છોકરાને ઉછેરે છે. દેવાનો રોટલા ઉઘરાવવાના પરંપરિત ખાનદાની અધિકાર બીજા પાસે ચાલ્યો ગયો. ગામ સારું એવું વસેલું છે.

અને દક્ષિણ વિસ્તારમાં આવેલા આઠસો નવસો માણસોની વસ્તીના એ ગામમાં ભલા માણસ દેવા મહારનું શું થયું એની જરા જેટલી યે જાણકારી બાબા આંબેડકરને નહોતી અને ક્યારે ય એમને એની જાણ થાય એવી આશા પણ નહોતી.



# સાહિત્ય અકાદમીના પુરસ્કાર વિશે

સ્નેહીશ્રી અનિલ,

'કંકાવટી', મે ૧૯૮૫માં મેં ભારતીય સાહિત્ય અકાદમીના એવોર્ડની કાર્યવાહી અંગે થોડી માહિતી આપી હતી. એમાં થોડો ઉમેરો કરવાનો છે.

ઉક્ત નોંધમાં મેં એવી ધારણા રજૂ કરી હતી કે ત્રણ જણની છેલ્લી નિર્ણાયક સમિતિનાં નામ એક્ઝિક્યુટિવ બોર્ડ નક્કી કરતી હશે. પરંતુ અકાદમીના સેક્રેટરીએ મને મૌખિક રીતે માહિતી આપી છે કે પ્રેસિડેન્ટ દરેક ભાષામાં ૧૦ નિષ્ણાતોની એક પેનલ તૈયાર કરે છે, જે પાંચ વર્ષ માટે કામ આપે છે. સેક્રેટરી આ પેનલમાંથી દરેક વર્ષે કોઈ પણ બે વ્યક્તિનાં નામ છેલ્લી નિર્ણાયક સમિતિ માટે પસંદ કરે છે. આ રીતે, કન્વિનર સાથે નિર્ણાયક સમિતિના ત્રણ સભ્યોનાં નામ નક્કી થાય છે. આ નામો કારોબારી પાસે લઇ જવાનાં હોતાં નથી, તેથી કન્વિનરને બાકીનાં બે નામોની જાણ હોય જ એવી સ્થિતિ રહેતી નથી. શ્રી ગુલાબદાસભાઈ કહે છે કે એમને ગયે વરસે તેમજ આ વરસે બાકીનાં બે સભ્યોનાં નામની ખબર નહોતી.

અકાદમીએ ગુપ્તતા માટે આવશ્યક એવી એક ચુસ્ત વ્યવસ્થા નિપજાવી છે એમ કહેવું જોઈએ. એમાં એક જ નામ જાહેર

અને તે કન્વિનરનું કેમકે કન્વિનર હોદ્દાની રૂએ નિર્ણાયક સમિતિના સભ્ય રહે છે.

પણ મેં આગળ કહ્યું હતું તેમ આ જાતની ગુપ્તતા પર આધારિત વ્યક્તિગત જવાબદારીવાળી પદ્ધતિ જ યોગ્ય છે એમ ભાગ્યે જ ગણી શકાશે. સામૂહિક જવાબદારીથી નિર્ણાયકો કામ કરે એના પણ લાભો છે જ. એમાં નામો પરસ્પર ખાનગી રાખવાપણું હોતું જ નથી.

૪ જુલાઈ ૧૯૮૫ —જયંત કોઠારી

ડાયમેન્શન : કાવ્ય : ગિરીન જોશી, પ્રાપ્તિસ્થાન, શ્રેયસ C/o. સાધના સ્ટૂડિયો, વૈજનાથ મંદિર પાસે, જામનગર, મૂલ્ય ૭-૫૦

# કન્યા કેળવણીની દિશામાં ઐતિહાસિક કદમ



**રજત જયંતી વર્ષમાં ગુજરાતે મહત્વનું કદમ ઊઠાવ્યું છે. ગુજરાતમાં તમામ વિદ્યા શાખાઓમાં દરેક સ્તરે કન્યાઓને નિ:શુલ્ક કેળવણી અપાશે.**

રાજ્યમાં હાલ ૧૧ ધોરણ સુધી કન્યા માટે નિ:શુલ્ક શિક્ષણની સવલત આપવામાં આવે છે. ગરીબ અને મધ્યમ વર્ગના કુટુંબોનો ઉચ્ચ કન્યા શિક્ષણનો આર્થિક પ્રશ્ન હળવો બનાવવા આવતા શૈક્ષણિક વર્ષથી કન્યાઓને તમામ સ્તરે નિ:શુલ્ક શિક્ષણ અપાશે.

ગુજરાતમાં પુરુષ શિક્ષણની ૫૪-૪૪ ની ટકાવારી સામે સ્ત્રી શિક્ષણનો દર ૩૨-૩૦ ટકા છે. તમામ સ્તરે શિક્ષણ મફત થતાં, આ નીચો દર ઊંચો લાવી શકાશે.

ગુજરાતમાં ઉચ્ચ શિક્ષણ મેળવતી એક લાખ જેટલી કન્યાઓને આ યોજનાનો લાભ મળશે. કન્યા કેળવણીની દિશામાં આ ઐતિહાસિક કદમ ભરનાર ગુજરાત દેશભરમાં પ્રથમ રાજ્ય છે.

## રજત જયંતી વર્ષે ઝળહળતો નિર્ણય

# કંકાવટી

ઑગસ્ટ
૧૯૮૫




કવિ...

પ્રાણજીવન મહેતા

નિબંધિકા

જયન્ત પાઠક

મણિલાલ હ. પટેલ

નોંધ

રતિલાલ 'અનિલ'

વિવેચન

જયન્ત કોઠારી

નવલિકા

અરવિન્દ ગોખલે

હેન્રીક બ્યોલ

કટાક્ષિકા

# કંકાવટી

ઓગસ્ટ
૧૯૮૫

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૭ : અંક ૩૧૫ : મૂલ્ય : બે રૂપિયા**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૦, બે વર્ષના રૂ. ૩૮, વિદેશ : શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), છ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ થાય તે યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ તે જ માસમાં થાય તો ફરી અંક મોકલવાનું શક્ય બનશે.



તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : ધવલ આર્ટ પ્રિન્ટર્સ, વાડીફળિયા, સૂરત-૩૯૫ ૦૦૩

## પ્ર–પંચતંત્ર પ્રવેશ / પ્રાણજીવન મહેતા

પાણીમાં પડેલા પાડાની પીઠ પર
બેઠો બેઠો કાગડો
પૂર્વજોએ ગળથૂથીમાં ગળફા ભેગું ગાઈ પાયેલું પરભાતિયું
'—જન તો તેને રે કહીએ
    જે પીડ પોતાની ય નવ જાણે રે.'–
એ અપભ્રંશ રૂપે એકતાન ધ્યાનથી ઊંચે સ્વરે ગાઈ
એક આંખે સગરનું સપનું ભાળી રહ્યો 'તો.
એટલામાં કલબલતી કાબર
ત્યાંથી ફરફરતી બે–ત્રણવાર ઊડી.
કાગડો ધ્યાનભંગ થયો. ગુસ્સે ભરાયો.
પરભાતિયું અધૂરું રહ્યું. સરગ સીડી અધવચ્ચ અટકી રહી.
કાગડો બબડયો : કાબર, તું આખો જન્મારો
આમ કલબલતી જ રહીશ કે–
વળી થોડું વિચારી આગળ
–કંઈ પરભુ સ્મરણ કર. જાતને ભાળ. બીજું બધું બાળ.
કાબર કાગવચન સાંભળી રહી. થોડીવારે બોલી :
કાગભાઈ, તમારી માફી માગું. તમારી પરભુભક્તિમાં ભંગ પડયો.
આ કાબરચીતરીના કપાળે કલબલ સિવાય શું લખ્યું છે બીજું–
કાગડો જરી સ્વસ્થ થયો,

એટલે વળી કાબર બોલી :
કાગભાઈ, મારાથી તમને કંઈ કે'વાય નહીં. સાંભળો તો કહું જરી.
કાગડાએ એક આંખ ગોળ ગોળ ફેરવી કહેવાની અનુમતિ આપી.
કાબરે કહ્યું : કાગભાઈ, તમારે સરગે જ જાવાનું ને?
એમાં શું મોટી વાત. હાલો મારી ભેળા.
અહીં પાડા પીઠે બેઠા કાંઈ ન વળે. સરગ તો છેટું રીયું.
પેલી સુગરી ઇંડાં મેલી હમણે હવાફેર માટે ઊડી ગઈ છે,
એના માળામાંથી થોડું ઘાસ-સળી ભેળાં લઈ
સરગે જાવાની સીડી તૈયાર કરીએ.
બસ સીડી તૈયાર થાય એટલે
એક પગે ઠેકતાક સીડી ચડી જજો. જોતજોતાંમાં તમે સરગ ભેગા.
પછી ત્યાં નિરાંતે–પરભુભક્તિ કરજો.
હમણે બે દિવસ પેલાં જ એક ચકલીને આમ જ
સરગે જાવા રવાના કરેલ. તે હજુ પાછી વળી નથી.
અને કાબર આટલું કહી અટકી.
કાગડાને કાબરની વાતમાં તથ્ય જણાયું.
થોડું વિચારીએ ઊડ્યો–સુગરીના માળા તરફ.
પાછળ કાબર પણ. 

## નિવૃત્તિ / દો. જયન્ત પાઠક

જરા સૂક્ષ્મતાથી વિચારતાં એવું સમજાય છે કે નિવૃત્તિ વાસ્તવિક અવસ્થા કરતાં વધારે તો એક ખ્યાલ છે. માણસ સાચા અર્થમાં ભાગ્યે જ નિવૃત્તિ કહી શકાય એવી અવસ્થા ભોગવતો હોય છે, સિવાય કે એ સાવ અપંગ, અશક્ત, જડવત્ થઈ ગયો હોય. ગીતાકારે સાચું જ કહ્યું છે કે વ્યક્તિ એક ક્ષણ પણ અકર્મકૃત્ એટલે કે ક્રિયા કર્યા વગર, નિષ્ક્રિય રહી શકતી નથી. અહીં ક્રિયાને સ્થૂલ અને સૂક્ષ્મ બેય અર્થમાં ઘટાવવામાં આવી છે એમ લાગે છે. માણસ જ્યારે સ્થૂલ દેખાય એવું કામ ન કરતો હોય ત્યારે ય કોઈને કોઈ સૂક્ષ્મ ક્રિયામાં પ્રવૃત્ત હોય છે. ચિત્તમાં વિચાર થવો કે લાગણી ઉદ્ભવવી એ પણ એક સૂક્ષ્મ ક્રિયા જ છે. આ આખું વિશ્વ ને આપણું જગત ક્રિયાત્મક, ક્રિયારૂપ છે; ચૈતન્ય એટલે જ ક્રિયાપ્રવૃત્તિ; એમાં ક્યાંય વિરામ કે નિવૃત્તિ જેવી અવસ્થા નથી.

પણ આ તો તત્ત્વવિચાર થયો. વ્યવહારમાં સામાન્ય રીતે આપણે કામકાજમાંથી ફરજિયાત કે મરજિયાત મળતી મુક્તિને નિવૃત્તિ કહીએ છીએ ને 'નિવૃત્તિ' શબ્દને અંગ્રેજી Retirement શબ્દના પર્યાય તરીકે પ્રયોજીએ છીએ. આપણો યુગ પ્રવૃત્તિનો યુગ છે, પ્રવૃત્તિને આપણે એક મૂલ્ય (Value) તરીકે સ્થાપી છે; એને આપણી પ્રગતિના વિકાસના પ્રેરક-ચાલક બળ તરીકે સ્વીકારી છે. એટલે તો 'સમય નથી', 'ફુરસદ નથી', 'કામમાં છું' એમ કહેવામાં આપણે ગૌરવ અનુભવીએ છીએ, ને નવરાશને

નફરતની નજરે જોઈએ છીએ. વ્યવહારમાં અનેક કારણે માણસ નિવૃત્તિનો અનુભવ કરતો હોય છે ને આવો અનુભવ ક્યારેક સુખદ તો ક્યારેક દુઃખદ હોય છે. પ્રવૃત્તિરત જીવનમાંથી એકાએક નિવૃત્ત જીવનમાં પ્રવેશવાનું થાય ત્યારે મનને આઘાત થાય છે. ગઈ કાલ સાંજ સુધી દફતરમાં ખુરશી પર બેસીને અટપટો કારભાર સંભાળતા માણસને બીજા દિવસની સવારથી પોતાને હવે આજથી કંઈ જ કરવાનું નથી એવું ભાન થાય ત્યારે એની મનની સમતુલા જોખમાય છે ને કંઈ નહીં તો કામની આદતને લીધે પણ નવરા બેસી રહેતાં અસ્વસ્થતા અનુભવાય છે; જીવવા માટે જાણે કશો આધાર ન રહ્યો હોય એવી લાગણી થાય છે; જીવનમાં એક મોટો અવકાશ સર્જાય છે જેને કેમ પૂરવો તેની ચિંતામાં મન સતત વ્યસ્ત-વ્યગ્ર રહે છે.

નિવૃત્તિને સામાન્યતઃ વૃદ્ધત્વ સાથે વધારે ને નિકટનો સંબંધ છે, વ્યક્તિ વૃદ્ધ થાય એટલે એની કાર્યશક્તિ ક્ષીણ થાય છે ને એને નિવૃત્તિ સ્વીકારવી પડે છે. આવી સ્થિતિમાં એને ઘણીવાર એવું લાગતું હોય છે કે પોતે કશા કામનો નથી, બેઠો બેઠો ખાનાર ને બીજાને ભારરૂપ છે, આવી લાગણી એનામાં અપરાધભાવ, આત્મદયા કે જીવન પ્રત્યે તિરસ્કારની લાગણી જન્માવે છે. એમાંય જ્યારે નિવૃત્તિ પછી નાછૂટકે કોઈ અણગમતી પ્રવૃત્તિ સ્વીકારવાની ફરજ પડે છે ત્યારે ખરી કસોટી થાય છે. એવે વખતે જો માનસિક સ્વસ્થતા ખોઈ બેસીએ તો સંભવ છે કે જીવનને પણ ખોઈ બેસવાનો વારો આવે.

આમ વ્યવહારમાં નિવૃત્તિ એક અકળાવનારી મહત્ત્વની સમસ્યા બની રહે છે. એના ઉકેલ માટે સ્વસ્થતા ને વિવેકની જરૂર રહે છે. સૌ પ્રથમ તો વ્યક્તિએ પ્રવૃત્તિના સમય દરમિયાન, એક દિવસ તો નિવૃત્ત થવાનું જ છે એ સત્યને સતત મનમાં ઘૂંટતા રહેવું જોઈએ. આવી પૂર્વતૈયારી હોય તો નિવૃત્તિથી આવી પડતા આઘાતને વારી-નિવારી શકાય. વળી નિવૃત્તિ પણ એક ભોગવવા જેવી અવસ્થા છે ને એનો ઉપભોગ પ્રવૃત્તિ જેવો જ આનંદ આપી શકે એવી સમજ

કેળવીને પ્રસન્નતાથી એનાં સારાં તત્ત્વોને માણવા તત્પર રહેવું જોઈએ. કામ શોધવા માટે દોડધામ કરવાને બદલે વ્યક્તિએ નિવૃત્તિનું મહત્ત્વ સમજીને એનો લાભ લેવો જોઈએ. શક્તિ પ્રમાણે મનગમતું નાનુંમોટું કામ ઉપાડી લેવાય; પોતાને પ્રિય એવા વાંચનમાં રોકાયેલા રહી શકાય; ગમતાં સ્થાનોનો પ્રવાસ કરી શકાય. આવું આવું કરીને ચિત્તને પ્રસન્ન રાખી શકાય. નિવૃત્તિ ડરાવે દબાવે તે પહેલાં આપણે એને સંતોષ ને સમાધાનની વૃત્તિ વડે વશમાં લઈએ. *

૧૫-૪-૧૯૮૫ 

* આકાશવાણીના સૌજન્યથી

## શિક્ષણાશ્રિત સાહિત્ય / રતિલાલ 'અનિલ'

સાહિત્યને શિક્ષણનું આશ્રિત બનાવી દેવાયું છે એના વિષાદને સ્થાને વિદ્યાપુરૂષ સાહિત્યકારોમાં 'સંતોષ' છે, કારણ કે યશકીર્તિ અને આર્થિક લાભ એમને માટે એમાં વિશેષ છે. પણ એનું દુષ્પરિણામ એ આવ્યું છે કે સાહિત્ય મર્યાદિત લોકોની હિતરક્ષા અને એટલે રસનો વિષય બહુધા બની રહ્યું છે. સાહિત્યરસિક બુદ્ધિજીવી તો એમાં રહેલી મર્યાદિત અને ક્ષેત્રિય લીલા જોઈને ગમે તે થોડું ગુજરાતી અને બહુધા અંગ્રેજી સાહિત્ય વાંચે. સાહિત્ય-એ ફકીરીનો વિષય ગણાય, પણ એને શિક્ષણાશ્રિત બનાવીને એ ક્ષેત્રના માણસો માટે એ યશકીર્તિ અને કમાણીનું સાધન પણ બને છે. સંપાદનો અને વિવેચનોને નામે પાર વિનાની લીલા ચાલે છે, તે એ ક્ષેત્રના માણસોના જ રસનો વિષય રહે છે. ભાષાના માધ્યમે તો સાહિત્યે આસ્વાદકો સુધી પહોંચવાનું હોય છે, પણ અધ્યાપકીય વિવેચનોની ભાષા શૈક્ષણિક ધરેડની, એ ક્ષેત્રની બહારના આસ્વાદકોમાં રસ જ ઉપજાવી ન શકે એવી. જીવાતા જીવનના સંદર્ભમાં એમાં વાણીવિલાસ, ભદ્ર ઔપચારિકતા અને ઠાવકી સંસ્કૃતિનો દમ્ભ જ શિક્ષણેતર વાચકને છેવટે એનાથી દૂર રાખે છે. કવિતા એ આત્માની કલા અને કવિ ક્રાન્તદૃષ્ટા એવા પોપટિયા કે મારતારિયા ઉચ્ચારણો ચાલ્યા કરે છે, કારણ કે કવિતા એ ભણવા-ભણાવવાની સામગ્રી છે અને દેવકુમારોને જ એ સમજાવવાનું છે એવી ભ્રાન્તિને કાયમ રાખવાની છે. સાહિત્યરસિક બુદ્ધિમાન વાચક એ જુએ

તો હસે કે સ્મિત કરે. કેવળ સાહિત્યરસિક તેજસ્વી બુદ્ધિમાન વાચક માટે આપણે ત્યાં કેટલું અને કેવું વિવેચન છે? ગુજરાતી નવલિકાએ કેટલી લાંબી મજલ કાપી છે! પણ ભોળાભાઈને લાગે છે કે શ્રી ઉ. જોશી–જે ક્યારનાય નવલિકા લખતા બંધ થયા છે–તેમની વાર્તાઓ વિશે વિવેચન કરું! જાણે એ વાર્તાઓ વિશે અત્યાર પહેલાં લખાયું જ નથી! તો લખવા જેવી કેટલીય નવલિકાઓ વિશે શું લખાયું છે તે પૂછી શકાય. એક સ્થાપનાને સતત પુષ્ટ કર્યે જવી અને સમગ્ર દર્શનના ધોરણે ઘણી બધી ઉપેક્ષા થતી હોય તો ભલે. આવું બધું ચાલે છે સાહિત્યને શિક્ષણનું પેટાભાગૂત બનાવી દેવાયું તેથી.

એક અધ્યાપક મિત્ર પાસે શ્રી ઉ. જો.નો સમગ્ર કવિતાનો ગ્રન્થ જોયો. ઊથલાવતા એમાંથી એક ચિઠ્ઠી નીકળી. જિલ્લા શિક્ષણ સમિતિના પ્રમુખના ભાઈ એક હાઈસ્કૂલના આચાર્ય. તેમની એ ચિઠ્ઠી. એમણે જિલ્લાના તમામ આચાર્યો પર એ ગ્રન્થ મોકલી આપ્યો હતો! ફરજિયાત લેવાનો! પણ એ પહેલાં તો પ્રત્યેક હાઈસ્કૂલમાં એ ગ્રન્થની પાંચ પાંચ નકલ પહોંચી ગઈ હતી! હાઈસ્કૂલના પુસ્તકાલયનું બજેટ કેટલું? તેમાં અઢીસો રૂપિયા ખર્ચાયા, બીજા ગ્રન્થો માટે શું બચ્યું? આદિવાસી વિસ્તારની હાઈસ્કૂલમાં 'સમગ્ર કવિતા'ની પાંચ પાંચ નકલ! આમ થાય પછી એવા ગ્રન્થની ત્રણ ચાર આવૃત્તિ કેમ પ્રગટ ન થાય! તો કવિ લોકપ્રિય પણ કેમ ન કહેવાય! શિક્ષણ ક્ષેત્રના આધારે સાહિત્યમાં ખોટાં માપદંડો અને તારણો તથા સ્થાપનાનું ભદ્ર કાવતરું એકધારું ચાલે છે–એનો કોઈને ક્ષોભ નથી, તો રંજ તો શેનો હોય! શ્રી સ્નેહરશ્મિ તો મૂળે જ શિક્ષણાચાર્ય! એ ક્ષેત્રમાં એમની વ્યાપક શાખ! એમની 'સમગ્ર કવિતા' પ્રગટ થઈ, તેની તો પાંચેક આવૃત્તિ પ્રગટ થઈ શકે! પણ વાસ્તવમાં કવિતા ભાવકો સુધી પહોંચી કે પુસ્તકાલયોના કબાટોમાં. 

## મનમાં આવ્યું / રતિલાલ 'અનિલ'

પાણીને 'જીવન' કહેનારા માછલીની બહુ નજીક હશે. 'શ્વાસ'ને 'જીવન' કહેનાર તો પોતાની નજીક એવો માણસ જ! પણ પાણી ન હોય તો માછલી માટે શ્વાસ જીવન બનતો નથી. ડ્રેસ પરિધાનનો શો સાડી સ્ત્રીનાં શરીરને માછલીનો આકાર આપી શકે એવો સંકેત કરે છે. પણ હજી 'ભિંગડાં' (રૂપેરી) સાડી બહાર પડી નથી એટલે સંકેત અધૂરો છે. કેટલીક માછલી માટે પ્રદર્શન એ શ્વાસ છે એનો સંકેત તો

અળવીતરાને જ મળે ! માછલીને ખબર નહીં કે મારે પ્રચાર સાથે જોડાવું પડશે ! વિકાસ હવે માછલી સુધી પહોંચી ગયો. જો શાર્કના શરીરમાં રહેલા તેલે એને બરબાદ કરી નાખી, તો સામાન્ય માછલી બરબાદીથી શી રીતે પર રહી શકે ? ટેલિવિઝન પર તરફડતી માછલીઓને પડતી વિશાગા જાળો અને એના ગોડાઉન જેવી સ્ટીમરોની ફિલ્મ આવે છે. માણસ 'ખાઉ' છે, એ પોતે જીવતો વિદેશપ્રવાસ કરે છે પણ માછલીને મરણોત્તર પ્રવાસ કરાવે છે ! માણસ કહે છે કે હું જાઉં છું, અને માછલીને કહે તું નિકાશ થા ! એને ખબર નથી કે, માણસની જ નિકાશ થઈ રહી છે ! ટી. વી. પર દેખાતી તરફડતી માછલીઓમાં સૌથી વધારે દેખાય છે મને 'ચેમ્મીન'ની નાયિકા પરીકુટ્ટી ! ગુજરાતને વિશાળ સાગરકાંઠો છે, એને કાંઠે કાંઠે પણ માછલીઓ તરફડતી હશે ! નદીમાં માછલી ન મળે ત્યારે નદીમાંથી રેતી આણીને એ કિનારે ઠાલવે છે. પછી એ રેતી ઘરનો આધાર બને છે. રેતીના ઘરમાં રહેવાનું માણસને ગમે છે ! બાળકો કરતાં વધારે ઉત્સાહથી એ રેતીનાં ઘર બનાવે છે ! કળાનો આનંદ રેતીના ઘરને તોડવામાં છે, પણ બાળકોને એવું શિક્ષણ મળે છે કે રેતીનું ઘર બાંધી એમાં રહેવું જોઈએ ! કેળવણી કે સંસ્કાર એટલે રેતીના ઘરમાં રહેવાના સંસ્કાર, પ્રથમ રેતીને કેદ કરવી પછી એમાં કેદ થવું !

'મત્સ્યગંધા' શબ્દ પ્રયોજનાર સ્ત્રી દ્વારા માછલીની ગંધ પામ્યો. પણ ગંધ સાચા અર્થમાં જીવન્ત માછલીની કે મરેલી માછલીની ? મત્સ્યગંધાને 'યોજનગંધા' કહેનારની ઘ્રાણેન્દ્રિય તીવ્ર તો ખરી ! ભદ્ર રસિકોને આદિમગંધો નજીક હોય તે ગમે નહીં, તે ભદ્ર ગણાય નહીં. યોજન દૂર રહી જૂની રંગભૂમિના અભિનેતાના સાદે એનું વર્ણન કરવામાં આભિજાત્ય ટકી રહે છે. પણ એ શબ્દથી માછણનો કે માછલીનો સાક્ષાત્કાર થતો નથી. શકુન્તલાની વીંટી ગળી જનાર માછલીએ શકુન્તલાની વીસરાયેલી સુમધુર ગંધને ફરી દુષ્યન્ત સુધી પહોંચાડી અને દુષ્યન્તના સ્થગિત ભાવજગતને ફરી વહેતું કર્યું.

દુર્વાસાએ કોઈ માછલીને શ્રાપ કેમ ન આપ્યો ? એવો પ્રશ્ન સહેજે થાય! વીંછીના ડંખ પથ્થરને પણ પહોંચે તો દુર્વાસાનો શ્રાપ માછલી સુધી કેમ ન પહોંચે ? પણ શકુન્તલાને શ્રાપ આપ્યા પછી દુર્વાસાને માછલીને શ્રાપ આપવાની જરૂર નહીં લાગી હોય ! યોજનગંધા પતિ સાથે દુષ્યન્ત પાસે આવી ત્યારે એ ભદ્ર પુરુષને માછલીની ગંધ આવવી જોઈતી હતી, પણ એને તો શકુન્તલાની સુગંધ આવી !

શાકુન્તલ એ વેદનાની વાર્તા છે, પણ ભદ્રલોકની. વેદના તો ભારતવર્ષમાં સ્ત્રી સાથે જોડાયેલી જ રહી છે એ આર્યપરમ્પરા આજ સુધી અખંડ ચાલી આવી છે ! પરન્તુ શકુન્તલા નાટકની નાયિકા છે એટલે 'સુખી છેવટ'ને પામે છે ! પણ 'ચેમ્મીની'ની નાયિકાની વેદના તો ખુદ એના અંત સુધી પહોંચે છે ! વિડમ્બના એ છે કે એને 'મનના માનેલા'ને બદલે દૂરના સાગરકાંઠાના એકલ જુવાનને પરણી જવું છે પણ એનો તરફડાટ એના પ્રેમી સાથેની જળસમાધિ પછી તો, ભાવકના ચિત્તમાં પ્રવેશી ઓર વધી જાય છે. અનાદર પામેલી શકુન્તલા ફરી કણ્વાશ્રમે ન ગઈ, એકલી અરણ્યમાં વસી, 'ચેમ્મીની'ની નાયિકા બાપના ઘરેથી લગ્ન પહેલાં એકલી રહેવા ક્યાંક ચાલી ગઈ હોત તો ? તો યે શું એ મત્સ્યપ્રાણને શકુન્તલા જેવી, વેદના પછીની શાતા મળી હોત ?

સ્ત્રી અને વેદનાને છૂટાં ન પાડી શકાય. પણ આપણો લેખક 'સરેરાશ ભદ્ર' છે. ઘણું ખરું તો એ 'માછણ' શબ્દ દ્વારા એ સ્ત્રીને ઓળખે છે ! ઘણી બધી ઘટના એ આલેખે. પાર વિનાનાં વર્ણનો કરે છે, પણ એમાં આવતી સામગ્રીનો સાક્ષાત્કાર એને હોતો નથી. ટી. વી. પર મેં તરફડતી માછલી જોઈ એટલો સાક્ષાત્કાર હવે શક્ય છે ખરો ! શબ્દ દ્વારા વૈશ્વિક સામગ્રી, લીલા, માનવલીલાને પામે છે અને વ્યક્ત કરે છે, કલ્પના સાથ આપે છે, પણ એણે પોતે પ્રત્યક્ષ સાક્ષાત્કાર કર્યો નથી. તો ભાવકને તો ક્યાંથી થવાનો હતો ? દરિયાઈ કથાઓ લખનારા 'સાહસ'ને પકડવા મથે છે, પણ લેખક માટે સાક્ષાત્કાર એ જ સાહસ હવે ગણવું

રહ્યું. ગુજરાતને આવડો મોટો સાગરકાંઠો મળ્યો છે, પણ કયો લેખક 'ચેમ્મીની' જેવી નવલકથા આપી શક્યો છે? આપણા શબ્દકોશોમાં સાગરજીવને આપેલા શબ્દો પણ છે ખરા? દરિયાની ખારી ગંધ ન ખપે તો માછલીની ગંધ તો શે જીરવાય?

સીતાએ સહેલી લોકનિંદાની યાતના એ નાયિકા પણ ભોગવે છે. અને નિંદા કરનારી મોટાભાગની જીભો સ્ત્રીઓની છે, એકાદ ધોબીની નથી, અનેક માછણોની છે–અને યાતના આપવાની સૌથી વધારે શાવણી શક્તિ નિંદા કરતી નારીજીભમાં હોય છે. ઘણી સ્ત્રીઓ તીવ્ર નિંદા કરે એ જ શું ડાકણોનો નહી તો યે જોગણીનો રાસડો નહીં?

પરીકુટ્ટી! તું તો ડુમસના દરિયાકાંઠે ય છે! તારું મરણ ન હોય, કારણ કે યાતનાનું અવસાન હોતું નથી. ભદ્ર ગુજરાતીઓ ડુમસ હવા ખાવા જાય છે અને પરીકુટ્ટી સાવ નજીક હોવા છતાં, એ યોજનગંધા શબ્દની પરોક્ષ હાંસી ઉડાવે છે! બંગાળીના પુકુરમાં યે માછલી જન્મે છે પણ ભદ્ર સમાજના સાગરમાં યે ખારી માછલી જન્મતી નથી! મીઠા માણસોની અહીં વસ્તી છે! પરજીવનપ્રવેશની કળા વિના જગત્ સર્વમ્ કેવું? અહં સર્વમ્. જગત સર્વમ્ જ!

અદ્ભુત શું? હું કહીશ અપરિચિત! 'કંઈ નહીં' શું? અપરિચિતતા. બંનેનો મેળ મળે એમ નથી, કેમ કે માણસ એ મેળાની વચ્ચે આવે છે. કોઈ કેવળ શબ્દો દ્વારા નહીં પણ ત્યાંની આબોહવા, સ્થાન અને જીવનલીલાનો સહજ સાક્ષાત્કાર કરાવે ત્યારે તે અદ્ભુત લાગે છે. અપરિચિત સામાન્ય હોય તો યે અદ્ભુત લાગે છે. પણ પરિચિત થયા પછી યે 'અદ્ભૂત'નો ભાવ રહે, ટકે એ અદ્ભૂતતા કળાની છે.

'હવે હું પાદરે, પરગામ જાતે એકલો જવા લાયક રહ્યો નથી' એ કહેનાર સામાન્ય અંગત વેદનાની વાત કરે છે, સાહસના મરણની નહીં, પણ પરીકુટ્ટીનો સાગરખેડૂ જુવાન પતિ કહે છે, 'હવે હું દરિયે જવા લાયક રહ્યો નથી' એમાં રહેલી વેદના તીવ્રતર છે, એ સાહસનો આર્તનાદ છે. એ કેટલો બળૂકો છે....છતાં આમ કહે છે! 'પોતાનો

દુર્વાસાએ કોઈ માછલીને શ્રાપ કેમ ન આપ્યો ? એવો પ્રશ્ન સહેજે થાય ! વીંછીના ડંખ પથ્થરને પણ પહોંચે તો દુર્વાસાનો શ્રાપ માછલી સુધી કેમ ન પહોંચે ? પણ શકુન્તલાને શ્રાપ આપ્યા પછી દુર્વાસાને માછલીને શ્રાપ આપવાની જરૂર નહીં લાગી હોય ! યોજનગંધા પતિ સાથે દુષ્યન્ત પાસે આવી ત્યારે એ ભદ્ર પુરુષને માછલીની ગંધ આવવી જોઈતી હતી, પણ એને તો શકુન્તલાની સુગંધ આવી !

શાકુન્તલ એ વેદનાની વાર્તા છે, પણ ભદ્રલોકની. વેદના તો ભારતવર્ષમાં સ્ત્રી સાથે જોડાયેલી જ રહી છે એ આર્યપરમ્પરા આજ સુધી અખંડ ચાલી આવી છે ! પરન્તુ શકુન્તલા નાટકની નાયિકા છે એટલે 'સુખી છેવટ'ને પામે છે ! પણ 'ચેમ્મીની'ની નાયિકાની વેદના તો ખુદ એના અંત સુધી પહોંચે છે ! વિડમ્બના એ છે કે એને 'મનના માનેલા'ને બદલે દૂરના સાગરકાંઠાના એકલ જુવાનને પરણી જવું છે પણ એનો તરફડાટ એના પ્રેમી સાથેની જળસમાધિ પછી તો, ભાવકના ચિત્તમાં પ્રવેશી ઓર વધી જાય છે. અનાદર પામેલી શકુન્તલા ફરી કણ્વાશ્રમે ન ગઈ, એકલી અરણ્યમાં વસી, 'ચેમ્મીની'ની નાયિકા બાપના ઘરેથી લગ્ન પહેલાં એકલી રહેવા ક્યાંક ચાલી ગઈ હોત તો ? તો યે શું એ મત્સ્યપ્રાણને શકુન્તલા જેવી, વેદના પછીની શાતા મળી હોત ?

સ્ત્રી અને વેદનાને છૂટાં ન પાડી શકાય. પણ આપણો લેખક 'સરેરાશ ભદ્ર' છે. ઘણું ખરું તો એ 'માછણ' શબ્દ દ્વારા એ સ્ત્રીને ઓળખે છે ! ઘણી બધી ઘટના એ આલેખે, પાર વિનાનાં વર્ણનો કરે છે, પણ એમાં આવતી સામગ્રીનો સાક્ષાત્કાર એને હોતો નથી. ટી. વી. પર મેં તરફડતી માછલી જોઈ એટલો સાક્ષાત્કાર હવે શક્ય છે ખરો ! શબ્દ દ્વારા વૈશ્વિક સામગ્રી, લીલા, માનવલીલાને પામે છે અને વ્યક્ત કરે છે, કલ્પના સાથ આપે છે, પણ એણે પોતે પ્રત્યક્ષ સાક્ષાત્કાર કર્યો નથી. તો ભાવકને તો ક્યાંથી થવાનો હતો ? દરિયાઈ કથાઓ લખનારા 'સાહસ'ને પકડવા મથે છે, પણ લેખક માટે સાક્ષાત્કાર એ જ સાહસ હવે ગણવું

રહ્યું. ગુજરાતને આવડો મોટો સાગરકાંઠો મળ્યો છે, પણ કયો લેખક 'ચેમ્મીની' જેવી નવલકથા આપી શક્યો છે? આપણા શબ્દકોશોમાં સાગરજીવને આપેલા શબ્દો પણ છે ખરા? દરિયાની ખારી ગંધ ન ખપે તો માછલીની ગંધ તો શે જીરવાય?

સીતાએ સહેલી લોકનિંદાની યાતના એ નાયિકા પણ ભોગવે છે. અને નિંદા કરનારી મોટાભાગની જીભો સ્ત્રીઓની છે, એકાદ ધોબીની નથી, અનેક માછણોની છે–અને યાતના આપવાની સૌથી વધારે રાવણી શક્તિ નિંદા કરતી નારીજીભમાં હોય છે. ઘણી સ્ત્રીઓ તીવ્ર નિંદા કરે એ જ શું ડાકણોનો નહી તો યે જોગણીનો રાસડો નહીં?

પરીકુટ્ટી! તું તો ડુમસના દરિયાકાંઠે ય છે! તારું મરણ ન હોય, કારણ કે યાતનાનું અવસાન હોતું નથી. ભદ્ર ગુજરાતીઓ ડુમસ હવા ખાવા જાય છે અને પરીકુટ્ટી સાવ નજીક હોવા છતાં, એ યોજનગંધા શબ્દની પરોક્ષ હાંસી ઉડાવે છે! બંગાળીના પુકુરમાં યે માછલી જન્મે છે પણ ભદ્ર સમાજના સાગરમાં યે ખારી માછલી જન્મતી નથી! મીઠા માણસોની અહીં વસ્તી છે! પરજીવનપ્રવેશની કળા વિના જગત્ સર્વમ્ કેવું? અહં સર્વમ્. જગત સર્વમ્ જ!

અદ્‌ભુત શું? હું કહીશ અપરિચિત! 'કંઈ નહીં' શું? અપરિચિતતા. બંનેનો મેળ મળે એમ નથી, કેમ કે માણસ એ મેળની વચ્ચે આવે છે. કોઈ કેવળ શબ્દો દ્વારા નહીં પણ ત્યાંની આબોહવા, સ્થાન અને જીવનલીલાનો સહજ સાક્ષાત્કાર કરાવે ત્યારે તે અદ્‌ભુત લાગે છે. અપરિચિત સામાન્ય હોય તો યે અદ્‌ભુત લાગે છે. પણ પરિચિત થયા પછી યે 'અદ્‌ભૂત'નો ભાવ રહે, ટકે એ અદ્‌ભૂતતા કળાની છે.

'હવે હું પાદરે, પરગામ જાતે એકલો જવા લાયક રહ્યો નથી' એ કહેનાર સામાન્ય અંગત વેદનાની વાત કરે છે, સાહસના મરણની નહીં, પણ પરીકુટ્ટીનો સાગરખેડૂ જુવાન પતિ કહે છે, 'હવે હું દરિયે જવા લાયક રહ્યો નથી' એમાં રહેલી વેદના તીવ્રતર છે, એ સાહસનો આર્તનાદ છે. એ કેટલો બળૂકો છે....છતાં આમ કહે છે! 'પોતાનો—

સમાજ પોતાને યાતના આપવા માટે છે' એવું સ્વીકાર્યા વિના જીવાય ખરું ? ફ્લૅટમાં રહેતો આધુનિક કઈ એકલતાની વાત કરે છે ? સમાજ છે એટલે એકલતા છે, આદિમ પુરુષ 'એકલ' હશે અને 'એકલ' તો બલિષ્ઠ હોય, લાચાર નહીં. અરણ્યમાં ટોળારહિત એકલને વિહરતો જોયો છે ? પણ એવો બલિષ્ઠ પુરુષ સમાજમાં 'એકલ' નહીં પણ એકલવાયો હોઈ શકે છે.

ઘટના, લોકેશન 'ચેમ્મીની'ને ફિલ્મની કથા જેવી દેખાડે છે, એટલે તો એ પરથી ફિલ્મ ઊતરી હશે ! પણ એ સામાન્યતાને પડછે વિચારવા માટેની ઘણી સામગ્રી છે. ટેકનિકની બહાર પણ સાક્ષાત્કાર હોય છે !

તકષી શિવશંકર પિળ્ળૈને જ્ઞાનપીઠ પુરસ્કાર મળતાં જ માહિતી ભેગી કરીને એમના ને એમના સાહિત્ય વિશે ઝટઝટ લખાવા માંડ્યું છે. આજથી ચોવીસ વર્ષ પહેલાં લશ્કરમાં ગયેલા દીકરાનો મહિને આવતો મનીઑર્ડર ન આવ્યો—એ વસ્તુની વાર્તા વાંચી ત્યારે જ એ લેખકથી સહાનુકમ્પા જન્માવવાની શક્તિને કારણે એ સ્પર્શેલા. એ વાર્તાનો અનુવાદ પણ કરેલો...

પરીકુટ્ટી મત્સ્યગંધા નથી, માછલી સાથે, સ્ત્રી સાથે ઓતપ્રોત વેદનાની ઉગ્ર ગંધ એમાંથી આવ્યા કરે છે. સાગર ગાયા કરે છે તે અફાટ ઘોર ગંભીર ગાનથી ઊંચે જતો 'નાના શેઠ'નો ગાનસ્વર સંભળાયા કરે છે. 

## ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિનો દસ્તાવેજી આલેખ / જયંત કોઠારી

મુંબઈ યુનિવર્સિટીનાં ઈ. સ. ૧૯૩૮–૩૯નાં ઠક્કર વિસનજી માધવજી વ્યાખ્યાનો પંડિત બેચરદાસ દોશીએ 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ' એ વિષય પર ૧૯૪૦માં આપ્યાં અને એ વ્યાખ્યાનો પુસ્તકરૂપે ૧૯૪૩માં પ્રસિદ્ધ થયાં.[૧] આ વ્યાખ્યાનો એની પદ્ધતિ અને એનાં કેટલાંક પ્રતિપાદનોને કારણે નોંધપાત્ર બને છે

કુલ પાંચ વ્યાખ્યાનોમાંથી, મુખ્ય વિષયના 'આમુખ' તરીકે યોજાયેલું પહેલું વ્યાખ્યાન ૨૧૮ પાનાં સુધી વિસ્તરે છે અને ગુજરાતી ભાષાની પૂર્વપરંપગનો વીગતે પરિચય આપવા તાકે છે. બાકીનાં ચાર વ્યાખ્યાનોમાં અનુક્રમે ૧૨મા–૧૩મા, ૧૪મા–૧૫મા, ૧૬મા–૧૭મા અને ૧૮મા સૈકાની ગુજરાતી ભાષાના સ્વરૂપનું વિશ્લેષણ ૪૪૬ પાનાંમાં રજૂ થયું છે.

પહેલા વ્યાખ્યાનમાં સૌ પ્રથમ શબ્દસ્વરૂપ, ધ્વનિઓ, ભાષાસ્વરૂપ, ભાષાભેદ વગેરે વિષયોનું પ્રાચીન મતાનુસારી નિરૂપણ થયું છે. પ્રાચીન પરંપરાના દોહન તરીકે એ અવશ્ય ઉપયોગી છે પણ આધુનિક ભાષાવિજ્ઞાને આ વિષયોમાં જે કેટલીક મૂળગામી વિચારણા કરી છે એનાથી

---

૧ 'ગુજરાતી ભાષા'ની ઉત્ક્રાન્તિ (બારમા સૈકાથી અઢારમા સૈકા સુધી), અધ્યાપક બેચરદાસ જીવરાજ દોશી, મુંબઈ યુનિવર્સિટી, ૧૯૪૩.

સમાજ પોતાને યાતના આપવા માટે છે' એવું સ્વીકાર્યા વિના જીવાય ખરું ? ફ્લેટમાં રહેતો આધુનિક કોઈ એકલતાની વાત કરે છે ? સમાજ છે એટલે એકલતા છે, આદિમ પુરુષ 'એકલ' હશે અને 'એકલ' તો બલિષ્ઠ હોય, લાચાર નહીં. અરણ્યમાં ટોળારહિત એકલને વિહરતો જોયો છે ? પણ એવો બલિષ્ઠ પુરુષ સમાજમાં 'એકલ' નહીં પણ એકલવાયો હોઈ શકે છે.

ઘટના, લોકેશન 'ચેમ્મીની'ને ફિલ્મની કથા જેવી દેખાડે છે, એટલે તો એ પરથી ફિલ્મ ઊતરી હશે ! પણ એ સામાન્યતાને પડછે વિચારવા માટેની ઘણી સામગ્રી છે. ટેકનિકની બહાર પણ સાક્ષાત્કાર હોય છે !

તકષી શિવશંકર પિળ્ળૈને જ્ઞાનપીઠ પુરસ્કાર મળતાં જ માહિતી ભેગી કરીને એમના ને એમના સાહિત્ય વિશે ઝટઝટ લખાવા માંડ્યું છે. આજથી ચોવીસ વર્ષ પહેલાં લશ્કરમાં ગયેલા દીકરાનો મહિને આવતો મનીઑર્ડર ન આવ્યો–એ વસ્તુની વાર્તા વાંચી ત્યારે જ એ લેખકથી સહાનુકમ્પા જન્માવવાની શક્તિને કારણે એ સ્પર્શેલા. એ વાર્તાનો અનુવાદ પણ કરેલો...

પરીકુટ્ટી મત્સ્યગંધા નથી, માછલી સાથે, સ્ત્રી સાથે ઓતપ્રોત વેદનાની ઉગ્ર ગંધ એમાંથી આવ્યા કરે છે. સાગર ગાયા કરે છે તે અફાટ ઘેર ગંભીર ગાનથી ઊંચે જતો 'નાના શેઠ'નો ગાનસ્વર સંભળાયા કરે છે. 

# ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિનો દસ્તાવેજી આલેખ / જયંત કોઠારી

મુંબઈ યુનિવર્સિટીનાં ઈ. સ. ૧૯૩૮–૩૯નાં ઠક્કર વિસનજી માધવજી વ્યાખ્યાનો પંડિત બેચરદાસ દોશીએ 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ' એ વિષય પર ૧૯૪૦માં આપ્યાં અને એ વ્યાખ્યાનો પુસ્તક-રૂપે ૧૯૪૩માં પ્રસિદ્ધ થયાં.[૧] આ વ્યાખ્યાનો એની પદ્ધતિ અને એનાં કેટલાંક પ્રતિપાદનોને કારણે નોંધપાત્ર બને છે

કુલ પાંચ વ્યાખ્યાનોમાંથી, મુખ્ય વિષયના 'આમુખ' તરીકે યોજાયેલું પહેલું વ્યાખ્યાન ૨૧૮ પાનાં સુધી વિસ્તરે છે અને ગુજરાતી ભાષાની પૂર્વપરંપરાનો વીગતે પરિચય આપવા તાકે છે. બાકીનાં ચાર વ્યાખ્યાનોમાં અનુક્રમે ૧૨મા–૧૩મા, ૧૪મા–૧૫મા, ૧૬મા–૧૭મા અને ૧૮મા સૈકાની ગુજરાતી ભાષાના સ્વરૂપનું વિશ્લેષણ ૪૪૬ પાનાંમાં રજૂ થયું છે

પહેલા વ્યાખ્યાનમાં સૌ પ્રથમ શબ્દસ્વરૂપ, ધ્વનિઓ, ભાષાસ્વરૂપ, ભાષાભેદ વગેરે વિષયોનું પ્રાચીન મતાનુસારી નિરૂપણ થયું છે. પ્રાચીન પરંપરાના દોહન તરીકે એ અવશ્ય ઉપયોગી છે પણ આધુનિક ભાષા-વિજ્ઞાને આ વિષયોમાં જે કેટલીક મૂળગામી વિચારણા કરી છે એનાથી

૧ 'ગુજરાતી ભાષા'ની ઉત્ક્રાન્તિ (બારમા સૈકાથી અઢારમા સૈકા સુધી), અધ્યાપક બેચરદાસ જીવરાજ દોશી, મુંબઈ યુનિવર્સિટી, ૧૯૪૩.

સાવ અસ્પૃષ્ટ રહીને થયેલું નિરૂપણ આજે એકાંગી લાગે અને એ દૃષ્ટિએ થયેલા ભાષાવિશ્લેષણને કેટલીક ગંભીર મર્યાદાઓ નડે એમાં નવાઈ નથી.

આ પછી પંડિતજીએ વૈદિક, લૌકિક સંસ્કૃત, પ્રાકૃત, પ્રાકૃતભેદો, અપભ્રંશ–આ બધાંનું સ્વરૂપ સ્ફુટ કર્યું છે અને એમના પરસ્પરના સંબંધ અંગે કેટલોક ઊહાપોહ કર્યો છે. એમાં એમની એક મહત્ત્વની સ્થાપના તે વૈદિક સાથે પ્રાકૃતનો ગાઢ સંબંધ હોવા વિશેની છે, જે એમણે ખૂબ વીગતે ચર્ચી છે. સંસ્કૃત (એટલે લૌકિક સંસ્કૃત)ને એ નાની બહેન અને પ્રાકૃતને મોટી બહેન ગણાવે છે અને સંસ્કૃત પર પડેલા પ્રાકૃતના પ્રભાવનું વર્ણન કરે છે. એથી જ એ 'તદ્ભવ' અને 'સંસ્કૃતયોનિ' એ શબ્દોનું અનૌચિત્ય પણ દર્શાવે છે. પંડિતજી, અલબત્ત, પ્રાકૃત ભાષામાંથી સંસ્કૃત આવી છે એવા રાજશેખરના મતનો પણ વિરોધ કરે છે. સંસ્કૃત અને પ્રાકૃતને બહેનો ગણાવનાર આ મત પણ ન સ્વીકારી શકે એ સ્વાભાવિક છે. પંડિતજીનું આ ભાષાદર્શન અત્યંત સ્પષ્ટ છે અને ભારપૂર્વક મુકાયેલું છે પણ એ સાધાર છે અને એકાંગી થઈ જવાના જોખમમાંથી ઊગરી ગયેલું છે પંડિતજીએ પ્રાકૃત ભાષાના અભ્યાસનો આગ્રહ વ્યક્ત કર્યો છે તે ભારતીય આર્ય ભાષાના વિકાસમાં પ્રાકૃતનું જે મહત્ત્વભર્યું સ્થાન એમણે દર્શાવ્યું છે તે જોતાં પૂરેપૂરો ઉચિત લાગે છે.

પંડિતજીએ અપભ્રંશનો સંબંધ પણ આદિમ પ્રાકૃત સાથે જોડયો છે તથા સંસ્કૃત અને પ્રાકૃતની સાથે અપભ્રંશને પણ ત્રીજી બહેન ગણાવી છે. પ્રાકૃતની જેમ અપભ્રંશના મૂળને છેક પ્રાચીનકાળમાં લઈ જવાનું કેટલું ઉચિત ગણાય એ પ્રશ્ન છે પણ એ દ્વારા લોકભાષાનું સાતત્ય તો સૂચવાય છે. પંડિતજી 'અપભ્રંશ' શબ્દના સામાન્ય અર્થ અને વિશેષ અર્થનો ભેદ કરે છે તથા પ્રાદેશિક અપભ્રંશો હોવાનું સ્વીકારે છે પણ એમની વચ્ચે નજીવો ફરક હોવાનું જણાવે છે.

અપભ્રંશને ગુજરાતીની માતા, વ્યાપક પ્રાકૃતને મોટી માસી ને

સંસ્કૃતને નાની માસી તથા વૈદિક યુગના આદિમ પ્રાકૃતને માતામહી ગણાવી પંડિતજી ગુજરાતીમાં એ માતામહીનો વારસો પણ શોધી બતાવે છે. આમાં ઘણે સ્થાને આકસ્મિકતાનો આશ્રય લેવાઈ ગયો હોય એવું જણાય છે.

પંડિતજીની એક અત્યંત વિલક્ષણ ને વિવાદાસ્પદ સ્થાપના તે ગુજરાતી ભાષાના આરંભ વિશેની છે. એ હેમચંદ્રના અપભ્રંશમાં ઊગતી ગુજરાતીની પ્રક્રિયા જોવા આગળ અટકતા નથી, હેમચંદ્રને ગુજરાતીના પાણિનિ અને સાહિત્યિક ગુજરાતીના વાલ્મીકિ–આદ્ય કવિ કહેવા સુધી પહોંચે છે અને પછીથી ૧૨મા સૈકાની ગુજરાતી ભાષાના અભ્યાસમાં અભયદેવ, વાદિદેવસૂરિ, હેમચંદ્ર વગેરેની કૃતિઓને સમાવી લે છે. ડૉ. હરિવલ્લભ ભાયાણી દર્શાવે છે[2] તેમ સંયુક્ત વ્યંજનના ઋજુભાવના ભેદક લક્ષણને અવગણી ઉક્ત અપભ્રંશ કૃતિઓને ગુજરાતી ઠરાવી દેવાઈ છે, તે ઉપરાંત પંડિતજી પોતાની કોઈ તાર્કિક કે સ્થિર ભૂમિકા ઊભી કરી શક્યા નથી. અભયદેવસૂરિના સ્તોત્ર વિશે તેઓ કહે છે કે "રચનાર ગુજરાતી, રચવાનું સ્થળ ગુજરાતનું એક ગામ એ જોતાં સ્તોત્રની ભાષા સાપેક્ષ રીતે ગુજરાતી કહેવાય" જાણે ભાષાકીય લાક્ષણિકતાઓ અપ્રસ્તુત હોય! ઉક્ત કૃતિઓનાં જે વ્યાકરણગત લક્ષણો પંડિતજીએ તારવ્યાં છે એ બહુધા અપભ્રંશમાં જ છે અને પંડિતજી પોતે એમાં હેમચંદ્રે જે (ઊગતી ગુજરાતીનું!) વ્યાકરણ લખ્યું છે તેના નિયમોથી, સાધારણ ઉચ્ચારણભેદ સિવાય કોઈ ભેદ જોતા નથી.

૧૩મા સૈકાના 'જંબૂચરિય'ની ભાષાને ઊગતી ગુજરાતી કહેવા કરતાં કુમાર ગુજરાતી કહેવી જોઈએ એમ પંડિતજી નોંધે છે એનો અર્થ એટલો જ કે એમાં અપભ્રંશોત્તર ભૂમિકાની ભાષા જોવા મળે છે. 'ઉપસંહાર'માં પંડિતજીનાં વાક્યો વધારે દ્યોતક છે.

"બારમા સૈકાની ગુજરાતી ભાષાનો શબ્દદેહ પ્રાકૃતની જેવો છે."

"તેરમા સૈકાની ભાષામાં પ્રાકૃતપણું ઓછું દેખાય છે." પંડિતજીએ

---

૨ વાગ્વ્યાપાર ૧૯૫૪, પૃ. ૩૭૯

આ વિધાનોને સંગત રહીને જ પોતાનાં વ્યાખ્યાનોમાં ભાષાવિકાસનું ચિત્ર આલેખ્યું હોત તો ?

બીજાથી પાંચમા વ્યાખ્યાનમાં પંડિતજીએ ૧૨માથી ૧૮મા સૈકા સુધીનું ગુજરાતી ભાષાના વિકાસનું જે ચિત્ર આપ્યું છે તે એની પદ્ધતિની દૃષ્ટિએ ખૂબ ધ્યાનપાત્ર છે. એમણે દરેક સૈકાની નમૂનારૂપ કેટલીક કૃતિઓ કે કૃતિ-અંશો લીધા છે અને એમાંથી ભાષાસામગ્રી લઈ પોતાનું વિશ્લેષણ પ્રસ્તુત કર્યું છે-શબ્દભંડોળ નોંધ્યું છે, વ્યાકરણી રૂપોનો પરિચય કરાવ્યો છે અને કેટલીક વ્યુત્પત્તિચર્ચાઓ પણ કરી છે. ભાષાવિકાસનો આ જાતનો પ્રયોગમૂલક અભ્યાસ હજુ સુધી આપણે ત્યાં વિરલ છે, એ રીતે એનું વિશિષ્ટ મૂલ્ય છે.

બધાં વ્યાખ્યાનોમાં પંડિતજી અનેક શબ્દો અને શબ્દઘટકોના મૂળ દર્શાવતા રહ્યા છે. પંડિતજીએ પોતે એક વખત અક્ષરસામ્યથી દોરવાવા સામે ચેતવણી આપી છે (પૃ. ૨૫૧) છતાં પોતે એમાંથી સાવ બચી શક્યા છે એવું નથી. ધ્વનિશાસ્ત્રના સ્થાપિત થઈ ચૂકેલા સામાન્ય નિયમો અને ગુજરાતી ભાષાની વ્યુત્પત્તિના વિષયમાં એમની પૂર્વે થયેલા કામનો પંડિતજીએ સામાન્ય રીતે લાભ લીધેલો જણાતો નથી, તેથી વ્યુત્પત્તિને નામે શબ્દોની સમાન્તરતાઓ નોંધવા જેવું જ બહુધા થયું છે. ઘણે ઠેકાણે તો પંડિતજી પોતે અટકળની ભૂમિકાએ છે એ એમણે સૂચવેલી વૈકલ્પિક વ્યુત્પત્તિઓ પરથી સમજાય છે. એ પોતે ચોક્કસ વ્યુત્પત્તિ આપે છે કે અમુક વ્યુત્પત્તિ તરફ પક્ષપાત બતાવે છે ત્યારે એને માટે ધ્વનિશાસ્ત્રના સ્વીકૃત નિયમોનો કે વ્યાકરણી હકીકતોનો ભાગ્યે જ આધાર હોય છે. થોડાં ઉદાહરણો જોવાથી આ વાતની પ્રતીતિ થશે.

'કરવાનુ'ની વ્યુત્પત્તિ પંડિતજી 'તવ્યાનીય' અને 'તણ'ને આધારે સૂચવે છે અને પહેલી યુક્તિને સંગત ગણે છે પણ 'કરવાનુ' એ 'કરવુ'નું '-ન-' પ્રત્યય લાગીને થયેલું વિસ્તરણ છે એ તરફ એમનું લક્ષ ગયું નથી.

ગુજરાતીનો ભાવવાચક 'આઈ' પ્રત્યય વૈદિક 'તાતિ'માંથી અને

ગુજરાતીનો પરિમાણવાચક 'નો' ('રૂપિયાનો પગાર' વગેરેમાં) વૈદિક 'ઈન'માંથી હોવાનો તર્ક પંડિતજી કરે છે, જે સ્વીકારવા માટે ભાગ્યે જ કશો આધાર છે. ગુજરાતીના '-ન-' પ્રત્યયની વ્યાપકતા પંડિતજીએ બરાબર વિચારી હોત તો એને 'ઈન'માંથી ઘટાવવાનો વિચાર એ ન જ કરત. ગુજરાતીમાં વૈદિકનો વારસો બતાવવાનો ઉત્સાહ એમને આવી કેટલીક વ્યુત્પત્તિઓ તરફ ખેંચી ગયો લાગે છે.

'નાતરું'ની વ્યુત્પત્તિ 'જ્ઞાતિ' ઉપરથી સૂચવી પાદટીપમાં પંડિતજી એની 'જ્ઞાત્યન્તરમ્' સાથેની સમાનતા નિર્દેશે છે અને પાછા 'જ્ઞાતિ-ઈતર'નો સંભવ પણ નોંધે છે! પંડિતજી પાસે સાર્વત્રિક ધ્વનિનિયમોની ભૂમિકા હોત તો એ સહેલાઈથી સીધા 'જ્ઞાત્યન્તરમ્' પર જ સ્થિર થઈ શકયા હોત.

'ગમાર' શબ્દ ફારસી 'ગુમરાહ'નું રૂપાંતર લાગે છે એમ કહ્યા પછી પંડિતજી હેમચન્દ્રે નોંધેલા 'ગુમ' ધાતુ અને 'ગ્રામ્યાચાર' પરથી પણ એની વ્યુત્પત્તિ સૂચવે છે. વારેવારે પ્રગટ થતી આ જાતની અનિર્ણયાત્મકતા ભાષાવિકાસના ધોરી માર્ગોને પ્રકાશિત કરવાનું કામ ભાગ્યે જ કરી શકે.

છતાં વ્યુત્પત્તિ નિમિત્તે જુદી જુદી ભૂમિકાની ઘણી ભાષાસામગ્રીનું અહીં સંનિધાન થયું છે. ભાષાસંશોધકો એને કાચી સામગ્રી તરીકે જરૂર ઉપયોગમાં લઈ શકે.

પંડિતજીએ ઘણા અભ્યાસપૂર્વક આ વ્યાખ્યાનો તૈયાર કર્યાં છે અને પોતાની સર્વ જાણકારી કામે લગાડી છે. એમના નિરૂપણમાં ઘણી વિશદતા અને સદ્યોગમ્યતા છે, વૈદિકથી માંડી ગુજરાતી સુધીની પ્રચુર ભાષાસામગ્રી એમણે કામમાં લીધી છે અને પ્રયોગમૂલક અભ્યાસની એક વૈજ્ઞાનિક પદ્ધતિનો એમણે આશ્રય લીધો છે. આમ છતાં વિષય પર જોઈએ તેવો પ્રકાશ પડતો ન લાગતો હોય તો એનાં કેટલાંક કારણો છે. એમણે, ડૉ. ભાયાણીએ કહ્યું છે તેમ, આધુનિક મૌલિક પૂર્વકાર્યથી લગભગ નિરપેક્ષ રહીને વિષયનું નિરૂપણ કર્યું છે, પોતે જેમનો

આધાર લીધો છે તે યાસ્ક, નિરુક્ત, હેમચંદ્રાદિની સામગ્રીને ચકાસવાનો પ્રયત્ન કર્યો નથી તથા માહિતી નોંધવાનો અને સમાન્તરતાઓ નિર્દેશવાનો શ્રમ લીધો છે તેટલો નિયમો કે વલણો તારવવાનો લીધો નથી. એથી ૮૪ ઉપસંહારના પ્રકરણમાં થોડાં વ્યાપક પ્રકારનાં તારણો ઉપરાંત કંઈ નક્કર એ આપી શક્યા નથી. આમ છતાં પંડિતજીએ ગુજરાતી ભાષાના વિકાસના અભ્યાસની એક દિશા ખોલી આપી છે, જે હજુ ઝાઝી ખેડાયેલી નથી. પંડિતજીનું આ પ્રદાન નોંધપાત્ર ગણાશે.[3]

તા. ૭-૯-૧૯૮૩ 

૩ પ્રાકૃત વિદ્યામંડળ તરફથી પંડિત બેચરદાસ દોશીને જ્ઞાનાંજલિ આપવા માટે એલ. ડી. ઇન્સ્ટિટ્યુટ ઓફ ઇન્ડોલજી, અમદાવાદમાં તા. ૨-૪-૮૩ના રોજ યોજાયેલા કાર્યક્રમમાં અપાયેલું વક્તવ્ય.

## ગંધવાર્તા / અરવિન્દ ગોખલે

એકરસેનની એક કોરે સુધરાઈની બત્તીના ફૂટેલા કાચમાંથી ઝાંખું અજવાળું આવતું હતું. એક બાજુ જમીનનો બિનવારસ જેવો ટુકડો કાળાભૂરા અંધારામાં અદૃશ્ય થઈ ગયો હતો. ભૂંડનાં, મરઘીનાં અને માણસનાં બચ્ચાં ત્યાં આખો દિવસ ધમાચકડી કરી ચૂક્યાં હતાં. એમના ઉત્પાતને યાદ કરતો કમરે ઝૂકેલો ઘરડો વડ મૂગો ઊભો હતો. બીજી બાજુ એકરલેનનો મરોડદાર રસ્તો ધગેમાં સળગેલી બત્તીઓનાં અજવાળાંમાં ઓછોવત્તો ચમકતો મોટા રસ્તાના અજવાળામાં ભળી ગયો હતો. એક બાજુની ભીડ અને બીજી બાજુની ખામોશી–બન્ને વચ્ચે પચીસ ત્રીસ વામણાં અને ઢંગધડા વિનાનાં મકાનો ઊભાં હતાં. દરેક ઘરમાંથી નીકળતો ધુમાડો, બારણે બંધાયેલી બકરીઓ, સાયકલો અને રસ્તે એમ જ ઊભેલા લોકો–એવા વાતાવરણમાં એ વિસ્તારનું સ્વરૂપ અજબ જેવું અનુભવાતું હતું.

બત્તીના થાંભલાને અઢેલીને ફ્રાન્સિસ નાગૂની નવ વરસની પુત્રી મેરી ઊભી હતી. સાવ મેલા ફ્રૉકમાં એનું લુલું શરીર છુપાઈ ગયું હતું. એના ચપટા માથા પરના કેશ કશીને બાંધેલા હતા. ગળતા નાકને લૂછવા એ પોતાનો ગંદો હાથ વારંવાર થાંભલા સાથે લૂછતી હતી. વચ્ચે વચ્ચે પગ પર હાથનો પંજો પછાડીને મચ્છર ઉડાડતી હતી. એ બધું એ અનાયાસ જ કરતી હતી. એની કાળી આંખો પાગલની જેમ આમતેમ જોતી હતી. કશાકની શોધ કરતી હતી.

નજીકથી બૂટનો અવાજ આવ્યો, મેરીએ ગભરાઈને એ તરફ જોયું. ખાખી ગણવેશવાળા એ ઊંચા માણસો વડની નીચેથી આવતા હતા. 'પોલિસ...!' મેરી બબડી અને એના ચહેરે ચમક આવી ગઈ. છેલ્લા બે ત્રણ દિવસથી એ પોલિસની રાહ જોતી હતી. આજે તો સાંજ ઢળવા પહેલાં જ પોતાની રમત બંધ કરીને પોલિસ કઈ બાજુથી આવશે એ વિચારની બારણે ઊભી હતી. મોટા રસ્તાની ઈરાની હોટલ પાસે આંટા માર્યાં હતા અને રાત થઈ જવા છતાં બત્તીના થાંભલાને અઢેલીને ઊભી હતી. પોલિસો કેવા દેખાય છે, કેવા ચૂપચાપ આવે છે, ઘર પાસે ચૂપચાપ આવીને મા-બાપને કેવાં પકડી લ્યે છે-એ બધું એને જોવું હતું. હવે તો એ પોતાની આંખે જોવાની હતી. મેરીને થયું કે ઘર તરફ ભાગીને બધું જોઉં પણ વડ પાસે પોલિસો થોભી ગયા અને મેરી પણ પોતાના સ્થાને ઊભી રહી. એ ઝાડ નીચે જમીનમાં એણે ભાંગેલી બંગડીઓ દાટી હતી. તે પોલિસની નજરે નહીં પડે એ વિચારે એ ગભરાઈ ગઈ. પાસેની ચિંગીની ભૂરી બંગડી ચોરીને એ અહીં લાવી, એને ભાંગી નાખીને જમીનમાં દાટી દીધી હતી. પોલિસને એની જાણ થઈ જાય તો એ મને જ પકડી જાય. ક્ષણેક મેરીને લાગ્યું કે મને પણ પકડી જશે. થાંભલાથી ખસીને આગળ આવી. પોલિસો વડ નીચે નાહક સમય કાઢતા હતા એથી મેરી અધીર થઈ ગઈ. સિટીઓ વાગે, ધરપકડ થાય, રડારોળ થાય, ખેંચીને લઈ જવાય, જેલમાં પૂરે, બાપુના બંધાયેલા હાથ, માની રડારોળ, ભેગા થયેલા લોકો-મેરી ઝડપભેર કલ્પના કરવા લાગી.

એવામાં એ પોલિસોમાંનો એક પાછળ વળ્યો અને બીજો ધીરે ધીરે બેકરલેન તરફ ચાલવા લાગ્યો. મેરીને લાગ્યું કે મારી સાથે છેતરપિંડી થઈ છે. નજીક આવનારો માણસ પોલિસ ન હતો, પાસેના મહોલ્લાનો અંડરટેકર હતો. જૂના માલની દુકાનેથી આણેલા મિલિટરીના બૂટ અને ખાખી કપડાં પહેર્યાં હોવાને કારણે એ પોલિસ લાગતો હતો.

'કેમ રે મેરી, અહીં ઊભી શું કરે છે? રિસાઈને ઊભી છે?

ચાલ ઘેર.' અંડરટેકર પાસે આવીને બોલ્યો.

'ના, હું અહીં ઊભી રહીશ.' નસકોરાં ફુલાવીને મેરી બોલી.

અંડરટેકરની આંખ ચમકી. 'એમ ત્યારે, નજર રાખે છે?'

મેરી આમ પણ પરેશાન થઈ ગઈ હતી, તેમાં વળી અંડરટેકર અવળું બોલ્યો એથી એ વધારે અકળાઈ ઊઠી. પેલાની પીઠ સામે જોતી એ પણ પોતાના ઘર તરફ ચાલવા નીકળી. આખર, પોલિસની રાહ ક્યાં સુધી જોવી? કાયમ આમનેમ ફરનારા અને બાળકોને ધમકાવનારા પોલિસો કોણ જાણે ક્યાં સંતાઈ ગયા હતા? થાકેલી, માંદી, નિરાશ જેવી મેરી પોતાના ઘર પાસે અને ચબૂતરા પર આજા બેઠો હતો ત્યાં બેસી ગઈ.

ઘરના ઊંચા ચબૂતરા પર ઘરડો નાગૂ બીડી ફૂંકતો બેઠો હતો. મિનિટે મિનિટે ઉધરસ ખાતો અને રસ્તાની બંને બાજુએ એ જોયા કરતો હતો. સાંજ પડયે નજર રાખવા આમ બેસતો તે ઠેઠ રાત સુધી બેસી રહેતો.

મેરીનું માથું પસવારતો નાગૂ બોલ્યો, 'ક્યાં રખડતી હતી? તારી માની તારી તરફ નજર ન હોય તો તું રાત સુધી રખડ્યા કરે છે.'

મેરી આજાનો હાથ પકડીને બોલી, 'હેં પોલિસો નહીં આવે, ખરે જ?'

ડોસો હસ્યો. 'ગઈ કાલથી તું શું બકયા કરે છે? પોલિસો શી રીતે પકડે છે, આપણને એમનો કેવો ડર લાગે છે એ તને મજાકમાં કહ્યું એટલે તું એની જ રાહ જોયા કરે છે? ગમે તે થઈ જાય, પોલિસ આપણને નહીં પકડે, ઈસુની કૃપાથી પોલિસના મોટા બાપ અહીં આવતા રહે છે!'

'એટલે કે ઘરમાં પકડાપકડી નહીં ચાલે!' મેરી નિરાશ થઈને બોલી. એણે આજાનો હાથ છોડી દીધો. નાહક આટલા સમય સુધી રાહ જોતી રહી. કશું જોવા મળ્યું નહીં, એથી એ રડમસ થઈ ગઈ.

એવામાં સૂટેડબૂટેડ ત્રણ ચાર માણસ ઘર પાસે આવ્યા, આમતેમ

જોયું અને બારણે થઈને ઘરમાં ચાલ્યા ગયા. મેરી એકીટસે એમની તરફ જોઈ રહી. અંધારું થતાં જ મોટા માણસોની આવી હાલત જોઇને એને ખુશી થતી. એ લોકો ગભરાટ સાથે કોણ જાણે ક્યાંથી આવે છે. પહેલાં તો આ ગલીમાં ગંદાં બાળકો પણ આવતાં નહોતાં. હવે આટલા બધા લોકોને મેરીના ઘરનું ઠેકાણું કોણ બતાવતું હશે તે કોણ જાણે ! એ લોકો ઝડપભેર ઘરમાં જતા અને ઝડપભેર બહાર નીકળી જતા–ફ્રાન્સિસ નાગૂને એ આજીજી કરતા અને નાગૂ જેટલા પૈસા કહે એટલા પૈસા આપીને ચાલ્યા જતા. કપમાં, ગ્લાસમાં જે કંઈ મળતું તે ઝડપથી પીતા અને સરકી જતા.

મેરી ઊઠી અને બારણા પાસે આવીને ઊભી રહી બારણે પડદો હતો. ઓરડામાં માણસો બેઠા હતા હવા ખાતા કંઈક બબડતા હતા. ભીત પાસેના સ્ટૂલ પર મીણબત્તી સળગતી હતી અને ઝાંખું અજવાળું ફેલાતું હતું એ જ કારણે ભગવાન ઈસૂ અને ડૉક્ટર આંબેડકરનાં ચિત્રો જાણે ખોવાઈ ગયાં હતા. મહેમાનોના ચહેરા ચમકતા હતા. મેરીને જોતાં જ ગજ આવનારો માણસ હસ્યો. સાથીઓને કહ્યું, 'આ ફ્રાન્સિસની છોકરી છે, ભારે હેંકડાઈ...'

'તમે જ અકડુ છો !' મેરીએ તરત કહ્યું, મહેમાનો અજબ થવા જેવા ચહેરા કરી હસી પડ્યા. અંદર ગયેલો ફ્રાન્સિસ હજી પાછો ફર્યો ન હતો એટલે બધા ગભરાટમાં યે હતા. એક જુવાન બોલ્યો, 'ચાલ, પાછા જઈએ.' પણ એવામાં ફ્રાન્સિસ પાછો ફર્યો. એના પીળા ચહેરે હાસ્ય તરી આવ્યું. એના હાથમાં કપરકાબી હતાં, 'ચાલો !' કહીને મહેમાનો સામે કપરકાબી મૂકી દીધાં.

અજાણ્યા માણસોએ રસ્તા તરફ નજર કરીને હાથમાં કપ લઈ લીધા. જતી વખતે એ માણસ બોલ્યો, 'કહો સારો છે ને, અસ્સલ ?'

'બિલકુલ સ્પેશિયલ !' ખૂણે અદબથી ઊભેલો ફ્રાન્સિસ બોલ્યો અને મૂછ મરોડવા લાગ્યો. મહેમાનોને ખાત્રી કરાવવા એણે ગજવામાંથી દીવાસળીની પેટી કાઢી સળી સળગાવી રકાબીમાં મૂકી એટલે લાલભૂરી

જવાળા નીકળવા માંડી. ફ્રાન્સિસ, મહેમાનો અને ભીંત પરનાં ચિત્રોના ચહેરા ચમકી રહ્યા.

મેરી બધું જોતી હતી. રોજનું દૃશ્ય જ જોતી હતી. પણ પ્લેટમાંનો ભડકો જોતાં જ એને થયું કે પોલિસો આવવા જ જોઈએ! પછી તો બહુ મઝા આવશે. આ લોકો સાચે જ પોલિસોને ચૂપ કરી દેશે. અને આ બીજો માણસ તો ખરેખર રડી જ પડશે. બાપુને દોરડાથી બાંધવામાં આવશે અને મા અંદરથી રડતી ચીસો પાડતી બહાર આવશે.

ભડકો શમી ગયો અને બધા પીવા લાગ્યા. મેરીના વિચાર થંભી ગયા. ખ્વાજા વિશ્વાસ આપે છે અને બાપુ છાતી કાઢીને કામ કર્યાં કરે છે, પણ બધા જ પોલિસોથી ડરે એ પણ સાચું છે–એ હસી પડી અને પોલિસોની જેમ પગલાં ભરતી અંદર ગઈ.

'ક્યાં મરવા ગઈ હતી?' એને જોતાં જ મા બોલી. હવે એની જાડાઈ ઠીક ઠીક ઘટી ગઈ હતી, હવે એનો માથાનો દુઃખાવો પણ ઓછો થયો હતો. આ તરફનું કામ પણ કરવું પડે છે છતાં એ ખુશ છે. ગળામાં સોનાની ચેઈન હતી અને કમરે પૈસાની કોથળી.

'મને ખાવાનું આપ!' મેરી ચૂલા પાસે બેસી ગઈ. પાસે પડેલી એલ્યુમિનિયમની પ્લેટ વગાડવા લાગી. ઘરના આ ધંધાને કારણે મેરીને ચોકલેટ માટે થોડા પૈસા મળતા હતા અને માથામાંની જૂ કઢાવવાની ઝંઝટ પણ હવે નહોતી. પણ હવે એની મઝા પણ ઓછી થઈ ગઈ હતી. ઊલટી મા વાતવાતમાં ધમકાવ્યા કરે છે, ક્યાંય સાથે લઈ જતી નથી. બહાર મોકલ્યા કરે છે અને ઘરમાં ચૂપ રહેવા કહ્યા કરે છે. એથી એ નારાજ હતી મા પોતાની જ ધૂનમાં છે એ જોઈને એણે ચીસ પાડી, 'ખાવાનું આપ ને, મને ભૂખ લાગી છે!'

'લે, અકવારની જમી લે!' માએ એની પ્લેટમાં ગાજરનું શાક અને ડબલ રોટીનો ટૂકડો–મૂક્યાં. મેરીએ માની સામે જ ડબ્બો ખોલ્યો અને એમાંથી થોડો ગોળ કાઢ્યો. મા કંઈ કહે તો એ પોલિસનો ડર બતાવવાની હતી, પણ માનું ધ્યાન જ એ તરફ નહોતું. એ તપેલામાંનું

રસાયણ બાટલીમાં ભરતી હતી.

ખાવામાં પડી એટલે મેરી બીજું બધું ભૂલી ગઈ. એને ભૂખ લાગી હતી અને ઊંઘ પણ આવતી હતી. ઓરડામાં બેઠેલા લોકો ચાલ્યા ગયા હતા. ફ્રાન્સિસ કપ અને પ્લેટ અંદર લાવ્યો. માએ એમને ધોઈને મૂકી દીધાં. પછી બંને પૈસાની પેટી પાસે ગયાં અને ખાલી રસોડું ધુમાડાથી ભરાઈ ગયું.

એવામાં પાછળનું બારણું ખખડ્યું. જોન સાયકલ મૂકી રસોડામાં આવ્યો. એની સામે જોઈને મેરી હસી–પછી એને લાગ્યું કે જોન હવે પહેલાં જેવો નથી રહ્યો. પહેલાં એ રેસકોર્સના તબેલે કમાવા માટે જતો. રાત્રે બંને સૂતાં ત્યારે મેરીની તમામ શંકાનો એ ખુલાસો કરતો પણ હવે એ બદલાઈ ગયો છે. મોટા માણસની જેમ વર્તે છે સવારે બજારે જઈને સડેલાં સંતરાં લઈ આવતો અને રાત્રે રબરની થેલીમાં દારૂ લઈ જતો ઘરમાં હોય ત્યારે મા–બાપ સાથે વાતો કર્યા કરે. મેરીએ મોઢું ફુલાવ્યું અને જોનના સફેદ બૂટ સામે જોતી પ્લેટ ચાટવા લાગી.

જોને બારણું અટકાવ્યું. ઝભ્ભો ઊંચો કરી થેલી બહાર કાઢી. કોઈ ઠેકાણે દારૂ પહોંચાડીને એ પાછો ફર્યો હતો. મેરીને એકાએક ભિસ્તીની યાદ આવી એટલે એ હસી પડી. જોને એની સામે તીખી નજરે જોયું એટલે એ ચૂપ થઈ ગઈ.

'બા ક્યાં છે?' જોને પૂછ્યું.

'જોન, તને પોલિસનો ડર નથી લાગતો?' મેરીથી પૂછ્યા વિના રહેવાયું નહીં.

'શટ અપ!' પરસેવો લૂછતાં જોને કહ્યું. ભાઈબહેનની તકરાર સાંભળીને બા–બાપુ આવી પહોંચ્યાં. જોન બાપુની સામે જોઈને બોલ્યો: 'સાળી પોલિસનો ડર બતાવે છે!'

'મૂરખ છે!' મા મેરીને તમાચો મારવા ધસી. મેરી તરત પાછળ ખસી ગઈ અને અજબ નજરે મા અને જોન સામે જોવા લાગી. મા

વધારે નારાજ થઈ. 'હાથ ધો અને અહીંથી જા.'

'મને ઊંઘ આવે છે.' મેરીએ આળસ મરડતાં કહ્યું. જોને ગજવામાંથી પૈસા કાઢ્યાં. મા-બાપુનું ધ્યાન એ તરફ ગયું અને ઓરડામાં એકદમ શાંતિ છવાઈ ગઈ. મેરીએ હાથ ધોયા, પગથી પ્લેટ હટાવી અને ઓરડાની શેતરંજી પર લંબાવ્યું.

ઓરડાના પરદાના પાર્ટિશન પાસે ઊભા રહી ત્રણેએ બાટલીઓ અને પૈસાનો હિસાબ મેળવ્યો. મેરી ગુસ્સામાં હતી. એ અકળાતી હતી. જોન સામે ગુસ્સો, મા સામે ગુસ્સો, બાપુ અને આજા સામે ગુસ્સો, સાથે પોલિસો સામે પણ ગુસ્સો. કોઈ પણ એને પૂછતું નહોતું. બધાં એની ઉપેક્ષા કરતા હતા. અને પોલિસો તો આવતા જ નહોતા. તેઓ આવતે તો ઘરના લોકો પર આફત આવી જતે, અને મેરીને એ જોવાની મઝા પડતે, ભૂતોના કિસ્સામાં પડે છે એવી.

એ એકદમ તૂટુંતૂટું થઈ રહી. અજબ જેવા સ્વપ્નાં આવવા લાગ્યાં. ગભરાટમાં ઊઠી પણ સ્વપ્નાં શેનાં, કેવાં હતાં એની ખબર પડતી નહોતી. વિસ્ફારિત આંખે એ આસપાસ જોઈ રહી. બધું ચાલતું હતું તેમજ ચાલતું હતું. ચૂલા પાસે મોટો હાંડો તૈયાર પડ્યો હતો. રબરની થેલી લઈને જોન ક્યાંક જતો હતો. બહારના ઓરડામાં માણસોની આવનજાવન ચાલુ હતી. ગ્લાસ ભરાયે જતા હતા. પૈસા ભેગા થયે જતા હતા. પ્લેટમાંથી ભડકા નીકળ્યે જતા હતા.

મેરી ગભરાઈને ઊભી થઈ. ચૂલાનો ધુમાડો આંખમાં જવાથી આંખો બળવા લાગી. એને થયું જાણે દારૂ પીવાથી આંખ લાલ થઈ ગઈ છે શરાબીની ચાલે ચાલીને એ જાણીજોઈને પરદાની પાસે આવી. વચ્ચે પડેલો કપ ઠોકર વાગવાથી ભાંગી ગયો. સૌની સામે માએ મેરીને મારવા માંડી. મેરીને થયું કે હું માને જોરથી મારું, પણ અજબ નજરે મા સામે જોવા લાગી, 'મરો. મરો, મને મનચાહ્યુ એટલી છેતરો' એ બબડી. બહારના ઓરડામાં જોવા લાગી. 'સાહેબ, ફ્રાન્સિસ સ્પેશિયલ છે આ!' બાપુનું ખાસ વાક્ય એના કાને પડ્યું.

એનું મોઢું કડવું થઈ ગયું. 'ફ્રાન્સિસ સ્પેશિયલ છે, ફ્રાન્સિસ સ્પેશિયલ છે, ફ્રાન્સિસ....' એ જ શબ્દો એના કાન સાથે અથડાવા લાગ્યા. પછી પ્લેટમાં ભડકો દેખાવા લાગ્યો. ભડકો ઊંચે જવા લાગ્યો, એ છતે જઈ પહોંચ્યો અને મેરી તાલીઓ પાડતી નાચવા લાગી.

'વાહ, તમારી દીકરી તો ડાન્સ કરે છે!' નશામાં ચકચૂર મહેમાન બોલ્યો.

'સાહેબ, ડાન્સ શું કરે, હજી નાની છે. મેરી, અંદર જા, બહાર જઈ આજા પાસે બેસ.' ફ્રાન્સિસે મેરીને ખેંચીને એક બાજુએ હડસેલી.

મેરીને થયું કે મોટા પેટવાળા માણસના પેટે લટકતી સાંકળ ખેંચી લઉં અને એનાથી એને બાંધું. પણ એને ઊંઘ આવતી હતી. અંદર જઈશ તો પગમાં કાચ વાગશે, એમ થાય તો મા ફરી તમાચા મારે, એવા ભયે એ ત્યાં જ ઊભી રહી. પછી હાથમાં મીણબત્તી લઈને ચાલતી હોય એમ સાચવીને પગ મૂકતી બહાર તરફના બારણા તરફ ગઈ. બારણેથી ધોતિયાવાળા બે માણસો અંદર આવતા હતા, એ બાજુએ ખસી, છતાં એમની સાથે અથડાઈ. પેલા બંનેએ એને પકડી લીધી, એના માથે હાથ ફેરવ્યો, પૂછપરછ કરી. મેરી એમની સામે અજબ નજરે જોઈ રહી. એકે ગજવામાંથી પિપરમિન્ટની ગોળી કાઢી એને આપી. મેરીએ એ લઈને જોરથી જમીન પર ફેંકી. એ ઉંબરે બેસી ગઈ અને બહાર જોવા લાગી

ઓરડામાં દારૂ પીવાનું ચાલતું રહ્યું અને મેરી ત્યાં બેઠી માથું ખંજવાળવા લાગી. એ ધારતે તો માને મદદ કરી શકી હોત. મેચિસ લાવીને આપી હોત, ચણા, સિગારેટ લાવી આપ્યાં હોત–ઓછામાં ઓછું બહાર બેસી આજા કરતાં વધારે સારી રીતે નજર રાખી હોત. કહ્યું હોત તો કમિટીની બત્તીની પાસે ઈરાનીની હોટલને અડીને ઊભી રહીને પોલિસો સામે જોયું હોત અને એમના આગમનની સાથે જ ઈશારો કરી દીધો હોત. મેરીની પીડા ફરી વધી ગઈ, પણ હવે રડવાને બદલે એની ચીઢ વધતી ગઈ. એને થયું કે ઘરની બહાર ચાલી

જાઉં. ધગમાંથી ગાયબ જ થઈ જવું જોઈએ.

અજાણ્યે જ એ ઊભી થઈ ગઈ. બહારના અંધારામાં જોવા લાગી. આંખો ભારે હોવાથી એ બરાબર જોઈ શકતી નહોતી. જે કંઈ દેખાતું હતું તે ઘણું અજબ જેવું હતું. વડ સામે જ ઊભો હતો. એની ડાળો પર બંગડીના ટૂકડા લટકતા હતા. એની નીચે અમીર લોકો નશો કરીને નાચતા હતા. જોન બ્રશથી એમનાં શરીર સાફ કરતો હતો, અને ફ્રાન્સિસ પોલિસને મેચિસ આપતો હતો. ઘરડો નાગૂ તો ક્યાંય દેખાતો નહોતો, મા ઓઠધારી રડતી હતી.

મેરીનું માથું ભારે થઈ ગયું. પણ આજા યાદ આવતાં જ એણે ધારીને જોયું. નાગૂ નહોતો. મેરી ચબૂતરા પાસે આવી અને ચારે તરફ જોવા લાગી. નાગૂ નહોતો. મેરીને લાગ્યું કે એ જમવા માટે અંદર ગયો હશે અથવા નળ પર. એ ત્યાં જ ઊભી રહી. નાગૂ આવે ત્યાં સુધી ઊભી રહું અને પોલિસો આવતા દેખાય કે તરત...

મેરી ફરી ગભરાઈ ગઈ. કોઈ નજર રાખતું ન હોવાથી પોલિસ આવી ચઢે એમ બની શકે એમ છે–એ ખ્યાલે એ ડરી ગઈ. એ ફરી બેકરલેન તરફ જોવા લાગી. સારી તક મળી છે. સીધા ઘરમાં જઈને સૌને હાથકડી પહેરાવી દેવાની....માને...મનના દૃશ્યપટલ પર પ્લેટના ભડકાઓ પેઠે દૃશ્યો ફેલાવા લાગ્યાં. બદલો લેવાની ભાવનાથી એ છોકરી ગાંડપણની હદે પહોંચી ગઈ. પણ સાવ અંધારું છે, એવા અહેસાસે એ ભાનમાં આવી. ઊંઘતાં મકાનો...પાસેની ગટરમાં લપલપ કરતાં સુવ્વરો અને ચૂપચાપ ચાલતી દારૂની દુકાન...મેરી પરેશાન થઇ ગઇ–આ બધું આમ જ ચાલ્યા કરશે ? મને બદલો લેવાનો, મઝા જોવાનો મોકો જ નહીં મળે ?

એકાએક એ ચબૂતરા પરથી કૂદી અને ઝડપભેર બેકરલેન તરફ દોડવા લાગી. કોઈક અજબ કલ્પનાથી એ બેચેન થઈ ગઈ. એ ખૂબ ઉત્સાહમાં આવી ગઈ. અંધારી ગલીમાંથી એ મોટા રસ્તે આવી અને ગભરાઈને અટકી ગઈ. બત્તીની ઝળાંહળાં રોશની અને ઈરાની હોટલના

અજબ જેવા હાલચાલ. એની હાલત વધારે અજબ જેવી થઈ ગઈ. પાસે બેઠેલો ઈંડાંવાળો એને ટોકશે, એનો ડર તો એને લાગ્યો જ નહીં. એ કોઈથી યે ડરવાની નહોતી. બીજાઓને જરૂર ડરાવશે.

શાંત ઊભેલી ચર્ચની ઈમારતમાં એ આવી ગઈ અને વચલા રસ્તેથી બજારના રસ્તે આવી પહોંચી. બજાર બંધ થઈ ગયું હતું, પણ વાહનોની આવ-જા ચાલુ હતી. નજીકના વળાંકે સિનેમા થિયેટર હતું ત્યાં ખાસ્સી ભીડ હતી. મેરી આવેશમાં દોડયે ગઈ. એક જ ખ્યાલે એનું શરીર અધીર થઈ ગયું હતું. થિયેટરથી થોડે દૂર પોલિસ ચોકી છે એ તે જાણતી હતી. જોન સાથે રેસકોર્સ પર જતી વખતે અને બાપુ સાથે માછલી લેવા જતી વખતે એણે પોલિસચોકી જોઈ હતી.

સામે પોલિસચોકી જોતાં જ એ રોમાંચિત થઈ ગઈ. મારપીટ, હાથકડી, રૂદન, ચીસો...બધાં દૃશ્યો હવામાં તરી રહ્યાં. ચોકી પર ચાર-છ પોલિસો અને એક ઈન્સ્પેકટર-બેઠા હતા. બધા અહીં બેઠા હતા અને પોતે નાહક ત્યાં રાહ જોતી બેસી રહી. પણ હવે એમને બધું જ કહી દઈશ. એમને ઘર તરફ લઈ જવાની હતી, અને ચબૂતરાની પાસે ઊભી રહીને મઝા જોવાની હતી.

મેરી ચોકીના બારણે ઊભી રહી-પણ કોઈએ એના તરફ ધ્યાન આપ્યું નહીં. એક જાડા માણસને ભીંતના ટેકે ઊભો રાખી ઈન્સ્પેકટર એને ધમકાવતો હતો. જાડા માણસની આજીજી અને ઈન્સ્પેકટરનો જાડો હાથ જોઈને મેરી ગભરાઈ ગઈ. પોલિસોના પટા, હાથકડીઓ, બંદૂકો, મોટા મોટા બૂટ-વધારે મોટા થઈને એની સામે આવી ગયા. ક્ષણેકમાં એનું માથું ફરી ગયું. એ સમજી જ શકી નહીં કે પોતે શી રીતે અહીં આવી ગઈ....

'કોણ છે તું?' એક પોલિસે એને બારણે ઊભેલી જોઈને પૂછ્યું.

'કદાચ રસ્તો ભૂલી ગઈ છે.' ઈન્સ્પેકટરે એની સામે જોઈને કહ્યું. 'શું નામ છે તારું? તું કયાં રહે છે?'

મેરીના મોઢામાંથી સાદ જ નીકળી શકયો નહીં. પોલિસોને

જોઈને એ ગભરાઈ ગઈ. એ ભાનમાં આવી. બે-ચાર દિવસથી મનમાં આવતું હતું તે ગુમ થઈ ગયું. ઈન્સ્પેક્ટરે એનો હાથ પકડયો ત્યારે એને એકદમ મા યાદ આવી ગઈ. ઘરે જવાનું મન થયું પણ હવે એ પોલિસના હાથમાં પહોંચી ગઈ હતી. આ લોકો હવે મને હંટર મારશે અને જેલમાં નાખશે મા રડવા માંડશે, નાગૂ મરી જશે અને જોન ઘોડા પરથી ગુમ થઈ જશે મને પણ ભાંગેલી ઝૂંપડી કે આ ચોકીમાં કેદ કરશે.

'એઈ છોકરી, કોણ છે તું ? ક્યાં રહે છે ? તારો બાપ શું કરે છે ?' પોલિસો પૂછયે જતા હતા, અને મેરી નમેલા માથે ઊભી હતી. કેવી રીતે કહું અને શી રીતે છૂટકારો મેળવું-મા અને સૌને શી રીતે બચાવું-એ એને સમજાતું નહોતું પણ એ ગભરાઈ ગઈ. એને જોર-જોરથી રડવાનું મન થયું, થયું કે ઘર તરફ દોડી જાઉં. એ નીચે પડી અને રડતાં રડતાં કહેવા લાગી 'મેં ચૂંગીની બંગડી ચોરી, ઝાડ નીચે જમીનમાં દાટી દીધી. મને પકડો નહીં, મને છોડી દો.'

## ચહેરો / હેન્રીક બ્યોલ

હું બંદર પર ઊભો સાગરનાં પક્ષીઓની લીલા જોતો હતો. એ પાણીમાં ડૂબકી મારતાં પછી ઊંચે આવી પાંખ ફફડાવતાં.

એક પક્ષી ક્યાં સુધી પાણીમાં ડૂબકી માર્યા કરતું હતું. પહેલાં એ ઝડપભેર ઊંચે ઊડતું, પછી પાણી પર તરાપ મારતું અને પાંખો સમેટી લેતું. . એ દરેક વખતે આકાશ તરફ એવી રીતે ધસી જતું, જાણે કોઈ ચીજ ઝડપી લેવા ન માંગતું હોય. મને એવી ઈચ્છા થઈ કે રોટીનો એક ટૂકડો મને મળી જાય તો સારું. એના નાના નાના કટકા કરી કરીને પેલા પક્ષીને ખવડાવું. એ સિવાય બીજાં પક્ષીઓને પણ, જેથી એમને પણ ઊડવાનું એક કારણ મળી જાય. પરન્તુ. હું પોતે ભૂખ્યો હતો, પેલાં પક્ષીઓ જેવો, અને થાકેલો પણ હતો. ખાલી ગજવામાં હાથ નાખીને મેં એ પક્ષીઓ સામે જોયું અને હું દુ:ખી થઈ ગયો. ત્યાં મને લાગ્યું કે કોઈએ મારા ખભા પર હાથ મૂકયો છે. મેં પાછળ વળીને જોયું તો પોલિસ હતો.

મેં મારા ખભા પરથી એનો હાથ ખસેડવાનો પ્રયત્ન કર્યો.

'કોમરેડ!' એણે મારા ખભ.ને વધારે જોરથી પકડ્યો.

'સાહેબ!' મારા મોઢામાંથી શબ્દ નીકળી પડ્યો.

'હવે કોઈ સાહેબ નથી, આપણે બધા જ કોમરેડ છીએ.'

'પણ, મારો ગુન્હો ?'

'ગુન્હો ?' એ હસ્યો અને કહેવા લાગ્યો, 'તારો ચહેરો...

ઉદાસ ચહેરો...!'

હું મરું હસવું રોકી ન શક્યો.

'અરે, આમાં હસવા જેવું શું છે?' એનો ચહેરો ગુસ્સાથી લાલ થઈ ગયો.

પહેલાં તો મેં વિચાર્યું કે, કદાચ એ કંટાળી ગયેલો છે...આજે એને કોઈ ધંધાદારી વારવનિતા નહીં મળી હોય...કોઈ છોકરો એના હાથે ચઢયો નહીં હોય, કોઇ ચોર, ઉઠાવગીર કે ગજવાકાતરું નહીં મળ્યો હોય. પણ મેં ધ્યાનથી જોયું તો એ ખરેખર ગુસ્સામાં હતો અને મને ગિરફતાર કરવા માંગતો હતો.

એણે મારા જમણા હાથના કાંડે હાથકડી નાખી એના અવાજથી મને લાગ્યું કે હું બરબાદ થઈ ગયો છું. ખુલ્લા આકાશમાં ઊડતાં પક્ષીઓ પરથી નજર પાણી પર પડી. પોલિસના હાથમાં ફસાવું, તે પછી ઢોરમાર ખાવો અને કોટડીમાં સડવું, એ તો ડૂબીને મરવા કરતાં વધારે ભયંકર છે. પણ એણે આંચકો મારીને મને પોતાની તરફ ખેંચ્યો.

'પણ, મારો ગુન્હો શો છે?' હું ગભરાઈ ગયો હાતે.

'કાયદા પ્રમાણે દરેક માણસે તમામ લોકોએ દરેક વખતે ખુશહાલ દેખાવું જોઈએ.'

'હું ખુશ છું!' મેં મારી તમામ તાકાત ભેગી કરીને કહ્યું.

'ખોટું!'

'પણ, એવો કાયદો તો મેં ક્યાંય નથી સાંભળ્યો!'

'નહીં કેમ સાંભળ્યો હોય! છત્રીસ કલાકથી એ જાહેર થઈ ગયો છે અને જાહેર થયા પછી ચોવીસ કલાકે દરેક કાયદાનો અમલ શરૂ થઈ જાય છે.'

'પણ, હું એ વિશે કશું જ જાણતો નથી.'

'એની જાહેરાત તમામ અખબારોમાં આવી ગઈ છે. લાઉડસ્પીકરો પરથી પણ જાહેર કરવામાં આવ્યું હતું, મારા કોમરેડ! છેલ્લા છત્રીસ કલાકથી તું ક્યાં હતો?'

હવે એ મને ધક્કા મારીને આગળ કરીને લઈ જતો હતો. મને ટાઢ ચઢી અને ભૂખ પણ લાગી. એણે મારી સામે નજર કરી-શરીરે ફાટેલાં જૂનાં કપડાં અને વધેલી દાઢી, જ્યારે પ્રત્યેક કોમરેડને માટે સારાં કપડાં પહેરવાં નિયમ પ્રમાણે જરૂરી હતાં.

રસ્તા પર ચાલનારા દરેકના ચહેરા પર ઉમંગનું મહોરું હતું. મેં એ પણ જોયું કે, પોલિસનો ચહેરો જોતાં જ એ મહોરાં ઓર ચમકી ઊઠતાં હતાં.

હું જોતો હતો કે તમામ લોકો ચતુરાઈથી અમારી પાસેથી સરકી જતા હતા. એ લોકો જલ્દી કોઈ ઘર, કોઈ ગોડાઉન કે કોઈ કારખાનામાં છુપાઈ જવા ઈચ્છતા હોય એમ લાગતું હતું-પોલિસની નજર ન પડે ત્યાં પહોંચી જવા આતુર હતા.

માત્ર અમે એક ચાર રસ્તે પહોંચ્યા ત્યારે માત્ર એક આધેડ માણસ સામે મળ્યો. એના ચહેરા પરથી જ હું સમજી ગયો કે એ સ્કૂલનો માસ્તર છે. એ નજર બચાવીને જઈ શકે એમ નહોતો. એણે આદરની સાથે પોલિસને અભિવાદન કર્યું. પછી પોતાના કર્તવ્ય પ્રમાણે એ ત્રણ વાર મારા પર થૂંક્યો, અને બોલ્યો, 'દેશદ્રોહી સુવ્વર!' નિયમ પ્રમાણે એણે બધું બરાબર પતાવ્યું, છતાં મેં જોયું કે એનું ગળું સુકાતું હતું. હું મારા ખમીશની બાંયથી થૂંક લૂછવા લાગ્યો...ત્યાં જ મારી પીઠ પર જોરથી એક મુક્કો પડયો...અને અવાજ આવ્યો, પહેલું પગલું...મતલબ કે એ મને થયેલી પહેલી સજા હતી.

▭

પેલો સ્કૂલ માસ્તર ઝડપી પગલે ચાલતો જોતજોતાંમાં આંખથી ઓઝલ થઈ ગયો. બીજા લોકો પણ રસ્તાના કિનારેથી સરકી જતા હતા. પછી મને લઈ જવાનો હતો તે જગ્યા આવી. એક બ્યૂગલ વાગ્યું. મજૂરોને છૂટવાનો સમય થયો હતો એ હું જાણી ગયો. તેઓ પોતાના ચહેરાને ખુશહાલ બનાવવાને માટે ઘસીઘસીને હાથ-મોં જોરો.

કારખાનાની બહાર નીકળતી વખતે એમના ચહેરે સંતોષનો ભાવ હોવો જોઈએ. વધારે પડતી પ્રસન્નતા પણ ન હોવી જોઈએ. નહિતર, એવું સમજાય કે કામથી છૂટયા એથી એ ખુશ થઈ ગયા છે. માત્ર કારખાને જતી વખતે ચહેરા પર વધારે પ્રસન્નતા દેખાવી જોઈએ, બલકે એ વખતે રસ્તે ચાલતાં ચાલતાં એમણે ગાવું પણ જોઈએ, જેથી એમને કામ પર જવામાં ભારે ઉત્સાહ છે એવું દેખાય.

પરંતુ એ સારું થયું કે બ્યૂગલ મજૂરોના છૂટવાની દસ મિનિટ પહેલાં વાગ્યું હતું, જેથી લોકો સાબુથી હાથ-મોં ધુએ અને ચહેરાને ખુશમિજાજ દેખાય એવો બનાવી શકે. એ સારું જ થયું, નહિતર તમામ મજૂરો બ્યૂગલના વાગવા સાથે એક સાથે બહાર નીકળી ચૂક્યા હોત તો કાયદેસર માર મરેલા ચહેરા પર ત્રણત્રણ વાર થૂંકતે.

બે પોલિસો પહેરો ભરતા હતા એ લાલ ઈંટોની ભીંતવાળા મકાન પાસે પોલિસ મને લઈ ગયો. સૌથી પ્રથમ કાયદેસર, મને માર મારવામાં આવ્યો. મને બંદૂકના કુંદા મારવામાં આવ્યા.

ઓરડાની અંદર એક મોટું મેજ તેના પર ટેલિફોન અને બે ખુરશીઓ ઉપરાન્ત કશું નહોતું. ઓરડાની વચ્ચોવચ હું ઊભો હતો. મેજવાળી ખુરશી પર લોખંડનો ટોપ પહેરીને એક માણસ બેઠો હતો. એની પાછળ એક માણસ આવ્યો અને ચૂપચાપ બીજી ખુરશી પર બેસી ગયો.

એઓ મને પ્રશ્નો પૂછવા લાગ્યા.

'વ્યવસાય ?'

'સામાન્ય કોમરેડ.'

'જન્મ ?'

'૧-૧-૦૧'

'છેલ્લા દિવસોમાં શું કરતા હતા ?'

'કેદી હતો.'

બંનેએ એકબીજાની સામે જોયું.

'ક્યાં અને ક્યારે?'

'કેદખાના નંબર ૧૨, કોટડી નંબર ૧૩૦...કાલે જ છૂટ્યો હતો.'

'છૂટયાનાં કાગળો?'

મેં ગજવામાંથી કાગળ કાઢ્યા અને એમની સામે મૂક્યા.

'કયા ગુન્હા માટે સજા થઈ હતી?'

'મારો ચહેરો બહુ ખુશખુશાલ હતો...'

બંનેએ એકબીજાની સામે જોયું અને કહ્યું, 'બરાબર ધ્યાન કરો.'

'ત્યારે કોઈ મોટા ઑફિસરનું અવસાન થઈ ગયું હતું અને રાજ્યમાં શોક મનાવવાનો સરકારી હુકમ હતો, પરંતુ એક પોલિસને લાગ્યું કે મારા ચહેરા પર શોક નહોતો.'

'કેટલી મુદ્દતની સજા થઈ હતી?'

'પાંચ વર્ષની.'

પુષ્કળ માર માર્યા પછી મને નવી સજા સંભળાવવામાં આવી, દસ વર્ષ!

ચહેરો ખુશખુશાલ હોવાને કારણે પાંચ વર્ષની સજા થઈ હતી, તો દુઃખી ચહેરા માટે દસ વર્ષ!

હું ઈચ્છું છું કે હવે હું જેલની બહાર આવું ત્યારે મારી પાસે કોઈ ચહેરો ન હોય–ન સુખી, ન દુઃખી! 

## નક્ષત્ર / ડૉ. મણિલાલ હ. પટેલ

વૃક્ષો વિનાની ધરતી કલ્પી શકાતી નથી, એમ નક્ષત્રો વિનાનું આકાશ આપણી કલ્પનાને જ શુષ્ક અને નિઃસહાય કરી દે છે. તરુ વિનાની પૃથ્વી કેવી તો ભયંકર, વેરાન અને ચેતનશૂન્ય હોય! તારાઓ વિનાનું ગગન પણ ફૂલપાંદ વિનાના તરુ જેવું વિરૂપ જ હોયને? નક્ષત્રખચિત નભ રાતને રમણીય બનાવે છે. માનવને માથે એ નભોમંડળ નિત્ય નવતર મુદ્રા ધારીને ઝૂમ્યા કરે છે. સૃષ્ટિની ઉપર અંધકાર ઉતરતાં જ એક પછી એક નક્ષત્રો ચમકવા માંડે છે. શું એ દૂઝતા જખમો છે કે સ્મૃતિનાં મોતી? નભપરીની એ ઝાંઝર-ઘૂઘરીઓ છે કે દેવકન્યાની વાણીના શબ્દો? પ્રત્યેક નક્ષત્ર એક વૃક્ષ છે-વિરાટકાય વૃક્ષ! જેમાં પત્રે પત્રે નક્ષત્રો દીવા જેવાં ઝળહળે છે. નક્ષત્રો નભતરુનાં ફૂલો છે, પારિજાત જેવું નિર્મળાકાશ તારકમુકુલથી મુકુલિત! નમણાં નાજુક પારિજાત પૃથ્વીનો ખોળો ભરી દે ને પાછાં ખગોળના ખોળામાં સવારે સૂઈ જાય! બાળપણમાં એક નહીં અનેક ઉખાણાંથી આ નક્ષત્રોને/આભના તારાઓને માણતા-જાણતા હતા. ગણ્યા ગણાય નહીં, વીણ્યા વીણાય નહીં...ને તોય આભની છાબડીમાં એ સમાઈ જાય! એ તો મોતીનો ભરેલો થાળ છે જે સૌની ઉપર ઊંધો ફરે છે ને છતાં એકેય મોતી ખરતું નથી! આંખનાં મોતીથી એ મોતી દૃષ્ટિસંધાન કરે છે...પ્રેમીઓના દૃષ્ટિમિલનને એટલે જ તારામૈત્રક કહેતાં હશે ને?

આકાશ એટલે નર્યો અવકાશ...ખાલીખમતા. આ ખાલીપણાનો રંગ નર્યો નીલો, કૃષ્ણની કાયા જેવો! સૂર્ય આખો દિવસ નીલાકાશનો ચહેરો અજવાળ્યા કરે છે! સૌર મંડળમાં આવા તો કેટલાય સૂરજ હશે! નિહારિકાઓના દૂધમલ પ્રકાશની પાછળ કેટકેટલાં નક્ષત્રોનો ઝળહળાટ રહેલો હશે. ચળકતી આકાશગંગા! મા એને અંધારી રાતે ચીંધીને કહેતી કે એ તો સાસુવહુની વાટ છે. વિજ્ઞાન કરતાં માની ઉક્તિ મને વધારે સાચી ભલે ન લાગે પણ એ ઉક્તિ વધારે વહાલી ને કાવ્યપૂર્ણ લાગે છે એ કબૂલ કરવું પડશે. નક્ષત્રો મને બ્રહ્માંડની અપાર વિશાળતાનો પરિચય કરાવે છે. વળી આ નક્ષત્રો અને સૂર્ય, એ સૌની ગતિ–સ્થિતિ અને સૃષ્ટિની જીવનચર્યા મને અગાધ અને વિસ્મયકારક લાગે છે, પણ ગતે જોઉં છું તો પેલાં દૂરનાં નક્ષત્રો મને સતીમાની આંખ જેવાં, પ્રેમના અશ્રુ જેવાં, સ્મિતના ચમકારા જેવાં લાગે છે. મને એમાં દુર્વાસાના શબ્દો દેખાય છે, કોઈની શાપવાણીના એ અક્ષરો ક્વચિત્ મને અકળાવી દે છે. ક્યારેક મૃતમાની પ્રેમાળ આંખ જેવાં એ અમી વરસાવે છે તો ક્યારેક ચપલાક્ષી પ્રિયાની વિશાળ આંખો બનીને તરસાવે પણ ખરાં.

કૃષ્ણપક્ષની રાત્રિઓના કેશલ અંધકારમાં, જળમિશ્ર માટીની સુગંધિત હવામાં આંગણે ખાટલો ઢાળીને પડ્યો હોઉં ત્યારે મન પ્રશ્ન કરે છે 'શું આ તારકપુષ્પો મ્હેંકે છે?' ને પછી મોગરો ને નાગચંપો મને આકાશમાં ઝૂલતા ઝળહળતા દેખાય છે. ક્યારેક રાતરાણીને મધુમાલતીની સંમિશ્ર ગંધને અવગણીને હું તો નક્ષત્રોની દુનિયામાં ચાલ્યો જાઉં છું.

ઝૂમખામાં ગોઠવાયેલા તારાઓને દાદાએ 'ગોવાળીયાં' કહીને ઓળખાવ્યા હતા, હા ગાયો ચારવા ટોળે મળેલા ગોવાળિયાઓ જ સ્તો! આ ઝૂમખાનું ખગોળશાસ્ત્રીય નામ હજી મને મળ્યું નથી. હરિણીના ત્રણ તારાઓને ગામડામાં 'હઈણ્યો' (અઈણ્યો) કહે છે. ...ના તારાને તારિયું કહે છે. એ એકલવીરનો પ્રકાશ રાતને થોડીવાર

અજવાળે છે. આ બંનેનાં સ્થાન ગતિ ઋતુ પ્રમાણે બદલાય છે, લોકો એના આધારે સમય નક્કી કરે છે. નક્ષત્રો ગ્રામવાસીઓની ઘડિયાળો છે એમ કહો તો ય ચાલે. ધ્રુવ, અરુંધતીના તારાઓ જોયા છે, એ રીતે જ મંગળની રતાશ જોઈ છે. બુધ ને ગુરુનો ઉદયઅસ્ત કે ચન્દ્ર–શુક્રની યુતિઓ જોઈને પ્રસન્ન થવાયું છે. દાતરડું અને વીંછુડો (એવા આકારમાં નક્ષત્રો) તથા અર્ધગોળાકાર તારાઓની મેખમાળાને પણ ઉનાળાની રાતો દરમ્યાન નીરખ્યા કર્યાં છે. આ બધું જીવન અને ઋતુ સાથે પણ કોઈને કોઈ રીતે જોડાયેલું છે. નક્ષત્રલીલા એ પણ જીવનલીલા–સૃષ્ટિ-લીલાનો આકર્ષક અંશ છે. સપ્તર્ષિ વિશે સાદૃશ્યોથી કાલેલકરે વર્ણન આપ્યું છે મને એ અકાવ્યાત્મક લાગે છે. મને તો તારાઓની અપરંપાર ભાતો/ડીઝાઈનોની વચ્ચે પણ એમની આગવી અસ્મિતા ગમે છે, એમની આગવી ઓળખ ને એની દંતકથાઓ આનંદ આપે છે.

જ્યોતિષ વિદ્યાની રીતે નક્ષત્રોનો મહિમા જુદો જ છે. સત્તાવીસ નક્ષત્રોને નામ–ગુણાદિથી પણ જાણવા જેવાં છે. અશ્વિની, ભરણી, કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા...આશ્લેષા, સ્વાતિ, ચિત્રા....વિશાખા, અનુરાધા રેવતી વગેરે. આ નક્ષત્રોને રાશિ સાથે સાંકળી લઈને જ્યોતિષવિદ્યાનું શાસ્ત્ર રચાયું છે. આ નક્ષત્રોની ઓળખ સંજ્ઞાઓ, એના તારાઓ, એના આધિપત્ય આદિની દુનિયા જ જુદી છે; એમાંથી રચાતું જ્યોતિષશાસ્ત્ર તર્કબદ્ધ અને ગાણિતિક હોઈને વિશ્વસનીય છે.

પણ સામાન્ય જન માટે તો નક્ષત્રો અને એની શોભા જ અગત્યનાં છે. કાળી મેઘલી રાતે એકેય તારો નથી હોતો ત્યારે આકાશ કોઈ તોતીંગ ઢાંકણા જેવું પૃથ્વી પર વસાઈ જવા માટે ધસમસતું ભાસે છે. એનો ભય બાળપણમાં આપણે માણ્યો હોય છે. અજવાળી રાતોમાં ચન્દ્ર આકાશના ગુંબજને મૃદુમુલાયમ બનાવી મૂકે છે. ક્યારેક તારા-ખચિત આભ છેક નાક કાન આંખ લગી ઝૂકી આવે છે, ત્યારે રાત્રિઓ સંગીતમય બનેલી હોય છે. અરણ્યો પર ઢોળાતું એ રાત્રિ આકાશ કેવું તો સંમોહક હોય છે! વિધાત્રિના અદૃશ્ય હાથે કેલિડોસ્કોપ ફરતું રહે છે

ને દશ્યો બદલાયા કરે છે. મુસાફરને માર્ગ ને નાવિકને દિશા બતાવતાં નક્ષત્રો આપણો માનસિક થાક હરી લે છે ને મનને તનાવમુક્ત કરે છે.

નક્ષત્રો એ તો શબ્દઝૂમખાં છે, ને આકાશ છે કોરો નીલો કાગળ. રાત્રિઓ તારકશબ્દોથી કવિતા લખે છે.—આપણી હયાતિને રસમય બનાવતાં નક્ષત્રો આભ જેવા આભને આપણું અને આસ્વાદ્ય કરી આપે છે. હજી તો આ નક્ષત્રો કેટલાંય રહસ્યોને ગોપવીને બેઠાં છે. વિજ્ઞાન એનો સંપૂર્ણ તાગ મેળવે એ વાત હાલ તો નક્ષત્રો જેટલી જ દૂર છે.

ઈડર : ૧–૫–૮૫

**તક ઝડપો ઝડપથી** : સ્વેટ માર્ડન, રૂપાંતર : મધુ કોઠારી, પ્ર. આર. અંબાણી એન્ડ કંપની; રાજકોટ, મૂલ્ય આઠ રૂપિયા.

**પૂજ્ય સંત શ્રી નિર્વાણ સાહેબની જીવનઝરમર** : ડૉ. રમેશચન્દ્ર મો. ઘંટીવાળા, પ્ર. મોહનલાલ જે. ઘંટીવાળા, ૪/૧૭૧૦, ઘંટીવાળા મેન્શન, બેગમપરા, નવાબવાડી, મૂલ્ય એકસઠ રૂપિયા.

**આલોક** : શ્રીમતી કે. લ શં. ખાંડવાળા સાર્વજનિક સાર્વ હાઈસ્કૂલ ફોર ગર્લ્સ (સૂરત)નું વાર્ષિક પત્ર, તંત્રી–પ્રકાશક ડૉ. રમેશચંદ્ર ઘંટીવાળા. સૂરત શહેરની ઐતિહાસિક અને વિવિધ ક્ષેત્રીય માહિતી અને પરિચય આપતી સામગ્રી અંકમાં આપવામાં આવી છે.

## વિવેચકની છવિ / વિજય શાસ્ત્રી

શ્રીયુત્ વ્યવહારુ હવે વિવેચક થયા હતા. તેમને વિવેચનના સિદ્ધાન્તોની જરાયે માહિતી નહોતી પણ તેમને સોસાયટીમાં બંગલો બાંધવા માટે પૈસાની જરૂર હતી એટલે એમણે એક સામયિક સાથે વ્યવસ્થા કરીને નવાં પ્રગટ થયેલાં પુસ્તકોનું વિવેચન લખવાનું શરૂ કર્યું. 'પૈસાને ખાતર શું શું કરવું પડે છે!' એમ તેઓ ગૌરવભેર કહેતા. તેઓ 'વ્યવહારુ' હતા એટલે પોતાની અણઆવડત વિશે જરાયે શોક/અફસોસ કરતા નહીં! ઊલટું 'એ તો એમ જ શીખાય, કહીને ગૌરવ લેતા. જ્ઞાનની મૂડી વિના વિવેચન કરવા નીકળેલા તેઓ વારંવાર વાતચીતમાં પેલા મારવાડીનું દૃષ્ટાંત આપીને કહેતા, 'મારવાડથી એ આવ્યો ત્યારે માત્ર દોરી લોટો લઇને આવેલો ને આજે મોટરો દોડતી થઈ ગઈ!' તેમણે પણ માત્ર 'ઓળખાણ'ને 'સંબંધો'નો દોરીલોટો લઈને જ વિવેચનક્ષેત્રે ઝંપલાવ્યું હતું.

વિસ્તારનો તેમને ભય લાગતો એટલે 'વિસ્તારભયે' તેઓ બધું ટૂંકમાં જ લખતા તેથી તેમના અજ્ઞાનનો વિસ્તાર થતો અટકતો. તેમને પુસ્તક કરતાં તેનું ફ્લેપ બહુ ગમતું. ફ્લેપ પરની લીટીઓ પોતાની ભાષામાં ફરીથી લખી કાઢી તેઓ 'સંક્ષિપ્ત' અવલોકન લખતા. પુસ્તકને તેઓ સંક્ષેપમાં જ જોતા—તેથી અવલોકન પણ 'સંક્ષિપ્ત' જ થતું. તેઓ વ્યવહારકુશળ હતા એટલે વિવેચન માટે પુસ્તકો મળવા લાગ્યાં. પહેલા પાના પર 'અવલોકનાર્થે ભેટ' એવું લખેલું જોઈ તેમનું મોં પડી જતું કેમ કે એવાં પુસ્તકો બારોબાર પુસ્તકાલયને વેચી દઈ શકાતાં નહીં. તેથી જે રૂબરૂ આપવા આવે તેને લખતાં અટકાવી કહેતા 'તમારો પ્રેમ છે એટલે બસ, લખવાની કંઈ જરૂર નથી' આમ તેમની નજીકનું એક ગ્રન્થાલય અને તેઓ પોતે એમ બેય પારકે ચોપડે સમૃદ્ધ થવા લાગ્યાં હતાં. ઘણાં પુસ્તકો એમને સમજાય એવાં નહોતાં પણ શ્રીયુત્ વ્યવહારુને એનો જરાયે રંજ નહોતો, કારણ કે તેમને કોઈપણ વિષયનું જ્ઞાન નહોતું એથી પસંદગીનો કોયડો તેમને મૂઝવતો નહીં. વળી દરેક વિષયનું સરખું અજ્ઞાન હોવાથી દરેક વિષય પ્રત્યે સરખું તાટસ્થ્ય જાળવી શકાતું તે જુદું. રામાયણ/મહાભારત જેવાં સંસ્કૃત મહાકાવ્યો હોય કે 'કમ્પાઉન્ડરીનો મોમિયો' હોય, તેમનો ઉત્સાહ પ્રત્યેકને માટે સમાન જ રહેતો એટલે જ તેઓ થોડા જ વખતમાં 'સમદૃષ્ટિ વિવેચક' અને 'મધુદર્શી સમન્વયકાર'નું બિરુદ પામી શક્યા હતા. એક વાર અજ્ઞાનને કારણે એક વયોવૃદ્ધ સાક્ષરના સન્માન-સમારમ્ભમાં તેઓ 'મૂર્ધન્ય'ને બદલે 'જઘન્ય' શબ્દ વાપરી બેઠેલા. સવિતા નામની એક સુંદર સ્ત્રીના નામનો આદ્યાક્ષર 'સ' અને પછી 'રસવતી' ઉમેરી 'સરસ્વતી' કરતા. એવી સ વત્તા રસવતીની ઉપાસનાને કારણે તેઓ સારસ્વત કહેવાવા લાગ્યા. ન્યાતમાં જમવા જતા ત્યારે યજમાનના કાનમાં પોતાના પ્રિય સગાને ત્યાં ઢાંકયું મોકલવાની સૂચના કરતા. યજમાન એમની સૂચના મુજબ ઢાંકયું મોકલતો આમ તેઓ એકલપેટા નહોતા. અન્યોનાં પેટનો પણ ખ્યાલ કરતા. ધીમે ધીમે એ

વૃત્તિ સ્થૂળ ભૂમિકાએથી ઉપર ઊઠી સૂક્ષ્મ ભૂમિકાએ પહોંચી એટલે સરકાર યા અન્ય નિમણૂક કરનારી સંસ્થાઓના કાનમાં તેઓ ફૂંક મારતા થયા પરિણામે એમણે ફૂંકેલા મંત્રના બળે કરીને કોઈને હોદ્દો મળતો, કોઈને ઈનામ મળતું. હોદ્દો કે ઈનામ ન મળે તેમ હોય ત્યારે માત્ર ઈલકાબ અપાવીને તેઓ ધન્ય થતા.

આમ તો તેઓ શેક્સપિયર જેટલું જ માન સામે બારણે રહેતા લલ્લુને પણ આપતા કેમ કે લલ્લુ પાસે કાર હતી અને સવિતા જેવી નાર હતી. તેથી નાર/કારના ધોરણે જ લલ્લુ પણ 'કવિ' થઈ ગયો. આ તેમનો 'જીવનલક્ષી' 'આગવો અભિનિવેશ' હતો. 'જીવનમાં' 'ઉપયોગી' થાય તેનું જ મૂલ્ય તેઓ ઊંચું આંકતા. તેથી તેમને શાકભાજી મફત આપનાર, મંવ મફત આપનાર, આ મફત આપનાર, તે મફત આપનાર, બધાં ટૂંકમાં 'સાહિત્યકાર' થઈ ગયા. કામૂ / કાફ્કા પાસેથી કંઈ જીવન-ઉપયોગી મળી શકે એમ નહોતું એટલે તેઓ 'આપણને ખપમાં આવે તેમ નથી' એમ તેમણે પ્રમાણિકપણે જાહેરમાં જાહેર કર્યું ત્યારે અબૂઝ અભ્યાસીઓએ વળતો આક્ષેપ કર્યો કે 'કામૂ-કાફ્કા વિશે એમણે એક પણ અભ્યાસ આપ્યો નથી, તો આવું તેઓ કયા આધારે કહી શકે ?' પણ એ મૂર્ખોને ખબર નહોતી કે શ્રીયુત્ વ્યવહારુને કામૂ-કાફ્કા કશો આધાર નહોતા આપતા પછી તેમનું ઉક્ત વિધાન 'નિરાધાર' જ હોયને !

આમ છતાં શ્રીયુત્ વ્યવહારુએ હવે સાંપ્રત વિવેચનમાં પશ્ચિમી વિવેચકોના સિદ્ધાંત-ધોરણોને વારંવાર વપરાતાં જોયાં એટલે, હરીફાઈમાં ટકી રહેવા જેમ જૂની દુકાનનો વેપારી નવું નવું ફર્નિચર વસાવે તેમ તેઓ પણ નવાં નવાં નામો પોતાના વિવેચનમાં લઈ આવતાં. પશ્ચિમી વિવેચકનું પૂરેપૂરું નામ ન જાણે તો પોતાની વ્યવહારુ દૃષ્ટિનો ઉપયોગ કરી ઈનિશ્યલથી ચલાવી લેતા. ઈનિશ્યલ પણ તેમણે માત્ર 'સાંભળેલી' જ રહેતી, વાંચેલી નહીં. કોઈને શંકા ન જાય એટલા માટે તેઓ અવારનવાર અંગ્રેજી પુસ્તકો બગલમાં મારીને નીકળતા અને મોકો

મળતાં, એકના એક વિવેચકનું ખાસ કાળજીથી ગોખેલું વાક્ય દર વખતે વાપરીને પ્રભાવ પાથરવા પ્રયત્ન કરતા. તેથી એક વખત એમના શ્રોતા બની ચૂકેલા ભાવકને બીજીવાર એમને સાંભળવાની મહેનત કરવી પડતી નહીં. વળી શ્રીયુત્ વિવેચક પણ આજ કારણે દરેક પ્રવચનમાં તદ્દન નવો. બ્રાન્ડ ન્યૂ શ્રોતાગણ જ પસંદ કરતા. પરિણામે તેમનું અજ્ઞાન અથવા લિમિટેડ જ્ઞાન ઢંકાઈ રહેતું ને 'બહુશ્રુત'ની છાપ પડતી તે તો નફામાં !

તેઓ જૂની પેઢીના હોવા છતાં 'નવીનોના માર્ગદર્શક' અને 'બે પેઢી વચ્ચેના સેતુ' તરીકે ધીમે ધીમે પંકાવા લાગ્યા. ધંધો જામતો જોઈને તેઓ નમ્રતા દાખવતા. વૃદ્ધાવસ્થામાં પણ તેમનો સાહિત્ય અને ખાસ તો સાહિત્યેતર રસ 'જીવન્ત' રહેતો જોઈ સાહિત્યના (ફોરેલા) ઈતિહાસકારો તેમને 'સીમાચિહ્ન' તરીકે બિરદાવતા. તેમનાં માર્ગદર્શન નીચે અનેકો પ્રેરણાનાં પીયૂષ પીતાં હતાં. કોઈ પણ કૃતિ 'કેવી' છે તેના પરથી તે વિશે અભિપ્રાય બાંધવો તેને તેઓ 'અશિષ્ટતા' લેખતા. કોઈ પણ કૃતિ 'કોની છે' તેના પરથી જ તેઓ પોતાનો અભિપ્રાય આપતા. એક વાર તેથી જ તેમણે પોતાના લલ્લુને શેક્સપિયર કરતાં પણ ચડિયાતો ઠરાવી દીધેલો. આથી લલ્લુને રાજ્ય સરકારે ઈનામો આપીને પુરસ્કૃત પણ કરેલો. (પાછળથી એમ સંભળાયું હતું કે એ ઈનામ શ્રીયુત્ વ્યવહારુની સમિતિએ જ નક્કી કર્યું હતું. પણ આ 'અફવા' ને તો શ્રીયુત્ વ્યવહારુના ટેકેદારોએ 'અમંગલ' કહી નકારી કાઢી હતી)

ગાંધીયુગની 'મંગલ' ભાવનાની અસર એમના પર પ્રબળ હતી. જેની કૃતિમાં મંગલ તત્ત્વનો અણસારો જોતાં જ તેઓ તે સર્જકને 'માનવજાતિનો પથપ્રદર્શક' કહી બહુમાન આપતા. એકવાર તો એક પંચાંગને પણ તેમાં 'મંગલ' ગ્રહનો ઉલ્લેખ જોઈ 'માનવકલ્યાણનું રાહબર' કહી દીધેલું. પણ એની ખાસ્સી ટીકા થઈ ત્યારે 'મંગલ' તેમને નડયો હોવાનું તેમણે અનુભવ્યું.

ગમે તેમ પણ મંગલપૂજા તેમને છેવટે તો ફળી જ. માંગલ્યમૂલક કૃતિઓ તેમને ત્યાં ધોધમાર વહેવા લાગી. આ બધા નાનામોટા, લૂલાલંગડા, તોતડામૂગા સર્જકો શ્રીયુત્ વહેવારુની કૃપાથી પ્રતિષ્ઠાની બસમાં બેસી ગયા.

વૃદ્ધાવસ્થાને લીધે શ્રીયુત્ વહેવારુથી હવે બધે પહોંચી વળાય એમ નહોતું એટલે તેમણે અઠવાડિક ભવિષ્ય લખનાર જ્યોતિષીની જેમ તૈયાર વિશેષણોનાં ચોસલાં નવરાશના સમયે બનાવી કાઢયાં. આ ભવ્ય પ્રેરણા તેમને સામે આવેલી કરિયાણાની દુકાનના દુકાનદાર પાસેથી મળેલી. તે દુકાનદાર નવરાશની પળોમાં બેઠો બેઠો ખાણ્ડ–ચાના નવટાંક-પાશેરનાં પડીકાં બાંધ્યા કરતો. એ પ્રમાણે શ્રીયુત્ વ્યવહારુએ પણ 'સંતર્પક', 'રોચક', 'આસ્વાદ્ય', 'મનહર', 'મનભર', 'તીખી', 'મોળી' ('લીંબુ મરીની' એવું પણ બનાવેલું પણ એમાં પોંકની સાથે ખાવાની સેવના અધ્યાસ જોડાયેલા હોઈ રદ કર્યું.) 'ઠણ્ડી', 'કાતિલ', 'ઉગ્ર', 'પીઢ', 'પ્રૌઢ', 'ઠરેલ', 'ઠાવકી', 'સરળ', 'અલંકારપ્રચુર', 'મધુર', 'સુંદર', 'કમનીય', 'ઉત્તેજક', 'અલ્લડ', 'તરંગી', 'વિશિષ્ટ', 'આહ્‌લાદક' વગેરે વિશેષણો બનાવી રાખ્યાં હતાં. કૃતિને યોગ્ય ન્યાય આપવા તેઓ ઉપરોક્ત વિશેષણોનો માફકસર માત્રામાં ઉપયોગ કરતા. તેઓ નવીન લેખકોને માટે 'આશાસ્પદ'નો, જૂનાને માટે 'પીઢ' અને 'કમનીય'નો ઉપયોગ કરતા. ઓળખીતાઓની કૃતિ માટે 'મધુર' અને 'સરળ'નો, બહુ પંકાયેલી હોય તેને માટે 'વિશિષ્ટ'નો, તદ્દન કચરો હોય તેને માટે પણ 'રોચક' કે 'સંતર્પક'નો ઉપયોગ કર્યા વિના રહેતા નહીં. 'સંતર્પક' શબ્દ એમને માટે પણ સંતર્પક જ રહેતો. એમણે તો તખલ્લુસ જ શ્રીયુત્ સંતર્પક રાખવા વિચારેલું પણ....

વચ્ચે એકવાર તો તેમને એક જરા જેટલું અડધું ભજિયું ખાવાથી પણ ઊલટી થયેલી પણ તે દશ્યની 'કુત્સિતતા'ને ઢાંકી દેવા માટે તેમના અંતેવાસી (આમ તો પહેલેથી જ 'વાસી') ઓએ 'અસ્વસ્થ પ્રકૃતિ' જેવું નામ આપ્યું હતું. તે જ વખતે એક કૃતિ તેમની કૃપાયાચના માટે

આવી. તેઓ માંદગીના ખાટલે હોવાથી તેમણે નોકરને હાક મારી. નોકર ગમન આવ્યો. 'આ પુસ્તકનું વજન કર' ચોપડી પાકા પૂંઠાની અને બે ભાગની હતી એટલે વજન ખાસ્સું એવું થયું 'અઢી કિલો', ગમને કહ્યું.

"પેલા ખાનામાંથી 'સંતર્પક'નું લેબલ કાઢ અને ચોંટાડ.' પછી તેમણે પૂછ્યું : 'લેખક નવો કે જૂનો ?'

'નવો'

"તો, ઉપલા પાટિયા પરથી 'આશાસ્પદ'ની કાપલી કાઢ." ગમને તે કાઢી ને ચોંટાડી.

એટલે બેઠેલો લેખક ખુશ થતો ઘેર ગયો અને શ્રીયુત્ વ્યવહારુ ખાઈબદેલા અજગરની જેમ નિરાંતે ઊંઘી ગયા. □

---

# ક્ષિતિજ

સપ્ટેમ્બર
૧૯૮૫



વિવેચન

ડૉ. સુરેશ જોષી

નિબંધ

રતિલાલ 'અનિલ'

ડૉ. મણિલાલ પટેલ

નવલિકા

નિર્મલ વર્મા

હાઈનરીખ બ્યોલ

( વિજય શાસ્ત્રી )

# કંકાવટી

સપ્ટેમ્બર ૧૯૮૫

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૭ : અંક ૩૧૬ : મૂલ્ય : બે રૂપિયા**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૦, બે વર્ષના રૂ. ૩૮, વિદેશ : શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), ૭ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ થાય તે યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ તે જ માસમાં થાય તો ફરી અંક મોકલવાનું શકય બનશે.




તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : ધવલ આર્ટ પ્રિન્ટર્સ, વાડીફળિયા, સૂરત-૩૯૫ ૦૦૩

## બ્રેયટન બ્રાય્ત / ડૉ. સુરેશ જોષી

દક્ષિણ આફ્રિકાનો કવિ બ્રેટટન, બ્રેયટન બ્રાય્ત એની એક કવિતામાં ઈશ્વરને પ્રાર્થના કરતાં કહે છે:

'પ્રભુ, દુ:ખની કશી જરૂર નથી. અમે એના વિના સારી રીતે જીવી શકીશું. ફૂલને કંઈ દાંત હોતા નથી. અમે મરણથી જ કૃતાર્થ થઈએ તે સાચું, પણ અમારી કાયા કોબીચના દડા જેવી તાજી રહે એવું કરજે. માછલીની રતાશ પડતી કાયા જેવા અમને સુદૃઢ બનાવજે. પતંગિયા જેવી ચંચળ આંખોથી અમે એકબીજાને મંત્રમુગ્ધ કરીએ તો સારું. અમારા સુખને, મગજને તું માફ કરજે. અમે નિયમિત સાંજની મધુરી હવાનું પ્રાશન કરતા રહીએ, સમુદ્રના શાંત જળમાં તરતા રહીએ, સાયકલ પર બેસી વિહાર કરીએ. પછી ધીરેધીરે જૂના વહાણની જેમ કે વૃક્ષની જેમ સડતા જઈશું, પણ પ્રભુ, તું દુ:ખને મારાથી દૂર રાખજે. બીજાઓ છોને દુ:ખી રહેતા, બીજાઓ ભલેને કેદમાં સબડતા, બીજાઓ

'મારો દેશ વિષ અને પ્રદુષણથી કલુષિત સ્વર્ગ જેવો છે.' રંગભેદની નીતિની વિરૂધ્ધમાં ચાલતા આંદોલનમાં એણે ભાગ લેવા માંડયો. યુરોપનાં દેવળોમાંથી એણે આ આંદોલન માટે પૈસા ઉઘરાવ્યા. કાળા નેતા સ્ટેય બીકો સાથે કામ કરવા માંડયું. રંગભેદ વગરના એક વિકલ્પરૂપ સમાજની રચના એનું લક્ષ્ય હતું. પંચોતેરમાં એણે ફ્રેન્ચ પાસપોર્ટ મેળવીને બીજે નામે દક્ષિણ આફ્રિકામાં પ્રવેશ કર્યો, અને એ જોહાનીસબર્ગ પહોંચ્યો. કોઈ ફૂટેલા જાણભેદુએ ચાડી ખાઇને એને પકડાવી દીધો. આતંકવાદી ગણીને દેશના હિતને જોખમમાં મૂકવાના આરોપસર એને નવ વર્ષની સજા કરવામાં આવી. એને એકાંત કોટડીમાં પૂરવામાં આવ્યો. એ કોટડી છ બાય નવ ફૂટની હતી, અને એ બાવીસ ફૂટ ઊંડી હતી. આથી કૂવામાં પુરાઇને રહેવા જેવું લાગતું. એની ઉપર થઇને દેખરેખ રાખનારા ચોકીદારો ચાલતા. એને કદી મારઝુડ કરવામાં આવી નહોતી, પણ અપ-શબ્દોની વર્ષા તો થયા જ કરતી. ખાવામાં ભરડું આપવામાં આવતું, પણ એ એટલું લુખ્ખું કે ટૂથપેસ્ટ ભેળવીને ખાવું પડતું. ખોરાક પણ જાતિભેદની નીતિને અનુસરીને આપવામાં આવતો. દેહાંત દંડની સજા પામેલો ગોરો છેલ્લે દિવસે આખી મરઘીનું ભોજન પામે, પણ કાળાને તો અડધી જ મળે! બ્રેયટન બાખ્તે કહે છે કે દર અઠવાડિયે સરેરાશ સાત માણસોને ફાંસી આપવામાં આવતી. ફાંસીને માચડે એ લોકો ગાતા ગાતા જતા. સાથે, પગથી તાલ પણ આપતા જતા. કેટલીકવાર એ ગાનારાઓમાં નાની વયના કોઈકનો ભયનો સહેજ ધ્રુજતો અવાજ પણ સંભળાતો. એક જણના જીવનનો અંત આવી જતો, પણ બીજાઓનું ગાવાનું ચાલુ જ રહેતું.

બ્રેયટબ્રાનતની બાજુમાં એક ગ્રીક દિમિત્રી ત્સાફેનદાસ રહેતો હતો. એણે વડાપ્રધાન હેન્ડ્રિક વેરવુડને છરો હુલાવી દીધો હતો. એ અઠવાડિયામાં એક વાર ગાતો, પછી મૂગો થઈ જતો. કવિની માનો પત્ર આવે એમાં નક્કી કર્યા કરતાં વધારે શબ્દો હોય તો એટલો ભાગ ફાડી નાખવામાં આવતો, ને કાગળ વાંચવા નહિ દેતા. મા મરી ગઇ

ત્યારે રડવા પૂરતું એકાન્ત પણ આપવામાં આવ્યું નહોતું. ચોકીદારો માના મરણની પ્રતિક્રિયા શી થાય છે તે જોવા એની આજુબાજુ ઊભા રહી ગયા હતા. એના હાથપગમાં બેડી જકડીને એને હજાર માઈલ ચલાવ્યો હતો. ફ્રાન્સના અને જગતભરના લેખકોએ કરેલી અપીલને કારણે એને છોડી મૂકવામાં આવ્યો. પક્ષાઘાતથી મૂંગો થઈ ગયેલો બાપ એને પાછો આવેલો જોઈને એકાએક બોલી ઊઠ્યો : 'અદ્ભુત !' 

તા. ૨૧–૮–૮૫

## મનમાં આવ્યું / રતિલાલ 'અનિલ'

ઝાકળ જેવાં વસ્ત્ર પહેરી અલસ સૂતેલી ચિત્રમાંની પેલી ગોરીની આકૃતિ જેવું, વર્ષાના દિવસનું સૂર્યના પ્રકાશને ગેરતું વાદળું, શિયાળુ ગલૂડિયાના માંસલ જેવું પોચું પોચું હશે, પણ આ હાથ ત્યાં સુધી પહોંચી શકે એમ નથી...શિયાળો આવશે અને ઘર પાછળના વાડાના પેલે ખૂણેથી કૂ...કૂઉ...કૂ...એવો સાદ આવશે ત્યારે ય આ હાથ ત્યાં સુધી કયાં પહોંચી શકવાના હતા! શેરીનાં બાળકો ઘરમાંથી ગુણપાટના કટકા તફડાવી જઈને એમને પોઢવાની ગાદી બનાવી એના પર ગલૂડિયાંને સુવડાવશે. શંકાશીલ કૂતરી કોણ જાણે કયા વિશ્વાસે એમને સજાગ નજરે જોઈ રહેશે, કોઈ કોઈ છોકરા ઉત્સાહમાં ઉધમાતિયા થઈને ગલૂડિયાંને કષ્ટ પહોંચાડશે તો એ ધીમેથી ઘૂરકશે અને એ ઘૂરકાટનો કમ્પ મારા સુધી પહોંચશે, પણ પેલાં બાળકો અજબ જેવા વિશ્વાસે પ્રેરેલી ટાઢાશથી કૂતરીના ઘૂરકાટને ગણકાર્યા વિના એમનો ઉદ્યમ ચાલુ જ રાખશે. ચાલીને અલગ થઈ જતાં ગલૂડિયાંને ઊંચકી ઊંચકીને ગુણપાટ પર સૂવડાવ્યા કરશે. છતાં બધાં નહીં માને તો કૂતરીને આડી પાડીને એક પછી એક દરેક ગલૂડિયાંને માના થાને બઝાડશે. કૂતરીનું મન સાચવવા કે એ ગલૂડિયાંની પાસે જ રહે એ માટે બાળકો ઘરેથી રોટલી/રોટલાના કટકા પણ લઈ આવશે. શરૂના

એક–બે દિવસ તો મા દીકરાને થોડું થોડું દૂધ પણ લઈ જવા દેશે બચ્ચા સાથે રમતા અને રમતમાં બચ્ચાને હેરાન પણ કરતાં બાળકોને કૂતરી સજાગપણે પરન્તુ આંતરિક વિશ્વાસથી જોઈ રહેશે.

ગલૂડિયાં સહેજ મોટાં થાય, મા પણ એમને રેઢાં મૂકી આમતેમ ભટકવા માંડે ત્યારે બચ્ચાં પણ રખડવા નીકળી પડે મોટાભાગે એમની સાથે જ રહેતાં બાળકોનો સાથ પણ ઓછો થાય. હા, આ મારું ને પેલું કાબરચીતરું પેલાનું એવી વહેંચણી કરી દીધી હોય તેઓ નિશાળે ન જવાનું હોય ત્યારે પોતાના ગલૂડિયાને લઈને પોતાની અવર્ણનીય સંપત્તિનું પ્રદર્શન કરવા ફરે–મા બાપની નજરે ન પડે તેમ પોતાના ગોઠિયાઓને પોતાની અતુલ્ય સંપત્તિ બતાવવાનો પોરસ એમને હોય. દિવસે દિવસે ગલૂડિયાં પાતળાં પડતાં જાય, આંગળાં ખૂંપે એવી માંસલ કાયા સહેજ બરડ થઈ જાય...હિમાળુ રાત આવે અને ટાઢે થથરતા ગલૂડિયાં આખી રાત કચવાટ કર્યા કરે, મા પાસે એટલા નજીક જવા મથે જાણે પાછાં મામાં સમાઈ જવા ન માંગતાં હોય...એમનું રૂદન આખી રાત સંભળાયા કરે, થાય કે શરીરે ઓઢેલો ધાબળો એમના પર નાખી આવું, પણ આ હાથ એમનાથી હતા એટલા જ છેટા રહે છે. 'ગલૂડિયાં' એ કંઈ ઉપનિષદ્‌ના કોઈ મંત્રનો શબ્દ નથી, છતાં એ મને ઘણો ગમે છે. શિયાળો વીતે તે પહેલાં તો કોઈ ગલૂડિયું કોઈ વાહન નીચે કચડાઈ મર્યું હોય, કોઈ ભૂખથી. એ દિવસોમાં કૂતરી બહાવરી બહાવરી ફર્યા કરે છે કોઈ એની પાસે જવાની હિંમત કરતું નથી...

વડોદરે એક ભગતની લિંપીગૂંપી મઢૂલીમાં બેઠા હતા. ભગત અગમનિગમની વાત કરતા હતા ત્યારે બહારની પરસાળના ખૂણેથી એક સફેદ સસલું ઊંચા કાન અને વિસ્ફારિત ગભરૂ આંખે જોતું બહાર આવ્યું, અટક્યું. કંઈક તોલ કર્યો અને ઝટ દઈને વળી ખૂણે સરકીને અદૃશ્ય થઈ ગયું....મારી જેમ જ વિવેચકની નહીં પણ ઊર્મિલ કવિની નજરે સસલાને જોઈ રહેલા શ્રી સુરેશ જોષી સાથે આખ મળી અને અમે બંને રૂપાળું હસી પડયા. અમે એ અગાઉ અને તે પછી એવું

એક સાથે હસ્યા નથી. ગલૂડિયાં અને સસલાને સ્પર્શવા માટે આંગળાંનાં ટેરવાં તલસે છે...પણ એ આંગળાં કેટલા બધા સ્પર્શથી પર, અસ્પૃશ્ય રહી ગયા છે. એમને કોઈ બંધ દ્વાર પર ટકોરા મારવાની કશી સ્પૃહા નથી. સૂર્યનાં કિરણ જેને ન ખોલી શકે એને આ આંગળાં શી રીતે ખોલી શકવાના હતા. ધર્મશાળાના મહેમાને તો બધાં જ દ્વાર ખુલ્લાં છે એવો વિશ્વાસ રાખવાનો! મારા આંગળાની બરડતા તો પેલું ગલૂડિયું યે પારખી જાય અને વિસ્મિત સસલાં પણ વિશ્વાસ ન કરે. કોઈ જરઠ હાથના બરડ આંગળાંએ જ સસલાની વિસ્મિત આંખોમાં ભય આંજી દીધો હશે! બાળકો નજીક જાય છે ત્યારે સસલાં છુપાવા પ્રયત્ન કરે છે, પણ બાળક એમને પકડી પાડે છે ત્યારે એમની આંખ સિવાય શરીરનાં બીજાં અંગો કશી હિલચાલ કરતાં નથી. બાળકથી છુપાય છે અને વળી બાળકને વિસ્મિત નજરે જોવા બહાર આવી ફરી છુપાય છે.

શિયાળુ મોતથી બચી ગયેલું કિશોર વયે પહોંચવા દોડતું કૂતરીનું બચ્ચું નિશાળે જતાં પોતાના પ્રિય ભેરુની પાછળ દોડે છે, ભેરૂ પણ એને ઉપાડીને શેરીના છેડા સુધી લઈ જાય છે, પછી એને જમીને મૂકી પાછું વાળે છે, પાછું વળે પછી જ પોતે આગળ વધે છે, પેલું પાછળ તો નથી આવતું ને, એવી સાવચેતીની નજર પણ નાખે છે.



રામને સેતુ બાંધવામાં મદદ કરવા ગયેલી ખિસકોલી પાછી ફરીને નજીકના આંબા પરથી અગાસીમાં કૂદકો મારી આમતેમ વીજળીવેગી પૂછડી ઉલાળતી આમતેમ ફરવા ને કૂદવા લાગી. બારણે આવીને થંભી. આમતેમ નજર ફેરવી. હું ત્યાં નહોતો એટલે જ એ અંદર આવી. રસોઈ કરતી ગૃહિણીની આસપાસ જમીન પર ભાતના દાણા વેરાયેલા તે ચપચપ ચણવા લાગી. બારીએ બેસી પોતાની લાલ મણકા જેવી આંખે ઓરડે જોયા કરતા કબૂતરને પણ કંઈક વિશ્વાસ બેઠો. એને

થયું કે વિશ્વાસની ભુમિ પર તો ઊતરી શકાય, એટલે એ પણ નીચે ઊતરી આવી ગોળ ગોળ ફરતું ચણવા લાગ્યું. એમને જોતાં મને થયું કે આટલા દૂરથી હું એમની લીલા જોઉં તે ઠીક નથી. મને લોભ થયો, ઓછી દૂરતાથી જોવા ગયો, પણ એ દુઃસાહસ ભારે પડયું, ખિસકોલી ઊભી પૂછડીએ ભાગી ગઈ અને ઊડેલા કબૂતરની પાંખોના ફફડાટે ઓરડાની નીરવતાને વિખેરી નાખી. માણસ એવો અવિશ્વાસુ બની ગયો છે કે એ વિસ્મયથી જોવા જાય છે તો ય ગભરુ જીવોને એમાં ભય જ દેખાય છે!



એન્ટન ચેખોવની વર્ષો પર વાંચેલી એક નવલિકા સાંભરે છે. સવારે પથારીમાં જાગતા પડેલા બે બાળકોને ઊઠી જવા માટે મા વારમ્વાર રસોડેથી હાક મારે છે, પણ એ ટબૂરાયેલાઓ પથારીમાં સળવળતાં ય નથી. એવામાં મા નોકરડીને ફરિયાદ કરે છે કે મૂઈ બિલાડીએ, બાળવાના કોલસા ભર્યા છે એ પીપમાં બચ્ચાં જણ્યાં છે, એ નવી ઉપાધિનું કંઈક કરવું પડશે. ત્યાં તો એ શબ્દો કાને પડતાં જ બંને બાળકો ઓઢણું ફંગોળીને અદ્‌ભુત અનુભૂત થઈ હોય એમ, પથારીમાં બેઠાં થઈ જાય છે અને એકબીજાની સામે વિસ્મય / આનંદની નજરે જોઈ રહે છે! બસ, અભિનિવેશી ઉદ્યમી પ્રસન્નતાનાં વહાલાં પાત્રો મળી જાય છે! તો બીજી બાજુ મધ્યમ ભદ્ર વર્ગની માનો અજંપો વધતો જાય છે. બચોળિયાંને કારણે બિલાડી યે ખસતી નથી અને વારવા છતાં બાળકો યે ત્યાં જ રમણભ્રમણ કર્યા કરે છે. ભદ્ર શાંત રીતભાતમાં માનતી માનો બબડાટ અને ચિંતા વધતાં જાય છે. એમની ઓળખાણમાં એક ઝબરા કૂતરાનો ઝબરો માલિક છે. મા એમને એના શિકારી કૂતરા સાથે ઘેર જમવા નોતરે છે. રશિયન રીતભાત ને વાતશૈલીએ જમણ ચાલે છે. પછી માના ઈશારે અને માલિકના સંકેત પ્રમાણે કૂતરો બિલાડીનાં બચો-ળિયાંની દિશામાં જાય છે; થોડીવારે એ માલિક પાસે, ખાણાના ટેબલ

પાસે પૂછડી પટપટાવતો આવે છે ત્યારે એનાં હાલતાં જડબાંમાં બચોળિયાંના કચડાતાં કૂમળાં હાડકાંનો કચૂડાટ પણ સંભળાય છે... વાર્તા વાંચ્યાને વર્ષો વહી ગયાં...પણ હજી પેલા ઝબરા કૂતરાના જોરથી ભિંસાતાં રાક્ષસી જડબાં દેખાય છે, કૂમળાં હાડકાંનો કચૂડાટ સંભળાય છે અને સ્તબ્ધ થઈ ગયેલાં એ બાળકોના રડમસ ચહેરા...'હાશ' અનુભવતી માતાનો 'સંતોષ' હજી યે સમજાતો નથી, એણે ય તો બચોળિયાંને જન્મ આપ્યો હતો...એ સ્ત્રી થઈ તો યે મધર થવાનું જાણે ટાળ્યું.... ભદ્ર સમાજનો એ એક ચહેરો હજી ઉકેલાતો નથી...બચોળિયાંનો અંત જોઈને અવાક બની ગયેલાં બાળકોના ચહેરા સામે જોયું હોત તો...? નહીં જોયું હોય? મોઢું વાળી લીધું હશે?

એન્ટન ચેખોવ સાંભરે છે એની માનવીયતાથી કે લેખનકળાથી?



## સાભાર સ્વીકાર

**પીળા તડકાથી અભર સંબંધો** : કાવ્યસંગ્રહ : પ્રવીણ ગઢવી, પ્ર. ભૂમિકા પ્રકાશન ૩, તત્ સત્ સોસાયટી, પોલિટેકનિક, અમદાવાદ–૩૮૦૦૧૫.

**ડાયમેન્સન** : કાવ્ય : ગિરીન જોષી, પ્ર. શ્રેયસ, સાધના સ્ટુડિયો, વૈજનાથ મંદિર પાસે, જામનગર.

## મધ્યાહ્ન / ડૉ. મણિલાલ હ. પટેલ

એકધારો તડકો વરસે છે, અચલ/અસ્થિર. ચારે બાજુ આછાં પીળાં પાણી ચળકે છે. સૃષ્ટિ તડકાના વરસાદને ઝીલતી નત મસ્તકે ઊભી છે. ક્યારેક વંટોળિયાઓ તડકાને હચમચાવી નાખવા મથે છે, પણ વૈદેહીના ધનુષ્ય જેવો એ તો અડગ છે. ગુસ્સે ભરાયેલા પવનો ધૂળથી તડકાનો ચ્હેરો ઝાંખો કરવા ઝાવાં નાખે છે. પણ તડકાપુરુષનું તો રૂંવાડુંય ફરકતું નથી. તડકાના દરિયામાં વૃક્ષો વહાણો જેવાં ઊભાં છે. આ છે મધ્યાહ્નનો સમય! દિવસ અડધે આવીને અટકી ગયો છે. સમય કીડીના દરમાં ઊંઘે છે ને બપોરી પડછાયાઓ થડના આશ્રયે ચાલ્યા ગયા છે. ચેતના ગામને ગોંદરે જ પાળિયો થઈને જડાઈ ગઈ છે. થોર જેવી બપોર આંખને ઉઝરડી નાખે છે...

મધ્યાહ્નનાં તો જેટલા દિવસો એટલાં રૂપો! દરેક ઋતુની બપોર જુદી જ. શિયાળાની બપોર હૂંફાળી. તડકો વૃદ્ધમાંના હાથ જેવો-મીઠો ને કરકરો! ચોમાસાની બપોર સાવ અલસ. સૂર્ય વાદળો ઓથે રહીને વધુ સંતાપતો રહે છે. તડકા વિનાની એ ગરમી સામને ય આકુળવ્યાકુળ કરી મૂકે છે. હરિયાળી સૃષ્ટિ બપોરે હસવાનું ભૂલી જઈને સ્તબ્ધ થઈ જાય છે. વસંત અને શરદની બપોર ગરમી-ઠંડીનાં સંતુલનથી મસૃણ લાગે, એમાં ચેતનાનો સંસ્પર્શ ગાઢો હોય છે. વસંત ફૂલો અને રંગો તથા ગંધથી દિવસને રળિયામણો રાખે છે, તો શરદની સોનાવરણી, પકવ ધાન્યોથી ભરેલી સીમ બપોરે વિદગ્ધા

જેવી ખામોશ ભાસે છે. ક્યારેક આખી ઋતુ કન્યાની કાયા જેવું મ્હેંકે છે. મધ્યાહ્ન ક્યારેક વાદળોમાં, પવન કે ધોધમાર વર્ષામાં ઓગળી જાય છે ખરો, પણ મધ્યાહ્ન બોલતાં આંખ સામે તગતગી ઊઠે છે એ તો ઉનાળાનો મધ્યાહ્ન! વૈશાખ–મેનો તપતો મધ્યાહ્ન!

ઉમાશંકર અને નિરંજને તડકાને/બપોરને વર્ણવ્યાં છે. નિરંજને એના તગતગતા ને ભડકા જેવા રૂપને મૂર્ત કરી આપ્યું છે. તડકો તપે ત્યારે મધ્યાહ્નનું રૂપ પ્રગટે. મધ્યાહ્નને ચખાય પણ પકડાય નહીં! રવીન્દ્રનાથ તડકાનાં બપ્પોરી રૂપો જોવા બારીએ બેસી રહેતા. એક બંગાળી કવિએ બપોરને આકાશમાં દોડતા કૂતરાની ઉપમા આપી છે, વેદોમાં પણ આવું જ વર્ણન મળે છે. ભયાનકતાને પણ એનું આગવું રૂપ અને આકર્ષણ હોય છે. કાકા સાહેબે મધ્યાહ્નને કાવ્યમયતાથી નીરખ્યો/નિરૂપ્યો છે. બાળપણમાં ત્રિભુવન વ્યાસની 'બળબળતા જામ્યા બપ્પોર' કવિતા વાંચેલી. એનાં શબ્દચિત્રો આજે ય મનમાં જડાયેલાં છે. કેમકે ઘરને ઓટલે બેસીને ને સીમમાં રખડતાં જે બપ્પોરો અનુભવી હતી એ જ પેલી કવિતામાંની બપોરો હતી. સરળતા ઘણીવાર સ્પષ્ટ અને પ્રભાવક હોય છે. બપોરનાં એવાં વર્ણનો આજે સ્મૃતિશેષ બપોરોને જગાડવા નિમિત્ત બને છે. પણ તપતી, અલસ, તગતગતી ને તરફડતી બપોરો તો શૈશવ સાથે જાણે કે વહી ગઈ છે. આજે મધ્યાહ્ન છે. પણ એની અનુભૂતિ એટલી તીવ્રતર થતી નથી.

બાળપણમાં માણેલી વૈશાખી બપોરો બરાબરની યાદ રહી ગઈ છે. મહીસાગરમાં બપોરે ન્હાવાનું, સામે કાંઠે તરતાં તરતાં જઈને સક્કરટેટી લઈ આવવાની, ગરમ રેતીમાં ભીને ડિલે આળોટવાનું પછી ફરીથી ન્હાવાનું ને ટેટીને બપોર સાથે ખાતા હોઈએ એમ ખાવાની. પછી ચંપલ વગરના પગે ઘેર જવા નીકળવાનું. રેતી દઝાડે એમાંથી બચવા ઢોરોના પોદળામાં પગ મૂકીને શાતા મેળવવાની. વગડામાં કેરી માટે રખડતા ત્યારે પગમાં ખાખરાનાં પાન બાંધીને ચંપલ બનાવતા, અકળાતા ત્યારે કૂવાનાં શીતળ જળમાં બપોરને ઠારી દેતા.

ગામડાનો મધ્યાહ્‌ન વધુ સુન્દર અને સહ્ય લાગે છે. ખેતરોની લીલાશ અને વૃક્ષોની સઘન છાયા આનંદદાયક હોય છે. ગામ અલસતા ઓઢીને જંપી ગયું હોય, બાળકોની આછી આછી ચહલપહલ ચાલતી હોય, પંખીઓ માળા ઓઢીને જંપી ગયાં હોય ને આંખમાં ઊંઘનું ઘેન પીંછા જેવું ફરકતું હોય...હા આ મધ્યાહ્‌નની લાક્ષણિકતા છે ક્યારેક હોલો–હોલી એકલતાનું ગીત ગાયા કરે છે. ચકલીઓ માળા બાંધવામાંથી નવરી પડતી નથી. રસ્તો ફૂતગની છમે હાંફતો હોય કે ટૂંટિયું વાળીને પડયો હોય...ક્યારેક બરફ ગોળાવાળાની ઘંટડીથી શેરી ચમકી ઊઠે છે, ક્ષણવાર. શહેરની બપોર તો શુષ્ક ને બરડ ઘોઘાટ અને પ્રસ્વેદથી એ ત્રાસજનક લાગે છે. બગીચાઓ પણ પાકેલા ફળ જેવા ફદફદતા હોય, વૃક્ષો અને ફૂલો પણ શીતળતાને ઝંખતાં હોય છે ત્યારે આપણને ક્વચિત્ ખોળિયું છોડીને ચાલી નીકળવાનું મન થાય છે.

પણ મધ્યાહ્‌ને બળબળતા તાપમાં રાતાચટ્ટાક ગુલમોરને જોતાં જ મન પ્રસન્ન થઈ જાય છે. તડકામાં જ પ્રફુલ્લિત થતો ગુલમોર મધ્યાહ્‌નને કાવ્યમાં પલટી નાખે છે. એની બાજુમાં જ પીળો પચરક ગરમાળો ખીલ્યો છે...ફૂલોના હારથી લચેલો એ કોઈ વરરાજા જેવો ઠસ્સાદાર છે. ગુલમ્હોર અને ગરમાળાની જુગલબંધી બપોરને ય બહેકાવીને બહેલાવી મૂકે છે. વેદનામાં હસતાં રહેવાનું શીખવતાં આ વૃક્ષો મધ્યાહ્‌નનો વૈભવ છે. મધુમાલતી ને બોગનવેલ પણ બપોરને સાથ આપે છે, ને શિરીષ તો બપોરનો તડકો પીને સાંજે એનું સુગંધમાં રૂપાંતર કરી આપે છે.

ક્યારેક તપેલી રેતી, તો ક્યારેક ધૂળમા રહી ગયેલાં પગલાં મનને વ્યથિત કરી દે છે. આપણું મન સાદૃશ્યોમાં રાચે છે. નીંભાડાની જેમ બળતો મધ્યાહ્‌ન જાણે કસોટીનો કાળ છે! માનવી એની સામે ટકવા ઝૂઝે છે, ઉકળાટને એ આસ્વાદથી મારી નાખવા મથે છે. દૂર દૂરથી કોયલના ટહૂકા ને મોરની કેકા સંભળાતી હોય, પણ બપોર એકદમ

નરમ પડતી નથી. મધ્યાહ્નનનાં મોજાં સાંજના ચ્હેરાને પણ તપાવીને લાલચોળ કરી મૂકે છે...ત્યારે ગુલમોર જ આંખોનો આધાર બની રહે છે. પ્રેમ અને રૂપનો નીખાર લઈને ઊભેલા ગરમાળાને ગુલમોર વિનાની બપોર મને ગમતી નથી. ઉનાળાનાં એ વૃક્ષો મધ્યાહ્નની મજા છે!

(આકાશવાણીના સૌજન્યથી)

## સાભાર સ્વીકાર

**ગુજરાતી પ્રવાસસાહિત્ય :** મહાનિબંધ : ડૉ. અરૂણા બક્ષી, સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભવિદ્યાનગર, મૂલ્ય ૫૦ રૂપિયા.

**પીળું ગુલાબ અને હું :** દ્વિઅંકી નાટક : લાભશંકર ઠાકર, મૂલ્ય ૨૫ રૂપિયા.

**ધુમ્મસ ઓગળે છે :** એકાંકીસંગ્રહ : રમેશ શાહ, મૂ. ૨૫ રૂપિયા

**જાલકા :** દ્વિઅંકી નાટક : ચિનુ મોદી, મૂલ્ય ૨૫ રૂપિયા.

ત્રણેયના પ્રકાશક : અસાઈત સાહિત્યસભા, 'તત્સત', બ્રાહ્મણ શેરી, ઊંઝા–૩૮૪૧૭૦.

# મારો મોંઘો પગ / હાઇનરીખ બ્યોલ

ગુજ. અનુ. વિજય શાસ્ત્રી

તેઓ હવે મને તક આપી રહ્યા છે. ડિપાર્ટમેન્ટ પર આવી જવાનું જણાવતો પોસ્ટકાર્ડ તેમણે મને લખ્યો અને હું ત્યાં ગયો. તેમણે સારી રીતે મને આવકાર આપ્યો. તેમણે મારો ફાઈલકાર્ડ ખેંચી કાઢયો અને બોલ્યા : 'હંઅ'. મેં પણ સામે કહ્યું : 'હંઅ'.

'કયો પગ ?' અધિકારીએ પૂછયું.

'જમણો.'

'આખો પગ ?'

'આખો પગ.'

'હં' તે આગળ વધ્યો. ફાઈલમાંનાં કાગળિયાં ઝડપભેર ઉથલાવવા લાગ્યો, મને બેસવાની મંજૂરી અપાઈ.

આખરે એ માણસે જોઈતું કાગળ શોધી કાઢયું અને બોલ્યો : 'અમારી પાસે તારે માટે એક સુંદર ભેટ છે. ખરેખર સુંદર. તું કરી શકે એવી નોકરી. રિપબ્લિક સ્કેવરમાં લોકોની અનુકૂળતા સચવાય એવું બૂટપોલિશનું સ્ટેન્ડ. તમે કામ કરશો ?'

'હું બૂટપોલિશ નહીં કરી શકું. લોકો પણ જાણે છે કે આને બૂટ ચમકાવતાં નથી આવડતું.'

'તમે શીખી શકશો' તે બોલ્યો. 'માણસ શીખી તો ગમે તે શકે. એક જર્મન તો ગમે તે કામ કરી શકે. તમને જોઈએ તો નિઃશુલ્ક

તાલીમની વ્યવસ્થા કરી આપીએ.'

'હં અ'...

'તો, તમે આ કામ સ્વીકારો છો ને ?'

'ના' મેં કહ્યું : 'હું નહીં કરી શકું. મારે વધુ પેન્શન જોઈએ.'

'તમારું ખસી ગયું લાગે છે.' એણે મજાકિયા અને પ્રેમાળ કાકુમાં કહ્યું.

મારું ભેજું ઠેકાણે જ છે. મને મારો પગ કોઈ પાછો લાવી આપી શકે એમ નથી. મને હવે સિગારેટ વેચવાનો ધંધો પણ કોઈ કરવા દે એમ નથી. હવે એ લોકો મારા હાથને વધુ ને વધુ મુશ્કેલ બનાવતા જાય છે.'

આ સાંભળી પેલો માણસ ખુરશીને આગળના બે પગે અદ્ધર કરી પાછળની તરફ ઝુલાવતાં ઊંડો શ્વાસ લેતાં બોલ્યો : 'મારા વહાલા મિત્ર' પછી તો એણે ભાષણ જ શરૂ કર્યું : 'તમારો પગ ખૂબ મોંઘો બની રહે એવો છે. તમારી ઉંમર ૨૯ વર્ષની છે. પગ સિવાય બીજી બધી રીતે તમે તદ્દન તન્દુરસ્ત છો. સિત્તોર તો સહેજે પૂરાં કરી શકશો. તમે જાતે જ ગણો. મહિને સિત્તોર માર્કસ, વરસમાં બાર વખત એવા ૪૧ વર્ષનાં ગણો, જાતે જ ગણો. વ્યાજ તો ગણતો નથી. અને તમારા પગને એટલો બધો કીમતી ન ગણો. વધુ તો શું પણ લાંબું જીવવાવાળા કંઈ તમે એકલા જ ન હશો. છતાં તમે વધુ પેન્શનની માગણી કરો છો ? હું દિલગીર છું, પણ ચોક્કસ તમારું ભેજું ઠેકાણે લાગતું નથી.'

'મને લાગે છે, સાહેબ' મેં પણ ખુરશીના આગલા બે પગ અદ્ધર કરી, એમની જેમ જ પાછળ તરફ ઝૂકતાં શરૂ કર્યું, "તમે મારા પગની કિંમત ખૂબ જ ઓછી આંકી રહ્યા છો, મારો પગ તમે ધારો છો એથી અનેકગણો કીમતી છે. અને મારા હૃદય કરતાં મારું ભેજું વધુ સાબૂત છે. હું તમને સમજાવું.'

'હું અહીં કામમાં છું '

'છતાં હું તમને સમજાવીશ જ' મેં કહ્યું, 'તમને સમજાશે કે મારા પગે આજે ઢગલેબંધ પેન્શન કમાતા અનેક માણસોનાં જીવન બચાવ્યાં છે, બનેલું એવું કે મોરચા પર કયાંક હું એકલપણે ફરજ બજાવતો હતો. સામા પક્ષના લોકો આવે તેમને યેનકેન પ્રકારેણ અટકાવી રાખવાનું કામ હું કરતો, જેથી આપણાવાળાને ત્યાંથી સલામત સ્થળે સરકી જવાને પૂરતો સમય મળી રહે. પાછલા ભાગે જે સ્ટાફ હતો તે પેકિંગ કરતો અને જયારે તેઓ તરત ખાલી કરી જવા નહીં માગતા હોય ત્યારે પણ બહુ લાંબું પહોંચે એવી વસ્તુઓ છોડી નહીં જતા. પહેલાં તો અમે બે જ જણ હતા. પણ તે લોકોએ પેલા બીજાને ઠાર કર્યો. અત્યારે તમારે એ (બીજા)ની પાછળ પાઈનું ય ખર્ચ નથી આવતું. એ પરણેલો હતો એ સાચું પણ તેની વહુની તબિયત સારી છે અને મહેનત મજૂરી કરી શકે તેમ છે. તેથી તમારે તેની ચિન્તા કરવાની જરૂર નથી. એ ખરો વેપારી હતો. એણે સૈનિક તરીકે તો માત્ર એકાદ મહિનો જ કામગીરી બજાવી હશે. તેની પછવાડે એક પોસ્ટકાર્ડ અને રેશનની થોડી પાંઉરોટી સિવાય બીજો કશો ખર્ચ થયો નથી. આવો સૈનિક તમને બહુ ગમે. છેવટે મરવાનું આવ્યું ત્યારે મરીયે ગયો. છેલ્લે હું એકલો ત્યાં રહ્યો. ઠણ્ડીમાં જકડાઈ જતો. હું પણ ત્યાંથી ભાગી જ છૂટવાનો હતો અને વાસ્તવમાં હું ભાગી જ જતો હતો ત્યારે....'

"હું ખરેખર બહુ જ કામમાં છું" પેલા માણસે કહ્યું. કહેતાં કહેતાં પેન્સિલ શોધવા તે આમતેમ ફંફોસવા લાગ્યો.

'ના, સાંભળો.' મેં કહ્યું. 'અહીંથી જ ખરી મજા શરૂ થાય છે. હું ભાગી છૂટવાની તૈયારીમાં જ હતો ત્યાં જ આ પગવાળો મામલો બન્યો. અને મારે ત્યાં જ ઢળી જવું પડયું એટલે મેં ગમે તે ભોગે પણ શબ્દ (સંકેત) મોકલવા મથામણ કરી ને છેવટ જતાં મોકલ્યો પણ ખરો. તેઓ બધા જ ભાગી છૂટયા એક પછી એક ઊતરતા ક્રમમાં. પહેલાં ડિવિઝનલ સ્ટાફ, પછી રેજિમેન્ટલ, પછી બટાલિયન એમ એક પછી એક. જોવાની ખૂબી એ છે કે એ લોક એટલા તો ઉતાવળમાં હતા કે મને સાથે

લેવાનું જ ભૂલી ગયા. મારો પગ જો મેં ગુમાવ્યો નહી હોત તો એ બધા જ માર્યા જાત. જનરલ, કર્નલ, મેજર એમ બધા જ અને તમારે નેમનામાંના કોઈનેય પેન્શન આપવાનું રહેતે જ નહીં. હવે તમે જ ગણિત માંડો જરા કે મારો પગ તમને કેટલો મોંઘો પડયો! જનરલ બાવન વર્ષના, કર્નલ અડતાળીસના અને મેજર પચાસના છે. બધા જ સબધા ને તન્દુરસ્ત છે. મગજ ને હૃદય સાબૂત છે. અને જે જાતનું લશ્કરી જીવન એઓ જીવે છે એ જોતાં એંસી સુધી એમને કશો વાંધો આવે એમ નથી– હીંડેનબર્ગની જેમ તમે પોતે જ હવે માંડો ગણિત. એકસો સાંઠ ગુણ્યા બાર ગુણ્યા ત્રીસ. ત્રીસની તો સરાસરી નીકળે. બરાબર? મારો પગ તો ભાઈ ભારે ખર્ચાળ નીવડયો. સૌથી વધુ મોંઘો! હું શું કહું છું તે સમજો છો, જરા?'

'તમારું ભેજું ખરેખર ગેપ જ થઈ ગયું છે.' પેલા માણસે કહ્યું.

'ના, જરાયે નહીં', મેં કહ્યું. 'હું પૂરેપૂરો ભાનમાં જ છું. કમનસીબે મારું હૃદય પણ મારા મગજ જેટલું જ મજબૂત છે. અને હું પણ પગનો મામલો બન્યો તે પૂર્વે બધા ભેગો માર્યો ન ગયો તે મારી કમનસીબી છે. એમ થાત તો તમારા કેટલા બધા પૈસા બચી જાત!'

'તમારે પેલું કામ સ્વીકારવું છે કે નહીં?'

'ના' મેં કહ્યું અને તે સ્થળ છોડી ગયો.

['માય એકસપેન્સિવ લેગ'નો અનુવાદ : અં. અનુ. લેઈલા વેજ્ઞીવિટઝક, ચિલ્ડ્રન આર સિવિલિયન ટુ વાર્તાસંગ્રહમાંથી] □

## એક દિનનો મહેમાન / નિર્મલ વર્મા

એણે પોતાની સૂટકેસ બારણા આગળ મૂકી દીધી. ઘંટડીનું બટન દબાવીને એ રાહ જોવા લાગ્યો. મકાનમાં ચૂપકીદી હતી–કશી જ હિલચાલ નહીં. એક ક્ષણ તો એને ભ્રમ થયો કે ઘરમાં કોઈ જ નથી અને પોતે ખાલી મકાન આગળ ઊભો છે. એણે રૂમાલ કાઢીને પરસેવો લૂછ્યો, પોતાની એરબેગ સૂટકેસ પર મૂકી. ફરી બટન દબાવ્યું અને બારણે કાન માંડીને સાંભળવા લાગ્યો, બારણાની પાછળ દૂર આવેલી બારી પવનથી હીંચતી હતી.

એ પાછળ ખસીને ઉપર જોવા લાગ્યો. એ બે માળનું મકાન હતું–લાઈનમાંનાં બીજાં મકાનો જેવું જ–કાળી છત, અંગ્રેજી 'વી' આકારમાં બંને બાજુએ ઢળેલું. અને વચ્ચે સફેદ પથ્થરની ભીંત, જેના માથે મકાનનો નંબર એક કાળા ચાંદલા જેવો દેખાતો હતો. ઉપરની બારીઓ બંધ અને પરદા પડેલા હતા. અત્યારે ક્યાં જઈ શકાય ?

એ મકાનની પાછળ ગયો–એ જ લોન, ફેન્સ અને ઝાડી હતી, એણે બે વર્ષ પહેલાં જોઈ હતી. વચમાં વિલો–વૃક્ષ પોતાની ડાળખીઓ નમાવી એક કાળા, ઘરડા રીંછની જેમ ઊંઘતું હતું; પણ ગેરેજ ખુલ્લું અને ખાલી પડેલું હતું. એ લોકો ક્યાંક કારમાં ગયાં હશે, એ શક્ય છે કે સવારના બધા સમયે એમણે એની રાહ જોઈ હોય અને હવે કોઈક કામસર બહાર ગયાં હોય. પણ બારણે એને માટે સૂચનાની એક ચિઠ્ઠી તો મૂકી ગયા હોત ?

એ ફરી બારણે પાછળ ફર્યો. ઑગસ્ટનો ચમકતો તડકો એની આંખ પર પડતો હતો, આખા શરીરે પરસેવો ઝરપતો હતો. એ બારણે જ પોતાની સૂટકેસ પર બેસી ગયો. એકાએક એને લાગ્યું કે રસ્તાની પેલી બાજુનાં મકાનોમાંથી કેટલાક ચહેરા ડોકિયાં કરે છે, મને જુએ છે. એણે સાંભળ્યું હતું કે અંગ્રેજો બીજાઓની અંગત ચિંતામાં દખલ નથી કરતા. પણ એ મકાનની બહાર બારણા આગળ બેઠો હતો ત્યાં પ્રાઈવસીનો કશો જ અર્થ નહોતો, એટલે એ લોકો નિઃસંકોચ ખુલ્લી ઉત્સુકતાથી એને નિહાળી રહ્યા હતા. પરન્તુ એમના કુતૂહલનું એક બીજું કારણ પણ હતું, એ નાના, અંગ્રેજી કસ્બાઈ નગરમાં લગભગ બધા જ એકબીજાને ઓળખતા હતા, માત્ર ચહેરેમહોરે જ નહીં, બલકે ઝૂલતા હિન્દુસ્તાની સૂટમાં પોતે ઘણો અદ્‌ભુત પ્રાણી જેવો લાગતો હશે. એના ચૂંથાયેલા લેબાશ તથા ધૂળ–પરસેવાથી લથબથ ચહેરા પરથી કોઈ એવું અનુમાન પણ ન કરી શકે કે આણે હજી ત્રણ દિવસ પહેલાં ફ્રૅન્કફર્ટની કોન્ફરન્સમાં પેપર વાંચ્યા હશે. 'હું એક લૂંટાયેલો એશિયન ઈમીગ્રેન્ટ દેખાતો હોઈશ.' એણે વિચાર્યું અને એ એકદમ ઊભો થઈ ગયો–જાણે ઊભા રહીને રાહ જોવાનું વધારે સરળ ન હોય! આ વખતે એણે સમજ્યા વિના જોરથી બારણું ખખડાવ્યું અને તરત ગભરાઈને પાછળ ખસી ગયો–હાથ અડકતાં જ ખટ કરતું બારણું ખૂલી ગયું. ઉંબરે પગરવ સંભળાયો અને બીજી જ ક્ષણે બારણાના ચોકઠામાં એ સામે ઊભી હતી.

એ દોડતી દાદર ઊતરીને નીચે આવી હતી, અને એને વળગી પડી હતી. 'શું તું અંદર હતી?' એવું પૂછે તે પહેલાં એણે પોતાના ધૂળભર્યા હાથો એના સ્કંધ પર મૂકી દીધા, છોકરીનું માથું નમ્યું અને એણે પોતાના હોઠ એના શિરકેશ પર મૂકી દીધા.

પાડોશીઓએ એક પછી એક પોતાની બારીઓ બંધ કરી દીધી.

છોકરી ધીરેથી એનાથી અલગ થઈ, 'ક્યારથી બહાર ઊભા હતા?'

'છેલ્લાં બે વર્ષથી....'

'વાહ !' છોકરી હસવા લાગી. એને એના પિતાની એવી વાતો નકામી લાગે છે.

'મેં બે વાર ઘંટડી વગાડી હતી છે તમે ક્યાં હતાં ?'

'ઘંટડી બગડી ગયેલી-એટલે મેં બારણું સાવ અડાડી જ મૂક્યું હતું.'

'તમારે મને ફોન પર એ કહેવું જોઈતું હતું...હું અહીં એક કલાકથી ઘરની આગળ પાછળ આંટા મારું છું...'

'હું તમને કહેવાની જ હતી, પણ વચમાં જ લાઈન કટ થઈ ગઈ...તમે બીજા પૈસા કેમ ન નાખ્યા ?'

'મારી પાસે માત્ર દસકો હતો...એ સ્ત્રી સાવ ચૂડેલ હતી...'

'કઈ સ્ત્રી ?' છોકરીએ બેગ ઉપાડી.

'લાઈન કટ કરી નાખી એ જ તો !'

માણસ પોતાની સૂટકેસ ડ્રોઈંગ રૂમની વચ્ચે ઘસડી લાવ્યો. છોકરી ઉત્સુકતાથી બેગમાં જોતી હતી-સિગારેટના પેકેટ, સ્કોચની લાંબી બાટલી, ચોકલેટનાં બંડલ-એ બધી ચીજો એણે ઉતાવળમાં ફ્રેન્કફર્ટની ડ્યુટી-ફ્રી દુકાને ખરીદી હતી, તે બેગમાંથી ડોકિયાં કરતી હતી

'તેં વાળ કપાવી નાખ્યા ?' માણસે પ્રથમવાર શાંતિથી છોકરીનો ચહેરો જોયો

'હા...માત્ર રજાઓ પૂરતા. કેવા લાગે છે ?'

'તું મારી દીકરી ન હોત તો માની લેતે કે કોઈ લફંગો ઘરમાં ઘૂસી આવ્યો છે...'

'ઓહ પપ્પા !' છોકરીએ હસતાં બેગમાંથી ચોકલેટ કાઢી, રેપર ખોલ્યું પછી સામે ધરી.

'સ્વિસ ચોકલેટ–' એણે હવામાં વીંઝતાં કહ્યું.

'મારે માટે એક ગ્લાસ પાણી લાવી શકશે ?'

'થોભો, હું ચા બનાવું છું.'

'ચા પછી...' એ કોટની અંદરનાં લાગ્યો–

નોટબુક, વૅલેટ, પાસપોર્ટ–તમામ ચીજો બહાર આવી ગઈ, છેવટે એને ટેબ્લેટસની ડબ્બી મળી–એ જ એ શોધતો હતો.

છોકરી પાણી ભરેલો ગ્લાસ લઈ આવી. એણે પૂછયું. 'આ કઈ દવા છે ?'

'જર્મન–' એણે કહ્યું–'બહુ અસર કરે છે.' એણે ગળામાં ટીકડી નાખી ગ્લાસ મોઢે માંડયો, પછી સોફા પર બેઠો. એણે કલ્પ્યું હતું તેવું જ બધું હતું. એ જ ઓરડો, કાચ મઢયું બારણું, ખુલ્લા પરદાની વચ્ચે એ જ ચોરસ લીલા રૂમાલ જેવી લૉન, ટી. વી.ના પરદા પર ઊડતાં પક્ષીઓના પડછાયા–એ બહાર ઊડતાં હતાં અને અંદર ઊડતાં હોય એવો ભાસ કરાવતા હતા.

એ કિચનના ઉંબરે આવ્યો. ગેસના ચૂલાની પાછળ લાકડાની પીઠ દેખાઈ. કૉર્ડરોયની કાળી જીન્સ અને સફેદ ખમીશ, જેની વળેલી સ્લીવ્સ હાથની કોણી પર ઝુલતી હતી. એ બહુ હળવી લજામણી જેવી લાગતી હતી.

'મમ્મી ક્યાં છે ?' એણે પૂછયું. કદાચ એનો એટલો ધીમો હતો કે છોકરીએ એ સાંભળ્યો નહીં. પણ એને લાગ્યું કે છોકરીની ગરદન સહેજ ઊંચી થઈ છે.

'મમ્મી ઉપર છે ?' એણે ફરી પૂછયું, પણ છોકરી પહેલાંની જેમ જ નિશ્ચળ ઊભી રહી, ત્યારે એને લાગ્યું કે પહેલી વાર કરેલો પ્રશ્ન પણ એણે સાંભળ્યો હતો.

'શું એ બહાર ગઈ છે ?' એણે પૂછયું.

છોકરીએ સાવ ધીમે, આછું માથું હલાવ્યું. એનો અર્થ ગમે તે થઈ શકે.

'પપ્પા, તમે મને જરા મદદ કરશો ?'

એ તરત કિચનમાં ચાલ્યો ગયો, 'બોલ, શું કામ છે ?'

'તમે ચાની કીટલી લઈને અંદર જાવ, હું હમણાં આવું છું.'

'બસ !' એણે નિરાશાના સાદે કહ્યું.

'વારું, કપરકાબી પણ લઈ જાવ.'

એ બધી ચીજો લઈને ઓરડામાં આવ્યો. એ ફરી કિચનમાં જવા માગતો હતો, પણ છોકરીના ભયથી એ સોફા પર જ બેસી રહ્યો. કિચનમાં કશુંક તળાવાની સોડમ આવતી હતી. છોકરી એને માટે કંઈક બનાવતી હતી–અને એ એને કશી જ મદદ કરતો નહોતો. એકવાર તો થયું કે કિચનમાં જઈને એને ના પાડી આવું, હું કશું ખાવાનો નથી...પણ બીજી જ ક્ષણે ભૂખે એને જકડી લીધો. સવારે એ કશું જ જમ્યો નહોતો. યૂસ્ટન સ્ટેશનના કાફેટેરિયામાં એટલી લાંબી ક્યૂ લાગી હતી કે એ ટિકિટ લઈને સીધો ટ્રેનમાં બેસી ગયો હતો. ડાયનિંગકારમાં કશુંક જમી લઈશ એવું એણે ધારેલું, પણ એ બપોર પહેલાં ખૂલતી નહોતી. સાચું પૂછો તો એણે છેલ્લું ખાણું ગઈ સાંજે ફ્રેન્કફર્ટના એરપોર્ટ પર લીધું હતું, રાત્રે લંડન પહોંચ્યો ત્યારે પોતાની હોટલના બારમાં પીધા કર્યું હતું. ત્રીજા ગ્લાસ પછી એણે ગજવામાંથી નોટબુક કાઢી, નંબર જોયો અને બારના ટેલિફોન બૂથ પર જઈને કોલ કર્યો હતો...પ્રથમ વાર તો ખબર જ ન પડી કે પત્નીનો અવાજ છે કે પુત્રીનો. એની પત્નીએ ફોન ઉપાડયો હશે, કેમ કે થોડીવાર સુધી કાનમાં માત્ર સૂનકાર જ સંભળાતો રહ્યો. પછી એણે સાંભળ્યું કે એ છોકરીને ઉપરથી બોલાવે છે. ત્યારે એણે ઘડિયાળ સામે જોયું; એને એકાએક ખ્યાલ આવ્યો એ ઊંઘતી હશે, એ ફોન મૂકી દેવા માંગતો હતો પણ ત્યાં જ એણે પુત્રીનો સાદ સાંભળ્યો, એ અર્ધી ઊંઘમાં હતી. એને ક્યાં સુધી તો સમજાયું જ નહીં કે પોતે ઈન્ડિયાથી બોલે છે કે ફ્રેન્કફર્ટથી કે લંડનથી...એ એને પોતાની સ્થિતિ જ સમજાવતો હતો ત્યાં તો ત્રણ મિનિટ પૂરી થઈ ગઈ અને એની પાસે એટલું પરચૂરણ નહોતું કે ફરી સિક્કો નાખી ફરી લાઈન જોડે કે લાઈનને કટ થતી અટકાવી શકે. તસલ્લી માત્ર એટલી જ થઈ કે એ ઊંઘ, ગભરાટ અને નશાની વચ્ચે એટલું કહી શક્યો કે કાલે હું ત્યાં આવું છું...કાલે એટલે કે આજે.

એ સારી ક્ષણો હતી. બહાર ઈન્ગ્લેન્ડનો પીળો મુલાયમ તડકો

પડયો હતો અને પોતે ઘરમાં હતો. એની ભીતરમાં ઊન્હી લહર ઊઠવા લાગી હતી. વિમાની મથકની દોડધામ, હોટલોની ધમાલ. ટ્રેન-ટેક્ષીઓનો ખડખડાટ એ બધાંથી પોતે પર થઈ ગયો હતો. એ ઘરમાં હતો, એનું પોતાનું ઘર ભલે એ નથી, તો પણ, એક ઘર...ખુરશીઓ, પરદા. સોફા, ટી. વી. ઘણા સમયથી પોતે એ ચીજોની વચ્ચે રહ્યો હતો અને પ્રત્યેક ચીજનો ઈતિહાસ પોતે જાણતો હતો. દર બે-ત્રણ વર્ષે એ આવતો હતો, વિચારતો હતો-દીકરી કેટલી મોટી થઈ ગઈ હશે, અને પત્ની? એ કેટલી બદલાઈ ગઈ હશે! પરન્તુ એ ચીજો તે દિવસથી એક સ્થળે થંભી થઈ હતી, એણે ઘર છોડયું તે દિવસથી...એ એની સાથે આવતી હતી, એની સાથે પાછી ફરતી હતી...

'પપ્પા, તમે ચા ન કાઢી?' એ કિચનમાંથી બે પ્લેટ લઈ આવી. એકમાં ટોસ્ટ અને માખણ હતાં. બીજીમાં તળેલા સોસેજ.

'હું તારી રાહ જોતો હતો.'

'ચા કાઢો, નહિતર સાવ ઠંડી પડી જશે.'

એ એની સાથે સોફા પર બેસી ગઈ. 'ટી. વી. શરૂ કરું, જોશો?'

'હમણાં નહીં...સાંભળ, મેં મોકલેલા સ્ટેમ્પ તને મળી ગયા હતા?'

'હા પપ્પા, થેંક્સ!' એ ટોસ્ટ પર માખણ લગાડતી હતી.

'પણ, તેં પત્ર પણ ન લખ્યો?'

'મેં એક પત્ર લખ્યો હતો, પણ તમારો ટેલિગ્રામ આવ્યો એટલે મને થયું કે હવે પત્ર મોકલવાનો શો અર્થ?'

'તું ખરેખર ગાગા છે!'

છોકરીએ એની સામે જોયું અને હસવા લાગી. 'ગાગા' એનું બાળપણમાં એને ચીઢવવા માટે પાડવામાં આવેલું નામ હતું. વર્ષો પહેલાં ઘરમાં સાથે રહેતા હતા અને બહુ નાની હતી ત્યારે એણે ભારતનું નામ પણ સાંભળ્યું નહોતું.

છોકરી હસી એટલે એ એની નજીક ઝૂકયો, પછી પૂછયું, 'મમ્મી કયારે આવશે?'

પ્રશ્ન સાવ અણધાર્યો હતો એટલે છોકરી ખોટું બોલી શકી નહીં. 'એ ઉપર પોતાના ઓરડામાં છે.'

'ઉપર? પણ તેં તો કહ્યું હતું કે...?'

કરચ....કરચ...કરચ...એ ચપ્પુથી ટોસ્ટને ખોતરતી હતી, જાણે પ્રશ્નને પણ ખોતરી કાઢવા માગતી હતી. હજીયે એના મોઢે હાસ્ય તો હતું જ, પણ તે બરફમાં જામેલા કીડાની જેમ હોઠ પર ચોંટેલું હતું.

'શું એને ખબર છે કે હું અહીં છું?'

છોકરીએ ટોસ્ટ પર માખણ લગાડયું, પછી જેલી, અને એની સામે પ્લેટ મૂકી દીધી.

'હા, એ જાણે છે.' એણે કહ્યું.

'શું એ નીચે આવીને આપણી સાથે ચા નહીં પીએ?'

છોકરી બીજી પ્લેટ પર સોસ લગાડવા લાગી, પછી એને કંઈક યાદ આવ્યું. એ રસોડે ગઈ અને મસ્ટર્ડ કેચ્યુપની બાટલી લઈ આવી.

'હું ઉપર જઈને પૂછી આવું છું.' એણે પુત્રીની સામે જોયું, જાણે એ સંમતિ માગતો હતો. એ કંઈ ન બોલી ત્યારે એ દાદર તરફ આગળ વધ્યો.

'પ્લીઝ પપ્પા!'

એ અટકી ગયો.

'તમે પાછા એની સાથે લડવા માગો છો?' છોકરીએ કંઈક ગુસ્સામાં જોયું.

'લડવા?' એ શરમાઈને હસવા લાગ્યો, 'હું અહીં બે હજાર માઈલ દૂર લડવા આવ્યો છું?'

'તો તમે અહીં મારી પાસે બેસો.' છોકરીનો સાદ ગળગળો થઈ ગયો હતો. એ પોતાની માની સાથે હતી પણ પિતા પ્રત્યે ક્રુર નહોતી. એ એને સમજાવટભરી નજરે જોતી હતી. 'હું તમારી પાસે છું એ શું પૂરતું નથી?'

એ ખાવા લાગ્યો, ટોસ્ટ, સોસેજ, બાફેલાં વટાણા એની ભૂખ

ઊડી ગઈ હતી, પણ છોકરીની નજર એના પર મંડાયેલી હતી. એ જોતી અને કંઈક વિચારતી હતી, વચ્ચે વચ્ચે ટોસ્ટનો કટકો મોંમાં નાખી લેતી, પછી ચા પીવા માંડતી. ફરી એની સામે જોતી, ચૂપચાપ સ્મિત કરતી, જાણે દિલાસો દેતી હોય કે બધું બરાબર છે, તમારી જવાબદારી મારા પર છે, અને હું છું ત્યાં સુધી ગભરાવા જેવું નથી.

ભય નહોતો. ટેબ્લેટની અસર હશે કે પ્રવાસનો થાક-એ થોડો સમય છોકરીની નજરથી દૂર રહેવા માંગતો હતો. 'હું હમણાં આવું છું–' એણે કહ્યું. છોકરીએ સાશંક નજરે એની સામે જોયું, 'બાથરૂમ જવું છે?' એ એની સાથે સાથે બાથરૂમ સુધી ગઈ. એણે બારણું બંધ કર્યું ત્યારે ય એને લાગ્યું કે બારણા પાછળ એ ઊભી છે.

એણે બેઝિનમાં મોઢું નમાવ્યું, નળ ખોલ્યો. એના ચહેરા પર પાણી વહેવા લાગ્યું. એ જાણે ડૂસકાં ભરવા લાગ્યો, અધીંપધીં શબ્દો જાણે એની છાતીમાંથી બહાર આવતા હતા, જાણે ઊલટી થતી હતી, દિલમાંથી સીધી બહાર આવતી હોય એવી–થોડીવાર પહેલાં ગળેલી ટેબ્લેટ પીળા પાવડર રૂપે બેઝિનમાં તરતી હતી. એણે નળ બંધ કર્યો. રૂમાલ કાઢીને મોઢું લૂછ્યું. બાથરૂમની ખીંટી પર સ્ત્રીનાં મેલાં કપડાં ટીંગાયેલાં હતાં. પ્લાસ્ટિકની એક મોટી ડોલમાં અન્ડરવેર અને બ્રેસિયર સાબુના પાણીમાં ડૂબેલા હતા...બારી ખુલ્લી હતી અને બાગનો પાછલો ભાગ તડકામાં ચમકતો હતો. ક્યાંક ક્યાંક બીજા બાગમાં ઘાસ કાપવાનો અવાજ આવતો હતો.

એ જલદી બાથરૂમનું બારણું બંધ કરીને ઓરડામાં આવ્યો. આખા ઘરમાં સૂનકાર હતો. એ રસોડામાં આવ્યો ત્યારે છોકરી દેખાઈ નહીં. ડ્રોઈંગરૂમમાં આવ્યો તો ત્યાં પણ કોઈ નહોતું. એને સંદેહ થયો કે એ માળ પર એની માની સાથે બેઠી હશે. એક અજબ જેવા ભયે એને ઘેરી લીધો. ઘર જેટલું શાંત હતું એટલું જ ભયથી ઘેરાયેલું હોય એવું એને લાગ્યું. એણે પોતાની કોન્ફરન્સ અને નોંધનાં કાગળિયાં અલગ કર્યાં, પછી એની નીચે મૂકેલી દિલ્હીથી લાવેલી ચીજો બહાર

કાઢવા લાગ્યો. છોકરી માટે એમ્પોરિયમમાંથી ખરીદેલો રાજસ્થાની પાયજામો, દિલ્હીના જનપથ પરથી ટિબેટી લામાઓ પાસેથી ખરીદેલા તાંબા પિત્તળનાં ટ્રિંકેટસ, પશ્મીનાની કાશ્મીરી શાલ (છોકરીની માને માટે), એક લાલ ગુજરાતી જરીની સ્લીપર–છોકરી ને એની મા બંને પહેરી શકે એવી, હેન્ડલુમ્સના તકિયાનાં કવર, ભારતીય ટિકિટોનું આલબમ અને મોટું પુસ્તક: 'બનારસ: ધ ઈટર્નલ સિટી.' ફર્શ પર ધીરે ધીરે નાનું ભારત જમા થઈ ગયું. યુરોપ આવતો ત્યારે ત્યારે પોતાની સાથે એ લઈ આવતો.

એકાએક એના હાથ અટકી ગયા. એ થોડીવાર સુધી એ ચીજોને જોતો રહ્યો. એક ગાંડી ઈચ્છા થઈ આવી કે ઓરડામાં બધું આમ જ મૂકીને પોતે ચાલ્યો જાય! કોઈને ખબર પણ નહીં પડે કે પોતે ક્યાં ગયો. છોકરી થોડીક પરેશાન થશે, પણ વરસોથી આમ જ મળતી રહી છે અને વિનાકારણ અલગ થતી રહી છે. 'યૂ આર એ કમિંગ મેન એન્ડ એ ગોઈંગ મેન' એ એને કહ્યા કરતી, પહેલાં વિષાદમાં અને કંઈક હસવામાં...મને ઓરડામાં ન બેઠેલો જોઈને એને ખાસ આઘાત નહીં થાય, એ ઉપર જશે અને માને કહેશે, 'હવે તું નીચે આવી શકે છે એ ગયા.' પછી બંને સાથે નીચે આવશે અને એમને રાહત મળશે કે હવે અમારા સિવાય ઘરમાં બીજું કોઈ નથી.

'પપ્પા!'

એ ચોંક્યો–પકડાઈ ગયો હોય એમ. ખિસિયાણું હસતો છોકરી સામે જોયું–એ ઓરડાના ઉંબરે ઊભી હતી અને ખુલ્લા સૂટકેસને જોતી હતી–જાણે જાદુઈ પેટી, જેમાંથી રંગબેરંગી ચીજો બહાર નીકળી પડી હતી. પણ એની આંખોમાં આનંદ નહોતો. બલકે સહેજ શરમ હતી, જેનો ભેદ પોતે જાણતા હોય એવી કોઈ ટ્રિક મોટેરા કરતા હોય છે એવી. પોતાનો ક્ષોભ છુપાવવા એ વધારે ઉત્સુક થઈ જાય છે.

'આટલી બધી ચીજો?' એ આવીને સામેની ખુરશી પર બેસી ગઈ. 'આ બધું શી રીતે લાવવા દીધું? એવું સાંભળ્યું છે કે કસ્ટમવાળા

આજકાલ બહુ હેરાન કરે છે...'

'ના, આ વખતે એમણે જરાયે હેરાન કર્યો નથી,' એણે ઉત્સાહમાં આવીને કહ્યું, 'કદાચ હું સીધો ફ્રેન્કફર્ટથી આવતો હતો એટલે. એમને માત્ર એક ચીજ પર શક ગયો.' એણે હસતા, છોકરીની સામે જોયું.

'કઈ ચીજ પર!' છોકરીએ આ વખતે ખરેખર ઉત્સુકતાથી કહ્યું.

એણે દાળમુઠનો ડબ્બો મેજ પર ખોલીને મૂક્યો. છોકરીએ અચકાતાં બે ચાર દાણા ઉપાડીને સૂંઘવા લાગી. 'આ શુ છે!' એણે જિજ્ઞાસાથી પૂછ્યું.

'એ લોકો પણ આમ જ સૂંઘતા હતા.' એ હસવા લાગ્યો, 'એમને એવી શંકા હતી કે ક્યાંક એમાં ચરસ ગાંજો તો નહીં હોય!'

'હેં?' છોકરીની આંખો વિસ્ફારિત થઈ ગઈ, 'શું એમાં ખરેખર હેશ મેળવેલી છે?'

'ખાઈને જો!'

છોકરીએ થોડી દાળમુઠ મોઢામાં નાખી અને ચાવવા લાગી, પછી એકદમ સી...સી... કરવા લાગી.

'મરચાં હશે, થૂકી નાખ!' એણે કંઈક ગભરાઈને કહ્યું.

પણ છોકરી ગળી ગઈ, અને ભીની આંખે પિતાને જોવા લાગી.

'તું યે ગાંડી છે, બધું ગળી ગઈ...' એણે તરત એને પાણીનો ગ્લાસ આપ્યો. છોકરી લાવી તો હતી પિતા માટે

'મને ગમે છે.' છોકરી તરત પાણી ગળે ઉતારી ગઈ, અને ખમીશની વળેલી બાંયથી મોઢું લૂછવા લાગી. પછી હસીને કહ્યું, 'આઈ લવ ઇટ.' એ કેટલુંક તો પિતાનું મન સાચવવા માટે કરતી હતી. એને માટે બહુ ઓછો સમય રહેતો હતો એટલે એમની નજીક પહોંચવા એ શોર્ટકટ લેતી હતી–એટલું અંતર કાપવા માટે બીજાં બાળકોને મહિનાઓ લાગતા.

'શું એમણે પણ ચાખી જોયું હતું?' છોકરીએ પૂછ્યું.

'ના, એમનામાં વળી એટલી હિંમત ક્યાં! એમણે માત્ર માની

સૂટકેસ ખોલી, બાગ કાગળો ઊલટાવ્યા. એમણે જાણ્યું કે હું કૉન્ફરન્સમાંથી આવું છું તો એમણે કહ્યું, 'મિસ્ટર, યૂ મે ગો !'

'શું કહ્યું એમણે ?' છોકરી હસતી હતી.

'એમણે કહ્યું, મિસ્ટર, યૂ મે ગો, લાઈક ઈન ઇન્ડિયન કો !' એણે ભેદભરી નજરે છોકરી સામે જોયું, 'એ શું છે ?'

છોકરી હસતી રહી. એ બહુ નાની હતી અને એની સાથે બાગમાં ફરવા જતી હતી ત્યારે એ આ રમત રમતી હતી. એ વૃક્ષની સામે જોઈને પૂછતો, 'ઓ ડિયર, ઈઝ ધેર એનિથિંગ ટુ સી ?' અને છોકરી ચારે તરફ જોઈને કહેતી, 'યેસ ડિયર ધેર ઈઝ એ કો ઓવર ધ ટ્રી.' એ વિસ્મયથી એની સામે જોતો. 'શું છે એ ?' અને વિજયના ઉલ્લાસમાં એ કહેતી, 'પોયમ !'

એ પોયમ ! વધતી ઉમરે વીત્યે જતા બાળપણની છાયા સરકી આવી–બાગની હવા, વૃક્ષ, હાસ્ય. એ પિતાની આંગળી પકડીને સહસા એક એવા સ્થાને આવી પહોંચી, જે ઘણા સમય પહેલાં એ છોડી ચૂકી હતી, એ ક્યારેક રાતે ઊંઘમાં જે જોતી હતી

'હું તારે માટે થોડા ઈન્ડિયન સિક્કા લાવ્યો છું... તને ગઈ વખતે કહ્યું હતું ને ?'

'બતાવો, ક્યાં છે ?' છોકરીએ ઉત્સાહથી કહ્યું.

એણે સલમા સિતારા ભરેલી લાલ કોથળી ઉપાડી–હિપ્પી લોકો પાસપોર્ટ મૂકવા માટે એવી થેલી રાખે છે. છોકરીએ એના હાથમાંથી એ છીનવી લીધી, અને હવામાં ઝુલાવવા લાગી. અંદર રહેલા પાવલી, અડધાના સિક્કા ખખડવા લાગ્યા. પછી એણે થેલી ખોલી અને મેજ પર ઊંધી વાળી દીધી.

'ભારતમાં શું સૌની પાસે આવા જ સિક્કા હોય છે ?'

એ હસવા લાગ્યો, 'તો શું સૌને માટે જુદા જુદા સિક્કા હોય ?' એણે કહ્યું.

'પણ, ગરીબ લોકો ? મેં એક રાતે ટેલિવિઝન પર

એણે એની સામે જોયું. એ હવે જાણે સિક્કાને ભૂલી ગઈ હતી, અને કંઈક ભ્રમમાં ફર્શ પર પડેલી ચીજોને જોવા લાગી. પહેલીવાર એને લાગ્યું, 'મારી સામે બેઠેલી આ છોકરી કોઈ બીજી છે. પિછાનની ફ્રેમ તો એની એ જ છે બે વર્ષ પહેલાંની જ, પણ એ દરમ્યાન છબિ બદલાઈ ગઈ છે. પણ એ બદલાઈ નહોતી, માત્ર ક્યાંક ચાલી ગઈ હતી. પોતાનાં બાળકો સાથે નહીં રહેનારાં મા-બાપો છૂપા મજલા વિશે નથી જાણતાં કે અમારા અભાવે પાયા પર પેલા મજલા ઉપર ને ઉપર ચઢ્યા ગયા હોય છે. છોકરી પોતાના બાળપણના ભોંયતળિયે આવીને જ પિતાને મળી શકતી હતી...પણ કોઈ કોઈ વાર એમને છોડીને એ બીજા ઓરડાઓમાં ચાલી જતી હતી, અને એ વિશે પિતાને કશી જ જાણ નહોતી.

'પપ્પા, હું આ ચીજોને સમેટી લઉં ?'

'કેમ, શી ઉતાવળ છે ?'

'ઉતાવળ તો નથી, પણ મમ્મી આવીને જોશે તો...' એના અવાજમાં આછો ગભરાટ હતો-જાણે હવામાં રહેલા અદૃશ્ય ભયને એ સૂંઘતી હતી.

'આવશે તો શું ?' એણે કંઈક વિસ્મયથી પૂછ્યું.

'પપ્પા, ધીરેથી બોલો !' છોકરીએ ઉપરના ઓરડા તરફ જોયું. ઉપર સન્નાટો હતો. જાણે ઘર એક એવો દેહ હોય, જેનો એક ભાગ સુન્ન નિસ્પંદ પડ્યો હોય, અને બીજામાં બંને બેઠાં હતાં. ત્યારે એને એવો ભ્રમ થયો કે છોકરી કઠપૂતળીનો કોઈ ખેલ કરી રહી છે. ઉપરના દોરથી બંધાયેલી, કોઈ ખેંચે છે અને એ હાલે છે, પણ એ પેલા દોરને તેમ એને ખેંચનારને જોઈ શકતો નહોતો.

એ ઊઠ્યો. છોકરીએ ભયથી કહ્યું, 'તમે ક્યાં જાવ છો ?'

'એ નીચે નહીં આવે ?'

'એ જાણે છે કે તમે અહીં છો.' છોકરીએ કંઈક ખિજાઈને કહ્યું.

'એટલે એ અહીં આવવા માગતી નથી ?'

'ના...' છોકરીએ કહ્યું, 'એટલે એ ગમે ત્યારે અહીં આવી શકે છે.'

કેવા પાગલ છે. આટલી નાની વાત પણ સમજી શકતા નથી. 'તમે બેસો, હું બધી ચીજો સમેટી લઉં છું.'

એ ફર્શ પર ઊભડક બેસી ગઈ, કાળજીથી તમામ ચીજો ઉપાડીને એક ખૂણે મૂકવા લાગી. મખમલની મોજડી, પશ્મીનાની શાલ, ગુજરાતી એમ્પોરિયમના બેડકવર. એની પીઠ પિતાની તરફ હતી, પણ એ એના હાથ જોઈ શકતો હતો, પાતળા અને શ્યામળા, સાવ એની મા જેવા, એવા જ નિ:સંગ અને ટાઢા. એ પોતે આણેલી ચીજોને આત્મીયતાથી પકડતા નહોતા, પણ દૂર ખસેડી દેતા હતા. એ એક એવી છોકરીના હાથ હતા, જે માત્ર માના મર્યાદિત અને સુરક્ષિત સ્નેહને સ્પર્શવાનું શીખ્યા હતા, મર્દના પીડિત અને ઉન્માદને નહીં–જે પિતાના સેકસની કાળી કંદરામાંથી ઉભરાઈને બહાર આવે છે.

એકાએક છોકરીના હાથ અટકી ગયા. એને લાગ્યું કે કોઈ બારણાની ઘંટડી વગાડે છે, પણ પછી એને ફોનનો ખ્યાલ આવ્યો. એની ઘંટડી લગાતાર વાગ્યા કરતી હતી. એ ફોન પાસે ગઈ. રિસીવર ઉપાડયું. એક ક્ષણ તો કશું સંભળાયું નહીં, પછી એ બોલી, 'મમ્મી, તમારો ફોન છે.'

હાથમાં રિસીવર ઉપાડી એ ઊભી રહી. ઉપરનું બારણું ખૂલ્યું, દાદર પર અવાજ થયો. કોઈ નીચે આવતું હતું, પછી માથું છોકરી પર ઝૂકયું, ગૂંથેલો જુડો, અને ફોન વચ્ચે એક ચહેરો ઉપસી આવ્યો.

'કોનો છે ?' સ્ત્રીએ લટકતા જુડાને પાછળ હડસેલતાં છોકરીના હાથમાંથી રિસીવર લેતાં કહ્યું. એ ખુરશી પરથી ઊઠયો...છોકરીએ એની સામે જોયું. 'હલ્લો' સ્ત્રીએ કહ્યું, 'હલ્લો, હલ્લો....' સ્ત્રીનો અવાજ ઊંચે ગયો, ત્યારે એને લાગ્યું કે આ સ્ત્રીનો અવાજ છે, અને એ એની પત્ની હતી. વર્ષો પછી સેંકડો અવાજના ઘોંઘાટમાં પણ એ અવાજને એ પારખી શકતો હતો. ઊંચી પીચ પરથી સહજ કમ્પતો, હમેશાં સખ્ત, આહત, પરેશાન, એના દેહની એક માત્ર ચીજ, જે દેહથી પર એના આત્મા પર લોહીની લકીર ખેંચી જતી હતી...એ જોવો ઊઠયો

હતો એવો જ બેસી ગયો.

છોકરી સ્મિત કરતી હતી.

એ હેંગરના અરીસામાં પિતાનો ચહેરો જોતી હતી. ઉંમરના અરીસામાં સ્ત્રીનો અવાજ લાગે એવો જ એ બેડોળ લાગતો હતો, ઊલટો, વાંકો, પઝલ જેવો રહસ્યમય! એ ત્રણ જણ અજાણ્યે ચારમાં વહેંચાઈ ગયા હતા–છોકરી, એની મા, પોતે અને પોતાની પત્ની...ઘર કુટુમ્બમાં પલટાય છે ત્યારે આપોઆપ વિસ્તરે છે...

'તું જેની સાથે વાત કરશે?' સ્ત્રીએ છોકરીને કહ્યું અને છોકરી જાણે એ જ ક્ષણની રાહ જોતી હતી. એણે તરત માની પાસે જઈને રિસીવર લઈ લીધું, 'હલ્લો જેની, ઈટ ઈઝ મી!'

દાદર પાસે ખૂણે ટેલિફોન હતો. એ બે પગથિયાં ઊતરી. હવે એ એને પૂરેપૂરો જોઈ શકતો હતો.

'બેસો...' એ ખુરશી પરથી ઊભો થયો. એના અવાજમાં વ્યાકુળતા જેવો અનુનય હતો, જાણે અમાં એવો ભય હતો કે મને જોઈને એ વળતા પગલે પાછી ઉપર ન ચાલી જાય.

એ એક ક્ષણ અનિશ્ચયમાં ઊભી રહી. હવે પાછા ફરવું નિરર્થક હતું, પણ આ રીતે એની સામે ઊભા રહેવું પણ યોગ્ય નહોતું. એ સ્ટૂલ ખસેડીને ટી. વી.ની સામે બેસી ગઈ

'ક્યારે આવ્યા?' એનો સાદ એટલો ધીમો હતો કે એને લાગ્યું કે ટેલિફોન પર કોઈ બીજી સ્ત્રી બોલે છે.

'ઘણીવાર થઈ...મને તો ખબર પણ નહીં કે તું ઉપલા માળે છે!'

સ્ત્રી ચૂપચાપ એને જોતી રહી.

એણે ગજવામાંથી રૂમાલ કાઢયો, પરસેવો લૂછયો, હસવાની કોશિશ કરી. 'હું ઘણો સમય બહાર ઊભો રહ્યો, ઘંટડી બગડેલી છે એની મને ખબર નહીં. ગેરેજ ખાલી પડયું હતું, મને થયું કે તમે બંને બહાર હશો....તારી કાર?' એ જાણતો હતો છતાં પૂછયું.

'સર્વિસ માટે ગઈ છે.' સ્ત્રીએ કહ્યું. એ હમેશાં એની નાની

નાની વાતો પ્રત્યે નફરત કરતી આવી હતી. પણ એને માટે તો એ જેને આધારે તરવાનો પ્રયત્ન કરી શકાય એવાં તરણાં હતાં.

'તને મારો ટેલિફોન મળ્યો હતો ? હું ફ્રેન્કફર્ટ આવ્યો હતો. એ જ ટિકિટ પર અહીં આવી ગયો, થોડા પાઉન્ડ વધારે આપવા પડયા. મેં ત્યાંથી તને ફોન પણ કર્યો હતો પણ તમે બંને ક્યાંક બહાર હતાં.'

'ક્યારે ?' સ્ત્રીએ આછી જિજ્ઞાસાથી એની સામે જોયું, 'અમે બંને ઘરમાં જ હતાં.'

'ઘંટડી વાગતી હતી પણ કોઈએ ફોન લીધો નહીં. બનવાજોગ છે કે ઓપરેટર મારું અંગ્રેજી નહીં સમજી શકી હોય અને ખોટો નંબર આપ્યો હોય. પણ સાંભળ !' એ હસવા લાગ્યો, 'એક અજબ વાત થઈ. હિથ્રો પર એક સ્ત્રી મળી, તે બરાબર તારા જેવી જ લાગતી હતી. એ તો સારું થયું કે મેં એને બોલાવી નહીં. ભારતની બહાર ભારતીય સ્ત્રીઓ એકસરખી લાગે છે.' એ બોલ્યે જતો હતો. આંખે પાટા બાંધીને અદ્ધર બાંધેલા દોરડા પર ચાલતા માણસ જેવો એ હતો. સ્ત્રી બહુ નીચે હતી, એક સ્વપ્નમાં. એને એ ઘણા સમય પહેલાં કયારેક, જાણતો હતો, પણ હવે એને સાંભરતું નથી કે અત્યારે એ મારી સામે કેમ બેઠી છે ?

એ ચૂપ થઈ ગયો, એને ખ્યાલ આવ્યો કે હું અત્યાર સુધી મારો જ અવાજ સાંભળતો રહ્યો છું. મારી સામે બેઠેલી સ્ત્રી સાવ ચૂપ છે, એની સામે સાવ ટાઢી અને હતાશ નજરે જુએ છે.

'શી વાત છે ?' એણે ભયભીત થઈને પૂછયું.

'મેં તમને ના પાડી હતી, તમે સમજતા કેમ નથી ?'

'શા માટે ?' તેં શા માટે ના પાડી હતી ?'

'હું તમારી પાસે કશું જ ઈચ્છતી નથી...મારા ઘરમાં તમે આ બધી ચીજો શા માટે લાવો છો ? શો ફાયદો ?'

પહેલાં તો એ સમજયો જ નહીં કે કઈ ચીજો ? પછી એની નજર ફર્શ પર ગઈ... શાન્તિનિકેતનની પર્સ, પોસ્ટની ટિકિટોનું

આલ્બમ, દાળમુઠનો ડબ્બો-બધું લૂંટાઈ ગયેલા જેવું લાગતું હતું... પોતે જેમ ખુરશી પર બેઠો હતો તેમ એ બધું ફર્શ પર પડેલું હતું. 'એમાં શું વધારે છે?' એણે ખિસિયાણા થઈને કહ્યું, 'એ ન લાવતે તો આખી સૂટકેસ ખાલી રહેતે...'

'પણ હું તમારી પાસે કશું જ ઈચ્છતી નથી... તમે શું આટલું યે સમજી નથી શકતા?'

સ્ત્રીનો સાદ કમ્પતો ઊંચે ગયો, એની પાછળ કોણ જાણે કેટલીયે લડાઈઓની પીડા, કેટલાંય નર્કોનું પાણી હતું, બંધ તૂટતાં જ એ એની પાસે આવવા લાગ્યું એકેક ઈંચ આગળ વધતું. એણે ગજવામાંથી રૂમાલ કાઢી રેબઝેબ ચહેરો લૂછવા લાગ્યો.

'આટલા સમય પછી આવ્યો એ પણ તને ખરાબ લાગે છે?'

'હા.' એનો ચહેરો તણાયો, પછી અજબ જેવી હતાશાથી, એ ઢીલી પડી ગઈ, 'હું તમને જોવા નથી માગતી...બસ!'

શું આ એટલું સહેલું છે? એ એને જીદ્દી છોકરાની જેમ જોવા લાગ્યો. સમજ્યા પછી ન સમજાયાનું બહાનું કરતા છોકરાની જેમ. 'વુકકુ!' એણે ધીરેથી કહ્યું, 'પ્લીઝ!'

'મને માફ કરો!' સ્ત્રીએ કહ્યું.

'તું શું ઈચ્છે છે?'

'લીવ મી અલોન...એનાથી વિશેષ હું કશું જ ચાહતી નથી.'

'હું દીકરીને મળવા પણ ન આવી શકું?'

'આ ઘરમાં નહીં. તમે ક્યાંક બહાર મળી શકો છો.'

'બહાર!' એણે ગભરાટમાં માથું ઊંચું કર્યું, 'બહાર, ક્યાં?'

એ વખતે એ ભૂલી ગયો કે બહાર આખી દુનિયા વિસ્તરેલી છે પાર્ક, રસ્તા, હોટલના ઓરડા...એનો પોતાનો સંસાર...દીકરી ક્યાં ક્યાં એની સાથે ખેંચાશે?

એ ફોન પર હસતી હતી, 'ના, આજે હું નહી આવી શકું. ડેડી ઘરમાં છે, હમણાં જ આવ્યા છે, ના હું નથી જાણતી, મેં પૂછ્યું

નથી.' શું નથી જાણતી ? કદાચ એની સહિયરે પૂછ્યું હતું, એ કેટલા દિવસ રહેશે ? સામે બેઠેલી સ્ત્રી પણ કદાચ એ જાણવા માંગતી હતી. કેટલો સમય, કેટલી ઘડી, કેટલી યાતના હજી એમની સાથે ભોગવવી પડશે ?

સાંજનો છેલ્લો તડકો અંદર આવતો હતો. ટી.વી. પર સ્ક્રીન ચમકતી હતી, પણ એ ખાલી હતી. એમાં માત્ર સ્ત્રીની છાયા બેઠી હતી– સમાચાર શરૂ થવા પહેલાં એનાઉન્સરની છબિ દેખાય છે પહેલાં આછી, ધૂંધળી, પછી ધીરે ધીરે વ્હાઈટ દેખાય છે એવી જ... એ શ્વાસ રોકીને પ્રતીક્ષા કરતો હતો સ્ત્રી કશું બોલે એની. જો કે એ જાણતો હતો કે છેલ્લાં વર્ષોમાં માત્ર એક ન્યૂઝ રીલ છે, તે દરેક મિલન વખતે જૂની પીડાની ટેપને ખોલે છે, એનો સંબંધ બીજી જિંદગી સાથે છે...ચીજો અને માણસ કેટલા અલગ છે ! વર્ષો પછી પણ ઘર, પુસ્તકો, ઓરડા એવાં ને એવાં જ રહે છે. પરન્તુ લોકો ? એ તોઅલગ થવાના સમયથી મરવા માંડે છે....મરતા નથી, એક બીજી જિંદગી જીવવા માંડે છે, તે ધીરેધીરે સાથે ગુજારી હોય છે એ જિંદગીનું ગળું દાબી દે છે.

'હું માત્ર દીકરીને જ નહીં...' એ થોથવાયો 'હું તને પણ મળવા આવ્યો હતો...'

'મને ?' સ્ત્રીના ચહેરા પર હાસ્ય, તિરસ્કાર, આશ્ચર્ય એક સાથે ઊભરી આવ્યાં, 'જૂઠું બોલવાની તમારી ટેવ હજી ગઈ નથી.'

'જૂઠું બોલવાથી મને શું મળવાનું....?'

'તમને શું મળશે એ હું નથી જાણતી પણ મને જે મળ્યું છે તે તો હું ભોગવી રહી છું.' એણે ઠંડી નજરે બહાર જોયું, 'તમારા વિશે પહેલેથી જ કશું જાણતી હોત તો કંઈ કરી શકતે...'

'શું કરી શકતે ?' એના શરીરમાંથી કમ્પની લહર દોડી ગઈ.

'કંઈ પણ ! હું તમારી જેમ એકલી રહી શકતી નથી, પણ હવે આ ઉંમરે....મારી સામે કોઈ જોતું પણ નથી.'

'વુક્ક...' એણે હાથ પકડી લીધો.

'મારું નામ ન લ્યો, એ હવે ખતમ થઈ ગયું છે.'

એ રડતી હતી, સાવ નિસ્સંગ, પસાર થયેલા પુરુષ અને ભવિષ્યની આશા-બંને સાથે એનો કશો જ સંબંધ હતો. આંસુ, જે એક લાગણીથી નહીં, આખો પથ્થર હટી જવાથી આવે છે, જિંદગીના ઢોળાવ પર નાળાની જેમ વહેવા માંડે છે, સ્ત્રી એને વારંવાર પોતાના હાથે ખંખેરી નાખતી હતી...

છોકરી ક્યારની ફોનની પાસે મૂગી બેઠી હતી એ દાદરના છેક છેલ્લા પગથિયે બેઠી હતી અને સૂકી આંખે રડતી માને જોઇ રહી હતી. એના તમામ પ્રયત્નો નિષ્ફળ ગયા હતા, પણ એના ચહેરા પર નિરાશા નહોતી. દરેક પરિવારનાં પોતાનાં દુઃસ્વપ્નો હોય છે, તે એક સતત ઘૂમતા ચક્રરૂપે ગતિમાન હોય છે, પણ એ એમાં હાથ નાખતી નહોતી. આટલી નાની ઉંમરમાં એ આટલું મોટું સત્ય જાણી ગઈ હતી કે મનુષ્યના મને અને બહારની સૃષ્ટિમાં એક અદ્દભુત સમાનતા છે–એ આખું ચક્ર પૂરું ન કરે તે પહેલાં એને વચ્ચમાં રોકવાનો કશો અર્થ નથી.

એ પિતાને જોયા વિના મા પાસે ગઈ, કંઈક કહ્યું, તે પિતા વિશે નહોતું. માએ એને પાસે બેસાડી, સાવ અડોઅડ. એ બંને બહેનો લાગતી હતી. એ લોકો એને ભૂલી ગયા હતાં. થોડીવાર પહેલાં આવેલી ભરતીમાં આખું ઘર ડૂબી ગયું હતું. પણ હવે પાણી ઓસરી ગયું હતું, અને એણે જ્યાં હોવું જોઈતું હતું ત્યાં, કિનારે હતો. પોતે બંને વચ્ચે અદૃશ્ય બેઠો છે એ એને ઈશ્વરના વરદાન જેવું લાગ્યું. વર્ષોથી એ ઈચ્છતો હતો કે પોતે મા–દીકરીની વચ્ચે અદૃશ્ય બેસી રહે. માત્ર ઈશ્વર જ પોતાની દયામાં અદૃશ્ય હોય છે–એ પોતે જાણતો હતો. પણ જે માણસ ખાડાના તળિયે જીવતો હોય એને કોઈ જોઈ શકતું નથી. મા–દીકરીએ એને અલગ છોડી દીધો હતો, એ એની ઉપેક્ષા નહોતી. એના તરફથી મોઢું ફેરવીને બંનેએ એને પોતાના પર છોડી દીધો હતો– વર્ષો પહેલાં એણે ઘર છોડયું હતું ત્યાં.

છોકરી ઊઠીને એની પાસે આવીને બેઠી.

'અમારો બાગ જોવા આવશો ?' એણે કહ્યું.

'હમણાં ?' એણે કંઈક વિસ્મયથી છોકરી સામે જોયું. એ કંઈક અધીર અને ઉતાવળી હોય એવું લાગતું હતું, જાણે ઓરડામાં ન કહી શકાય એવું કહેવા માગતી હતી.

'ચાલો !' એણે ઊઠતાં કહ્યું, 'પણ પહેલાં આ બધી ચીજો ઉપર લઈ જા.'

'એ તો અમે પછીથી સમેટી લઈશું.'

'પછી ક્યારે ?' એણે સાશંક પૂછ્યું.

'તમે ચાલો તો ખરા !' છોકરીએ એને ખેંચતાં કહ્યું.

'એમને કહે, બધી ચીજો સૂટકેસમાં ભરી લ્યો !' સ્ત્રીનો સાદ સંભળાયો.

એને લાગ્યું કે પાછળથી મને કોઈએ ધક્કો માર્યો છે. એ ચમકીને પાછો ફર્યો, 'કેમ ?'

'મને એની કશી જ જરૂર નથી.'

એના અંતરમાં આંધી ઊઠી, 'હું નહીં લઈ જાઉં, ફેંકવું હોય તો બહાર ફેંકી દેજે.'

'બહાર ?' સ્ત્રી કમ્પી, 'હું એની સાથે તમને પણ બહાર ફેંકી શકું છું...' રડ્યા પછી એની આંખો ચમકતી હતી, ગાલો પર બીનાશ સૂકા કાચ જેવી જામી ગઈ હતી–નહીં લૂછેલા સુકાયેલાં આંસુઓથી એ ઉપસી આવી હતી.

'શું આપણે બાગ જોવા નહીં જઈએ ?' છોકરીએ એનો હાથ ખેંચ્યો અને એ એની સાથે ચાલવા લાગ્યો. એ કશું જોતો નહોતો. ઘાસ, ક્યારીઓ અને વૃક્ષો–એક મૂંગી ફિલ્મ જેમ ચાલતાં હતાં. માત્ર એની પત્નીનો અવાજ એક ભૂતિયા કોમેન્ટરીની જેમ ગૂંજતો હતો–બહાર, બહાર, બહાર !

'તમે મમ્મી સાથે વાદ શા માટે કરો છો ?' છોકરીએ કહ્યું.

'મેં વાદ ક્યાં કર્યો ?' એણે છોકરી સામે જોયું–એ પણ જાણે

'મારું નામ ન લ્યો, એ હવે ખતમ થઈ ગયું છે.'

એ રડતી હતી, સાવ નિસ્સંગ, પસાર થયેલા પુરુષ અને ભવિષ્યની આશા-બંને સાથે એનો કશો જ સંબંધ હતો. આંસુ, જે એક ટાનણુથી નહીં, આખો પથ્થર હટી જવાથી આવે છે, જિંદગીના ઢોળાવ પર નાળાની જેમ વહેવા માંડે છે, સ્ત્રી એને વારંવાર પોતાના હાથે ખંખેરી નાખતી હતી...

છોકરી ક્યારની ફોનની પાસે મૂગી બેઠી હતી એ દાદરના છેક છેલ્લા પગથિયે બેઠી હતી અને મૂકી આંખે રડતી માને જોઇ રહી હતી. એના તમામ પ્રયત્નો નિષ્ફળ ગયા હતા, પણ એના ચહેરા પર નિરાશા નહોતી. દરેક પરિવારનાં પોતાનાં દુઃસ્વપ્નો હોય છે, તે એક સતત ઘૂમતા ચક્રરૂપે ગતિમાન હોય છે, પણ એ એમાં હાથ નાખતી નહોતી. આટલી નાની ઉમરમાં એ આટલું મોટું સત્ય જાણી ગઈ હતી કે મનુષ્યના મને અને બહારની સૃષ્ટિમાં એક અદ્ભુત સમાનતા છે—એ આખું ચક્ર પૂરું ન કરે તે પહેલાં એને વચમાં રોકવાનો કશો અર્થ નથી.

એ પિતાને જોયા વિના મા પાસે ગઈ, કંઈક કહ્યું. તે પિતા વિશે નહોતું. માએ એને પાસે બેસાડી, સાવ અડોઅડ. એ બંને બહેનો લાગતી હતી. એ લોકો એને ભૂલી ગયા હતાં. થોડીવાર પહેલાં આવેલી ભરતીમાં આખું ઘર ડૂબી ગયું હતું. પણ હવે પાણી ઓસરી ગયું હતું, અને એણે જ્યાં હોવું જોઈતું હતું ત્યાં, કિનારે હતો. પોતે બંને વચ્ચે અદૃશ્ય બેઠો છે એ એને ઈશ્વરના વરદાન જેવું લાગ્યું. વર્ષોથી એ ઈચ્છતો હતો કે પોતે મા-દીકરીની વચ્ચે અદૃશ્ય બેસી રહે. માત્ર ઈશ્વર જ પોતાની દયામાં અદૃશ્ય હોય છે-એ પોતે જાણતો હતો. પણ જે માણસ ખાડાના તળિયે જીવતો હોય એને કોઈ જોઈ શકતું નથી. મા-દીકરીએ એને અલગ છોડી દીધો હતો, એ એની ઉપેક્ષા નહોતી. એના તરફથી મોઢું ફેરવીને બંનેએ એને પોતાના પર છોડી દીધો હતો- વર્ષો પહેલાં એણે ઘર છોડયું હતું ત્યાં.

છોકરી ઉઠીને એની પાસે આવીને બેઠી.

'અમારો બાગ જોવા આવશો ?' એણે કહ્યું.

'હમણાં ?' એણે કંઈક વિસ્મયથી છોકરી સામે જોયું. એ કંઈક અધીર અને ઉતાવળી હોય એવું લાગતું હતું, જાણે ઓરડામાં ન કહી શકાય એવું કહેવા માગતી હતી.

'ચાલો !' એણે ઊઠતાં કહ્યું, 'પણ પહેલાં આ બધી ચીજો ઉપર લઈ જા.'

'એ તો અમે પછીથી સમેટી લઈશું.'

'પછી ક્યારે ?' એણે સાશંક પૂછયું.

'તમે ચાલો તો ખરાં !' છોકરીએ એને ખેંચતાં કહ્યું.

'એમને કહે, બધી ચીજો સૂટકેસમાં ભરી લ્યો !' સ્ત્રીનો સાદ સંભળાયો.

એને લાગ્યું કે પાછળથી મને કોઇએ ધક્કો માર્યો છે. એ ચમકીને પાછો ફર્યો, 'કેમ ?'

'મને એની કશી જ જરૂર નથી.'

એના અંતરમાં આંધી ઊઠી, 'હું નહીં લઈ જાઉં, ફેંકવું હોય તો બહાર ફેંકી દેજે.'

'બહાર ?' સ્ત્રી કમ્પી, 'હું એની સાથે તમને પણ બહાર ફેંકી શકું છું...' રડ્યાં પછી એની આંખો ચમકતી હતી, ગાલો પર ભીનાશ સૂકા કાચ જેવી જામી ગઈ હતી–નહીં લૂછેલા સુકાયેલાં આંસુઓથી એ ઉપસી આવી હતી.

'શું આપણે બાગ જોવા નહીં જઈએ ?' છોકરીએ એનો હાથ ખેંચ્યો અને એ એની સાથે ચાલવા લાગ્યો. એ કશું જોતો નહોતો. ઘાસ, ક્યારીઓ અને વૃક્ષો–એક મૂંગી ફિલ્મ જેમ ચાલતાં હતાં. માત્ર એની પત્નીનો અવાજ એક ભૂતિયા કોમેન્ટરીની જેમ ગૂંજતો હતો–બહાર, બહાર, બહાર !

'તમે મમ્મી સાથે વાદ શા માટે કરો છો ?' છોકરીએ કહ્યું.

'મેં વાદ ક્યાં કર્યો ?' એણે છોકરી સામે જોયું–એ પણ જાણે

પોતાની દુશ્મન ન હોય.

'તમે વાદ કરો છો.' છોકરીના સાદમાં અજબ જેવું હઠીલાપણું હતું. એ અંગ્રેજીમાં 'યૂ' કહેતી હતી, જેનો અર્થ પ્રેમમાં 'તમે' થતો હતો અને નારાજીમાં આપ.' અંગ્રેજી સર્વનામની આ સંદિગ્ધતા બાપ-દીકરીના સંબંધને હવામાં લટકાવી રાખતી હતી, ક્યારેક ખૂબ નજીક, ક્યારેક સાવ પરાયો. જેનો અંદાજ છોકરીના ટોનમાં શોધવો પડતો હતો. એક અજબ જેવા ભયે એનો જકડી લીધો. એ એક સાથે મા અને દીકરીમાં ડૂબવા માગતો ન હતો.

'બહુ સુંદર બાગ છે'—એણે ફોસલાવતાં કહ્યું, 'શું માળી રાખ્યો છે ?'

'ના, માળી નહીં,' છોકરીએ ઉત્સાહથી કહ્યું, 'હું સાંજે પાણી સીંચું છું, અને રજાના દિવસે મમ્મી ઘાસ કાપે છે.. આમ આવો હું તમને એક ચીજ બતાવું.'

એ એની પાછળ પાછળ ચાલવા લાગ્યો. લોન બહુ નાની હતી–લીલી, પીળી, મખમલી! વચમાં એક ગાઢ, ઘટ્ટ વિલોવૃક્ષ ઊભું હતું. છોકરી એ વૃક્ષની પાછળ લગભગ છુપાઈ ગઈ, પછી એનો અવાજ આવ્યો, 'તમે ક્યાં છો ?'

એ ચૂપચાપ દબાતા પગલે વૃક્ષની પાછળ ચાલ્યો ગયો અને આશ્ચર્યમૂર્તિ જેવો ઊભો રહ્યો. વૃક્ષ અને વાડની વચ્ચે કાળી રંગેલી લાકડીના, પિંજરામાંથી એક સસલું ડોકિયું કરતું હતું, બીજું છોકરીના ખોળે હતું ઊનના ગોટા જેવા સસલાને એ ભાગી ન જાય એ માટે પસવારતી હતી.

'આ અમે હમણાં જ પાળ્યાં છે...પહેલાં બે હતાં, હવે ચાર છે.'

'બીજાં ક્યાં છે ?'

'પિંજરામાં. એ હજી નાનાં છે.'

એને મન થયું કે સસલાને સ્પર્શું, પણ એનો હાથ આપોઆપ છોકરીના માથે ગયો અને એના ભૂરા, નાના શિરકેશ પર ફરવા લાગ્યો.

છોકરી ચૂપ ઊભી હતી, સસલું નાક સંકોચતું એની સામે તાકતું હતું.

'પપ્પા!' છોકરીએ માથું ઊંચું કર્યા વિના જ પૂછયું, 'શું તમે ડે-રિટર્ન ટિકિટ લીધી છે?'

'ના, કેમ?'

'એમ જ પૂછયું. અહીં રિટર્ન ટિકિટ બહુ સસ્તી મળે છે.'

શું આ પૂછવા માટે જ મને અહીં લાવવામાં આવ્યો છે? એણે ધીરેથી છોકરીના માથેથી પોતાનો હાથ ઉપાડી લીધો.

'તમે રાત્રે ક્યાં રહેશો?' છોકરીનો સાદ સાવ ભાવહીન હતો.

'જો હું અહીં રહું તો?'

છોકરીએ સસલાને પિંજરામાં મૂકી દીધું અને બારણું બંધ કરી દીધું.

'હું મજાક કરતો હતો'–એણે હસીને કહ્યું, 'હું છેલ્લી ટ્રેનમાં જઈશ.'

છોકરીએ વળીને એની સામે જોયું. 'અહીં બે-ત્રણ સ્સારી હોટલ પણ છે. હું હમણાં ફોન કરીને પૂછું છું.' છોકરીનો સાદ ખૂબ જ ઋજુ થઈ ગયો હતો. આ રાત્રે ઘરે ઘોભશે નહીં એ જાણતાં જ એ જાણે મા પાસેથી હટીને પિતાની નજીક થઈ ગઈ. એણે ધીમેથી હાથ પકડ્યો અને થોડીવાર પહેલાં સસલાને પસવારતી હતી એમ જ પસવારવા લાગી. પણ પિતાનો હાથ પસ્સેવે ભીનો હતો.

'સાંભળો, આવતી રજાઓમાં હું ભારત આવીશ-આ વખતે પાકું છે.'

એને આશ્ચર્ય થયું કે પિતાએ કશું જ કહ્યું નહીં, માત્ર સસલાંની દોડધામ સંભળાતી હતી.

'પપ્પા, તમે બોલતા કેમ નથી?'

'તું દર વર્ષે આવવાનું કહે છે!'

'કહું છું, પણ આ વખતે હું આવીશ, ડોન્ટ બિલીવ મી?'

'અંદર જઈએ? મમ્મીને આશ્ચર્ય થતું હશે કે ક્યાં ગયાં!'

ઓગસ્ટનો અંધકાર ચૂપચાપ ઊતરી પડયો હતો. હવામાં વિલોનાં

પાંદડાં ફરકતાં હતાં. ઓરડામાં પરદા પાડી દેવામાં આવ્યા હતા, પણ રસોડાનું બારણું ખુલ્લું હતું. છોકરી દોડતી અંદર ગઈ. નળ ખોલીને હાથ ધોવા લાગી. એ જઈને એની પાછળ ઊભો રહી ગયો. નળ ઉપરના આયનામાં ચહેરો જોયો–રુક્ષ વધેલી દાઢી અને સૂકી આંખો વચ્ચે–એ હેરતથી જોતો રહ્યો ના, તારે માટે કોઈ આશા નથી...

'પપ્પા, હજીયે તમે સ્વગત બોલો છો?' છોકરીએ પાણીથી ભિંજાયેલો ચહેરો ઊંચો કર્યો, એ અરીસામાં એને જોઈ રહી હતી.

'હા, પણ હવે મને કોઈ સાંભળતું નથી...' એણે ધીરેથી દીકરીના ખભે હાથ મૂક્યો, 'શું ફ્રિજમા સોડા હશે?'

'તમે અંદર જાવ, હું તરત આવું છું.'

ઓરડામાં કોઈ નહોતું. બધી ચીજો સમેટી લેવાઈ હતી. સૂટકેસ ખૂણે ઊભી હતી. અમે બાગમાં હતાં ત્યારે એણે એ બધી ચીજો જોઈ હશે, સ્પર્શી હશે. એ ભલે મારાથી ગમે એટલી નારાજ હોય, ચીજોની વાત જુદી છે. એ બધું ઉપર લઈ ગઈ નહોતી, પણ ફરી એને સૂટમાં નાખવાની હિંમત નહોતી કરી...એને એનાં નસીબ પર છોડી દીધી હતી.

થોડીવાર પછી દીકરી સોડા અને ગ્લાસ લઈને આવી ત્યારે સહસા એને સમજાયું નહીં કે પોતે ક્યાં બેઠો છે. ઓરડામાં અંધારું હતું, પૂરેપૂરું નહીં, ઓરડામાં બેઠેલો માણસ ચીજોની વચ્ચે ચીજો જેવો લાગે એટલો અજવાસ હતો. 'પપ્પા, તમે લાઈટ ન કરી?'

'હમણાં કરું છું...' એ ઊઠયો અને સ્વિચ શોધવા લાગ્યો. છોકરીએ સોડા અને ગ્લાસ મેજ પર મૂક્યાં અને ટેબલલેમ્પ સળગાવ્યો.

'મમ્મી ક્યાં છે?'

'એ સ્નાન કરે છે, આવવામાં હશે.'

એણે બેગમાંથી વ્હિસ્કી કાઢી. એ એણે ફ્રેન્કફર્ટના એરપોર્ટ પરથી ખરીદી હતી. ગ્લાસમાં રેડતાં એનો હાથ અટક્યો; 'તારી જિંજર એલ ક્યાં છે?'

'હું હવે અસલી બીર પીઉં છું": છોકરીએ એની સામે હસીને

જોયું, 'તમારે બરફ જોઈશે ?'

'ના...પણ તું ક્યાં જાય છે ?'

'વાડામાં ખાણ નાખવા....નહિતર એ એકબીજાને મારી ખાશે.'

એ બહાર ગઈ અને ખુલ્લા બારણામાંથી બાગમાંનું અંધારું દેખાયું–તારાઓના પીળા છાંટાઓમાં ઝગમગતું. હવા નહોતી. બહારનો સૂનકાર ઘરના અદૃશ્ય અવાજોની અંદરથી ચળાઈને આવતો હતો. એને લાગ્યું કે હું મારા ઘરમાં બેઠો છું, અને વરસો પહેલાં બનતું હતું તે હવે બની રહ્યું છે. એ શાવરની નીચે ગણગણ્યા કરતી અને માથે સાફાની જેમ ટુવાલ બાંધીને બહાર આવતી ત્યારે પાણીનાં ટપકતાં ટીપાંથી બાથરૂમથી માંડી ઓરડા સુધી એક લકીર બનતી–કોણ જાણે એ લકીર વચ્ચે ક્યાંથી સુકાઈ ગઈ ? કઈ જગ્યાએ, કયા ખાસ વળાંકે એ ચીજ હાથમાંથી છૂટી ગઈ, જેને પોતે કદીયે ફરી પકડી શક્યો નહીં ?

એણે ગ્લાસમાં ફરી થોડી વ્હિસ્કી રેડી, જો કે ગ્લાસ હજી ખાલી થયો નહોતો. એને એ અજબ જેવું લાગ્યું કે ગઈકાલે આ જ સમયે પણ હું વ્હિસ્કી પીતો હતો, પણ ત્યારે પોતે હવામાં હતો. એરહોસ્ટેસનો સાદ આવ્યો હતો કે આપણે ઈંગ્લીશ ચેનલ પાર કરીએ છીએ. એણે વિમાનની બારી બહાર નીચે જોયું પણ સાગર, લાઈટ હાઉસ કશું જ દેખાયું નહીં. માત્ર અંધારું હતું, અંધારામાં વહેતું અંધારું, પછી કશું જ નહીં. અને ત્યારે નીચે અંધારામાં ડોકિયું કરતાં એને ખ્યાલ આવ્યો કે ન દેખાતી ચેનલ પોતાની ભીતરમાં છે-મારી એક જિંદગીથી બીજી જિંદગી સુધી વિસ્તરેલી, એ હું હમેશાં પાર કરતો રહીશ, ક્યારેક આમ, ક્યારેક તેમ, ક્યાંયનો નહીં, ન ક્યાંકથી આવતો, ન તો ક્યાંક પહોંચતો...

'બિન્દુ ક્યાં છે ?' એણે ચોંકીને ઉપર જોયું. એ ક્યારની ત્યાં ઊભી હતી, તેનો એને ખ્યાલ નહોતો.

'બહાર બાગમાં'–એણે કહ્યું, 'સસલાંને ખાણ નાખવા.'

એ અલગ ઊભી હતી, બેનિસ્ટરની નીચે. નાહ્યા પછી એણે લાંબી

મેક્સી પહેરી હતી. વાળ છુટા હતા. ચહેરો સ્વચ્છ ચમકદાર લાગતો હતો. મેજ પર મૂકેલા ગ્લાસને એ જોતી હતી. એનો ચહેરો શાંત હતો. શાવરે માત્ર એના શરીરને જ નહીં, બલકે એના શરીરને પણ ધોઈ નાખ્યું હતો.

'બરફ પણ રાખ્યો છે.' એણે કહ્યું.

'ના, મેં સોડા લીધી છે, તારે માટે એક બનાવું ?'

એણે માથુ હલાવ્યું, એનો અર્થ ગમે તે થઈ શકે. એ જાણતો હતો કે ગરમ પાણીએ નાહ્યા પછી કશુંક ઠંડુ પીતું એને ગમતું હતું. લાંબા સમય પછી પણ એ એની ટેવો ભૂલ્યો નહોતો, બલકે એ ટેવોને આશ્રયે જ બંને વચ્ચે જૂની પિછાન પાછી ફરી હતી. એ રસોડામાં ગયો અને એને માટે એક ગ્લાસ લઈ આવ્યો. એમાં થોડો બરફ નાખ્યો. એ વ્હિસ્કી રેડવા લાગ્યો ત્યારે અવાજ આવ્યો, 'બસ, આટલી બસ છે.'

એ ચોખ્ખો અવાજ હતો, એમાં સ્નેહનો કે નારાજીનો કોઈ રંગ નહતો. એ હતો એક શાંત, તટસ્થ અવાજ. એ દાદર પાસેથી ખસીને ખુરશીની પાસે આવી.

'તું નહીં બેસે ?' એણે સહેજ ચિંતિત સ્વરે પૂછયું.

એણે પોતાનો ગ્લાસ ઉપાડયો અને તે ત્યાં જ સ્ટૂલ પર બેસી ગઈ–બપોરે બેઠી હતી ત્યાં ટી.વી.ની પાસે, ટેબલલેમ્પથી દૂર ત્યાં માત્ર પ્રકાશની આછી ઝાંય જ પહોંચતી હતી.

થોડીવાર સુધી બંને ચૂપ રહ્યાં. પછી સ્ત્રીનો સાદ આવ્યો, 'ઘરમાં બધાં કુશળ છે ?'

'ઠીક છે...આ બધી ચીજો એમણે જ મોકલી છે.'

'હું જાણું છું–' સ્ત્રીએ સહેજ થાકેલા સાદે કહ્યું, 'એ લોકોને શા માટે નાહક પરેશાન કરો છો ? તમે બધું વહી લાવો છો. અને એ અહીં પડી રહે છે.'

'એઓ એ જ કરી શકે છે–' એણે કહ્યું– 'તું વર્ષોથી ત્યાં

આવી નથી. એ લોકો બહુ સંભારે છે'

'હવે ત્યાં જવામાં કશો લાભ છે?' એણે ગ્લાસમાંથી લાંબો ઘુંટ ભર્યો, મારો હવે એમની સાથે કોઈ સંબંધ નથી.'

'તું દીકરીની સાથે તો આવી શકે છે, એણે હજી સુધી ભારત જોયું નથી.'

એ થોડીવાર ચૂપ રહી...પછી ધીમેથી બોલી, 'આવતા વર્ષે એ ચૌદ વર્ષની થઈ જશે....કાયદા પ્રમાણે ત્યારે ગમે ત્યાં જઈ શકશે.'

'હું કાયદાની વાત નથી કરતો, તારા સાથ વિના એ ક્યાંય નહીં જાય.'

સ્ત્રીએ ગ્લાસની ભીની સપાટીએથી એને જોયો, 'મારું ચાલે તો એને ત્યાં કદી ન મોકલું.'

'કેમ?' એણે એની સામે જોયું

'એ ધીમેથી હસી, 'શુ અમે બે હિન્દી એમને માટે પૂરતાં નથી?'

એ બેસી રહ્યો. થોડીવારે રસોડાનું બારણું ખૂલ્યું, છોકરી અંદર આવી, ચૂપચાપ બંને પર નજર નાખી, પછી ટેલિફોન રાખ્યો હતો ત્યાં, દાદર પાસે, ચાલી ગઈ.

'કોને ફોન કરે છે?' સ્ત્રીએ પૂછ્યું.

છોકરી કશું બોલી નહીં, ડાયલ ફેરવતી રહી.

એ ઊઠયો, એની સામે જોયું, 'થોડી લેશે?'

'ના...' એણે માથું હલાવ્યું એ ધીરે ધીરે પોતાના ગ્લાસમાં વ્હિસ્કી રેડવા લાગ્યો.

'શું વધારે પડતું પીવા માંડયું છે?'

'ના–' એણે માથું હલાવ્યું–'પ્રવાસમાં જરા વધારે થઈ જાય છે'

'મેં ધાર્યું હતું કે તમે ઘર વસાવી લીધું હશે.'

'કેવી રીતે?' એણે સ્ત્રી સામે જોયું, 'તને આવો ભ્રમ કેમ થયો?'

સ્ત્રી થોડીવાર સુધી નીરવ આંખે જોઈ રહી, 'કેમ, એ છોકરીનું શું થયું? એ તમારી સાથે નથી રહેતી?' સ્ત્રીના સાદમાં કશી ઉત્તેજના

નહોતી, તેમ કલેશની કોઈ છાયા પણ નહોતી....જાણે બે વ્યક્તિ એવી ઘટનાની ચર્ચા કરતી હતી, જેણે એક આંચકા સાથે બંનેને અલગ અલગ છેડે ફેંકી દીધી હતી.

'હું મા સાથે એકલો રહું છું.' એણે કહ્યું.

સ્ત્રીએ સહેજ વિસ્મયથી જોયું, 'કેમ, શું થયું ?'

'કંઈ નહીં. હું કદાચ સાથે રહેવાને લાયક નથી.' એનો સાદ અસાધારણ ધીમો પડી ગયો–જાણે એ પોતાની ખાનગી બીમારી વિશે કહેતો હોય–'તને આશ્ચર્ય થાય છે? પણ એવા લોક હોય છે....' એ વિશેષ કહેવા માંગતો હતો, પ્રેમ વિશે, વફાદારી વિશે, વિશ્વાસ અને છેતરપિંડી વિશે, કોઈ મોટું સત્ય, જે ઘણાં અસત્યો ભેગાં થયાં પછી બને છે, બિહરકીની ધૂંધળાશમાં ચમકે છે અને બીજી જ ક્ષણે કાયમ માટે અંધકારમાં ગુમ થઈ જાય છે.

છોકરી કદાચ એ જ ક્ષણની રાહ જોતી હતી. એ ટેલિફોન પાસેથી ઊઠીને એની પાસે આવી એકવાર મા સામે જોયું. એ ટેબલ-લેમ્પની પાછળ અંધકારના અડધાભાગમાં છુપાયેલી હતી. અને એ? એ ગ્લાસની પાછળ એક ધ્રુજતા ધબ્બા જેવો રહી ગયો હતો.

'પપ્પા!' છોકરીના હાથમાં કાગળનો કટકો હતો, 'આ હોટલનું નામ છે. ટેક્ષી દસ મિનિટમાં તમને પહોંચાડી દેશે.'

એણે છોકરીને પાસે ખેંચી લીધી અને કાગળ ગજવામાં મૂકી દીધો. થોડીવાર ત્રણે ચૂપચાપ બેસી રહ્યાં. બહાર ઘણા બધા તારા ચમકતા હતા, જેમાં ઘરકું વિલો વૃક્ષ ઝાડી અને સસલાંઓનું પિંજરું–નિસ્પંદ પીળા પ્રકાશમાં એકબીજાની નજીક સરકી આવ્યાં હતાં.

એણે પોતાનો ગ્લાસ મેજ પર મૂક્યો, ધીમે ધીમે છોકરીને ચૂમી, પોતાની સૂટકેસ ઉપાડી અને છોકરીએ બારણું ખોલ્યું ત્યારે એ ક્ષણેક ઉંબરે અટકી ગયો, 'હું જાઉં છું.' એણે કહ્યું. ખબર નહીં, એ શબ્દો એણે કોને કહ્યા, પણ સ્ત્રી બેઠી હતી ત્યાંથી કશો સાદ આવ્યો નહીં. બહાર અંધકારમાં એ જતો હતો એટલી જ ગાઢ ચૂપકીદી ત્યાં હતી. □



ઓક્ટોબર
૧૯૮૫

ચિંતન
ડૉ. સુરેશ હ. જોષી

ય ર લ

ગદ્યખંડ
એન્જેલા એયમરિશ

વિવેચન
ડૉ. વિજય શાસ્ત્રી

નવલિકા
રે બ્રેડબરી
ફ્રાંકો કોપિચ
રજની શાહ
કલ્કી

નિબંધિકા
સાંદીપનિ

વિનોદ
રતિલાલ 'અનિલ'
અલગારી

# કંકાવટી

ઓક્ટોબર ૧૯૮૫

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૨૭ : અંક ૩૧૭ : મૂલ્ય : બે રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૦, બે વર્ષના રૂા. ૩૮, વિદેશ : શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), ૭ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫૦૦૨ સરનામે જ કરવો.



## ગ્રાહકોને વિનંતિ

'કંકાવટી'નો અંક નવેમ્બર માસની પંદરમી તારીખને બદલે પચ્ચીસમી નવેમ્બરે પ્રગટ થશે.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫૦૦૨

## મથામણ / ડૉ. સુરેશ હ. જોષી

આપણા જમાનામાં આપણે જીવીએ છીએ કે નહિ તેની અનેકવાર ખાતરી કરી લેવી પડે છે. આપણે મથામણ અનુભવીએ છીએ તે આપણે જીવતા છીએ તેનું ચિહ્ન છે. જે પ્રવાહપતિત છે તેને તો કશી મથામણ કરવાની હોતી જ નથી. જે પ્રવાહની દિશા તે એની દિશા. જે પોતાની દિશા પોતે નક્કી કરવાની સ્વતન્ત્રતા ભોગવવા ઇચ્છે છે તેણે તો અનેક વિકલ્પો માંથી, મથામણ કરીને, પસંદગી કરવાની રહે છે. મથામણથી જ પુરુષાર્થનો સાચો આરમ્ભ થાય છે. જેનામાં થોડુંઘણું પોતાપણું બચ્યું હોય છે તે પરપ્રત્યયનેય બનવાનું સ્વીકારતા નથી.

મથામણની જુદી જુદી અર્થચ્છાયાઓને પણ ધ્યાનમાં લેવાની રહે છે. મથામણ એટલે મનોમન્થન. અહીં મન્થન શબ્દ મહત્ત્વનો છે. મન્થનથી જ નવનીત પ્રાપ્ત થાય છે. મન્થનથી જ ચૌદ રત્નો પ્રાપ્ત થાય છે. જેણે પોતાનો નિર્ણય બીજા પર છોડી દીધો છે, જે પોતાને મન્થન કરવા પૂરતો ઉત્સાહી

બનાવતો નથી, જે પ્રમાદી હોવા છતાં આપ્તકામ હોવાનો દમ્ભ કરે છે તેને મન્થનનું મહત્ત્વ નહિ સમજાય તે દેખીતું છે. મન્થન કર્યું એટલે અમૃત જ મળ્યું એવું નથી, વિષ પણ પ્રાપ્ત થાય. આપણે મન્થનને પરિણામે જે દિશા નક્કી કરી, જે નિર્ણય લઈએ તે ભવિષ્યમાં ખોટો પણ ઠરે. આમ છતાં આપણે શક્ય તેટલી રીતે, આપણે માટે ઊભી થયેલી પરિસ્થિતિ વિશે વિચારી જોયું એનું મહત્ત્વ તો છે જ. મન્થનથી બધું ડહોળાઈ જાય છે એવું નથી, એથી જે એકરૂપ છે તેને બહાર લાવવાની પ્રક્રિયા શરૂ થાય છે. મન્થન નથી થતું તો બધું બંધિયાર બની જાય છે.

ઘણા મથામણનો અર્થ સંઘર્ષ કરે છે. આજે આપણે જે પરિસ્થિતિમાં જીવી રહ્યા છીએ તેમાં પરમ્પરાગત મૂલ્યોને પડકારવાના પ્રસંગો પણ આવે છે. આને કારણે રૂઢિ સાથે, સ્થાપિત હિતો સાથે, સમાજના અમુક પરિબળો સાથે, સંઘર્ષમાં ઊતરવાનું ટાળી શકાતું નથી. સમાજ તો બદલાવા ઇચ્છતો નથી. આપણે જો આપણી જાત સાથે પ્રામાણિક રહીને જીવતા હોઈએ તો સમાજનાં ઘણાં ગૃહીતોને પડકારવાના આવે.

આ તો બાહ્ય પરિબળો સાથેના સંઘર્ષની વાત થઈ. આપણને આપણી જાત સાથે પણ સંઘર્ષમાં ઊતરવું પડે છે, આ મથામણ વધારે મહત્ત્વની છે. આપણાં એક નામ પાછળ આપણે આપણાં જ અનેક જુદાં જુદાં વ્યક્તિત્વને સંતાડીને જીવતા હોઈએ છીએ. આપણામાં જ આદર્શનિષ્ઠ અને વહેવારુ જીવ સાથે વસે છે. આંધળિયા કરનાર અને ભીરુ પણ એક જ ખોળિયામાં વસે છે. આવેશમાં આવીને વર્તનાર, આવેગોને વશ વર્તનાર તરત કશું કરી બેસે છે, પણ પછી મથામણ અનુભવે છે. જો પ્રામાણિક હોય તો તટસ્થતાથી પોતાનાં વર્તનની આલોચના કરે છે. આ પણ મથામણની પ્રક્રિયાનો

જ અંશ છે.

આપણામાં વસતાં આ જુદાં જુદાં વ્યક્તિત્વ વચ્ચેનો સોક્રેટિસ કરતો એવો, સંવાદ ચાલ્યા કરવો જોઇએ. ઘણા એને કારણે ઊભા થતા સંઘર્ષથી બચવા માટે એ સંવાદ ચાલવા દેતા નથી. એઓ કોઈકનો આદેશ માથે ચઢાવવા તત્પર હોય છે. એઓ ધર્મનો અને ઈશ્વરનો સુધ્ધાં આ હેતુ માટે દુરુપયોગ કરતાં ખંચકાતા નથી.

આ ઉપરાંત મથામણ એટલે વિશર્મ, વિચારવંટોળ એવી પણ સમજ પ્રવર્તે છે. આ વંટોળની ગતિનો આપણે તો સદુપયોગ જ કરવાનો છે. મથામણ કરનાર હમેશાં દ્વિધાગ્રસ્ત બનીને આખરે દીર્ઘસૂત્રી થઈ જાય છે એવું પણ કહેવામાં આવે છે. આ જોખમને વહોરી લઇને ય આપણે મથામણને સ્વીકારી લેવી જોઈએ. મથામણ કહેતાં જ નર્મદની લમણે આંગળી ટેકવીને વિચારમાં પડેલી મુખમુદ્રા યાદ આવી જાય છે મથામણ મનુષ્યની મુખમુદ્રાને એક નવી કાન્તિ અર્પે છે. મથામણમાં ઊહ અને અપોહ બન્ને હોય છે. મથામણ કરનારો બધું હલાવી જોઇને એની સ્થિરતાની ખાતરી કરી લેવા જેટલો નિર્ભય હોય છે. 

દર્શન–પ્રદર્શન / ય ર લ

સાહિત્યમાં દર્શનનો પ્રશ્ન આવે ત્યારે એ પોતીકું કેટલું અને પ્રભાવિત કેટલું એ વિચારવાનું રહે છે. 'દર્શક' ગાંધીવાદી છે, એમનાથી એ પ્રભાવિત છે એ પ્રભાવમાં કંઈ લખ્યું તો એ દર્શનને સાહિત્યિક કળાકીય કેટલું કર્યું અને દર્શનનું પ્રદર્શન કેટલું કર્યું–એ વિચારવાનું રહે છે. સુરદાસ તો હતા જ ભક્તકવિ, કૃષ્ણકવિતા લખનારા આજના કવિ એવા ભક્ત નથી, છતાં સુરદાસની એવી કવિતામાં કાવ્યત્વ કેટલું સિદ્ધ થયું અને આજની કૃષ્ણકવિતામાં કેટલું–એ જોવાનું રહે છે. એમ કેમ બને છે કે પદ્દલિતો વિશેની કવિતા અમુક સમયગાળે જ બહુ આવી, તો નિર્ભ્રાન્તિ અને વેરવિખેર માનવ્યની કવિતા અમુક કાળે જ કેમ સામટી આવી? એ સમયગાળા જ એવા હતા એમ કહેવા સાથે એવા કહેવાતા દર્શનનો પ્રભાવ વિશેષ હતો અને દર્શન, પ્રદર્શનની કક્ષાએ પહોંચી ગયું હતું એમ કહેવું જોઇએ.

પ્રદર્શનની કોટિએ પહોંચે ત્યારે આસક્તિ હોય, હૃદયનું

એ તરફનું ન રોકાય એવું આકર્ષણ હોય તો એ ભાવભર્યું, ભાવાતિરેકભર્યું હોય તો યે કંઈકે હૃદયંગમ નીવડે છે, પણ અજાણ્યે વસેલી લોલુપતા, કે પ્રવાહમાં સાથે રહેવાની તો ઠીક, આગળ આવી અગ્રેસર થવાની લાલસા પ્રદર્શને પહોંચે છે. સાહિત્યના પ્રશ્નો પણ માનવ મનોવલણના પ્રશ્નો બને છે, કેવળ કળાના પ્રશ્નો રહેતા નથી, કારણ કે કર્તાને થયેલો બોધ જ નહીં, માનવવૃત્તિ પણ પ્રેરક બને છે અને સજાગ તો નહીં પણ ચાલાક લેખક એને ઢાંકવાને સાહિત્યકળાનો નહીં એટલો ઓપકળાનો આશ્રય લ્યે છે.

પ્રશ્ન એ છે કે સર્જકને બોધ શેનાથી થયો? એના કાળના બહુવ્યાપી દર્શનનો? યુગવલણનો? દરેક જીવતો માણસ સમકાલીન તો હોય જ, ઘણા ગુફામાં રહેતા હોય ત્યારે એ રંગમહેલમાં ન રહેતો હોય, બધા ઘરમાં રહેતા હોય ત્યારે એ પણ ઘરમાં રહેતો હોય, એટલી સ્થૂળ સમાનતા છતાં જેને મૌલિક દર્શન લાધ્યું છે તે બીજાઓથી જુદો પડે જ છે. મનોવલણ, રૂચિ, વિચાર, ભાષા અને અભિવ્યક્તિએ. પોતીકું દર્શન પણ આક્રમક બનાવે, પણ પ્રદર્શનનું આક્રમણ બજારૂ અને ઉપભોક્તા સંસ્કૃતિની ચીજ બની જાય છે. સામ્યવાદી દર્શનપ્રેરિત સાહિત્ય 'પ્રગતિશીલ' નામે આવ્યું, ઉપેક્ષિત વર્ગ સાહિત્યમાં ઉપસ્થિત થયો, એ પહેલાં એવું મોટા પ્રમાણમાં ન બન્યું? સિદ્ધ થયેલો સાહિત્યકાર પણ પરમ્પરાથી પ્રેરિત હતો એટલે; અને ઉપેક્ષિત જ સતત ઉપસતો કેમ રહ્યો? એ કેમ પ્રદર્શનની કક્ષાએ પહોંચી ગયો? માનવપાત્રો, એમનાં જીવન અને સમાજ સાથેના એમના સમ્બન્ધો મોસમનાં ફૂલ જેવા તો નથી જ કે, મોસમમાં જ એ વિપુલ પ્રમાણમાં દેખાય—એમના માનવો સાથેના કે ઈશ્વર સાથેના સમ્બન્ધો પણ દેખાય, પણ મોસમ ન હોય ત્યારે સમાજ તો

હોય પણ પેલાં પુષ્પો ન હોય! આમ છતાં સાહિત્યમાં મોસમો/ઋતુઓ દેખાય ત્યારે દર્શન કરતાં પ્રદર્શનનો ચેપ જ વધારે હોવાનો.

કહેવાતાં ગૃહીતો પણ પ્રદર્શન રૂપે દેખાય–ગૃહીતે કંઈ સર્જકને સેલ્સમેન બનાવી દેવાનો હોય નહીં. ગૃહીત એ કંઈ રંગીન ચશ્મા તો નથી કે એક કલરનું જ બધું બતાવે! ગૃહીતગ્રસ્તોએ એવું કર્યું ત્યારે એ વકીલાતી પ્રદર્શન બને એની નવાઈ નહીં. પ્રતિબદ્ધતા એ પણ સુબદ્ધ પોતીકું શરીર હોય, ગણવેશ નહીં. ગણવેશ માત્ર કોઈ એક સંસ્થા પ્રત્યેની વફાદારી સૂચવે છે, એને જ સમસ્ત માની લેવાની ભૂલ અને એને જ સમસ્ત મનાવવાની ધૃષ્ટતા પ્રેરે છે. પ્રતિબધ્ધ તો પોતાને છેતરવા સિવાયનું છળ કરતો નહીં હોય, પણ ગૃહીત તો ભારે ચતુરાઈથી સામાન્યપણે સમાજને માન્ય એવી શોભાયાત્રા કાઢે, સંસ્કૃતિનો આધાર મળેલો હોઈ, ગૃહીતસ્વામી પણ પરંપરિત મહંત/પુણ્યાત્મા, સ્વીકાર્યના ગૌરવથી પોતે જ પ્રદર્શિત બની રહે....



## બજારમાં ઘરડી સ્ત્રીઓ / એન્જેલા ફિગુરા એયમરિશ

ઘરડી સ્ત્રી અંત સુધી ચૂના અને ખારનો ઢગલો હોય છે, કાટ લાગેલા ચોકઠામાં એવી ચણાયેલી કે જાણે એ રોડા અને કાંકરા હોય.

એની આંખ સખ્ત અને બરફાળ હોય છે, જાણે લગાતાર કરાં વરસ્યા કરતાં હોય, અને એના શિરકેશ એવા ઝૂલે છે જાણે એ કચડાયેલા છોડ હોય, એની નસોમાં વહે છે કડવું લોહી.

ઘરડી સ્ત્રી બજારે જવા માટે વહેલી ઘરેથી નીકળી પડે છે, ખરીદી કરવા પહેલાં તમામ લારીઓ પર ફરી વળે છે, પછી પોતાના ઘરડા હાથથી ઢગલાને ફંફોસતી કાઢે છે સડેલાં ટમેટાં, સડેલાં સંતરાં, વાસી શાકભાજી, જેમાંથી ગોબર જેવી ગંધ આવતી હોય છે.

એ રીતે એ પોતાને માટે મેળવે છે, ઇંચભર પાકું લોહી-મેલું કાદવ જેવું. વચવચમાં એનાં ફેફસાં સંકોચાઈ જાય છે કાતરતાથી, જમાનો કેવો બેશરમ થઇ ગયો છે....

પૈસા ચૂકવવાની તૈયારી કરે છે ત્યારે એના હોઠેથી ટાઢો નિસાસો સરી પડે છે, વર્ષો પર જેનો હાથો તૂટી ગયેલો છે એ ઝોળીમાં એ ફંફોસે છે પરચુરણ, એના માથે ચિંતાની કરચળી વળે છે—ઝોળીના તળ સુધી મારાથી પહોંચાશે કે કેમ? અને એવામાં એ પકડી પાડે છે પોતાનો છેલ્લો, મેલો સિક્કો.

ઘરડી સ્ત્રી બજારમાં કાયમ લાવે છે પોતાની સાથે એક

બાળક, એના માથાના વાળ જટા જેવા સખત અને નાકમાંથી લીંટ ગળતી હોય છે. એની બધી ખરીદી વખતે એ બાળક એની સાથે હોય છે, ચાલે છે એનો મેલો પાલવ પકડીને, એની સાથે ઘસડાતો. ચૂસતો રહે છે કેળા કે સફરજનની છાલ. હા વચ્ચે વચ્ચે ડોસી એને ઘાંટો પાડીને ધમકાવે છે, આગળ ધકેલે છે.

પોતાના કાજળભર્યા મૂંજના જોડા ઘસડતી ઘરડી સ્રીઓ ઘરે પાછી ફરે છે, માખીઓ, બાળકો, પાડોશીઓ અને કૂતરાંથી ભરેલા આંગણે. ફરી પાછી પહોંચે છે ધુમાતા ચૂલા પાસે, મેલા પાણીની ડોલ પાસે–અને પેલા પુરુષ પાસે, જેના શરીરમાંથી બૂ આવે છે શરાબ, પરસેવા અને તમાકૂની. એ ચૂપચાપ કશુંક ચાવ્યા કરે છે. એ મનોમન જ કોઇ વાત પર કસમ ખાય છે અને પચ્ચ દઇને થૂંકે છે! અને બનવાજોગ છે એ, એ રીતે એ ગંધાતી કોટડીમાં કશા પ્રેમભર્યા શબ્દ કે સ્પર્શ વિના એના પેટને સજા કરે, પાગલ થઇને જાનવર જેવી બેચેનીમાં નાખી દે એનામાં એક ઓર અનિચ્છનીય ફળને ઊંચકવાનો ભાર! કોણ જાણે ક્યારે શરૂ થઈ જાય ભાંગી નાખનારા થાકનો સિલસિલો!

ઓહ, નહીં! તમે એમ ન માનશો કે હું એ જાણવાનો પ્રયત્ન કરું છું કે આવું કેમ થાય છે! બલકે મને તો આશ્ચર્ય થાય છે કે હજી યે એવાં આસમાન છે, જે ઘણાં પવિત્ર દેખાય છે અને હજી યે કેટલીયે ચીજો સુંદર છે.... ☐

ઘાસ / રતિલાલ 'અનિલ'

પબ્લિક પાર્કની કૃષ્ણ ધરતીનું રૂપ સંતાડવા, એની રૂક્ષતાને ભેજવી, કૃષ્ણને એના લીલારૂપમાં ઢાંકી દીધા એમ, પાલતુ માળીએ દુર્વાબીજ વિખેરીને ઘાસ પાથરી દીધું. કૃષ્ણની લીલાનો વિસ્તાર તો કજી યે બીજાઓ દ્વારા થાય છે, કૃષ્ણ કરતાં લીલા વધારે વ્યાપક એવું યે મનાવાય છે, પણ જેટલી કૃષ્ણ ધરતી એટલો જ લીલા ઘાસનો વિસ્તાર. ભક્તોએ કૃષ્ણ કરતાં યે લીલાને ઊંચેરી સ્વીકારી છતાં, કૃષ્ણ ધરતીની લીલી બિછાત રંગરૂટની બાબરીથી વધારે ઊંચી નહીં એવી ચિંતા કરી.

ટેલિવિઝન સામે ક્યાં, કોણે બેસવું ? આંખની રાહતનો વ્યૂહકોણ કયો ? એનો ખ્યાલ પબ્લિક પાર્કમાં કોણે ગોઠવેલા બાંકડા પરથી આવ્યો હશે ! ટી. વી. સેટને બીજો ટી. વી. સેટ કેમ જોતો નથી ? અહીં તો બાંકડાને બાંકડો સતત જોયા કરે છે !

આ પૃથ્વી 'વીરભોગ્યા' છે ! વીર ઘાસ પબ્લિક પાર્કની કૃષ્ણ ધરતીને પોતાનામાં છુપાવીને ભોગવ્યા કરે છે અને ભોગવીને લીલું રહે છે...ભાગ્યવંતી હોય તે ભોગવટી હોય ને ભોગવતી યે હોય...છતાં ભાષા કહે છે, એ ઘાસને ધારણ કરે છે એટલે ધરીત્રી...

ઘાસને લીલા રહેવાનો નહીં, રાખવાનો અધિકાર માળીએ સ્વીકારેલો...અધિકાર કોઈને રહેવાનો નહીં, રાખવાનો; રહે તે નહીં, રાખે તે અધિકારી ! અધિકારી પોતાની ઈચ્છાભેર રાખે, રામ રાખે તેમ

રહીએ એવું કોઈ ભગત કહે, માળી રાખે તેમ રહીએ એમ ઘાસ ગાય નહીં, ગાયા વિના રહે...અધિકારીની સત્તા હેઠળ ગાવાનું હોય નહીં...

આ ઘાસ કોઈ નવા પ્રકારનું ભક્ત હશે! ભક્ત ભગવાનના ચરણસ્પર્શ કરવાને નમે છે, આ ઘાસ ધરતીએ રહીને વધારે જોડા ચંપલના અને થોડાંક ચરણનો સ્પર્શ કરે છે....હું જ્યાં છું ત્યાં જ મારે માટે ચરણસ્પર્શ છે...કેડી કહે છે કે માણસનાં પગલાં પડે ત્યાં ઘાસ ઊગતું નથી, પણ અહીં તો માણસના પગરખાં પડે તો યે ઘાસ ઊગે છે! કેડીને તેનો કોઈ રખેવાળ હોત તો કેડી હોત જ નહીં! રખેવાળ જ હોત! પ્રલય થાય ત્યારે, તે પછી માત્ર રખેવાળ જ હોય ને! શેનો રખેવાળ? જે નષ્ટ થયું એનો? પણ પ્રલય પછી રખેવાળને પૂછનારું કોણ? ચરણસ્પર્શની ધન્યતાને પબ્લિક પાર્કનું લીલું ઘાસ ચર્ચાસ્પદ બનાવે છે! ચરણસ્પર્શ કર્યા પછી મસ્તક વધારે ઉન્નત થાય છે એવું માણસ કહે તો યે ઘાસ માને નહીં, ઘાસને માથું નહીં તે ઊંચકે શેનું? ઘાસ તો રેખા–કહેવાતી લીલી રેખા! રેખાને વાળી શકાય, ઘાસને સંતોષ કે હું રેખા થયું! માથું હોત તો છુંદાઈ જાત! નૃસિંહ ભગવાને ત્રીજું પગલું બલીના માથે મૂકેલું, એક જ પગલું, માણસ ઘાસ પર બબ્બે પગ મૂકે, વારમ્વાર મૂકે, કારણ બલી ચંપાયો એમ ચંપાય છતાં ચંપાય નહીં! નૃસિંહે તો પગ ઉપાડી લીધો ત્યાં ધરતી કૃષ્ણ જ રહી, ઘાસે પગ મૂક્યા ત્યાં લીલી! પબ્લિક પાર્કમાં ચરણ પડે ત્યાં ઘાસ! પણ મંદિર સિવાય હવે ચરણ બીજે પડતાં નથી, પગરખાં જ પડે છે! ચરણચિહ્ન એ હવે માણસની છાપ નથી, પગરખાં માણસની છાપ છે! પગરખાંની છાપ એટલે ચાંપ્યા–કચડયાની છાપ, ના રાત્રીનું અને અંધકારનું સેવન કરીને તાજું થયેલું ઘાસ પદ્દલિત દેખાતું નથી! અને લીલું રહે તેને પદ્દલિત કહે પણ કોણ?

એ ઘાસના ભાગ્યમાં ક્યારેક ચકલીની ચાંચની ખણખોદ હશે, પણ પતંગિયાનાં ચૂંબન નથી! ચકલીને ખણખોદ કરવાનું સૂઝે એ માટે માણસો નાસ્તાની એંઠ ઘાસ પર વિખેરી જાય છે! ઘાસ એંઠું

રહે એમ ચકલી ઈચ્છતી નથી!

બાંકડાની એકલતાને ઘાસનો સથવારો દૂર કરી શકતું નથી.... વૃક્ષનો છાંયડો બાંકડો ઉદ્વિગ્ન ન થાય એવું ઈચ્છે છે...મારે માથે કોઈનો હાથ, કોઈની છાયા છે એવા આશ્વાસને એકલ બાંકડાએ આશ્વસ્ત રહેવું જોઈએ! ઘાસ એકલું હોય ત્યારે યે એકલું નથી હોતું-કારણ કે એ ઘાસ છે! અનેક દુર્વાથી ઘાસ બને છે. બાંકડો કે માણસ એકલ હોય ત્યારે એકલ જ હોય એવો શાપ ઘાસને નથી મળ્યો... બાંકડાની એકલતા દૂર કરવા કોઈ છીંથરિયો, કોઈ ચીંથરિયો ખુલ્લા પગે આવે છે ત્યારે ઘાસને ચરણસ્પર્શનો આહ્લાદ મળે છે! માણસ પૂણ્ય જ માગે, ઘાસ આહલાદથી પરિતૃપ્ત, લીલું! સૂની સવાર અને સૂની બપોરનું એકાંત એવો જ કોઈ આગંતુક દૂર કરે છે, પણ એ પોતે, કહે છે કે એકલતા અને એકાંત જ અનુભવે છે! કોઈને સાથ આપી તેનું એકાંત, તેની એકલતા દૂર કરવાં છતાં પોતાનાં એકાંત–એકલતા અખંડ રહે એ માણસનો ચમત્કાર કહેવાય!

કોઈ કોઈ વાર પૂછડી દબાવીને, આમતેમ જોતું કોઈ કૂતરું આવે છે અને ઘાસને થાય છે કે એ મને નહીં, કોઈના પગરખાંને સૂંઘે છે! કૂતરાને રમત સૂઝે ત્યારે એ પગરખાં શોધે છે, મળે તો મોઢામાં લઈ તેને પછાડે છે, કરડવાનો અભિનય વહાલરૂપે કરે છે. પગરખાં ન મળે તો પગરખાંની છાપને સૂંઘે છે...વૃક્ષ પર બેઠેલો કાગડો એનું નિરીક્ષણ કરે છે, વિવેચન કરવું હોય ત્યારે સમીક્ષા પણ કરતો હશે!

ઘાસ, ઘાસ, ઘાસ હોય ત્યાં ક્યારેક માણસ, માણસ, માણસ, કોલાહલ, કોલાહલ, કોલાહલ થઈ જાય છે! કોલાહલ ¡કોલાહલ થાય ત્યારે જ માણસ માણસ–નો અર્થ થતો હશે. નાસ્તો નાસ્તો થાય ત્યારે માણસ માણસનો અર્થ થતો હશે, વાત, વાત, ને વાત એટલે માણસ-જાત, ચહેરા, ચહેરા અને ચહેરા એટલે મૌન એવો અર્થ થતો હશે! કોણ જાણે! ઘાસ કંઈ કહેતું જ નથી! પણ બાળકો માણસ નહીં? એવું જ હશે એટલે બાળક બાળક થાય ત્યારે કલ્લોલ કલ્લોલ એવો

અર્થ કેમ ઊભરાતો હશે! પગરખાં ફંગોળીને એ ચરણ ચાંપે છે, દોડે છે, ચરણસ્પર્શને બધે ફેરવે છે, ઘાસને થાય છે: હું કોમળ કે આ બાળકોનાં ચરણ? પણ એ ચરણ રૂકતાં નથી. એમને ક્યાંય કાશી કરવાનો પુણ્યલોભ નથી, એ તો બસ દોડે છે, દોડે છે, ચરણસ્પર્શને બધે ફેરવે છે, ફેરવે છે અને ફેરવે છે...વળી સૂએ છે, આળોટે છે, ગબડે છે, ઘાસને કંઈ વહાલ કરે છે, કંઈ વહાલ કરે છે! છોડ પરનાં પતંગિયાં એ જોયા કરે છે, પાંખના પલકારા મારવાનું ભૂલી જાય છે, પણ કાગડાથી એ સહન નથી થતું એટલે એ ઝાડ પરથી ઊડી જાય છે...ઘાસ હવે ખરેખર લીલું થઈ જાય છે, પણ એ લીલપ માણસથી ખમાતી નથી, એ રાડ પાડે છે ચાલો, ચાલો, મોડું થઈ ગયું, અને કુમળાં ચરણસ્પર્શ થંભી જાય છે, કલ્લોલ વેરવિખેર થઈ જાય છે, દૂર થાય છે, થોડી લીલપ પામીને ઘાસ ફરી મૂગું થઇ જાય છે. ☐

## 'અહમાચાર્ય' વિશે / ચન્દ્રવદન મહેતા કૃત એકાંકી

વિજય શાસ્ત્રી

ઇટાલિયન લેખક ડારિયો નિક્રોડેમી [૧૮૭૪ થી ૧૯૩૪]ની એક કૃતિ પરથી 'અહમાચાર્ય' એકાંકી રચાયું હોવાની નોંધ વંચી.એ કૃતિના મથાળે મૂકી છે એકાંકીનો આરમ્ભ શેઠશેઠાણીના. રસોઈયા શંભુ મહારાજ સાથેના સંવાદથી થાય છે. આ શેઠશેઠાણીને તેમની દીકરી રેણુએ કોઈક જગ્યાએ, ચિઠ્ઠી લખી બોલાવ્યાં છે. શેઠ-શેઠાણી સૂચિત સ્થળે જાય છે તો ત્યાં, એવા અજાણ્યા સ્થળે, ઘરના રસોઈયા શંભુ મહારાજને પણ આવેલા જોઈ આશ્ચર્ય પામે છે અને ત્યાર પછી તો દીકરા લલિત અને તેની વહુ મેનાને પણ ત્યાં આવેલાં જોઈ વધુ આશ્ચર્ય પામે છે. મજા એ છે કે દીકરી રેણુએ આ બધાંને એટલે કે મા, બાપ, ભાઈ, ભાભી અને રસોઈયાને આ ચોક્કસ સ્થળે, ચોક્કસ સમયે આવવાનું ચિઠ્ઠી લખી કહેવડાવ્યું છે પણ અલગ-અલગ રીતે, એટલે દરેક જણ બીજાને જોઈ નવાઈ પામે છે. આવી પરિસ્થિતિ રમૂજ અને રહસ્યથી ભરેલી હોઈ નાટચક્ષમ છે. વળી દરેક જણ બીજાની હાજરીને અનિચ્છનીય ગણી ટાળવા મથે છે તે ટાળપ્રયત્નોમાં અનુભવાતી રમૂજમિશ્રિત તાણ આસ્વાદ્ય છે. આવું તાણ-રમૂજનું મિશ્રણ કૃતિના આરમ્ભથી તે છેક અન્તપર્યન્ત ઓછીવધતી માત્રામાં પ્રવર્તતું રહે છે તે 'અહમાચાર્ય'ના કથાવસ્તુનું વિશિષ્ટ પરિમાણ છે. વળી ભેગાં થયેલાંઓમાંથી કોઈને (અને વાચકને સુદ્ધાં) ખબર નથી કે રેણુએ શા

માટે બધાંને અહીં બોલાવ્યાં છે. તેથી અહીં બોલાવવા પાછળના કારણની અકળતા અને અટકળ-તા, શંભુ મહારાજના શબ્દોમાં કહીએ તો 'શિશપેન્સ' જન્માવે છે. આ સસપેન્સજન્ય અકળામણને શંભુના આડા આડા જવાબો વળ પર વળ ચડાવતા જાય છે. દાખલા તરીકે શેઠ પૂછે છે.

–અલ્યા, જવાબ તો આપ, તું અહીં કેમ આવ્યો છે?[1] એનો જવાબ શંભુ એમ આપે છે કે. (પૃ. ૧૩)

–જુઓ શેઠ સાહેબ, ! બીજી વાત પછી, પણ પાનનો હિસાબ ઘરે જઈને બતાવીશ. (પૃ. ૧૩)

ખરેખર તો પાનના હિસાબની વાત જ 'બીજી' કહેવાય એવી છે. મૂળ અને પરથમપહેલી વાત તો રેણુએ એને (શંભુને) અહીં કેમ બોલાવ્યો છે તેની છે. એ મૂળ વાતને 'બીજી' વાત ગણતા અને પાનના હિસાબની બીજી/ગૌણ કહેવાય એવી વાતને મૂળ મુદ્દાની પ્રથમ મહત્ત્વની વાત ગણતા શંભુના ઉદ્દગારોમાં વાચિક અભિનયની પ્રહસનોચિત છટા વ્યકત થાય છે. પોતે અહીં કેમ આવ્યો છે તેનું કારણ જણાવી શેઠશેઠાણીનાં કુતૂહલ અને અને અકળામણ દૂર કરવાને શંભુ ફાલતુ વાતો કર્યે જાય છે અને પરિસ્થિતિની અકળ રહસ્યાત્મકતાને ઘૂંટતો જાય છે. પ્રથમ દૃષ્ટિએ જોતાં શંભુ તેની અતિ વાચાળતાને કારણે લપલપિયો [Glib] લાગે પણ એની લવરીઓ લાગતી વાતો સાભિપ્રાયપણે મૂકાયેલી છે. એની વાતોના પ્રસ્તારનો મુખ્ય અને પ્રથમ હેતુ રહસ્યને જન્માવી ક્રમશઃ તેને ઘૂંટતા જવાનો છે અને બીજો ગૌણ હેતુ રમૂજતત્ત્વ પૂરું પાડી કૃતિને–ખાસ તો કૃતિના પૂર્વાર્ધને–પ્રહસનગન્ધી બનાવવાનો છે. કૃતિના પ્રારમ્ભની હળવાશ પણ સહેતુક છે કેમ કે અન્તભાગે નાટક જે સૂક્ષ્મ, ગહન સંકુલ અને કરુણગમ્ભીર રંગ ધારણ કરે છે તે ગામ્ભીર્યને આ હળવાશ સાથે જોડાજોડ મૂકતાં, સંનિધિકૃત કરતાં કૃતિનો પ્રભાવ વધુ બળવત્તર બને છે. હળવાશ અને

---

૧. 'ચંદ્રવદન મહેતનાં પ્રતિનિધિ એકાંકીઓ' : પ્રથમ આવૃત્તિ : ૧૯૭૪.

Juxtaposition લેખકની ટેક્નિકના અંશરૂપે જોઈ શકાય. બીજું, રસોઈયા શંભુ મહારાજના પાત્રની એકેએક રેખા લાક્ષણિક [Typical] છે તેનું સમગ્ર વ્યક્તિત્વ એક સરેરાશ રસોઈયાનું છે. રસોઈયાના પાત્રની સઘળી રૂઢતા તેનાં વાણી, વર્તન અને દેખાવમાં ઊપસી રહે છે પણ આ સરેરાશ અને રૂઢ દેખાતા રસોઈયાનું પાત્ર અન્તે જતાં Typical મટી Peculiar લાક્ષણિક મટી વિશિષ્ટ બની રહે એની યોજના પણ નાટયક્ષમ છે. વળી ઉપર જોયું તેમ દીકરી રેણુએ પોતાનાં મા-બાપ, ભાઈ-ભાભી અને શંભુ મહારાજને પરસ્પરથી અંધારામાં રાખીને એક સ્થળે એકઠાં કર્યાં છે. એ પરિસ્થિતિ પણ નાટયોચિત છે. બધાંને ઘરબહારના ટાઉનહૉલ જેવા સ્થળે ભેગાં કરવા પાછળનો દીકરી રેણુનો હેતુ નહીં કળી શકતાં શેઠાણી અકળાઈને બોલી ઊઠે છે

–ગજબની છોકરી છે ને! કોઈ દિવસે ઊંચે સ્વરે બોલી નથી, પણ આજે આ શો તાકડો ગોઠવ્યો છે? (પૃ ૧૭)

દીકરા લલિતને કંઈ ખબર નથી. તે સ્પષ્ટ કહી દે છે કે-મા, મને તો કશી જ ખબર નથી. (પૃ. ૧૭)

કદી ઊંચા સાદે ન બોલનારી દીકરીના વ્યક્તિત્વમાં જે તેજનો અનુભવ અંતે સૌને થાય છે તે પણ ચં. ચી.ની પાત્રાલેખન સૂઝનો વિશેષ છે, गूढम् हि दाहात्मक अस्ति तेजः। ગૂઢ તેજ જ દાહાત્મક હોય છે એ ન્યાયે રેણુનું વ્યક્તિત્વ જે પ્રખરતા ધરાવે છે તે આ કૃતિનું કેન્દ્રબિન્દુ છે

આ પૂર્વે એક જગ્યાએ શંભુ મહારાજ રેણુની ચિઠ્ઠીને 'કંકોતરી' સાથે સરખાવે છે તેમાં સુ-જ્ઞ વાચક/શ્રોતાને કશોક સંકેત સાંપડી શકે વળી આખા કુટુમ્બને આ સ્થળે અલગ-અલગ નિમંત્રી એકત્રિત કરવાની રેણુની યોજનાની પૂર્વમાહિતી શંભુ મહારાજને હોવાનું અને એ રીતે આ યોજનામાં તે અંદરખાનેથી સામેલ હોવાનું તેની નિમ્નલિખિત ઉક્તિ પરથી સમજાય છે.

–આપ જરા આકળા ન થાઓ. આખા કુટુંબને રેણુએને અહીં

હાજર કરી દીધું છે તે કંઈ અમસ્તું ન હોય. (પૃ. ૨૧)

અન્તે રેણુ આવે છે અને કહે છે:

–હું પરણવાની છું. (પૃ. ૨૪)

આ ધડાકો સાંભળી હાજર રહેલાં સૌ સ્તબ્ધ બની જાય છે. એકમાત્ર શંભુ મા'રાજ નવાઈ પામતા નથી એ પરથી રેણુની આ યોજનામાં તેમની પહેલેથી જ સામેલગીરી હોવાનું Confirm થાય છે, થોડીક વારે માંડ સ્વસ્થ થઈ શેઠ પૂછે છે.

–પણ કોણ છે એ વર? (પૃ ૨૪)

એના જવાબમાં રેણુ જે કંઈ કહે છે તે દ્વારા એટલું સ્પષ્ટ થાય છે કે રેણુનું ઘરમાં કેવું સ્થાન છે, આખું કુટુમ્બ કેવું પોકળ પ્રતિષ્ઠા, પૈસા અને ચાવળાઈમાં રાચનારું છે, પ્રેમ જેવા પદાર્થને કોઈ ઓળખતું સરખું નથી. રેણુ આવા સ્નોબિશ વાતાવરણમાં ગૂંગળામણ અનુભવે છે. આ બધી વિગતો રેણુનું તેના સમગ્ર કુટુમ્બથી જુદાપણું, આગવાપણું સૂચવે છે. તેની સંવેદનશીલતા સૂચવે છે. શેઠશેઠાણીના શંભુ મહારાજ સાથેના સંવાદોમાં આવતા પૈસાના હિસાબની વાત મેનાભાભી પાઉંના ડૂચા દાબડામાં ભરતી રહે છે એની વાત અને લલિતની હી હી હી હી સાથે જે ઉકિતઓ આવ્યા કરે છે એ વાત, રેણુ-અને તેનાં કુટુમ્બીઓ વચ્ચેની ભિન્નતા અને વિરોધ સ્વયં પ્રગટ કરે છે. રેણુ 'મોતી–માણેક' નામની નવલકથાની વાત કરે છે તેને શેઠ ઝવેરાતનાં સાચાં મોતી–માણેકની વાત સમજે છે એ પણ રમૂજની સાથે શેઠના નાણાંપ્રિય માનસ પર પ્રકાશ પાડે છે

રેણુનો પ્રેમી અને પરણનાર વર એક પ્રોફેસર છે એ જાણી આ દંભી અને પૈસાપ્રિય કુટુમ્બની હતાશા ઓર વધી જાય છે પણ પ્રોફેસર એટલે દરિદ્ર વેદિયો એવું માની બેઠેલા શેઠકુટુંબની સામે જ્યારે પ્રોફેસર આવીને મોટર, ગાડી, વિદેશોની કોન્ફરન્સો, કીર્તિ, અઢળક ધનપ્રાપ્તિ, વગેરેની વાતો કરે છે તે સાંભળી સૌ આભાં બની જાય છે અને પ્રોફેસર માટેનો તુચ્છકાર, પૈસાને લીધે, અહોભાવમાં ફેરવાઈ

જાય છે એ નાટકની ગતિનો બીજો મહત્ત્વનો વળાંક છે. આવા આ પ્રોફેસરનું નામ છે અહમાચાર્ય. એની સાથે પ્રત્યક્ષ ઓળખાણ વગર જ રેણુ કેમ કરી બેઠી છે તે, શેઠની–

–મારી દીકરીએ તમને ઓળખ્યા વિના આપની સાથે પત્રવ્યવહાર કર્યો, એ માટે આપે એને માફી તો આપી જ હશે.' (પૃ. ૪૫) ઉક્તિ દ્વારા સૂચવાય છે. આ પ્રોફેસર એટલા બધા પ્રવૃત્તિગ્રસ્ત રહે છે કે 'શ્વાસ લેવાનો પણ સમય' (પૃ. ૪૭) મળતો નથી. આ બધો ઠસ્સોભપકોરુઆબ નિહાળી શેઠને થાય છે કે 'આપણે કેટલાં નસીબદાર!' (પૃ. ૫૧) પણ નાટકનો ત્રીજો વળાંક અહીંથી જ આરમ્ભાય છે. પ્રોફેસર દમ્ભ, પ્રતિષ્ઠા અને પૈસામાં જ રચ્યોપચ્યો રહેનાર છે એની વિગતોથી અત્યાર સુધી અજાણ રેણુ 'હવે' એ બધું એના જ [અહમાચાર્યના જ] મુખે જાણીસાંભળી ચૂકી છે. પણ આ રેણુને પૈસો, પ્રતિષ્ઠાની ક્યાં ખોટ હતી જ જે? ખોટ હતી/છે માત્ર નિતર્યા/નર્યા પ્રેમની. એ પ્રેમની ખોજમાં જ એ અહમાચાર્ય સુધી પહોંચી હતી પણ છેવટ જતાં અહમાચાર્ય પણ પોતાના કુટુમ્બીઓ જેવો જ નીકળ્યો! પૈસો, પ્રતિષ્ઠા અને દમ્ભમાં રાચનારો ડોળઘાલુ જ નીકળ્યો! એટલે જે દુઃખે તે દુખી હતી તે જ દુઃખ અહીં સામું આવી ઊભું રહે છે એ રેણુના જીવનનો કરુણ છે. વળી અહીં સરજાતી નવી પરિસ્થિતિની વક્રતા પણ તેના કરુણને વળ ચડાવે છે. તે એ કે જે માબાપ તેનાં આ લગ્નનો વિરોધ કરતાં હતાં એ જ લગ્નને ટેકો આપતાં થઈ જાય છે ત્યારે રેણુ કહી દે છે કે

–પપ્પા, હું સાફ કહી દઉં છું કે એની સાથે લગ્ન કરવાની નથી.' (પૃ. ૫૯)

આ સાંભળી બધાં પર 'ફરી' વજ્રપાત થાય છે. પહેલાં જ્યારે રેણુએ 'હું એની સાથે લગ્ન કરનાર છું' એમ કહ્યું હતું ત્યારે બધાને આંચકો લાગેલો અને હવે ના પાડે છે ત્યારે પણ આંચકો લાગે છે એમાં પૂરું થતું નાટ્યાત્મક ગતિવર્તુળ (Dramatic circuit)

આસ્વાદ્ય છે. ના પાડવાના કારણમાં રેણુ કહે છે કે–

–આવ્યા, બોલ્યા પોતાની ડંફાસો હાંકી. મને ચાહે છે કે મારે માટે એને લાગણી છે એ વિશે તો કંઈ જાણવા મળ્યું નહીં. હતા ત્યાં સુધી શબ્દો–શબ્દો ! શબ્દો ! એમાં હું ક્યાં ? મારું સ્થાન ક્યાં ? ...વહુ, પ્રિયતમા નથી જોઈતી એને. કીર્તિ જોઈએ છે. વહુને પરણીને પણ એનો ઈરાદો કીર્તિ જ મેળવવાનો હોય એમ લાગે છે. એના કરતાં મારી નાનકડી ઓરડી શી ખોટી ? (પૃ. ૬૦)

પોતે એક જીવતીજાગતી માનવવ્યક્તિ છે. પોતાનો એક વ્યવસ્થાશ્રમ સાધન (Managable Commodity) તરીકે ઉપયોગ થાય–શોષણ થાય–એ રેણુને મંજૂર નથી. એ સ્ત્રી છે ગુલામ થવા નથી માગતી. પતિની પ્રતિષ્ઠા વધારવાનું સાધન-માધ્યમ-બની રહેવા નથી માગતી. એની આત્મ ઓળખ–Identity–એ ગુમાવવા નથી માગતી. રેણુના આવા આગવા વ્યક્તિત્વને એનાં માબાપ કે ભાઈભાભી ઓળખી શકતાં નથી ને તેઓ એને 'ઉલ્લુ, ઉદ્ધત, મુરખ' કહે છે, જ્યારે બીજી બાજુ પારકો માણસ (શંભુ મહારાજ) રેણુનો પક્ષ લે છે, તેમાં રહેલી વક્રતા પણ નોંધપાત્ર છે. વળી શંભુ મહારાજ આ અહમાચાર્યની બધી જ વાતો તરકટી ને બનાવટી હોવાનું પણ પકડી પાડે છે એથી પણ રેણુનો કેસ વધુ મજબૂત બને છે. સામે પક્ષે માબાપનો કેસ લૂલો થાય છે, પણ એવો એ પ્રોફેસર ઠગ નીકળે એમાં બાલ, નાટકિયા તરકીબ વધુ જણાય છે. ખરેખર તો–

–હું તો વરને પરણવાની હતી કે હાલતાચાલતા મશીનને ? માનપત્ર, પ્રમુખ, તાર, ટપાલ, સંદેશા, ભાષણ, ચીફ ગેસ્ટ, પ્રેસ–કોન્ફરન્સ એમાં મારો વર મને ક્યાંય નહીં દેખાયો. (પૃ. ૬૩)

એ રેણુના ઉદ્‌ગારો નાટકના સંઘર્ષને સૂક્ષ્મ મનોભૂમિકાએ લઈ જાય છે. જાડા વ્યવહારજગત અને સૂક્ષ્મ ઊર્મિ તંત્ર વચ્ચેનું દ્વન્દ્વ ચં.ચી.ની આ રચનાનું સક્ષમ તત્ત્વ છે. □

## શોધ / રજની શાહ

હવે તો ત્યાં ગયા વિના ચેન પડે તેમ નહોતું. ગઈ કાલે રાત્રે તેના માટે સૂવું અશક્ય થઈ પડેલું. મોડી રાત્રે જ્યારે પેલું સંગીત સંભળાતું બંધ થયું ને પાંપણો સહેજ બીડાઈ ત્યાં તો તેની આંખો સામે એક અદ્‌ભૂત જગત દૃશ્યમાન થઈ ઊઠયું.

લાંબી લાંબી કતારોમાં ઊભાં રહી ગયેલાં જૂની ઢબનાં મકાનો, બહારની દિવાલો પર લાગેલો માચાની રંગ, છાપરાંની નીચે હારબંધ ગોઠવાઈને બેઠેલાં કબૂતરો ક્યાંક ક્યાંક બારી બહારની છતમાંથી લટકાવેલી પાણીની ઠીબ. તે એક ઉઘાડી બારી સામે તાકી રહ્યો. ક્ષણવારમાં જ તેની દૃષ્ટિ બારીથી નીચે ઊતરી પડી–રાત્રિના આછા અન્ધકારથી ઓછાયેલો ઓટલો, અધખૂલ્લું બારણું. તેને કોઈકનો પગરવ સંભળાયો. પગરવની દિશામાંથી હાથમાં લોટો લઈને ચાલ્યો આવતો આધેડ વયનો એક માણસ. ધોતિયાનો એક છેડો ખભે નાંખેલો. પેલા ઘરના બારણા તરફ વળ્યો. ઓસરીમાં જોડા ઊતારી, બારણું ખોલી અંદર જઈને ક્ષણવારમાં જ હાથમાં લોટા સાથે બહાર આવ્યો. હાથમાં ચપટી માટી લઈને હાથ ધોયા. ધોતિયાના છેડાથી હાથ લૂછતાં લૂછતાં પાછો ઘરમાં ગયો. બહાર આવે તે પહેલાં તો સૂર્યોદય થઈ ગયો.

મંદિરનાં પગથિયાંથી શરૂ થતી પગદંડી વટાવીને તે એક રસ્તા પર આવી પહોંચ્યો હતો. રસ્તાની બંને બાજુનાં ખેતરોમાં હળવી હલકથી ગીતો ગાતાં સ્ત્રી–પુરુષો ડાંગર રોપી રહ્યાં હતાં. ગીતના લયની

સાથે સાથે તેની ચાલ પણ લયબદ્ધ થઈ ગઈ હતી. લાંબાં ડગલાંને બદલે તેનાથી ટૂંકાં પણ માફકસરનાં પગલાં ભરાવા લાગ્યાં. રસ્તાની ધારે ધારે ખેતરોની વાડ પર ઊગી ગયેલાં ફૂલો કુતૂહલવશ તેની તરફ તાકી રહ્યાં હતાં. જાણે કે રાત્રિ જામી છે ને દૂર દૂરથી વહી આવતું અસ્પષ્ટ પણ માદક સંગીત તેને જઈ રહ્યો છે તે દિશામાં ખેંચી રહ્યું હોય તેમ તે તાર સ્વરે ચાલ્યા જ કરતો હતો. ભારને લીધે મલપતી ચાલે ચાલ્યા આવતા ગાડાના બળદના કંઠમાં બાંધેલા ઘૂઘરા ધીમું ધીમું રણકતા હતા. હવામાં જાણે કે મધુર ધ્વનિમાં પોયણાં ખીલતાં હતાં.

કયાંકથી ધરધરાટ સંભળાયો. એક જીપ દોડતી તેની બાજુમાં થઈને પસાર થઈ ગઈ. બે-ક્ષણ તે ત્યાં જ ઊભો રહી ગયો...તે આસ્ફાલ્ટની સડક પર આવી પહોંચ્યો હતો. હજી તે આગળ વધવા ઈચ્છતો હતો પણ અવારનવાર વાહનો આવ્યા કરતાં હતાં ને પોતાની એકધારી ગતિને અવરોધતાં હોય તેવું તેને લાગતું હતું. પોતે કયાંક ભેરવાઈ તો નહીં જાય ને તેવો ભય પણ તેને લાગ્યો. ખેતરો તો હજી યે આવતાં હતાં પણ માણસો તેમાં સાવ મૂંગાંમંતર થઈને કામ કરતાં હતાં. તેને લાગ્યું કે કદાચ ગાતાં હશે પણ વાહનોની ધરેરાટીને લીધે સંભળાતું નહીં હોય.

હવે તો મોટી મોટી ટ્રકો આખે આખી ભરેલી પસાર થઈ જવા માંડી. મોટરગાડીઓ તો આંખના પલકારામાં જ અદશ્ય. થોડેક છેટે ચાર રસ્તા ભેગા થતા હોય તેવું તેને લાગ્યું. થોડુંક ચાલ્યો ત્યાં તો પેલું સંગીત સંભળાવા માંડયું. તેણે તે દિશામાં જોયું. બેઠા ઘાટના મકાન જેવું કશુંક હતું. તેને થયું કે આવી ગયું તે સ્થળ. તે ઝડપથી પેલા મકાનની નજીક પહોંચી ગયો. બંધ બારણા પાસે ઊભો રહ્યો. તેને થયું કે હમણાં કદાચ પેલો આધેડ વયનો માણસ નીકળશે. 'પણ બારણું ખોલીને નીકળ્યો તે માણસે તો પેન્ટ-શર્ટ પહેર્યાં હતાં. બારણું ખૂલવાથી તેને અંદરથી સંગીત સંભળાયું. તે સમજી શકયો નહીં તે સંગીતને. બારણાની બહાર જે સાંભળી શકાતું નહોતું તે છેક ત્યાં

સુધી પોતાને શી રીતે સંભળાયું ?

તેણે આપોઆપ વસાઈ ગયેલા બારણા તરફ જોયું. તે પણ બારણાને ધક્કો મારીને અંદર ઘૂસી ગયો. બારણાની બાજુમાં જ આધેડ વયનો એક માણસ ખુરશી પર બેઠો હતો તે તેની તરફ તાકી રહ્યો મકાનની અંદર બત્તીઓ સળગતી હોવાને કારણે આછું આછું પીળું–કેસરી અજવાળું હતું, તેણે તે અજવાળામાં ઘણાં બધાં ટેબલ ને ખુરશીઓ ગોઠવાયેલાં જોયાં. તે પણ બીજાં માણસોની જેમ જ એક ખુરશી પર બેસી ગયો ને ચારે બાજુ જોવા લાગ્યો. પુરુષો અને સ્ત્રીઓ વાતો કરતાં કરતાં ખાતાં હતાં, કોણ જાણે શુંય બોલતાં હતાં. પરાણે પરાણે બોલતાં હોય તેવાં લાગતાં હતાં તેના ટેબલ પર પણ સફેદ કપડાં પહેરેલો એક માણસ પાણીના બે ગ્લાસ મૂકી ગયો. તેણે પાણી પીતાં પીતાં જોયું કે કેટલાંક લોકો તેની સામે જોઈ રહ્યાં હતાં. કોઈ વિચિત્ર પ્રાણીને જોતાં હોય તેમ તેમની આંખો પરથી સ્પષ્ટ સમજાતું હતું. સૂર્યનાં ફેલી નાખતાં કિરણો કરતાં યે તેમની વિચિત્ર નજરો તેને ઊંડે સુધી વીંધી ગઈ. પ્રાણીઓનું ટોળું હોત તો તે જંગલની જેમ જ સામે થઈ ગયો હોત. પણ તેને ખ્યાલ આવી ગયો હતો કે પોતાનું બદન ઉપરથી સાવ ખૂલ્લું હતું. કશું યે બોલ્યા–ચાલ્યા વિના જ, એકાદ વસ્ત્ર ઢાંકવા પૂરતું મળી જાય તે માટે ખિન્નતાથી ઊભા થઈને હોટેલની બહાર નીકળી ગયો. □

## શોધ / કલ્કી

દીકરાની વહુએ વીણવા આપેલા ચોખા કાંકરી કાઢી ચોખ્ખા કરીને થાળી મૂકી ત્યારે તેને થયું કે મારે પાણી પીવું કે બીડીના બેચાર દમ મારવા? આસપાસ કોઈ દેખાતું નહોતું એટલે એણે ઊઠીને પાણી જ પીધું. કમરે વીંટેલું પંચિયું સરખું કર્યું. માથે હાથ ફેરવવા જેવું લાગ્યું નહીં! પેલા છોકરાની ભીની ચકચકતી મેશે આંજેલી આંખ એને કજળેલા દીવાની તેલભિંજ્યા કાળા પૂમડા જેવી લાગી. તે વારંવાર ચડ્ડી ઊંચી લેવા સિવાય બીજું શું કરવું એની વિમાસણમાં હતો.

એણે વિચાર્યું: અહો, અહીં આસપાસ કેટલું બધું છે! પગથી ભીની માટી ડખોળીને જીવડા વીણતી મરઘી એને વિચિત્ર લાગી. આમ આખો દિવસ ખાવાનું શોધ્યા કરવાનું! જુઓને આ હું બેઠો છું, હમણાં જ ચોખા વીણ્યા પણ ભાત શોધું છું ખરો? કાલે બપોર ટાણે એ મારા ભાણામાં ન યે હોય! ભવિષ્યવાદી નિરાશાવાદી થઈ જાય છે!

ચોખા છે જ! આસપાસ કેટલાં બધાં ઝૂંપડાં, કેટલી બધી વસ્તી, કેટલા બધાં માણસો છે! ઘણું બધું છે. નાકે ચાની લારી છે, નાસ્તો પણ વેચાય છે. બહુ બધું છે. મારી પાસે નથી, પણ પેલો જાય છે એના ગજવામાં બીડીનો આખો જુડો છે! એને હું ઓળખું છું, પણ એણે મને ઓળખવો જોઈએ એવું થોડું છે? કોઈ ઓળખીતો

દેખાશે, એ બીડી ફૂંકતો દેખાશે તો વળી, બાકસ ન માંગવું પડે એ માટે સળગતી બીડીનું ઠૂંઠું જ માગીશ. બ્રાહ્મણો બીડી નથી માંગતા કે એમને બીડી આપવાનો ધરમ નથી એ સારું છે, એટલે હું માગી શકું છું! અનાજ તો આપણા જેવાને વળી શા માટે જોઈએ? પેલા હેન્ડબીલ વેચનારા સામે એકવાર અનાયાસ હાથ લંબાઈ ગયેલો! પણ પેલો જાણે ને કે હેન્ડબીલને હાથમાં રાખી જોયા કરે એના કરતાં એ રામ રામ કરે એ વધારે સારું!

દિવસના અમુક સમયે બીડી પીનારાઓ રસ્તે પસાર થતા નથી. આસપાસમાં પણ કોઈ બીડી ફૂંકનારું હોતું નથી. હા, છોકરા ક્યાંકથી વીણી આણેલું ઠૂંઠું ઝાડની ઓથે સંતાઈને પીએ છે. પણ છોકરાને અપાય. એની પાસેથી લેવાય નહીં. એણે ઊઠીને ફરી પાણી પીધું! આગ લાગે છે ત્યારે પણ અંગારાની તરસ પાણીથી છિપાય છે પણ ધુમાડાની તરસ પાણીથી છિપાતી નથી એ એણે જોયું હતું! આગમાં કેટલો બધો ધુમાડો! ધુમાડો આમ વેડફી નાખવાનો હોય! કેટલી લાખ બીડીમાં એને અનામત રાખી શકાય! હવે તો વાસી બીડીનો ચાલ વધ્યો છે!

એણે આમતેમ જોયું, પછી નીચી નજરે જરા નાકે સુધી જઈ આવું એવો ખ્યાલે ધીમા પગલે ચાલવા માંડ્યું. વિચાર આવ્યો: જીવનમાં કેટલી બધી હવેલીની છાયામાંથી પસાર થયો છું! અરે મંદિરની છાયામાંથી પણ પસાર થયો છું. પણ ધુમાડાની છાયામાંથી પસાર થવાનું ક્યારે મળ્યું? બીડી તો નાનપણથી હોઠે વળગેલી, પણ એના ધુમાડામાંથી હું ક્યાં પસાર થયો છું? ધુમાડો જ મારામાંથી પસાર થયો છે અને દૂર ચાલ્યો ગયો છે. મોટા થવું એટલે શું? સૂકા વેલાના કટકા કરી એની બીડી ન પિવાય તે! પેલા ઝાડથી પાછળ સંતાઈને ધુમાડા કાઢતાં બાળકો અડધા મોટા માણસ, ઠૂંઠાં પીએ એટલે નહીં, વેલાની બીડી પણ પીએ એટલે!

લારીથી થોડે દૂર ઊભો રહ્યો, કંઈ યાદ આવ્યું હોય એવા

ભાવથી, એક-બે જુવાન ત્યાં ઊભા બીડી ફૂંકતા હતા. નવગસના સમયે એ લોકો એકલા ધુમ્રપાનથી સંતોષ નથી પામતા—કોઈક પાત્ર વિશે કંઈ કહીને હસે ત્યારે જ એમને બીડી પીવાનો ટેસ આવે—એમ જ હશે. પછી કોઈ છોકરી હોય કે ડોસો હોય! પાછા ફરવું કે આગળ જવું? રસ્તો કેટલો લાંબો છે! એ પર ઠેકઠેકાણે બીડીબાકસની લારીઓ, ખોલીઓ આવેલી છે. ઘણું બધું છે—પણ એ ઈન્દ્રને માટે છે! યજ્ઞ કરવા માટે બેસે એણે સ્વાહા બોલીને આ બધું ઈન્દ્રને માટે છે એમ કહેવું પડે ત્યારે યજ્ઞ થાય! સ્વાહા! બીડી મારે માટે નથી, બધી જ બીડી ઈન્દ્રને માટે છે, સ્વાહા! પેલી હવેલી, પેલું મંદિર, પેલી હોટલ. બધું ઈન્દ્રને માટે છે...મારા જેવો યજ્ઞ કરનારો કોણ? આ બધું દેખાય છે તે મારે માટે નથી, બધું ઈન્દ્રને માટે જ છે, પહેલાં તો બીડી પણ ઈન્દ્રને માટે હોય એવો કોઈને વિચાર જ આવેલો નહીં! સંપૂર્ણ યજ્ઞની કોઈને કલ્પના જ નહીં!

એને થૂંકવાનું મન થયું પણ બીડી પીતો હોય ત્યારે જ થૂંકવાની એને ટેવ પડી ગઈ હતી! શું થાય? સાંજ પડે ત્યાં સુધી આસપાસ કેટલું બધું ભર્યુંભર્યું છે—એના વિચારમાં સમય કાઢી નાખું તો ઠીક, એવા ખ્યાલે એ પાછો ફર્યો. સાળા પેલા છોકરા કહેશે કે ડોસો બીડી શોધવા ગયો! જાણે બીડી શોધવાનો એક માત્ર અધિકાર બાળકોને! 

ભાવથી, એક-બે જુવાન ત્યાં ઊભા બીડી ફૂંકતા હતા. નવરાસના સમયે એ લોકો એકલા ધુમ્રપાનથી સંતોષ નથી પામતા-કોઈક પાત્ર વિશે કંઈ કહીને હસે ત્યારે જ એમને બીડી પીવાનો ટેસ આવે-એમ જ હશે. પછી કોઈ છોકરી હોય કે ડોસો હોય! પાછા ફરવું કે આગળ જવું? રસ્તો કેટલો લાંબો છે! એ પર ઠેકઠેકાણે બીડીબાકસની લારીઓ, ખોલીઓ આવેલી છે. ઘણું બધું છે-પણ એ ઈન્દ્રને માટે છે! યજ્ઞ કરવા માટે બેસે એણે સ્વાહા બોલીને આ બધું ઈન્દ્રને માટે છે એમ કહેવું પડે ત્યારે યજ્ઞ થાય! સ્વાહા! બીડી મારે માટે નથી, બધી જ બીડી ઈન્દ્રને માટે છે, સ્વાહા! પેલી હવેલી, પેલું મંદિર, પેલી હૉટલ. બધું ઈન્દ્રને માટે છે...મારા જેવો યજ્ઞ કરનારો કોણ? આ બધું દેખાય છે તે મારે માટે નથી, બધું ઈન્દ્રને માટે જ છે, પહેલાં તો બીડી પણ ઈન્દ્રને માટે હોય એવો કોઈને વિચાર જ આવેલો નહીં! સંપૂર્ણ યજ્ઞની કોઈને કલ્પના જ નહીં!

એને થૂંકવાનું મન થયું પણ બીડી પીતો હોય ત્યારે જ થૂંકવાની એને ટેવ પડી ગઈ હતી! શું થાય? સાંજ પડે ત્યાં સુધી આસપાસ કેટલું બધું ભર્યુંભર્યું છે-એના વિચારમાં સમય કાઢી નાખું તો ઠીક, એવા ખ્યાલે એ પાછો ફર્યો. સાળા પેલા છોકરા કહેશે કે ડોસો બીડી શોધવા ગયો! જાણે બીડી શોધવાનો એક માત્ર અધિકાર બાળકોને! 

## પ્રતિકૃતિ / રે બ્રેડબરી

રાતના આઠ સુધી એ બરાબર તૈયાર થઈ ગઈ હતી. મેજ પર સચિત્ર મેગેઝીનની નીચે એક નાની શીશી અને તેમાં દ્રાવણ હતું. એને પોતાનાં કપડામાં એક નાની હથોડી પણ છુપાવી હતી, એક આઈસપિક પણ.

એવામાં કોઈ ઉપર આવતું હોય એવું લાગ્યું. એ બારણે પહોંચી. એ જ હતો. હસતો લિયોનાર્ડ કહેતો હતો : 'ગુડ ઇવનિંગ માર્થા ! કેમ, ઊભી કેમ રહી ? આવ, આગળ આવી ચૂંબન આપ !'

ચૂંબન આપતી વખતે માર્થાએ આંખો બંધ કરી દીધી. જ્યારે એ ચૂંબન કરતો ત્યારે માર્થા ભાવવિહવળ થઈ જતી, પોતાને ભૂલી જતી. એ વિચારતી હતી : આખર, એના સંદેહનો આધાર શો છે ? છેલ્લા બે માસમાં એનામાં ઘણાં પરિવર્તનો થયેલાં દેખાતાં હતાં એ સાચું અને એટલે એ આખી આખી રાત જાગતી હતી.

લિયોનાર્ડે માર્થાને ધ્યાનથી જોતાં પૂછ્યું, 'શું, તારી તબિયત ઠીક નથી ?'

'ઠીક છે–' માર્થાએ કહ્યું પણ એ મનોમન વિચારતી હતી, અત્યારે આ ખરેખર ક્યાં હશે ? કોની સાથે પ્રેમ કે નૃત્ય કરતો હશે ? ગમે ત્યાં હોય પણ અત્યારે મારા ઓરડામાં, મારી પાસે નથી, અને આજે મારે એ જ સાબિત કરવું છે.

ત્યાં લિયોનાર્ડે ફરી પૂછ્યું, 'આ હથોડી ? એનું શું કામ પડ્યું ?

શું ભીંતે છબિની ફ્રેમ લગાડવી છે ?'

'ના, આ હથોડી મેં તારા પર પ્રહાર કરવા માટે રાખી છે.' માર્થાએ હસીને કહ્યું.

'પ્રહાર સહેવા માટે તૈયાર છું...પણ એ પહેલાં આ જો–' કહેતાં એણે ગજવામાંથી નેકલેસ કાઢયો.

કંપતા હાથે નેકલેસ છીનવી લેતાં માર્થાએ કહ્યું, 'ખરેખર, તું બહુ સારો છે, લિયોનાર્ડ !' આવી ક્ષણે એ પોતાની શંકા ભૂલી જતી, એને લાગતું લિયોનાર્ડ મને જ ચાહે છે, મારા સિવાય કોઈને નહીં... પણ શંકાનું નિવારણ શી રીતે થાય ? એણે લિયોનાર્ડને પૂછયું, 'અખબારોમાં એક તસ્વીર છપાઈ છે–તેની સાથે આપેલા પરિચય પ્રમાણે તું સત્તરમી તારીખે કલબમાં એલિસ સમર્સ સાથે નૃત્ય કરતો હતો, પણ એ રાતે તો તું મારી સાથે હતો !'

'એ રાતે હું તારી સાથે જ હતો, અહીં હતો ત્યારે સમર્સ સાથે શી રીતે હોઈ શકું ?'

આ જવાબથી માર્થાને સંતોષ થઈ જવો જોઈતો હતો. પણ થયો નહીં. એણે મેજ પર હથોડી મૂકીને કહ્યું, 'મને ચૂંબન કર–' પણ લિયોનાર્ડે કહ્યું કે એ પહેલાં હું પીવાનું પસંદ કરીશ. માર્થાને લાગ્યું કે લિયોનાર્ડ ખરેખર કેટલો બધો બદલાઈ ગયો છે ! એને તરત ખ્યાલ આવ્યો કે થોડીવારે લિયોનાર્ડે ચૂંબન લીધું તે રાસાયણિક સ્વાદે કેટલું બધું જુદું હતું !

'ઠીક છે, પહેલાં પી, રસોડે જઈને ગ્લાસ લઈ આવ !'

લિયોનાર્ડ ગ્લાસ લેવા ગયો કે માર્થાએ પેલી શીશીમાંનું દ્રાવણ લિયોનાર્ડના પીણામાં ભેળવી દીધું. લિયોનાર્ડે એ ગ્લાસ મોઢે માંડીને પી ગયો.

'આનો સ્વાદ કેટલો બધો તીખો છે ?' લિયોનાર્ડે પૂછયું, 'આવો શરાબ તું કયાંથી લઈ આવે છે ?'

'પરેશાન ન થા, હું બીજી બાટલી લઈ આવું છું.'

માર્થા બીજી બાટલી લઈ આવી ત્યારે લિયોનાર્ડે કહ્યું, 'તું કેવી સારી લાગે છે!'

'તું યે બહુ સારો છે.' માર્થાએ સાચું કહ્યું.

બીજી બાટલી પૂરી થઈ ગઈ ત્યારે કલાક વહી ગયો હતો. લિયોનાર્ડ મુક્તપણે હસીને વાત કરતો હતો, પણ માર્થા ચૂપ હતી. વચ્ચે વચ્ચે લિયોનાર્ડ પૂછતો, 'તું બોલતી કેમ નથી?' એ કહેતી, 'હું ચૂપ ક્યાં છું, કશું ખાસ નથી.' પણ એ મનોમન વિચારતી, પેલી અફવા વિશે, શહેરમાં ફેલાતી જતી હતી ને વિશે. અફવા એવી હતી કે મેરિયોનેટસ લિમિટેડે બનાવેલા માણસ જેવા જ યંત્રમાનવ બજારમાં મળવા લાગ્યાં છે. તે દેખાવે અને વ્યવહારમાં વાસ્તવિક માણસ જેવાં જ છે. માણસ કામમાં હોય તો બીજા કોઈને મળવા પોતાને બદલે એ યંત્રમાનવને મોકલી આપે. લિયોનાર્ડે તો એવો યંત્રમાનવ ન વસાવ્યો હોય? અત્યારે મારી સાથે મોજ કરી રહ્યો છે તે સાચે જ લિયોનાર્ડ છે કે એનો યંત્રમાનવ? કેટલાંયે સપ્તાહથી એને આવી શંકા થતી હતી અને એ વિશે એ જેમજેમ વિચારતી તેમતેમ એની શંકા અને ગુસ્સો વધ્યે જતાં.

'બોલ ને, શું વિચારે છે, માર્થા?' લિયાનાર્ડે ફરી પૂછ્યું,

'હું વિચારું છું કે આજે તારા મોઢાનો સ્વાદ કેમ સાવ જુદો લાગ્યો?'

'ખરેખર? મને તો બરાબર લાગે છે. હું કાલે જ મારા ડૉક્ટરને બતાવીશ.'

'ના, એની જરૂર નથી.' કહીને એ વિચારવા લાગી: મારી સામે બેઠેલો લિયોનાર્ડ બનાવટી લિયોનાર્ડ છે? એવું ન હોત તો એના મોઢાનો સ્વાદ જુદો નહોત...એવામાં એણે કંઈક નિશ્ચય કર્યો. એક ખૂણે ઊભી રહીને લિયોનાર્ડ સામે બંદૂક તાકી કહ્યું, 'હું તારી ચાલબાજી જાણું છું, તું અસલી લિયોનાર્ડ નથી!'

'તો પછી કોણ છું?'

'એ હમણાં જ માલૂમ પડી જશે. બોલ ૧૭મીની રાત્રે તું ક્યાં હતો ?'

'તારી પાસે.'

'જૂઠું ! તું એ રાતે એલિસ સમર્સની સાથે હતો. હું હમણાં જ એને ફોન કરીને પૂછું છું.'

'પૂછ. પણ તને થયું છે શું ?'

'તેં એ અફવા તો સાંભળી હશે, યંત્રમાનવ વિશેની !'

'સાંભળી તો છે, પણ તું એવી અફવા પર વિશ્વાસ કરે છે ? ફોન પડતો મૂક ને ખાવાપીવા માંડ.'

'મેં હમણાં જ તને શરાબમાં ઝેર ભેળવીને પીવડાવ્યો એટલા ઝેરથી છ માણસ મરી શકે, પણ તને તો જરા યે અસર થઈ નથી ! એ પુરવાર કરે છે કે તું યંત્રમાનવ છે.'

'ના, એથી તો એ જ પુરવાર થાય છે કે કેમિસ્ટે તને બનાવટી ઝેર આપ્યું છે.'

માર્થાએ ફોન ઉપાડી સમર્સનો નંબર મેળવ્યો. ક્યાં સુધી ઘંટડી વાગતી રહી, એ પછી સામી બાજુએથી અવાજ આવ્યો. એક મિનિટ વાત કરી માર્થાએ ફોન મૂકી દીધો.

'તને ખાતરી થઈ ગઈ ને ?' લિયોનાર્ડે માર્થાને પૂછ્યું.

'હા, થઈ ગઈ ! સમર્સના ઘરેથી તેં જ મારી સાથે ફોન પર વાત કરી !'

'તું પાગલ થઈ ગઈ છે માર્થા ! એ કોઈ બીજો હશે...હું તો અહીં છું, તારી પાસે !'

એના જવાબમાં માર્થાએ બંદુકમાંથી ત્રણ ગોળી છોડી.

લિયોનાર્ડ ફર્શ પર પડી ગયો. ચકિત અને ભયભીત માર્થા એની પાસે જઈને ઊભી રહી. એને ભારે પશ્ચાત્તાપ થયો. લિયોનાર્ડ યંત્રમાનવ હોત તો આમ પડી જાત નહીં. હું ખરેખર પાગલ થઈ ગઈ છું. મેં અસલી લિયોનાર્ડને મારી નાખ્યો.

ફર્શ પર કણસી રહેલો લિયોનાર્ડ બોલ્યો, 'માર્થા, તેં આ શું કર્યું ? શું કરી નાખ્યું ?'

'હું હમણાં ડોક્ટરને બોલાવું છું.'

'ના, ના, ના !' લિયોનાર્ડ સહસા હસવા લાગ્યો, 'લે, હું તને સાચી વાત કહી દઉં છું. કોઈક દિવસ તો તને એની જાણ થવાની જ હતી.'

માર્થાના હાથમાંથી બંદુક પડી ગઈ. લિયોનાર્ડ હસીને કહેવા લાગ્યો, 'સાચું તો એ છે કે છેલ્લા એક વર્ષમાં પહેલીવાર આજે તને મળવા આવ્યો છું...'

'શું ?'

'હા, હું સાવ સાચું કહું છું. હું લિયોનાર્ડ હિલ નથી. એલિસ સાથે મારી મૈત્રી એક વર્ષ પર થઈ હતી, ત્યારથી મેં તારે ત્યાં આવવાનું બંધ કર્યું હતું. થોડા મહિના પછી એલિસથી કંટાળીને હું હેલન કિંગ્સલે પાસે જવા લાગ્યો...એ પછી એન મોન્ટગોમરી પાસે...એ રીતે છેલ્લા એક વર્ષમાં મેં છ છોકરીઓ સાથે દોસ્તી કરી. મારી છ સજીવ પ્રતિકૃતિઓ શહેરમાં એ છ છોકરીઓ સાથે રહે છે, તો અસલી લિયોનાર્ડ ? જાણે છે, અત્યારે એ કયાં છે ? અત્યારે એ આરામથી બિછાને પડીને પુસ્તક વાંચે છે...'

'બસ કર !' માર્થાએ ચીસ પાડી.

'હવે તારે પૂરી વાત સાંભળવી જ પડશે ! તારી એક ગોળી બરાબર મર્મસ્થાને લાગી છે, હવે હું વધારે સમય જીવીશ નહીં. મારી આ પ્રતિકૃતિ માટે મેં પંદર હજાર ડોલર ખર્ચ્યા છે, આ પ્રતિકૃતિઓ નવ્વાણું ટકા મૂળ સાથે મળતી આવે છે, પણ વૈજ્ઞાનિકો હજી મૂળ જેવી સોએ સો ટકા પ્રતિકૃતિ બનાવી શકયા નથી. એક બે સૂક્ષ્મ તફાવત રહી ગયા છે. હું પ્રતિકૃતિ ભલે હોઉં પણ મારો તારા પ્રત્યેનો પ્રેમ મૂળ લિયોનાર્ડ કરતાં જરા યે કમ નથી.'

માર્થાને થયું કે લિયોનાર્ડ બોલતો જશે તો હું પાગલ થઈ જઈશ.

પણ લિયોનાર્ડ તો બોલ્યે જ જતો હતો, 'તું લિયોનાર્ડને ચાહતી હતી, લિયોનાર્ડ તને. પણ એની અન્ય પ્રેમિકાઓ પણ તારી જેમ જ એને ચાહતી હતી એટલે એને પોતાની છ પ્રતિકૃતિ તૈયાર કરાવવી પડી પણ એની પ્રેમિકાઓને એની આ છેતરપિંડીની જાણ થઈ ગઈ તો ?...ના, ના, માર્થા તું મને વચન આપ કે એમને તું છેતરપિંડીની જાણ નહીં કરે !'

માર્થા વિચારતી હતી : 'છેલ્લા એક વર્ષની એકેક રાત મે યંત્રમાનવના બાહુપાશમાં વિતાવી....એનો ગુસ્સો ચરમસીમાએ પહોંચી ગયો. એ હાથમાં હથોડી લઈને ફર્શ પર પડેલી લિયોનાર્ડની પ્રતિકૃતિ પર ઝીંકવા લાગી. થોડી મિનિટો પછી પ્રતિકૃતિ પિંજર થઈ ફર્શ પર પડી હતી.

માર્થાએ કાર્ડબોર્ડના બોક્ષમાં એ પિંજર મૂક્યું, એના પર 'મિસ્ટર લિયોનાર્ડ હિલ, ૧૭ એલ્મ ડ્રાઈવ' લખીને હોટલના છોકરાને એ સરનામે પહોંચાડવા એ બોક્ષ આપીને માર્થા ચૂપચાપ બિછાને પડી, હવે એનું દિલ જરાયે ધડકતું નહોતું. □

## સાભાર સ્વીકાર

અનસ્ત સૂર્ય : કાવ્યસંગ્રહ : કિસન સોસા, પ્ર. પોતે : પ્રણામી મંદિર પાસે, સૈયદપરા, સુરત-૨, મૂલ્ય ૧૫ રૂપિયા.

પરબનાં પાણી : લેખસંગ્રહ : પ્યાલો ત્રીજો, પ્રાપ્તિસ્થાન : મુંબઈ જૈન યુવક સંઘ, પ્રાર્થનાસમાજ, વી. પી. રોડ, મુંબઈ-૪.

## સહયાત્રી / બ્રાંકો કોપિચ

સ્કવોડ કમાન્ડર નિકોલેતીના પોતાની બ્રિગેડના મુખ્ય કાર્યાલયથી પાછળના કમાન્ડ તરફ જતો હતો. એને ટપાલ અને ત્રીસ લાખ લાયર લઈને જવાનું હતું. એ એનું કાયમનું કામ હતું, પણ આ વખતે એની સાથે છ વરસની નાની યહૂદી બાળકી પણ હતી. એને કમાન્ડને સુપરત કરવાની હતી. દુશ્મનોથી મુક્ત એવા વિસ્તારમાં એને વસાવવાની હતી. આ કામ એને માટે સાચે જ શિરદર્દ જેવું હતું.

'ઓ ભગવાન, મને બાળકોને પટાવતાં આવડતું નથી. એ કામમાં હું કાચો છું'. એણે નાની બાળકી પર નજર નાખતાં બ્રિગેડના હેડ-ક્વાર્ટરના સેક્રેટરીને કહ્યું હતું.

'અરે ભાઈ, આ તે કંઈ કામ છે? કોઈ મોરચો તો સંભાળવાનો નથી!' સેક્રેટરીએ હસતાં કહ્યું.

'એ તો હું જાણું છું, પણ માની લ્યો, રસ્તે ટેંક સાથે હુમલો શરૂ થઈ જાય, ટેંક ધસી જાય તો બિચારી શી રીતે જીવ બચાવશે?'

'બસ, આ જ છે તારી મર્દાનગી!' સેક્રેટરીએ એને સમજાવતાં કહ્યું, 'અરે ભાઈ, જેવી રીતે બગલમાં મશીનગન દબાવીને તું માઈલો સુધી ભાગે છે, એમ છોકરીને લઈને ભાગજે. જોને, એ કેવી હળવીફૂલ છે'.

'મશીનગનની વાત જુદી છે, આ તો જીવતીજાગતી બાળકી છે.'

'તું યે કેવી વાત કરે છે?' સેક્રેટરી અકળાયો, હજી થોડા દિવસ પર તો આ છોકરીને દુશ્મનના પંજામાંથી છોડાવી, અને હવે તું આવી

વાત કરે છે! આખર, તું શું ઈચ્છે છે? શું એને ક્યાંક ફેંકી દઈએ, બોલ !'

'ફેંકી દેવાનું કોણ કહે છે.... હું તો...' એને સમજાતું નહોતું. કે સેક્રેટરીને શો જવાબ આપું

અને એ રીતે બાળકી ચૂપચાપ એની સાથે થઈ ગઈ. છોકરી આત્મવિશ્વાસપૂર્વક ચાલતી હતી એ જોઈને નિકે પૂછ્યું, 'કેમ રે છોકરી, તને મારો ડર નથી લાગતો ?'

'ના ! છોકરીએ પોતાની મોટી મોટી આંખે એની સામે જોતાં કહ્યું. એના ભોળપણે નિકને મૂંઝવ્યો. એ મનોમન વિચારવા લાગ્યો કે શાણા માણસની જેમ કેવી મારી સામે જોઈ રહી છે. કોણ જાણે કયા દેશની હશે! વાળ કેવા લાલ છે! રાતે કોઈ કહેતું કે એ યહૂદી છે.

'એઈ છોકરી, તારું નામ શું છે?' નિકે સહેજ ધમકાવવાના સાદે પૂછ્યું.

'એર્ના !'

એર્ના ? આ વળી કઈ જાતિનું નામ ? તુર્ક છે કે જર્મની ? કોણ જાણે દોસ્ત નિક, તું અત્યારથી ગભરાય છે! હજી તો આ યુદ્ધમાં કેટલાયે લોકોને આમતેમ ફેરવવા પડશેઃ વિચારતાં વિચારતાં નિકનાં પગલાં ઝડપી થઈ ગયાં. પછી એણે છોકરીને પૂછ્યું, 'એઈ, તું કોણ છે?'

'જી, તમે શું કહ્યું ?'

'અરે, હું કોઈ પાદરી થોડો છું કે તું જી-જી કરે છે? હું પૂછું છું કે તું કોણ છે ?'

'નાની બાળકી !'

'વાહ, શો જવાબ છે–નાની બાળકી ! જાણે હું કહેતો ન હોઉં કે તું જર્મન ફોજની કમાન્ડર છે!' કહેતાં નિક થોભી ગયો. 'હું એમ પૂછું છું કે તું કઈ જાતિની છે? તું સર્બિયન, ક્રોટ કે મુસ્લિમ છે?'

છોકરી, યે થંભી ગઈ. હવે લાંબા લાંબા ડગ ભરતા સિપાહીનો એને ડર લાગવા માંડયો. એ કંપવા લાગી. એની વિસ્ફારિત આંખો

નિક પર મંડાઈ હતી.

નિકે પૂછ્યું 'શું થયું ? આમ ડોળા કાઢીને શું જુએ છે ?'

છોકરી બબડી, 'સાહેબ, તમે મને મારી નાખશો ?'

'અરે છોકરી, તેં શું કોઈ ગુનો કર્યો છે કે હું તને મારી નાખું ?'

નાની છોકરી દબાયેલા સાદે બોલી, 'કેમ કે હું યહૂદી છું.'

નિકે એને બનાવટી ગુસ્સો બતાવી ધમકાવી, 'તું તો શેતાન છે ! શું હું તને ફાંસિસ્ટ લાગું છું ? બોલ, આ પ્રચાર તને ક્યાંથી વળગ્યો ?'

એનો હજી યે નિકની સામે એકીટસે જોઈ રહી હતી. એ શરીરે સબધો સિપાહી, આંખની એ ભાષા જાણતો હોય તો એની પાસે વળી શી આશા રાખી શકાય ! એ ફરી ગરજ્યો, 'વારુ બોલ, તેં કોઈ ગુનો કર્યો છે ? આમ દૂધીની જેમ ચહેરો કેમ લટકાવી દીધો ? તને મારો ડર લાગે છે ?'

નાની છોકરી બબડી, 'હા.'

'ડરે છે ? તો બોલ, હું શું કરું ? ઠીક, મારી રાઈફલ તું જ લે, પકડ.' એમ કહીને પોતાની સ્વયંચાલિત રાઈફલ બાળકીના ખભે લટકાવી દીધી. એ દાંત ભીંસીને બોલ્યો, 'હું જ બદકિસ્મત કે મારી સાથે તને વળગાડી દેવામાં આવી ! આટલી વારમાં હું તને સમજાવી નથી શક્યો કે તને મારવાનો મારો કશો ઈરાદો નથી. વારુ, હજી યે તને મારો ડર લાગે છે...'

છોકરીએ નીચે મોઢે કહ્યું, 'હા, હજી યે ડર લાગે છે...'

'શેતાન ! વારુ બોલ, તને મારો ડર કેમ લાગે છે ?' એણે પોતાની છાતી થાબડીને કહ્યું, 'જરા મને જો, હું યે યહૂદી નથી, સંત નિકોલસના કસમ. શું એમણે તારી સાથે દુર્વ્યવહાર કર્યો ? શું તારા પર કોઈ અત્યાચાર થયો છે ?'

બાળકી ચૂપ થઈ ગઈ. એણે આંખો નમાવી દીધી. એનું માથું ગાઢ તામ્રવરણા વાળ નીચે છુપાઈ ગયું હતું. નિકને સમજાયું નહીં કે હવે શું કરું !

એણે બંને હાથ લંબાવી વહાલથી પૂછયું, 'જો, તું મારી પાસે શું ચાહે છે? હું તારાથી હાર્યો. તારે માટે મેં મારો ધર્મ બદલ્યો.... જૂના યુગોસ્લાવિયાની જેમ હું તારે શરણે આવ્યો છું. તો યે તુ...હવે તું શું ચાહે છે? શું હું આ નદીમાં કૂદી પડીને જીવ આપું?'

નિક નાની બાળકીને લઈને નાનકડી નદીના પુલ પર આવી ગયો. પાણીમાં ઉછળકૂદ કરતાં દેડકાંનાં બચ્ચાંને જોવા લાગ્યો. એને થયું કે હું પાણીમાં કૂદી પડું તો આ બાળકીને સારો બોધપાઠ મળશે. નાની બાળકી નિકની સામે ઉદાસ નજરે જોઈ રહી હતી. એ ક્ષણેક ડાબા પગે તો જમણા–એકે પગે ઊભી રહેતી.

'ચાલો, હવે ચાલવું છે ને?'

'હા ચાલો.' બાળકી હજી જાણે સંતુષ્ઠ થઈ નહોતી. હજી રાઈફલ એને વળગેલી હતી. એ ઘસડાતી નિકની પાછળ ચાલતી હતી. થોડી વાર એમ જ ચાલ્યા પછી એણે ડરતાં ડરતા કહ્યું, 'આ રાઈફલ બહુ ભારી છે, હું ઉઠાવી શકતી નથી.'

'એ તો ભારે હોય જ ને! વારુ, એ મને આપી દે હું જ ઉપાડીશ.'

આ બધાં પછી બાળકીનો ડર ઓસરવા લાગ્યો હતો. એણે હિંમત કરીને પૂછ્યું, 'આપણે કયા રસ્તે જઈ રહ્યા છીએ?'

'શું કહ્યું તેં?'

'મતલબ કે, આપણે કયા માર્ગે જઈ રહ્યાં છીએ?'

'માર્ગ? તું શું જાણવા માગે છે?'

'સાર્જન્ટ, તમે મૂરખ છો!',

'મૂરખ હશે તારો બાપ, હું નહીં!' નિકે બાળકી સામે જોયું અને બબડયો, 'એને અહીં માર્ગ જોઈએ છે! અરે, અરે, આ તો જંગલ છે, જંગલ! આપણે જંગલમાંથી પસાર થઇ રહ્યા છીએ!

'જંગલ? જંગલમાં તો ડાકુ હોય છે!' બાળકી ગભરાઈને બોલી

'ઓહો, ડાકુ! તો, તું યે અફવા માને છે? અરે છોકરી, ડાકુ તો શહેરોમાં હોય છે, તમારા માર્ગો પર!'

હવે તેઓ બર્ફથી ઢંકાયેલી એક નિર્જન ટેકરી પર ધીરેધીરે ચઢતાં હતાં. અચાનક બાળકીએ નિકનો હાથ પકડી લીધો અને ચીસ પાડી ઊઠી, 'જુઓ, પેલું વરૂ!' નિકે તરત એ દિશામાં જોયું, પછી હસતાં મજાકના મિજાજમાં બોલ્યો, વાહ વાહ, આ વરૂ છે? અરે મૂરખ, આ તો ગધેડું છે.' એણે એ પશુ તરફ તિરસ્કારથી જોયું, જાણે એ ગધેડું છે એ એનો પોતાનો દોષ હોય!

'આને તુ વરૂ કહે છે! બોલ, મૂરખ હું છું કે તું?'

ઓકવૃક્ષોનું જંગલ શરૂ થઈ ગયું હતું. નિક થોભ્યો. એણે કારતૂસોભર્યો કમરપટો ખોલ્યો અને બાળકીની સામે જોવા લાગ્યો.

'તું થાકી ગઈ હશે થોડીવાર આરામ કરીએ.'

ઓક વૃક્ષની એક કતાર નીચે એણે શરીર લંબાવ્યું. સિક્કાની થેલી માથા નીચે દબાવી, પછી નિશ્ચિતતાનો શ્વાસ ભરતાં એ બબડયો, 'હું શરત બકીને કહું છું કે અમીર લોકો જીવવા માંગતા હતા, એમના માથા નીચે પણ લાખોની થેલી હોત, પરન્તુ છાંયડે સૂતાં એ લોકો એમ જ વિચારતાં હતા. કે બીજા લોકો જાય જહન્નમમાં.' એની આંખ હજી મળી હતી ત્યાં બાળકીની ચીસે એને ચોંકાવ્યો, 'અરે સાર્જન્ટ, આ શું છે, જુઓ!'

નિકે ઊંઘે ઘેરાતી આંખો પરાણે ખોલી તે તરફ જોયું. પાસેના વૃક્ષ પર એક નાનકડો પડછાયો ઉપર જતો જણાયો, પછી એ ડાળોમાં ગુમ થઈ ગયો.

'એ શું છે? અરે મૂરખ, એ તો ખિસકોલી છે! એનાથી તું ડરે છે! જાણે દુશ્મનની ફોજને જોતી હોય તેમ!'

બાળકી વૃક્ષ પર નજર માંડી નિકોલેતીનાની નજીક સરકીને બેઠી 'અંકલ, મને ડર લાગે છે!'

'અરે, અરે!' 'સ્કવોડ કમાન્ડરે હાથ હલાવી એને ધમકાવી, 'હું જાણતો હતો, તું આમ જ મને હેરાન કરશે. ભગવાન ન કરે કે દુશ્મનની ટેંક આ તરફ આવે। એમ બને તો તો ધાંટા પાડીપાડીને તું જ મને પકડાવી દે અને આપણે એમના હાથે ઝલાઈ જઈએ.'

એનીએ ગંભીર થઈને એની સામે જોયું. એ બોલીઃ 'અંકલ,

એણે બન્ને હાથ લંબાવી વહાલથી પૂછયું, 'જો, તું મારી પાસે શું ચાહે છે? હું તારાથી હાર્યો. તારે માટે મેં મારો ધર્મ બદલ્યો.... જૂના યુગોસ્લાવિયાની જેમ હું તારે શરણે આવ્યો છું. તો યે તું...હવે તું શું ચાહે છે? શું હું આ નદીમાં કૂદી પડીને જીવ આપું?'

નિક નાની બાળકીને લઈને નાનકડી નદીના પુલ પર આવી ગયો. પાણીમાં ઉછળકૂદ કરતાં દેડકાંનાં બચ્ચાંને જોવા લાગ્યો. એને થયું કે હું પાણીમાં કૂદી પડું તો આ બાળકીને સારો બોધપાઠ મળશે. નાની બાળકી નિકની સામે ઉદાસ નજરે જોઈ રહી હતી. એ ક્ષણેક ડાબા પગે તો જમણા—એકે પગે ઊભી રહેતી.

'ચાલો, હવે ચાલવું છે ને?'

'હા ચાલો.' બાળકી હજી જાણે સંતુષ્ઠ થઈ નહોતી. હજી સાઈકલ એને વળગેલી હતી. એ લસડાતી નિકની પાછળ ચાલતી હતી. થોડી વાર એમ જ ચાલ્યા પછી એણે ડરતાં ડરતા કહ્યું, 'આ સાઈકલ બહુ ભારી છે, હું ઉઠાવી શકતી નથી.'

'એ તો ભારે હોય જ ને! વારુ, એ મને આપી દે હું જ ઉપાડીશ.'

આ બધાં પછી બાળકીનો ડર ઓસરવા લાગ્યો હતો. એણે હિંમત કરીને પૂછયું, 'આપણે કયા રસ્તે જઈ રહ્યા છીએ?'

'શું કહ્યું તેં?'

'મતલબ કે, આપણે કયા માર્ગે જઈ રહ્યાં છીએ?'

'માર્ગ? તું શું જાણવા માગે છે?

'સાર્જન્ટ, તમે મૂરખ છો!',

'મૂરખ હશે તારો બાપ, હું નહીં!' નિકે બાળકી સામે જોયું અને બબડયો, 'એને અહીં માર્ગ જોઈએ છે! અરે, અરે, આ તો જંગલ છે, જંગલ! આપણે જંગલમાંથી પસાર થઇ રહ્યા છીએ!

'જંગલ? જંગલમાં તો ડાકુ હોય છે!' બાળકી ગભરાઈને બોલી

'ઓહો, ડાકુ! તો, તું યે અફવા માને છે? અરે છોકરી, ડાકુ તો શહેરોમાં હોય છે, તમારા માર્ગો પર!'

હવે તેઓ બર્ફથી ઢંકાયેલી એક નિર્જન ટેકરી પર ધીરેધીરે ચઢતાં હતાં. અચાનક બાળકીએ નિકનો હાથ પકડી લીધો અને ચીસ પાડી ઊઠી, 'જુઓ, પેલું વરૂ!' નિકે તરત એ દિશામાં જોયું, પછી હસતાં મજાકના મિજાજમાં બોલ્યો, વાહ વાહ, આ વરૂ છે? અરે મૂરખ, આ તો ગધેડું છે.' એણે એ પશુ તરફ તિરસ્કારથી જોયું, જાણે એ ગધેડું છે એ એનો પોતાનો દોષ હોય!

'આને તુ વરૂ કહે છે! બોલ, મૂરખ હું છું કે તું?'

ઓકવૃક્ષોનું જંગલ શરૂ થઈ ગયું હતું. નિક થોભ્યો. એણે કારતૂસોભર્યો કમરપટો ખોલ્યો અને બાળકીની સામે જોવા લાગ્યો.

'તું થાકી ગઈ હશે થોડીવાર આરામ કરીએ.'

ઓક વૃક્ષની એક કતાર નીચે એણે શરીર લંબાવ્યું. સિક્કાની થેલી માથા નીચે દબાવી, પછી નિશ્ચિતતાનો શ્વાસ ભરતાં એ બબડયો, 'હું શરત બકીને કહું છું કે અમીર લોકો જીવવા માંગતા હતા, એમના માથા નીચે પણ લાખોની થેલી હોત, પરન્તુ છાંયડે સૂતાં એ લોકો એમ જ વિચારતાં હતા. કે બીજા લોકો જાય જહન્નમમાં.' એની આંખ હજી મળી હતી ત્યાં બાળકીની ચીસે એને ચોંકાવ્યો, 'અરે સાર્જન્ટ, આ શું છે, જુઓ!'

નિકે ઊંઘે ઘેરાતી આંખો પરાણે ખોલી તે તરફ જોયું. પાસેના વૃક્ષ પર એક નાનકડો પડછાયો ઉપર જતો જણાયો, પછી એ ડાળોમાં ગુમ થઈ ગયો.

'એ શું છે? અરે મૂરખ, એ તો ખિસકોલી છે! એનાથી તું ડરે છે! જાણે દુશ્મનની ફોજને જોતી હોય તેમ!'

બાળકી વૃક્ષ પર નજર માંડી નિકોસેતીનાની નજીક સરકીને બોલી 'અંકલ, મને ડર લાગે છે!'

'અરે, અરે!' 'સ્કવોડ કમાન્ડરે હાથ હલાવી એને ધમકાવી, 'હું જાણતો હતો, તું આમ જ મને હેરાન કરશે. ભગવાન ન કરે કે દુશ્મનની ટેંક આ તરફ આવે! એમ બને તો તો ઘાંટા પાડીપાડીને તું જ મને પકડાવી દે અને આપણે એમના હાથે ઝલાઈ જઈએ.'

એનીએ ગંભીર થઈને એની સામે જોયું. એ બોલીઃ 'અંકલ,

એણે બંને હાથ લંબાવી વહાલથી પૂછયું, 'જો, તું મારી પાસે શું ચાહે છે? હું તારાથી હાર્યો. તારે માટે મેં મારો ધર્મ બદલ્યો.... જૂના યુગોસ્લાવિયાની જેમ હું તારે શરણે આવ્યો છું. તો યે તું...હવે તું શું ચાહે છે? શું હું આ નદીમાં કૂદી પડીને જીવ આપું?'

નિક નાની બાળકીને લઈને નાનકડી નદીના પુલ પર આવી ગયો. પાણીમાં ઉછળકૂદ કરતાં દેડકાંનાં બચ્ચાંને જોવા લાગ્યો. એને થયું કે હું પાણીમાં કૂદી પડું તો આ બાળકીને સારો બોધપાઠ મળશે. નાની બાળકી નિકની સામે ઉદાસ નજરે જોઈ રહી હતી. એ ક્ષણેક ડાબા પગે તો જમણા–એકે પગે ઊભી રહેતી.

'ચાલો, હવે ચાલવું છે ને?'

'હા ચાલો.' બાળકી હજી જાણે સંતુષ્ઠ થઈ નહોતી. હજી રાઈફલ એને વળગેલી હતી. એ ઘસડાતી નિકની પાછળ ચાલતી હતી. થોડી વાર એમ જ ચાલ્યા પછી એણે ડરતાં ડરતા કહ્યું, 'આ રાઈફલ બહુ ભારી છે, હું ઉઠાવી શકતી નથી.'

'એ તો ભારે હોય જ ને! વારુ, એ મને આપી દે હું જ ઉપાડીશ.'

આ બધાં પછી બાળકીનો ડર ઓસરવા લાગ્યો હતો. એણે હિંમત કરીને પૂછયું, 'આપણે કયા રસ્તે જઈ રહ્યા છીએ?'

'શું કહ્યું તેં?'

'મતલબ કે, આપણે કયા માર્ગે જઈ રહ્યાં છીએ?'

'માર્ગ? તું શું જાણવા માગે છે?'

'સાર્જન્ટ, તમે મૂરખ છો!',

'મૂરખ હશે તારો બાપ, હું નહીં!' નિકે બાળકી સામે જોયું અને બબડયો, 'એને અહીં માર્ગ જોઈએ છે! અરે, અરે, આ તો જંગલ છે, જંગલ! આપણે જંગલમાંથી પસાર થઇ રહ્યા છીએ!

'જંગલ? જંગલમાં તો ડાકુ હોય છે!' બાળકી ગભરાઈને બોલી

'ઓહો, ડાકુ! તો, તું યે અફવા માને છે? અરે છોકરી, ડાકુ તો શહેરોમાં હોય છે, તમારા માર્ગે પર!'

હવે તેઓ બર્ફથી ઢંકાયેલી એક નિર્જન ટેકરી પર ધીરેધીરે ચઢતાં હતાં. અચાનક બાળકીએ નિકનો હાથ પકડી લીધો અને ચીસ પાડી ઊઠી, 'જુઓ, પેલું વરુ!' નિકે તરત એ દિશામાં જોયું, પછી હસતાં મજાકના મિજાજમાં બોલ્યો, વાહ વાહ, આ વરુ છે? અરે મૂરખ, આ તો ગધેડું છે.' એણે એ પશુ તરફ તિરસ્કારથી જોયું, જાણે એ ગધેડું છે એ એનો પોતાનો દોષ હોય!

'આને તુ વરુ કહે છે! બોલ, મૂરખ હું છું કે તું?'

ઓકવૃક્ષોનું જંગલ શરૂ થઈ ગયું હતું. નિક થોભ્યો. એણે કારતૂસોભર્યો કમરપટો ખોલ્યો અને બાળકીની સામે જોવા લાગ્યો.

'તું થાકી ગઈ હશે થોડીવાર આરામ કરીએ.'

ઓક વૃક્ષની એક કતાર નીચે એણે શરીર લંબાવ્યું. સિક્કાની થેલી માથા નીચે દબાવી, પછી નિશ્ચિતતાનો શ્વાસ ભરતાં એ બબડયો, 'હું શરત બકીને કહું છું કે અમીર લોકો જીવવા માંગતા હતા, એમના માથા નીચે પણ લાખ્ખોની થેલી હોત, પરન્તુ છાંયડે સૂતાં એ લોકો એમ જ વિચારતાં હતા. કે બીજા લોકો જાય જહન્નમમાં.' એની આંખ હજી મળી હતી ત્યાં બાળકીની ચીસે એને ચોંકાવ્યો, 'અરે સાર્જન્ટ. આ શું છે, જુઓ!'

નિકે ઊંઘે ઘેરાતી આખો પરાણે ખોલી તે તરફ જોયું. પાસેના વૃક્ષ પર એક નાનકડો પડછાયો ઉપર જતો જણાયો, પછી એ ડાળોમાં ગુમ થઈ ગયો.

'એ શું છે? અરે મૂરખ, એ તો ખિસકોલી છે! એનાથી તું ડરે છે! જાણે દુશ્મનની ફોજને જોતી હોય તેમ!'

બાળકી વૃક્ષ પર નજર માંડી નિકોલેતીનાની નજીક સરકીને બેઠી 'અંકલ, મને ડર લાગે છે!'

'અરે, અરે!' 'રકવોડ કમાન્ડરે હાથ હલાવી એને ધમકાવી, 'હું જાણતો હતો, તું આમ જ મને હેરાન કરશે. ભગવાન ન કરે કે દુશ્મનની ટેંક આ તરફ આવે। એમ બને તો તો ઘાંટા પાડીપાડીને તું જ મને પકડાવી દે અને આપણે એમના હાથે ઝલાઈ જઈએ.'

એનીએ ગંભીર થઈને એની સામે જોયું. એ બોલી: 'અંકલ,

હું ટેંકોથી નથી ડરતી.'

'લ્યો, આ શું કહે છે તે સાંભળો!' સ્કવોડ કમાન્ડરે ઘાંટો પાડયો. 'તારા જેવી ડરપોક છોકરી ટેંકોથી નથી ડરતી, વાહ! કહેવું પડે!'

'હું સાચું કહું છું, હું ટેંકોથી નથી ડરતી. ટેંકો તો અમારી ગલીમાંથી રોજ પસાર થતી હતી. નાની ટેંક પણ અને ભારે ટેક પણ. મોટા માણસો ટેંકો જોઈને ડરતા હતા, પણ અમે બાળકો જરા યે ડરતાં નહોતાં.

'સાચું કહે છે?'

'અંકલ, તમે ટેંકોથી ડરો છો?'

શો જવાબ આપવો તે નિકોને સૂઝયું નહીં. એણે ગળું ખંખારી, તે આસપાસ જોઈને ધીમા સાદે કહ્યું, 'ઠીક, મારી વાત સાંભળ! તું ટેંકોથી ન ડરે તો હું શા માટે ડરું? પણ સાચી વાત એ છે કે કોઈ ટેંક ટેકરી પર ધડધડાટ ચઢે... પણ જવા દે!'

બાળકીએ આંખો નચવતા કહ્યું, 'એના પર પણ શેતાનનો ચહેરો હોય છે?'

'બિલકુલ નહીં, સાર્જન્ટે સ્વીકાર્યું'.

બાળકી આમતેમ આંટા મારવા લાગી. પછી નિક પાસે આવી, એક આંગળીથી એને સ્પર્શીને ધીમેથી બોલી, 'અંકલ, તમે શેનાથી ડરો છો?'

'કેવો વાહિયાત સવાલ! હું વળી કોનાથી ડરું?' નિકે ગર્વથી કહ્યું. બાળકીએ ભોળે ભાવે પૂછેલો સવાલ એને સ્પર્શી ગયો. પોતાના મનોભાવને છુપાવતો બનાવટી ગુસ્સાથી બાળકીને ધમકાવતો એ બોલ્યો, 'અંકલ અંકલ વળી શું છે? મારું નામ નિકોલા છે. તું મને અંકલ નિકોલા કહી શકે છે.'

સ્કવોડ કમાન્ડરે વળી ટપાલથેલો ખભે નાખ્યો, રાઈફલ ઉપાડી, કમરપટો કસ્યો અને કોઈ બીજા સિપાહીને કહેતો હોય એમ બોલ્યો, 'કોમરેડ એનાં, આપણે હવે આગળ ચાલીએ?'

'ચાલો, ચાલવા માંડીએ કોમરેડ નિકોલા!' 

## પીનલ કોલોની / સાંદીપનિ

એ એમ માનતો કે સમારંભ કરવા માટે માત્ર માણસની હેસિયત જ બસ છે. ઘણા સમયથી એ સમારંભ યોજવાની આશા રાખતો હતો પણ યોજી શક્યો ન હતો. એને લાગ્યું કે એ અંગે મારી હેસિયત તો પૂરેપૂરી છે, પણ આ સમાજની જ એવી હેસિયત નહીં હોય એટલે હું સમારંભ યોજી શકતો નથી, પણ પોતાના એ અભિપ્રાયને સમાજ સજા માની લ્યે તો ? એટલે એ અભિપ્રાય આપતો નહીં. એને લાગતું કે આ દુનિયામાં એક જ કામ છે–કદી યે કોઈને સજા નહીં કરવી તે!

એ સવારે સમારંભ યોજી શકાશે એવી સદ્‌ભાવનાથી સવારે છાપું હાથમાં લેતો અને જેમજેમ એ વાંચતો જતો તેમતેમ નિરાશ થતો જતો. કોઈને કોઈએ સજા કરી જ હોય કારણ કે કોઈને કોઈએ ગુનો કર્યો જ છે એવું રોજરોજ પુરવાર થતું. એને થયું કે વિજ્ઞાને આટલી બધી શોધો કરી તો કોઈ વિજ્ઞાનીએ સજા નહીં કરવાનું યંત્ર કેમ નહીં શોધ્યું હોય ? એમ ન થયું તો કોઈ વૈયાકરણી ભાષાને જ સજા થઈ શકે જ નહીં એવી કેમ બનાવી દેતો નથી ! એણે 'પોલિસ લાઈન્સ'નું બોર્ડ વાંચ્યું ત્યારે એને થયેલું ખરું કે અહીં તો 'પીનલ કોલોની' એવું બોર્ડ મારવું જોઈએ. અહીં પીનલકોડ જ રહે છે એવું એને લાગતું પણ કોઈને કહેતો નહીં કારણ કે કોઈને ય સજા નહીં કરવી એવું તે માનતો. બ્રહ્માએ માણસનું સર્જન કર્યું એમ પુરાણકથા કહે છે, એને બદલે સજા કરવાનું યંત્ર

બનાવ્યું એવું કેમ કહેવાયું નથી? અથવા ઈશ્વર બનાવવાનું યંત્ર બનાવ્યું એમ કેમ ન કહેવાયું? કારણ કે માણસ આવ્યો તે પછી જ ઈશ્વર આવ્યા ને? સત્તાવાર સ્વીકૃતિ બીજા કોણે આપી? પણ કશું બનાવવું એટલે જેનાથી એ બનાવાયું હોય તે પદાર્થને સજા કરવી એવું જ્ઞાન તો એને નહીં સાંપડયું હોય? પણ આવા બધા વિચાર આવે એ પોતાને સજા કરવી એવું નહીં? હું મારી જાતને પોતે જ કોઈને ય સજા નહીં થઈ હોય એ માટે, એ દિવસે સમારંભ યોજવાને અયોગ્ય બનાવી દઉં છું, એવું નહીં–એવો વિચાર પણ એને આવતો.

પીનલ કોલોનીના એક સભ્યે 'સૂર્યને સજા કરો' એવું કહ્યું ત્યારે એને લાગ્યું કે સજા કરવાનું જ્ઞાન આપે તે જ પ્રકાશ એવો અર્થ રૂઢ થયો હોવો જોઈએ! પોતાને સજા નહીં કરી શકનાર બીજાને સજા કરીને મનોરોગમાંથી મુક્ત થઈ શકતો હશે? પણ સજાને બદલે ખુશીનો સમારંભ યોજીને મુક્ત રહી શકાય નહીં? બીજાને સજા કરવાનો ગુનો દરેક માણસ કરે નહીં તો પીનલ કોલોનીની ખરેખર સ્થાપના થઈ ગણાય નહીં અને એવી સ્થાપના ન થાય ત્યાં સુધી દુનિયા અને માણસજાત અધૂરી રહી જવાનો ભય રહેતો હશે! સજાનું મૂળ ખરેખરનો કે પછી કાલ્પનિક ભય હશે. ભય વિના પીનલ કોલોનીના સ્થાપના શી રીતે થઈ શકે! ભય આવે પછી નિર્ભય થવાની જવાબદારી આવે એટલે સજા કરવાની જવાબદારી આવે–પણ ખુદ ભય એજ સજા નથી? પણ એનો અભિપ્રાય સજા કર્યા જેવો નીવડે એ શકયતાએ (ભયે નહીં) એ કોઈને એવું કહેતો નથી. બધા સજા, સજા બોલ્યા કરે છે એમ કહીને તો ભયની જ સ્થાપના કરે છે, છતાં કહે છે કે મારે તો સત્યની, ઈશ્વરની સ્થાપના કરવી છે.! અંગત ખુશીની સ્થાપના કરવા માટે સજા કરવી જોઈએ એવું તો માણસ નહીં માનતો હોય? કારણ કે કોઈને એ સજા કરે છે ત્યારે કેવો ખુશખુશ દેખાય છે! એવું નહીં બનતું હોય કે સજા કરનારો ખુશ થાય એ માટે કોઈકને કોઈકને પાપ કરવાની ફરજ બજાવવી પડતી હોય? પાપ નહીં તો ગુન્હો કરવો પડતો

હોય ? પણ એને સહેજસાજ જાણનારે કહ્યું કે તું ખરેખર સાહસિક છે કે સારવાર ન કરાવવી પડે અને તારો વિચારરોગ ચાલુ રહે એ માટે તું મેન્ટલ હૉસ્પિટલમાં જતો નથી ! ત્યારે એને ક્ષોભ તો થયો છતાં મનોમન વિચારવાનું સાહસ થઈ ગયું કે પીનલ કોલોનીનું નામ બીજું મેન્ટલ હૉસ્પિટલ હશે ! ગુન્હો એ ગાંડપણ છે એવું સજા કરનારો કહે ખરો, પણ માણસ એવો ગફલતી છે કે બીજાને સજા કરવાનો વિચાર કરે તે સાથે જ એ પોતાને સજા કરે છે–ના, મેં મને સજા કરી જ નથી એવું બતાવવા માટે તેને બીજાને સજા કરવી પડતી હશે ! ?

આ પીનલ કોલોનીમાં ગુના સિવાય બીજી કોઈ શકયતા જ નથી ? ગુના વિશે મતભેદ થાય, પણ સજા કરવા વિશે મતભેદ નહીં ! ગુના વિશેના મતભેદને કારણે સજા ઓછીવત્તી થાય એ જ ને ? મૂળે સજા થઈ એટલું જ સાંત્વન બસ !

મા–બાપ શા માટે હોવાં જોઈએ ? સજા કરવાનું શિક્ષણ આપવા માટે ! પુત્ર શા માટે હોવો જોઈએ ? સજા કરવાની પરંપરા ચાલુ રહે એ માટે ? પુત્રે પિતા શા માટે બનવું જોઈએ ? પોતે પુત્રને સજા કરવાનું શિક્ષણ આપી શકે અને તે પરંપરા ચાલુ રાખે એ માટે ! સમાજ અથવા બીજો માણસ શા માટે હોવો જોઈએ ? પોતાના સજા કરવાના અધિકારનું પાલન–રક્ષણ થાય એ માટે ! આવા ગાંડા કહેવાતા કે ગુનાહિત કહેવાતા વિચાર એને આવતા. એને લાગતું કે મારાથી ગુના કરવા સિવાય કશું બનતું જ નથી કે શું !

સમાજમાં રોજરોજ સમારંભો થતા ! એને આશ્ચર્ય થતું કે હું વર્ષોથી સમારંભ કરેવાનું વિચારું છું, એ માટેની મારી પૂરી હેસિયત હોવા છતાં હું એકે સમારંભ યોજી શકયો નથી–તો આ લોકોએ સમારંભો યોજવાનું કોઈ યંત્ર તો બનાવ્યું નહીં હોય ? બધું એકસરખા માપ અને ઘાટનું બનતું એટલે એનો વહેમ પાકો થતો ! બધું બીબાં-ઢાળ, કશી જ ખોડખાંપણ વિનાનું બને જ શી રીતે ! એ જ પ્રમુખ, એ જ ભાષણ, એ જ ઠાવકી ખુશાલી, એજ ફૂલો, એક જ ઘાટના

પુષ્પહાર! એને લાગતું કે યંત્ર બનાવવું એ જ ગુનો નહીં? જે સરખાપણાના, યાંત્રિકપણાના ગુના પ્રોડક્ટ કર્યા જ કરે? સજા પણ વળી તાળાની કૂંચી જુદી, તિજોરીની કૂંચી જુદી, વૉલ્ટખાનાની કૂંચી જુદી–છતાં સરખી, યાંત્રિક પ્રોડક્ટ! કાંટાળા તાજની ડિઝાઈન યુગો પછી પણ પલટાઈ નથી! ઈજનેરી કળાનો, કહે છે કે વિકાસ થયો છે, પણ પીનલ કૉલોનીની ડિઝાઈન કાંટાળા તાજ જેટલી જ જૂની ને સ્થિતિસ્થાપક છે!

સમારંભ યોજવાના અભાવે એ બાળકોને થાબડીને મૂગાં અભિનંદન આપતો, કારણ કે બાળકો કોઈને સજા કરતાં નથી, કોઈને મારી બેસે ત્યારે મા-બાપ મને ન મારે એવા ખ્યાલે નહીં, પણ પશ્ચાત્તાપે પોતે જ રડવા માંડે છે.! પીનલ કૉલોનીની આબોહવા જ એવી છે કે ખુદ બાળકને પણ સાંજ પડતાં સુધીમાં અનાયાસ લાગે કે મેં ગુનો કર્યો છે એટલે એ પશ્ચાત્તાપે સાંજ સુધીમાં રડયા વિના રહે નહીં.!

એ કદાચ આવું બધું વિચારી વિચારીને ભૂલ પર ભૂલ કર્યે જતો હશે એનું કારણ પણ 'ક્ષમા વીરનું ભૂષણ છે' એટલે સજા જ નહીં, ક્ષમા આપનારા વીરોના સમાજમાં એ જીવતો હશે. અલબત્ત, ક્ષમા કરતાં સજા વધારે લોકપ્રિય હોવાનો એને વહેમ છે ખરો, એમાં કોઈનો શો વાંક? સજા કરનારો જ વધારે વીર દેખાય છે. પીનલ કૉલોની વીરભૂમિ પર ઊભેલી છે □

## તખલ્લુસ / અલગારી

અજાણ્યા રહેવાનું અવર્ણનીય સુખ જાળવી રાખવા તેણે તખલ્લુસ રાખ્યું, ત્યારે ખબર નહીં કે ચહેરે કાળી જાળી રાખીને જનાર તરફ લોકોનું ધ્યાન વધારે જાય છે. અજાણ્યા રહેવાની જે શાસ્ત્રીય રીતો છે તેનો ભંગ કરી જાહેરમાં ફરીને અજાણ્યા રહેવાનો દ્રવિડી વ્યાયામ કરો એથી તો વધારે જાણીતા થવાનું પરિણામ આવે! કોઈ સ્ત્રી દરરોજ નિયત સમયે નિયત માર્ગેથી પસાર થાય તેની ખાસ નોંધ લેવાય નહીં, પણ કોઈ પરદેનશીન સ્ત્રી એવી નિયમિતતાથી આવ-જા કરે તેની ગંભીર જ નહીં, રસિક નોંધ પણ લેવાય! ઘણા બધા ખુલ્લા ચહેરા વચ્ચે એક ઢાંકેલો ચહેરો જ હોય તો તે જ જાણીતો થાય! ખુલ્લા ચહેરાવાળા રાહદારી અજાણ્યા રહેવાનું સુખ અનુભવે પણ તે પરદેનશીન રાહદારીને મળે નહીં. તખલ્લુસ રાખવાથી પણ પરદેનશીન નારી જેટલા જ જાણીતા થવાય એનો બોધ થતાં મૂળ નામે લખવા માંડયું પણ પેલી સ્ત્રી વિના બુરખે પસાર થાય તો યે લોકો તો તેને 'બુરખાવાળી' જ કહે તેમ લેખકને પણ 'તખલ્લુવાળો' જ કહે!

કોઈકોઈ પરિણિતા કોઈકોઈ વાર કહે છે—મને એકલી રહેવા દો! ત્યારે એનો અર્થ એ પણ હોય છે કે મને એકાંતમાં રહેવા દો! એને એકાન્તમાં એકલી રહેવા દેવામાં આવે તે સાથે જ તે ઘરમાં, પછી આસપાસમાં અને છેવટે સમાજમાં જાણીતી થવા માંડે છે! લોકો જ કદાચ સૌની વચ્ચે હોવા છતાં એકલા હતા, પણ એકાન્તમાં એકલી રહેવા પ્રયત્ન કરતી સ્ત્રી વિશેની વાતોએ એમને એકબીજાની નજીક લાવી દીધા! એમણે એકાંતને ભરી દીધું! નજીક આવીને સૌએ પોતાની બાદબાકી કરી નાખી અને એકાન્તમાં એકલી રહેલી સ્ત્રીને સર્વત્ર વ્યાપક કરી દીધી! એમાં પછી કંઈક ચાર જણાએ પરિચિત કરેલા હાથી જેવું પણ બને! આખા હાથીને બદલે હાથીના અંગો હાથી બની જાય! હાથી એક જ હોય છતાં એની સંખ્યા વધી જાય! હાથી આમ એકાંગી બને પણ દરેક અંગ હાથી બની જાય આથી હાથી અનેકાંગે વધારે જાણીતો થાય. એકાન્ત, એકલતા જ નહીં એકાંગ પણ જાણીતાં થાય! એકાંગી થવામાં પણ અજાણ્યા નહીં રહેવાનું જોખમ છે. લોકો સ્પેશિયાલિસ્ટને વધારે જાણે છે. ઘરમાં દસ ઓરડા હોય પરન્તુ જે ઓરડામાં સ્ત્રી એકલી, એકાન્ત ભોગવતી હોય તે જ જાણીતો થાય! ખાસ કરીને એકાન્તવાસી એ જ ઓરડામાં રહે ત્યાં સુધી બીજા ઓરડાઓનું અસ્તિત્વ જ મટી જાય! બનવાજોગ છે કે આપણે અજાણ્યા રહેવા માટે કોઈક યુક્તિ કરીએ તો આપણે તો વધારે પડતા જાણીતા થઈએ જ, પણ એથી બીજાઓની ઓછાવત્તા સમય માટે બાદબાકી થઈ જાય! કેટલાક આપણામાં રસ લઈને જ પોતાની જાતને ઓગાળી નાખે!

એકાન્તમાં તપ કરતાં સાધુને જોવા જનારા પોતાનું એકાન્ત અને અંગત ઓળખ ગુમાવે જ છે—માત્ર 'સરેરાશ જિજ્ઞાસુ' બની જાય છે! પણ માણસ એવા જાહેર એકાન્ત અને શૂન્યતા સમજી જ શકતો નથી! એને તો એમ છે કે હું એકાન્તમાં રહું, છદ્મવેશમાં રહું અને એકલો રહું! પણ કોઈ બિલ્ડીંગના કોઈ એક બ્લોકમાં દસ

માણસો રહે એ કરતાં કોઈ બ્લોકમાં એક માણસ એકલો રહેતો હોય તે જ વધારે જાણીતો થાય! આ બ્લોકમાં દસ માણસ રહે છે એવી ચર્ચા કોઈ કરતું નથી, પણ પેલા બ્લોકમાં પેલો એકલો રહે છે—એવી ચર્ચાથી એ વિખ્યાત થતો જાય છે. દસ માણસો શું કરે છે એ જાણવામાં કોઈને રસ નથી, પણ એક માણસ, એકલો એકલો શું કરે છે—એ સૌની જિજ્ઞાસાનો વિષય બને છે.

બધા વાદો કરતાં શૂન્યવાદ માત્ર ગણિતમાં જ નહીં, વાદોમાં ય વધારે જાણીતો થયો. શૂન્યના આકારો અને આકૃતિઓ મોટી સંખ્યામાં માણસોએ વિચારી કાઢી! મારે 'રમેશ' થઈ જવું છે એવું કહે તે તરફ કોઈ ધ્યાન આપતું નથી, 'મારે એકડો થવું છે' એમ કહે છે તો 'થા ત્યારે–' એવો સહજ ભાવ દર્શાવાય પણ કોઈ કહે કે 'મારે શૂન્ય થઈ જવું છે' તો? કઈ રીતે થાય છે, કેમ કરીને થાય છે એવી જિજ્ઞાસાથી લોકોમાં એ વિચારણીય રીતે જાણીતો થઈ જાય છે!

શૂન્યથી ગણિત મંડાય છે અને એક વ્યાપક જાણીતું શાસ્ત્ર બને છે! લોકો બ્લેકબોર્ડ અને સ્લેટ પર શૂન્ય ચીતરે છે, એક શૂન્ય અનેક થઈ જાય છે, કોઈ જાડી રેખાથી શૂન્ય ચીતરે છે, કોઈ પાતળી રેખાથી, તો કોઈ સફેદ ચોકથી તો ઘણા, જુદા જુદા રંગના ચોકથી! શૂન્ય બધી રીતે નિશ્ચિત હોવા છતાં તે આવું છે, તે તેવું છે, તેમાં પોલાણ સફેદ અને ધારી અમુક રંગની છે, રેખાના મીંડાએ પોલા મીંડાને પેટાભાડૂત રાખ્યું છે—એવા અનેક વિવાદો વિસ્તરે છે.

અજાણ્યા રહેવાનું સુખ એટલે શું? સુખ બધાં જ વિવાદાસ્પદ હોય છે! પ્રમાણમાં દુઃખો કેટલાં વિવાદથી પર હોય છે! વિવાદ હોય તે પણ એ કે એ વળી એને દુઃખ શેનો કહે છે? એ તો એની માન્યતા છે! તું દુઃખી છે તો પછી તારા જેવો જ તારા જેવી જ હાલતમાં જીવતો અને છતાં પોતાને દુઃખ જેવું કશું જ નથી એવી રીતે જીવતો માણસ શું છે? તે દુઃખી નથી તો પછી તું શેનો દુઃખી છે? એટલે અંશે જ દુઃખ વિવાદાસ્પદ હોય તો હોય!

તખલ્લુસ વિના પોતાના નામે અજાણ્યા રહેવાનું ઘણા માટે શક્ય બન્યું છે, પણ તેમને અજાણ્યા રહેવાથી જે સુખ મળે તે મળતું નથી.' બધા જેવું જ લખે છે, એ તો લખ્યા જ કરે છે, એ રીતે ઘણા લેખકો અજાણ્યા રહે છે, પણ એ માટે મળતું સુખ એમને મળતું નથી. ટોળામાં જ એકલા હોઈએ પણ એકલતાનું સુખ નહીં મળે, સુખ ટોળાનું જ મળે. ટોળું વળી ખુશ થાય કે વિફરે ત્યારે જાણીતા થવાની કામચલાઉ આફત, કારણ કે ટોળું કાયમ કોઈ એક પર જ ખુશ થતું કે વિફરતું નથી ! □

**એક નામે સુજાતા :** વાર્તાસંગ્રહ : ભારતી દલાલ, પ્ર. સમન્વય, હિંગળાજ માતાનો ખાંચો, નવરંગપરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯, મૂલ્ય ૨૦ રૂપિયા.

**ગઝલ નામે સુખ :** ગઝલો-મુક્તકોનો સંગ્રહ : અમૃત ઘાયલ, પ્ર. સૌ. ભાનુમતી અમૃતલાલ ભટ્ટ, 'દેવઅમી', ૧૬, ભક્તિનગર સોસાયટી, રાજકોટ-૩૬૦ ૦૦૨, મૂલ્ય ૨૫ રૂપિયા.

**શાન્તવન સત્સંગ :** અમૃત ઘાયલ, સંપર્ક : ત્રિમૂર્તિ પ્રકાશન, રિલિફ સિનેમાની ગલી, હોટલ પ્લાઝાની સામે, અમદાવાદ-૧

**વર્ષાકાવ્યોત્સવ :** વર્ષાકાવ્યોનો સંગ્રહ : સં. ધીરેન ગાંધી, રંગરેખા ટ્રસ્ટ પ્રકાશન, સુરૂપ મુદ્રિકા, કન્યા છાત્રાલય સામે, યાજ્ઞિક રોડ, રાજકોટ, વિના મૂલ્ય.

**કાવેરીને કાંઠે વિચારમેળો :** સંપાદકો : ડૉ. ગુણવન્ત શાહ, ડૉ. વિનોદ પટેલ, પ્ર. ઈન્ટરનેશનલ એસોશિયેશન ઓફ એજ્યુકેટર્સ ફોર વર્લ્ડ પીસ, ગુજરાત રાજ્ય દક્ષિણ C/o. શિક્ષણભવન, દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી, સૂરત-૩૯૫૦૦૭. મૂલ્ય પુસ્તક પ્રીતિ.

# કંડાવટી

વિવેચન

હરિવલ્લભ ભાયાણી

ચિંતન

ડૉ. સુરેશ હ. જોષી

વિનોદ

રતિલાલ 'અનિલ'

નવલિકા

વિજય શાસ્ત્રી

હિમાંશી શેલત

હાઈનરિખ બ્યોલ

(ભારતી દલાલ)

હોર્હે લૂઈ હોર્હેસ

(અરુણ અડાલજા)

કૅથેરાઇન મેન્સફીલ્ડ

(ભાલચંદ્ર ભટ્ટ)

લાવ્યાં છે ફૂલ
શાની જુઓ રાહ
ના સમજાયું



અંકાય વધુ
કિંમત વિરહમાં
મિલનથીયે

અભિવ્યક્તિનો તલસાટ અનુભવતી
કલમની પ્રસાદી

# આજની ઘડીનું ગુંજન


કવયિત્રી

ડૉ. પુષ્પા 'પ્રતિક્ષા'

મંશારામાણી


કિંમત : આઠ રૂપિયા


પ્રાપ્તિસ્થાન

શ્રી ગાયત્રી પુસ્તક ભંડાર
૧૦/૧૮૨૮, સોનીફળિયા
મહાલક્ષ્મી પોળ
સૂરત–૩૯૫ ૦૦૩.

# કંકાવટી

નવેમ્બર
૧૯૮૫

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૭ : અંક ૩૧૮ : મૂલ્ય : બે રૂપિયા**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.





વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૦, બે વર્ષના રૂા. ૩૮, વિદેશ : શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), છ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સુરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.





તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સુરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : ધવલ આર્ટ પ્રિન્ટર્સ, વાડીફળિયા, સુરત–૩૯૫ ૦૦૩

## पंडितयुग संज्ञा विशे / हरिवल्लभ भायाणी

### १. युग संज्ञानुं अर्थपरिवर्तन

आशरे १८६० थी १९२० सुधीना आपणा साहित्यना समयगाळा माटे पछीथी 'पंडितयुग' (के साक्षरयुग) एवी संज्ञा रूढ थई छे. ते पछीना गाळा माटे गांधीयुग, पछी आधुनिक युग अने ते उपरांत अर्वाचीन युग, मध्ययुग, प्राचीन युग, स्वातंत्र्ययुग वगेरे प्रयोगो प्रचलित छे. ए प्रयोगोमां युग एटले 'अमुक मर्यादित समयगाळो, काळखंड के अवधि.' युगनो आ अर्थ नवो छे, पश्चिमना संपर्कनुं परिणाम छे. अंग्रेजी पिरिअडना अनुवाद तरीके, ए शब्दना अर्थमां युग आपणे त्यां प्रयोजायो. ते पहेलां युगनो आवो अर्थ हतो नहीं. कलियुग वगेरे चार युग, 'संभवामि युगे युगे', 'युगांत' वगेरे जेवा प्रयोगोमां युग भारतीय विश्ववर्णनना संदर्भमां अत्यंत बृहत् छतां नियत एवा कालमानने वाचक छे.

पश्चिममांथी आपणे त्यां इतिहासनो अने साहित्यना इतिहासनो जे विभाव आव्यो, ते साथे 'पिरिअडायझेशन' एटले के युगविभागनो विभाव पण आव्यो. अतीतनो कालानुक्रम आपणी परंपरामां जाणीतो हतो खरो–युगोनी आनुपूर्वी, पौराणिक उत्तरोत्तर राजवंशो, 'राज-

તરંગિણી' જેવા વંશાનુચરિતો વગેરે દ્વારા. પણ પાશ્ચાત્ય 'હિસ્ટરી'નો વિભાવ આપણે માટે નવો હતો. ઇતિહાસ શબ્દનો મૂળ અર્થ છે 'પ્રાચીન સમયમાં પરંપરાગત રીતે ઘટેલી મનાતી અમુક મહત્ત્વની ઘટનાઓનું જૂથ (કે તેમનો અહેવાલ).' બહુ જૂની ઘટના-પરંપરા તે પુરાતન ઇતિહાસ કે પુરાણ. તેને મુકાબલે નિકટની ઘટનાપરંપરા તે ઇતિહાસ. 'મહાભારત' ઇતિહાસનું જાણીતું ઉદાહરણ છે. પશ્ચિમના સંપર્કે ઇતિહાસનો મૂળ અર્થ બદલીને આપણે તેને અંગ્રેજી હિસ્ટરીનું મૂલ્ય અર્પ્યું.

અમુક સમયગાળાના ઇતિહાસના પેટાવિભાગ માટે આપણે યુગ સંજ્ઞા યોજી. કેટલાંક સમાન લક્ષણો, વલણો વગેરે ધરાવતી ઘટનાઓને આધારે યુગ નક્કી થાય. તેના પુરોગામી અને અનુગામી યુગ પણ એ જ રીતે પૂર્વવર્તી કે અનુવર્તી ઘટનાજૂથ પરથી નક્કી કરાય.

ટૂંકમાં સાહિત્યની તેમ જ જીવનના ઇતર પ્રદેશોની ઉત્તરોત્તર બનેલી ઘટનાઓને સુસંબદ્ધ ઇતિહાસરૂપે, અને તેમાંના ઉત્તરોત્તર ઘટના-જૂથોને યુગોરૂપે જોવાની દૃષ્ટિ આપણે પશ્ચિમમાંથી મળેલી છે

**૨. પંડિત ઉપાધિનું તાત્પર્ય**

પંડિતયુગના પ્રધાન લેખકોનું અનેક વિષયોનું પુષ્કળ વાચન હતું. પશ્ચિમની અને પ્રાચીન ભારતીય ઘણી સાહિત્યકૃતિઓ તેમણે વાંચી હતી, શાસ્ત્રો શીખ્યા હતા. કેટલાક સંસ્કૃતના વિદ્વાન હતા, સંસ્કૃતમાં રચના પણ થોડાકે કરી છે. પશ્ચિમના તથા ભારતીય ચિંતન અને તત્ત્વવિચારનો પણ કેટલાકને અંશતઃ પરિચય હતો. તેમની ચર્ચાઓ ઘણીવાર શાસ્ત્રીય ઝીણવટથી થતી. આ દૃષ્ટિએ, જેઓ પ્રતિનિધિરૂપ હતા તેમને પંડિતની કોટિમાં સહેજે ગણી શકાય.

આ ઉપરાંત, પરંપરાગત અને નવા આચાર-વિચારની હેયોપાદેયતા નક્કી કરવા માટે તેઓ ગ્રંથોનો ને શાસ્ત્રોનો આધાર લેતા. ધર્મ, સમાજ તથા સાહિત્યને લગતી કાંઈ કેટલીયે ચર્ચાઓ અને વાદવિવાદોથી તેઓ ઓતપ્રોત હતા.

પંડિતયુગ નામ આવા કારણે પડ્યું હોવાનું દેખીતું છે. બીજી બે સંજ્ઞાઓ કરતાં એ વધુ ઉચિત અને લક્ષણદર્શી હોઈને સ્વીકાર પામી. સુધારક યુગમાં અવ્યાપ્તિ દોષ જોઈ શકાય. સાક્ષર શબ્દ આપણે 'મેન ઓવ લેટર્ઝ' માટે યોજ્યો. પણ સાક્ષરયુગ સંજ્ઞા એ યુગ માટે જોઈએ તેટલી દ્યોતક ન લાગી.

પરંતુ પંડિતયુગ સંજ્ઞાની સાથે બીજા પણ બે અર્થસંકેત-એક અભિપ્રેત, બીજો કદાચ અનભિપ્રેત—આપણે સાંકળી શકીએ ખરા? શાસ્ત્રચર્ચા એ પંડિતોનું ક્ષેત્ર. પછીના ગાંધીયુગમાં આચારની વાત અગ્રસર બનતી ગઈ, જ્યારે આગલા યુગમાં વિચારની વાત અગ્રસર હતી—આ પરસ્પરને મુકાબલે સમજવાનું છે.

બીજું, નવીનને 'ટુ એડોપ્ટ ઓર નૉટ ટુ એડોપ્ટ', અને પરંપરાગતને 'ટુ રિજેક્ટ ઓર નૉટ ટુ રિજેક્ટ' એને લગતી એ યુગનાં ઊહાપોહ અને મથામણ મુખ્યત્વે નાના શિષ્ટવર્ગ પૂરતાં, ઉચ્ચ વર્ણના થોડાક ધુરંધરો પૂરતાં સીમિત હતાં. એ વર્ગ સંસ્કારક્ષેત્રે વર્ચસ્વી હતો એ ખરું. તો પણ એ જેટલી પંડિતોની ફીકરચિંતા હતી, તેટલો બાકીનો સમાજ એમાં સંડોવાયો હતો ખરો? એ તો આવેલા ધોડાપૂરમાં ક્યારનો યે વહેતો થઈ ચૂક્યો હતો—એનો કાયાકલ્પ દુર્ધર્ષ વેગે થઈ રહ્યો હતો. વિશાળ લોકસમૂહને જાગ્રતપણે સંડોવાવાનું તો પછીના યુગમાં બન્યું. □

## યાત્રા / ડૉ. સુરેશ હ. જોષી

નિશાળમાં ભણતા હતા ત્યારે વિજ્ઞાનની પ્રયોગશાળામાં માઇક્રોસ્કોપમાંથી પાણીનાં ટીપાંને જોયેલું. એ એક રોમાંચક અનુભવ હતો. આમ સ્થિર દેખાતાં ટીપાંની અંદર કેટલાય કણ ગતિ કરી રહ્યા હતા. આ પૃથ્વી આપણને સ્થિર લાગે છે. પણ ગેલીલિયોએ But it does move એમ કહીને એના જમાનાના ધર્માચાર્યોનો રોપ વહોરી લીધો હતો. પૃથ્વી પોતાની ધરી પર તો ફરે જ છે, પણ સાથે સૂર્યની પ્રદક્ષિણા પણ કરે છે. આ ઉપરાંત કિશોરાવસ્થામાં જુલે વર્ને કરાવેલી યાત્રાઓ પણ હજી સ્મરણમાં તાદશ છે. જગત શબ્દ જ ચાલવાનું, ગતિ કરવાનું સૂચવે છે. સંસાર સદા સરતો જ રહે છે. દરેક માનવીમાં ભ્રમણતૃષા રહેલી હોય છે. એ પણ પૃથ્વીની જેમ બે પ્રકારની પ્રદક્ષિણા ફરતો હોય છે; એક તો પોતાની ધરી પર ફરીને એ કુટુમ્બને, ઘર-સંસારને નભાવે છે; બીજા ગતિ એની વધારે સાહસિક હોય છે ત્યારે એ હિમાલય ચઢે છે, સાગરનાં ઊંડાણ તાગે છે, અવકાશયાત્રા કરે છે. દરેક માનવી આ બીજા પ્રકારની ગતિ કરી શકતો નથી, પણ એને એવી આકાંક્ષા તો હોય જ છે. ચતુષ્પાદ અવસ્થામાંથી બહાર નીકળીને આપણું બાળક પહેલી પા પા પગલી પાડે ત્યારે એની

એ પદયાત્રા આપણે માટે આહ્લાદજનક બની રહે છે. સમુદ્રમાં મોજાં પાછળ મોજું દોડે છે, નદી સદા વહેતી રહે છે. માનવી પણ ઘણીવાર ક્રાન્તિ કરે છે, બંધિયારપણાંથી અકળાઈ ઊઠે છે, રૂઢિભંજક બને છે. જે છે તેનાથી એ લુપ્ત થઇને રહેતો નથી. જે વધુ ઊંચે છે, જે હજી દૃષ્ટિસીમામાં નથી તેને એ આંબવા ઇચ્છે છે. એનાં ઘણાં સાહસો નિષ્ફળ જવા નિર્માયેલાં છે, છતાં એ નફાતોટાનો હિસાબ માંડીને યાત્રા આરમ્ભતો નથી. સૌથી વધુ આનન્દપ્રદ યાત્રા તે નિરુદ્દેશ યાત્રા છે, કારણ કે એ આપણી આગળ કશાંક મર્યાદિત નિશ્ચિત પ્રયોજનની સીમા મૂકતી નથી. આસક્તિ મર્યાદા ઊભી કરે છે, આપણને આગળ જતાં રોકે છે, માટે યાત્રીને, પરિવ્રાજકને, અનાસક્તિ જ પરવડે. આપણે ચાલીએ તો સાથે વૃક્ષો ચાલે, આકાશ ચાલે, પવન ચાલે. ઉપનિષદ્‌ના ઋષિ કવિએ પણ આ ચાલવાનાં આનન્દનું ગૌરવ કર્યું છે. એ કહે છે: ચરન્વૈ મધુ વિન્દન્તિ. ચાલતાં ચાલતાં જુદાં જુદાં સ્થળ, ભિન્ન-પ્રકૃતિના લોકો, જુદા પરિવેશો—આ બધાંનો અનુભવ સંચિત કરવો, મધમાખી જેમ મધુ એકઠું કરે તેમ. આથી જ તો કહ્યું છે કે ચાલનારાને જ ભવિષ્ય છે; ચાલનારાનું ભાગ્ય જ ચાલે છે, બેઠેલાનું તો ભાગ્ય બેસી જ જાય છે.

આપણે યાત્રાને બદલે જાતરા કહીએ એટલે કેટલો બધો ફેર પડી જાય! તરત જ પેલી કહેવત યાદ આવી જાય: જાત વિનાની જાતરા ખોટી! આપણે બદલે કોઇને મૃત્યુંજયનો જાપ કરવાનું કહી દઇએ કે અધિક મહિનામાં વિષ્ણુસહસ્ર નામનો જાપ કરવાનું અથવા તો મહાદેવને બિલીપત્ર ચઢાવવાનું સોંપી દઈ શકીએ, પણ હરદ્વાર, કાશી કે બદ્રીકેદાર જવું હોય તો જાતે જ જવું પડે. તીર્થસ્થાનો ત્યારે એવે સ્થળે હતાં જેથી પ્રકૃતિની ભવ્યતાનો અને એ દ્વારા સૃષ્ટિના સર્જકના મહિમાનો પ્રત્યક્ષ પરિચય થતો. તિબેટના લામા ગોવિન્દે કહ્યું છે તે સંભારવા જેવું છે: યાત્રિકોએ કેવી રીતે યાત્રા કરવી? ઉનાળામાંની આકાશમાં દેખાતી ધોળી વાદળી જેમ આકાશ અને પૃથ્વી સાથે પૂરી

સંવાદિતા સાધીને નીલ આકાશમાં મુક્તપણે ક્ષિતિજના આ છેડેથી તે બીજા છેડા સુધી, વાતાવરણના ઉચ્છ્વાસથી પ્રફુલ્લ બનીને, વિહરતી રહે તેમ યાત્રિકોએ વિહાર કરવો જોઇએ. આજુબાજુના બૃહત જીવનના ઉચ્છ્વાસ સાથે એણે અભિન્ન બનીને યાત્રા કરવી જોઇએ. ક્ષિતિજોને ઉલ્લંઘી જવાની એષણાનું બીજ તો એનામાં રહ્યું જ હોય છે, પણ તે આવી યાત્રા દરમ્યાન પોષણ મેળવે છે અને એને ક્રમશઃ મહત્તમ તરફ દોરી જાય છે. જન્મથી તે મરણ સુધીની યાત્રા તો છે જ, હવે વિનોબાજીની પદયાત્રા અને ગાંધીજીની દાંડીકૂચના પણ રાજકીય હેતુથી અનુકરણ થવા લાગ્યાં છે. વરયાત્રા અને સ્મશાનયાત્રાથી તો આપણે પરિચિત છીએ. ગૃહસ્થ સંસારી પણ થોડે અંશે પરિવ્રાજક હોય જ છે.

□

**આજની ઘડીનું ગુંજન :** (કાવ્યસંગ્રહ) લેખિકા : ડૉ. પુષ્પાબેન મંશારામાણી 'પ્રતિક્ષા' એમ.બી.બી.એસ. પ્રકાશક : દૈવી પ્રકાશન, અમદાવાદ, પ્રાપ્તિસ્થાન : શ્રી ગાયત્રી પુસ્તક ભંડાર, ૧૦/૧૮૨૮ મહાલક્ષ્મી પોળ, સોનીફળિયા, સુરત ૩૯૫૦૦૩, કિંમત આઠ રૂપિયા.

**તંદ્રા :** કાવ્યસંગ્રહ : મહેન્દ્ર જોશી, વિક્રેતા : સુમન પ્રકાશન, ૮૬, ડામરગલી, મસ્જિદ બંદર રોડ, મુંબઈ–૪૦૦૦૦૯ મૂલ્ય ૬ રૂપિયા ૧૦ પૈસા.

**એકાએક :** કાવ્યસંગ્રહ : મનોજ જોષી, પ્ર. પોતે, પંચવટીનગર નાના મવા રોડ, માતૃદીપ, રાજકોટ–૩૬૦૦૦૪, મૂલ્ય જણાવ્યું નથી.

## મહેમાન / રતિલાલ 'અનિલ'

સામાજિક પ્રતિષ્ઠા જાળવી રાખવા માટે આપણને પોતાના ઘર વિશેની ઘણીબધી ગેરસમજો ચાલુ રાખવી પડે છે. અનાયાસ જ એ ગેરસમજ દૂર કરવાનો આડકતરો પ્રયાસ થાય ત્યારે કેળવેલી ગેરસમજને અક્ષુણ્ણ રાખવા માટે વિરોચિત ઉત્સાહથી બૌદ્ધિક સાહસો કરવા પડે છે. ઘર વિશેની ગેરસમજો ચાલુ રહે એમાં જ આપણું ગૌરવ અને પ્રતિષ્ઠા રહેલાં હોય ત્યારે એ માટે સતત સાવધ રહેવું જ પડે!

ઘરે આવીએ, ઘરમાં પ્રવેશીએ અને કોઈ આપણી પધરામણીની આછીઅમથી નોંધ પણ ન લ્યે, એક પડછાયો ઉંબર બહાર ગયેલો તે ઉંબરની અંદર, ઘરમાં આવ્યો એવો સહ્‌ભાવ (ઉપેક્ષા નહીં) દર્શાવાય ત્યારે આપણને સંતોષ થાય કે હું આ ઘરનો જ માણસ છું – આ મારું જ ઘર છે! જાણે પવન ઘરમાંથી ગયો અને પવન જ ઘરમાં આવ્યો! પવનનું તો વળી ઘર હોતું હશે! ના! પણ આપણે પવનની જેમ ઘરમાં આવ-જા કરીએ માટે એ આપણું ઘર અને આપણે ઘરના માણસ!

આવી ગેરસમજ કેળવેલી હોવાથી કોઈવાર ઘરે આવીએ, બારણે આપણા આગમનની રાહ જોતું કોઈ ઊભું હોય, આપણને જોતાં જ જોનારનું મુખમંડળ

આત્મામંહિત પ્રસન્ન પ્રસન્ન થઈ જાય, એટલેથી જ આપણા હાથમાંનો ભાર ઊંચકી લેવાય, મૂગા માનભેર ઘરમાં તેડી જવાય, પછી તરત કહેવામાં આવે બેસો ! બેસીએ એટલે તરત ઠંડા પાણીનો ગ્લાસ આવે, તે સ્નેહપૂર્વક અપાય, આપણે મીરઝા ગાલિબ નહીં એટલે ઘડી મહેમાન સામે અને ઘડી લીલથી મઢેલી ઘરની ભીંત સામે જોઈએ નહીં, પણ ઘડી ગ્લાસ સામે તો ઘડી ગ્લાસ આપનારના ઉત્સાહ સામે વારાફરતી આશ્ચર્યમુગ્ધ નજરે જોઈ રહીએ ત્યાં કહેવામાં આવે, જરા બૂટમોજાં, કોટ ઉતારો, હું હમણાં જ ચા લઈને આવું છું—કહેતાં સ્વીચ પર આંગળી દબાવીને પંખો ચાલુ કરી દેવાય, પંખો ફરે છે કે મારા ભાગ્યનું ચક્કર ફરે છે એનો નિર્ણય કરવા સદ્ય ચિંતન શરૂ કરીએ, ન કરીએ ત્યાં તો સ્ટૂલ ખસવાનો અવાજ થાય, તેના પર કપરકાબી મુકાય તેનો અવાજ જ સંભળાય નહીં—બસ, તે પછી ચાની ચૂસકી ભરતાં ભરતાં પરમ અનુભૂતિ થાય કે આજે હું મારા જ ઘરમાં શું મહેમાન નથી થયો ? પોતાના જ ઘરમાં મહેમાન થવાની અનુભૂતિ કેવી રોમાંચક હોય છે ! દુનિયાનું એક આશ્ચર્ય પોતાના જ ઘરમાં છે એવો સાક્ષાત્કાર ઘરને પણ સંપન્ન બનાવી દે છે !

પૂછ્યા વિના પાણી જ નહીં, ચા મળે, પંખો ચાલુ થાય, મુખવાસ આવે, થોડીવારમાં જ રસોઈ થઈ જશે, ત્યાં સુધી આરામ કરો, લંબાવવું હોય તો શરીર પણ લંબાવો એવો મૂગો સંકેત પણ થાય ત્યારે કોને ન લાગે કે આ ઘરમાં હું મહેમાન નથી ? આવા સાક્ષાત્કારો થાય તે આપણા સાસરા પક્ષના લાભમાં હોય છે, મોસાળના લાભમાં યે ખરા ! પોતાના જ ઘરમાં મહેમાન થવાના અવસર સાંપડે ત્યારે કોણ મહેમાન થવા માટે સાસરે અને મોસાળે જાય ?

પત્નીનું એવું છે કે એને પોતાના ઘરમાં કોઈ પણ કાળે મહેમાન થવાનું મંજૂર હોતું નથી. આ મારું ઘર છે અને હું ગૃહિણી છું એવું ગ્રહિત એના પ્રત્યેક વર્તન અને શબ્દોમાં પ્રગટ થતું રહે એ વિશે એ સભાનતાનું સાતત્ય જાળવી રાખે છે. એ ગૃહિત જાળવી

રખાય એ માટે એણે એક અદ્દભુત યુક્તિ કરી છે. એકવાર પોતાનું ઘર હતું તેને એણે, વારમ્વાર મહેમાન થઈ શકાય એ માટે પિયેર બનાવી દીધું ! કોઈ પણ માણસને મહેમાન થવાનો બ્રહ્મસહોદર આનંદ ગુમાવવો પાલવે નહીં. જન્મે તો આપણે માણસ છીએ પણ કર્મે દેવ થવાનું છે તે શી રીતે થવાય એની ઊંડી ખોજમાં માણસને 'અતિથિ દેવો ભવ' એ સૂત્ર જડી ગયું. અતિથિ થયા વિના દેવ થઈ શકાય નહી અને દેવ બન્યા વિના તો ચાલે જ નહીં, એટલે માણસે મહેમાન થવાની યુક્તિ શોધી કાઢી ! આપણે તમામ સદ્દગૃહસ્થો પત્નીને 'દેવી' એટલા માટે કહીએ છીએ કે તે વારમ્વાર પિયરે મહેમાન થઈને દેવકોટિ પ્રાપ્ત કરતી રહે છે !

એ જ ધોરણે દેવીપદ રિન્યૂ કરવા માટે શ્રીમતી, સુવ્યવસ્થિત અને સદ્દગૃહસ્થ બની રહેવા માટેની કેટલીયે સૂચના અને તેનો નિષ્ઠાપૂર્વક અમલ કરવાની મજબૂત ભલામણો કરીને પિયેર ગયાં અને રોજરોજ, ટકે ટકે મળતી ઉષ્ણ ઉષ્ણ રસોઈ બંધ થઈ ગઈ. બહારથી ભાણું આવતું થયું એટલે ઘરમાં રહેતા હોવા છતાં ધર્મશાળામાં રહેતા હોવાનો સાક્ષાત્કાર થવા લાગ્યો. છતાં, એ સમયના ઘરના હાલહવાલ જોઈને કોઈ કહે કે, 'આ તે ઘર છે કે ધર્મશાળા ?' ત્યારે ઘર વિશે ખાસ કેળવેલી ગેરસમજનો છેદ ઊડતો જોઈએ એક વીરપુરુષના શૌર્ય અને ઉત્સાહથી, કોણ કહે છે આ ઘર 'નહીં, ધર્મશાળા છે ? એવો પ્રતિવાદ કરવો પડે, એટલું જ નહી, પ્રતિષ્ઠા માટે એમાં સંપૂર્ણ વિજય પણ મેળવવો જ પડે

શ્રીમતી પિયરે અતિથિ થઈને દેવીપદનો કેવો ય આહ્લાદ માણતાં હશે–એવાં દીવાસ્વપ્નો મન પર કરુણ વિષાદની છાયા ન મૂકી જાય એ માટે પાડોશીઓ ચાર–પાંચ કલાક મહેમાનના મહેમાન બને ત્યારે 'ચા'નો વિવેક કરવો પડે એટલે તેઓ કહે, બેસો બેસો હવે, અમે જ તમારા રસોડે જઈને (મનપસંદ ?) ચા બનાવી લાવીએ. તેઓ ભાવથી ચા બનાવી લાવે, સૌજન્યપૂર્વક ઓફર અને આગ્રહ કરે ત્યારે પોતાના

ઘરમાં પોતે મહેમાન હોવાની અદ્દભુત અનુભૂતિ થાય!

રશિયાનાં પક્ષીઓને તેમના દેશમાં અતિથિ થવાથી દેવપદ પ્રાપ્ત થતું નથી એટલે તેઓ શિયાળે મહેમાન થવા ભારત આવે છે—પણ અતિથિ થવાની ના પાડે છે! એમને અહીં આવવાના દિવસો નક્કી હોય છે. રશિયા પોતાનાં પક્ષીઓથી ગૌરવ અનુભવતું હોય તો ભારત તેના ભાણેજો માટે મગરૂર થાય એ માટે તેઓ અહીં ઈંડાં મૂકી એમનાં બાળકો અને આપણા ભાણેજોને જન્મ આપે છે, ભાણેજો મોસાળે જન્મે એવી પરમ્પરા એ રશિયન પક્ષીઓએ પાડી!

ઘરનું ધર્મશાળામાં રૂપાન્તર થવાની સરસ શરૂઆત થઈ ત્યાં એક દિવસ, હું બારણે તાળું લટકાવીને એમને અપશુકન કરું તે પહેલાં જ, મુંબઈથી ડાકોરની યાત્રા કરવા સહકુટુમ્બ ગયેલાં મિત્ર વળતાં સુરત ઊતરીને બાળગોપાળ સાથે આવી પહોંચ્યા. ખુદા છાપરું ફાડીને દોલત આપે છે ત્યારે બાધા થઈ જવાય છે. પણ બાઘા થઇ જઇએ ત્યારે ય સામાજિક પ્રતિષ્ઠા ખાતર 'હોશિયાર' દેખાવાના સંનિષ્ઠ સાહસો કરવાં જ પડે, એટલે કર્યાં. 'આવો આવો!' કહીને આપેલા ગભરાટિયા આવકારને 'અમને જોઈને આ તો ગાંડાતૂર થઈ ગયા છે' એવું સસ્નેહ સ્વીકારીને એ વધારે પ્રસન્ન થયા, એમને બેસાડીને દીવાનખાનેથી રસોડે અને રસોડેથી દીવાનખાને મેં આંટા મારવા માંડ્યા એટલે એમણે એકબીજા સામે સૂચક નજરે જોયું, કંઈક સંકેત પણ કર્યા હશે, પછી કશોક વહેમ પણ પડ્યો હશે, પછી વહેમનું વૈજ્ઞાનિક સત્યમાં રૂપાન્તર થતું અનુભવ્યું હશે એટલે એમનો તેજસ્વી ઉલ્લાસ આભા ગુમાવતો જણાયો....'તમે કેમ દોડધામ કરો છો?' એવું તો ન પૂછાય એટલે,...'બહેન કંઈ દેખાતાં નથી?' એવો ક્ષુજરો પ્રશ્ન પૂછ્યો. છતાં એમને થોડીક શ્રદ્ધા હશે કે આમતેમ ગયાં હશે. 'તમે મોકળાશથી અહીં રહી શકો એ માટે એ પિયેર ગયાં છે' એમ તો સુહૃદથી ન કહેવાય એટલે એવો સદ્દવિચાર આવ્યો છતાં ન કહ્યું પણ 'હા, જરા પિયેર ગયાં છે...' એમ કહ્યું. 'જરા' શબ્દ

ખાસ પ્રયોજવો પડયો એ એમનામાં શ્રદ્ધાભાવ જન્માવે એવા શુભ આશયથી. અહીં મહેમાન થવામાં જરાક જ જોખમ છે, વધારે, લાંબું જોખમ નહીં એવો વિશ્વાસ એમને બેસે એ માટે.

'હવે રહેવું કે આવ્યાં તેવાં જ પાછા જવું ?' એવી સાંસ્કારિક દ્વિધા અને પીડા એમને થઈ હશે એટલે ગપાટા મારવાનો 'મૂડ ગયો. સૌની તબિયત અને મારું કામ કેવું ચાલે છે એના વિગતે સમાચાર પૂછવા–જાણવાનો ઉલ્લાસ રહ્યો નહીં. મેં પાડોશના યુવાનને ખાનગીમાં બોલાવીને કહ્યું કે તારા ઘરે ગયા વિના, અહીંથી સીધો લૉજ પર જા અને પૂરા પાંચ ભરપુર, ગરમાગરમ ભાણાં કલાકેકમાં અહીં આવી જાય એવો યુદ્ધના ધોરણે પ્રબંધ કર. ઘેર જતો નહીં, નહિનર એમને રસોઈ કરી આપવાની ઈચ્છાનો વિવેક અને અનુનય કરવા પડશે.'

મિત્રપત્નીને મેં કહ્યું, 'મારે જ મુંબઈ આવવું એવી પ્રતિજ્ઞા મેં ખાનગીમાં કરેલી, કારણ કે તમારા હાથની રસોઈ ઘણા દિવસોથી હું જમ્યો નથી ! શ્રીમતી પિયેર ગયાં છે ત્યારે જ તમે અહીં આવી ગયાં એટલે મારે મુંબઈ સુધી પહોંચવાનું રહ્યું નહીં, ભગવાને જ તમને અહીં મોકલ્યા !'

તમે મારા તકના દીધેલ છો,<br>આવ્યાં છો તો સુખેથી રહો !

એવું મનમાં જ ગાયું અને કહ્યું કે, 'હવે તો શ્રીમતી આવે ત્યાં સુધી તમારે સૌએ તમારું પોતાનું ઘર સમજીને રહેવાનું છે ! એટલા દિવસ હું અતિથિદેવના ગૌરવથી અહીં રહીશ. અતિથિને સારાં સારાં ભોજનો જમાડીને દેવપૂજાનું પુણ્યકર્મ તમારે જ કરવાનું છે ! ઘરમાં રસોઈ માટેની તમામ સામગ્રી છે, ખૂટે તે આણવાનું મારામાં સાહસ છે ! રસોડું તમારી જ રાહ જોતું હતું એવો મને વિશ્વાસ છે ! એ કેવું સૂનું સૂનું હતું ! હવે એ ગુંજવા અને ગાવા માંડશે ! તમારા પતિ મુંબઈગરા એટલે પત્નીને એના કામમાં

મદદ કરવાની બહુ સારી ફાવટ એટલે પણ તમને સરળતા રહેશે. એમને અહીં તો ઓફિસે જવાનું જ નથી! તમારે મુંઝાવાની કશી જ જરૂર નથી... બપોરે ફરવા જવાનો સમય પણ મળશે. પતિ સાથે પોતાના જ શહેરમાં ફરવું એ અપૂર્ણતા છે. તે સૂરતમાં ફરીને સંપૂર્ણ કરો! બસ, હવે તો તમારા હાથની જ રસોઇ જમવી છે! વ્યવસ્થિત થાવ અને સાંજ સુધી પ્રવાસનો થાક ઉતારી શકો એ માટે પાંચ ભાણાં મંગાવ્યાં છે તે કલાકમાં આવી પહોંચશે, હાશ! કેટલા લાંબા સમયથી આપણે સાથે જમ્યાં નથી! કેટલા દિવસથી સાથે રહ્યાં નથી-તે ખોટ હવે ભરપાઈ થઇ જશે!'

'ના ના! અમે તો તમને મળવા માટે જ સૂરત ઊતરેલાં. સાંજની ગાડીમાં જઈશું' એવો જવાબ મળ્યો ત્યારે મારે ચેતવણી આપવી પડી કે, 'તો તો મારે જ તમારી સાથે અઠવાડિયું રહેવા માટે મુંબઈ આવવું પડશે!' ત્યારે તેઓ ફિક્કું હસ્યા. મેં બીજો વિકલ્પ સૂચવ્યો: 'તમે અહીં ન રહી શકો તો ચાલો સાંજની ગાડીમાં મારા સાસરે! તેઓ આપણને ભવ્ય આવકાર આપશે / એવો અભિનય તો કરશે જ, પણ જમાડવા ફેરવવામાં અભિનય નહીં પણ નેટ વર્ક કરશે અને શ્રીમતી એ જ દિવસમાં પાછા ફરવાનો અફર નિર્ધાર કરશે તેનો લાભ તો મને જ થશે!'

મેં એમને વિકલ્પોની પસંદગી કરવાની છૂટ આપવા સાથે મારા ઘરમાં મને જ એક અઠવાડિયું મહેમાન થવાની દરખાસ્ત પણ મૂકી અને તે પસાર કરશો તો મને વધારે આનંદ થશે એવું નિવેદન પણ કર્યું. 

## છતાં / વિજય શાસ્ત્રી

નિશા ઉવાચ :

અજિત આવવાનો છે. તારાઓ ગીત ગાય છે. જગત સુંદર છે. ઓહ ! હેપી ડ્રીમ્સ ! થેંક્યુ ! ડારલિંગ ડોન્ટ બી લેટ, આઈ વીલ બી અપસેટ. ફોનની રીંગ વાગે છે. હું રિસિવર ઉંચકું છું. અજિતનો ફોન છે. "તૈયાર રહેજે." હું તૈયાર જ છું. ઈવનિંગ ઈન પેરિસ સેન્ટ છાંટયું છે-કપડાં પર, સાડી પર. અંતરમાં પ્રેમનું અત્તર ! ડેડ પણ રાજી થઈ ગયા લગ્ન માટે. લગ્નની ના પાડતે તો ? ઓહ ! આઈ કાન્ટ થિંક ઓફ ઈટ ! સ્યુસાઈડ ! ધેર્સ નો વે ! અને અમારું લગ્ન થઈ ગયું. મેં પાંચે આંગળીએ ગોરમાને પૂજયાં હતાં.

દિવ્યા બબૂચક. એને સુનીલ ગમતો નહોતો. જરા પણ નહીં. 'પપ્પાએ કહ્યું એટલે શું થાય, પરણવું જ પડે ને.' જોઈ મોટી પપ્પાવાળી. આપણે આપણા મનના ધણી. આપણને ગમે તે આપણો ધણી. હવે જીવ આખી જિન્દગી દોજખમાં. મુંબઇની બે ઓરડીના અન્ધારા ખૂણામાં કાઢ આયખું. ઉછેર છોકરાં. ભીડમાં ભચડા. મોંઘવારીમાં કચડા. જરાક ના કહેવાની હિંમત હોત તો !

o

નિશા ઉવાચ :

આજે અમારાં લગ્નની પહેલી વરસગાંઠ. હજુ અજિત કેમ ના આવ્યો ? ઓફિસનું કામ. ચોક્કસ પેલીમાં ફસાયો હોવો જોઇએ. હમણાં હમણાંનું મોડું બહુ જ કરે છે, મને કહે છે કે પિયર જા. ડેડને મળી આવ. હા, હું જાઉં પછી મજો જ મજો ! અજિતને હવે પ્રેમ રહ્યો નથી મારે માટે. 'હવે' શા માટે ? કદાચ પહેલેથી જ નહોતો.

મારા ડેડના પૈસા જોઈને પરણવા તૈયાર થઈ ગયો હતો.

ડોરબેલ.

'કેમ અજિત આટલું મોડું ? કંઈ ખાસ કારણ ?'

('જોયું' કેવી દાઢમાં બોલે છે! મારે માટે એને 'હવે' લાગણી જ નથી રહી–અજિત (સ્વગત) )

'ઓફિસ છે, મોડું થાય પણ ખરું !'

(થાય જ ને, પેલી સાથે લખારા કરવાના તે. હવે અજિત મારો નથી રહ્યો. ચોક્કસ.)

'તો આપણે નથી જવું હોટેલમાં જમવા ?'

(જોઇ, કેવી દાંત ભીંસીને બોલે છે? લાગણી હોય તો આ રીતે બોલે ?)

'તારી મરજી'–અજિત ઉવાચ.

o

ઘડિયાળમાં એકનો ટકોરો પડયો. બન્ને જાગતાં હતાં. અંદરથી રડતાં હતાં બહારથી કઠણ હતાં. ને સવાર પડી.

'ફરી એક વાર આવું જ થયું.

ફરી પણ આવું થયું.

સમય વહેતો જતો હતો.

પાંચ વર્ષ પૂરાં થઈ ગયાં હતાં. બન્ને વચ્ચે કશું જ લાગણીમય રહ્યું નહોતું.

એમને પ્રેમ નહોતો, પહેલેથી, છતાં–

o

દિવ્યા પરણીને મુંબઇ આવી. બે નાનકડી ઓરડીઓ હતી. સુનીલ હાથ પકડીને ઘરમાં લઈ ગયો. સુનીલના હાથના સ્પર્શથી દિવ્યાને પહેલી વાર કશોક અવનવો રોમાંચ થયો. સુનીલ તેને ગમતો નહોતો છતાં. "આ આપણું ઘર, નહીં તારું ઘર."

દિવ્યા હરખાઈ. સાફસૂફી કરી નાખી. પાછલા રૂમની બારી

વર્ષોથી બંધ હતી. ખોલી નાખી. તાજા પ્રકાશનો ઢગલો ઠંડી હવાના ગુબ્બારા સાથે રૂમમાં ધસી આવ્યો. હવડ અન્ધકારમાં બધે અજવાળું અજવાળું થઇ ગયું. સુનીલ ઓવરટાઇમ કરતો એટલે મોડું થતું. શરૂમાં દિવ્યાનો વખત પિયરને યાદ કરવામાં નીકળી જતો. એટલે સુનીલનું મોડા આવવું બહુ કઠતું નહોતું. પછી દરિયાકિનારે રેતીમાં એક જ પડીકામાંથી શીંગ ખવાતી ને ખીલેલા ચન્દ્રના પ્રકાશમાં હાથમાં હાથ રાખી ચૂપચાપ બેસી રહેતાં બંને કોણ જાણે ક્યાં સુધી ઘેર પાછાં ફરતાં. ચાલતાં ચાલતાં સુનીલ દિવ્યાની અડોઅડ ચાલતો.

દિવ્યાને થતું–સુનીલ ગમે છે પોતાને કદાચ.

એમના લગ્નની પ્રથમ વરસગાંઠ હતી. સુનીલ હજી આવ્યો નહોતો. પિયર બહુ યાદ નહોતું આવતું આવતું હવે. દિવ્યા અકળાવા લાગી સાડા નવ થવા આવ્યા હતા. શિખણ્ડનું વાસણ જે તપેલીમાં મૂકેલું તેમાંનો બરફ પણ પીગળી જવા આવ્યો હતો.

છેક પોણાદસે સુનીલ આવ્યો.

'કેમ આટલું મોડું...' દિવ્યા પૂછવા જતી હતી. સુનીલે તેના મોં પર હથેળી દાબી દીધી. આંખો બંધ કરાવી અને તેની લટમાં ગજરો ગૂંથ્યો.

'બોલ, શાનો છે ગજરો ?'

'બટમોગરાનો' દિવ્યા બંધ આંખે જ બોલી.

'તને કેવી રીતે ખબર પડી ?'

'બટમોગરાનું નામ ના પાડો તોયે માત્ર મહેક મહેક થતા વાતાવરણથી જ જાણી જવાય.'

ખરેખર દિવ્યા નામ પાડ્યા વગર પણ જાણી ગઇ હતી કે બટમોગરો તેમના દામ્પત્યમાં પણ હતો જ.

હવે તેને લાગતું હતું કે પ્રેમ તો હતો જ.

છતાં–



## અશ્વિન નામે એક સન્મિત્ર / હિમાંશી શેલત

રસોડામાં વાંદા ફરતા હતા, પાણિયારા પાસે ખૂણામાં લીલ બાઝી ગઈ હતી; પોતું કરવાના કપડામાંથી ગંદી, અસહ્ય વાસ આવ્યા કરતી હતી; પ્યાલો બરાબર મંજાયો નહોતો, એમાંથી પણ કશીક ગંધ.... ચાવી આપેલું રમકડું હોય એમ એ રસોડામાંથી તરત પાછો ફર્યો અને બારી નજીકની એક ખુરશી પર ફસડાઈ પડ્યો. અંદરના ઓરડામાં મીતા રડ્યા કરતી હતી. બા એને પટાવી ફોસલાવી કશું ખાવાનો આગ્રહ કરતી હતી. બે વર્ષ પહેલાં પરણાવેલી મીતા પાછી આવી હતી. એ લોકોનું કહેવું હતું કે મીતાનું મગજ ઠેકાણે નથી. મીતા સૂનમૂન બેસી રહેતી, ક્યારેક રડી પડતી, ખાસ બોલતી નહોતી. ખાવાપીવાનું, પહેરવા ઓઢવાનું ભાન રહ્યું નહોતું. મીતાની લાલચોળ આંખો જોઈ એનું હૃદય ફાટી પડતું હતું. કેવી સરસ છોકરી હતી ને શી દશા થઈ ગઈ અત્યારે!

નોકરીમાં મઝા નહોતી. પેલો દેસાઈ આદુ ખાઈને પાછળ પડ્યો હતો. કામમાંથી ભૂલો કાઢ્યા કરતો. નોકરી કરવાનો જ કંટાળો આવતો હતો. સવારે અથડાતા કૂટાતા ઓફિસ જવાનું, સાંજે પરસેવે નીતરતા થાકી હારીને પાછા આવવાનું. ઘેર આવો કે રડતી અથવા સૂનમૂન બેઠેલી મીતા ને એવી જ રડતી આંખોવાળી બા, લગભગ પથારીવશ રહેતા બાપાજી, હજી ભણવાનો બાકી રહેલો મયંક...ગંદુ રસોડું, વાંદા, વાસ, લીલ....

જવી છે. એને કહીશ કે જો, તારે જ મારું મોં વધારે જોવાનો વખત આવવાનો છે તેથી તને ગમે એવી ફ્રેમ પસંદ કર...

'સુલુ સાથે તૂટી ગયું હં, અશ્વિન...ખબર નહિ કેમ પણ એણે ના પાડી દીધી...'

સુલુની વાત કહેતાં અવાજ જરા ભીનો થઈ ગયો એટલે અશ્વિનના વિચારોની ગતિ અટકી ગઈ. શું કહ્યું એણે ? શું તૂટી ગયું એનું ? પૂછવું જોઈએ બરાબર. કંઈક તૂટી ગયાની વાત કરી એટલે.

'શું થયું યાર, તું શું કહે છે ?'

'કંઈ નહિ. સુલુ આવી હતી ત્રણેક દિવસ પહેલાં. એણે લગ્ન માટે ના પાડી. કહ્યું કે આપણે હવે કોઈ સંબંધ નહિ. મને તો ખ્યાલ પણ નહિ, અશ્વિન કે સુલુ...'

એ ગળગળો થઈ ગયો. કંઈ બોલવું જોઈએ એવા વિચારે અશ્વિને ફટ દઈને કહી દીધું, 'કંઈ ફિકર નહિ રાખતો. સુલુ કંઈ એકલી નથી દુનિયામાં. એ નહિ ને બીજી કોઈ મળી રહેશે. કંઈ તકલીફ હોય તો કહેજે, આવે વખતે જો હું કામમાં નહિ આવું તો કોણ આવશે ?'

એણે ભાવાવેશમાં અશ્વિનને ખભે હાથ દાબ્યો ત્યારે અશ્વિન સોનલમય હતો. ઘર તરફ જતી વખતે જરા સારું લાગતું હતું. અશ્વિન જેવો સંવેદનશીલ મિત્ર હોવો એ બહુ મોટા ભાગ્યની વાત હતી, બાકી આ જમાનામાં આપણા દુઃખે દુઃખી થવાની ફુરસદ જ કોને હોય છે ? અશ્વિન બિચારો ખરેખર ભલો છે...ખબર જ હતી કે આ બધી વાતો અશ્વિનને કહેવાથી સારું લાગશે કારણ એ એટલો તો લાગણીવાળો છે કે—

☐

## રેતપુસ્તક / હોર્હે લૂઈ હોર્હેસ અનુ. અરુણ અડાલજા

રેખા અગણિત બિંદુઓની બનેલી હોય છે; સપાટી અગણિત રેખાઓની; વ્યાપ અગણિત સપાટીઓનો; પર-વ્યાપ અગણિત વ્યાપોનો... બળી પાછી ભૂમિતિ-નહીં, વાર્તાના આરંભ માટે આ સહુથી ઉમદા તરેહ નથી જ. સાચી હોવાનો દાવો કરવો તે આજકાલ પ્રત્યેક ઉપજાવી કાઢેલી વાર્તાનો શિરસ્તો થઈ પડયો છે. તો પણ, મારી વાર્તા સાચી જ છે.

"બુએનોસ એઈરેસની બેલગ્રેનો ગલીમાં એક મકાનના ચોથા માળે એક એપાર્ટમેન્ટમાં હુ એકલો રહુ છું. એક મોડી સાંજે, થોડા મહિનાઓ પહેલાં, બારણું ઠોકવાનો અવાજ મેં સાંભળ્યો. મેં બારણું ખોલ્યું. અને ત્યાં કોઈ અપરિચિત વ્યક્તિ ઊભી હતી. પ્રમાણમાં વધુ ઊંચો, તદ્દન સામાન્ય લક્ષણોવાળો એ માણસ હતો-કે કદાચ મારી ટૂંકી નજરને કારણે એ તેવો લાગ્યો હોય. ભૂખરાં વસ્ત્રો અને હાથમાં ભૂખરી બેગ સાથે એ માણસ સાવ ઢીલોપોચો જણાતો હતો. તરત મને થઈ આવ્યું કે એ કોઈ પરદેશી હતો. શરૂમાં મેં એને વૃદ્ધ માન્યો, થોડા સમય પછી જ મને ખાતરી થઈ કે એના પાંખા, આછા રંગના, સ્કેન્ડિનેવિયાના વતનીઓ જેવા, લગભગ ધોળા વાળથી જ મારી ગેરસમજ થઈ હતી. કલાકેકથી ઓછો સમય ટકેલી અમારી વાતચીત દરમ્યાન મેં ખોળી કાઢયું કે એ ઓર્કનિથી આવ્યો હતો.

એને અંદર નોતરી મેં ખુરશી ચીંધી. બોલાતા પહેલાં એ થોડી

વાર થોભ્યો. એક જાતનો વિષાદ એનામાંથી ગળતો હતો—હવે મારામાંથી ગળે છે તેમ.

'હું બાઈબલની નકલો વેચું છું', એણે કહ્યું.

થોડી પંડિતાઈથી મેં જવાબ વાળ્યો, 'આ ઘરમાં અંગ્રેજી બાઈબલની સહુથી પહેલા—જહોન વાયક્લિફના—બાઈબલ સમેત એકથી વધુ આવૃત્તિઓ છે. સીપ્રિઆનો દિ વાલેરાનું બાઈબલ. લ્યુથરનું બાઈબલ—જે સાહિત્યિક દષ્ટિએ સહુથી નિમ્ન કોટીનું છે—અને વલ્ગેઈટની એક લેટિન નકલ પણ છે મારી પાસે. તમે જોઈ શકો કે બાઈબલની આવશ્યકતા તો મને નથી જ.'

થોડી ક્ષણોના મૌન પછી એણે કહ્યું, "હું માત્ર બાઈબલ જ નથી વેચતો, બિકાનેરના પાદરેથી મને પ્રાપ્ત થયેલું એક પાવન પુસ્તક હું તમને બતાવું. તમને તેમાં રસ પડશે."

બેગ ખોલી પુસ્તક એણે એક ટેબલ પર ગોઠવ્યું. પુસ્તક 'ઓક્ટેવો' કદનું, કાપડથી બાંધેલું હતું. ઘણા બધા હાથમાંથી તે પસાર થઇ ચૂક્યું હતું એ વાતમાં કોઈ સંશય નહોતો. તેને તપાસતાં તેના અસાધારણ વજનથી મને અચરજ થયું. પુસ્તકની કરોડ પર શબ્દો અંકિત હતાં, 'પાવન પુસ્તક' અને તેમની નીચે, 'મુંબઈ.'

"લગભગ ઓગણીસમી સદીનું", મેં અભિપ્રાય બાંધ્યો.

"ખબર નથી", એણે કહ્યું. "હું એ ક્યારેય જાણી શક્યો નથી"

પુસ્તક મેં અનિશ્ચિત પાના પર ખોલ્યું. લિપિ મારે માટે તદ્દન અજાણી હતી, જરીપુરાણા, કઢંગા છાપકામવાળાં પાનાંઓ બે કોલમમાં યોજાયેલાં હતાં—બાઈબલમાં હોય છે તેમ. લખાણ ગીચોગીચ છપાએલા નાનકડા શ્લોકો રૂપે હતું. પાનાંઓ પર ઉપલા ખૂણે અરબી આંકડાઓ હતા. મેં નોંધ્યું કે એક ડાબા પાના પરનો ક્રમાંક હતો (માની લો) ૪૦, ૫૧૪ અને તેની સામેના જ જમણા પાના પરનો ક્રમાંક હતો ૯૯૯. મેં પાનું ઉથલાવ્યું; તેના ક્રમાંકમાં આઠ આંકડાઓ હતા. શબ્દકોશમાં ખપમાં લેવાય છે તેવું એક નાનકડું ચિત્ર પણ હતું તેના

પર–શિખાઉ નિશાળિયાના ડગુમગુ હાથે શાહી ને પેનથી દોરવામાં આવ્યું હોય તેવું, લંગરનું રેખાંકન.

બરાબર એ ક્ષણે આગંતુકે કહ્યું, "ચિત્રને ધરાઈને જોઈ લેજો. એ તમને ફરી ક્યારે ય જોવા નહીં મળે."

પુસ્તકને મેં ખુલ્લું હતું તે પાનું ધ્યાનમાં રાખી બંધ કર્યું. તરત તેને પાછું ખોલ્યું. પાનાંઓ ઉથલાવી લંગરનું રેખાંકન ખોળી કાઢવા મેં વ્યર્થ ફાંફાં માર્યાં. અચરજ છુપાવવા મેં કહ્યું, 'બાઈબલની કોઈ ભારતીય ભાષાની આવૃત્તિ લાગે છે, નહીં?"

"ના", એણે જવાબ વાળ્યો. પછી, ખાનગીમાં કોઈ રહસ્ય છતુ કરતો હોય તેમ અવાજ એણે નીચો કર્યો. "પુસ્તક મેં થોડા રૂપિયા અને બાઈબલની એક નકલના બદલામાં મેદાનમાંના એક ગામેથી મેળવ્યું. તેના માલિકને વાંચતાં આવડતું નહોતું. મને શંકા છે કે 'પુસ્તક શિરોમણી' બાઈબલને કદાચ એ કોઈ તાવીજ માની બેઠો. બહુ નીચી કોમનો હતો એ; અસ્પૃશ્યો સિવાય બીજું કોઈ અભડાયા વગર એનો ઓછાયો સુદ્ધાં ખમી શકતું નહોતું. એણે મને જણાવ્યું કે પુસ્તક 'રેતપુસ્તક' કહેવાય છે, કારણ કે પુસ્તક અને રેતી બન્ને આરંભ કે અંત નથી ધરાવતાં."

આગંતુકે મને પહેલું પાનું ખોળી આપવા કહ્યું. ડાબો હાથ પૂઠાં પર મૂકી પૂઠા પછીના કોરા પાના પર અંગૂઠો મૂકવાનો પ્રયાસ કરતાં મેં પુસ્તક ખોલ્યું. પણ વ્યર્થ. જેટલી વાર મેં પ્રયાસ કર્યો તેટલી વાર પૂઠું અને મારા અંગૂઠાની પકડમાં એકથી વધુ પાનાંઓ જ આવ્યા કર્યાં. કેમ જાણે તેઓ પુસ્તકમાંથી જ ફૂટી નીકળતાં ન હોય.

"હવે છેલ્લું પાનું ખોળી કાઢો."

ફરી પાછો હું નિષ્ફળ રહ્યો. મારો ન હોય તેવા ત્રુટક અવાજે માંડ હું બોલી શક્યો, "આ શક્ય જ નથી."

હજુ પણ નીચા અવાજે બોલતાં આગંતુકે કહ્યું, "શક્ય નથી, પણ છે એમ જ. પુસ્તકનાં પાનાંઓની સંખ્યા અનંતથી જરા ય

ઓળ્ખીવ્યું નથી. એકે ય પાનું પહેલું નથી, નથી એકે ય છેલ્લું. તેમના ક્રમાંકો આડાઅવળા કેમ આપવામાં આવ્યાં છે તે હું નથી જાણતો. અતકીન શ્રેણીમાં કોઈ પણ સંખ્યાનો સમાવેશ થઇ શકે છે એવું સૂચન આપવા હશે કદાચ."

પછી, મોટેથી વિચાર કરતો હોય તેમ એ બોલ્યો, "અવકાશ અનંત હોય, તો આપણે અવકાશમાં કોઈ પણ બિંદુએ હોઈ શકીએ. સમય અનંત હોય, તો સમયમાં આપણે કોઈ પણ બિંદુએ હોઈ શકીએ."

એની અટકળોથી મને અસુખ થઈ આવ્યું. "તમે ધાર્મિક છો ખરા ?" મેં એને પૂછ્યું.

"હા, હું પ્રેસબિટેરિઅન છું. મારો અંતરાત્મા સાફ છે. પેલા દેશી માણસને એના શેતાન પુસ્તકના બદલામાં 'ઈશ્વરનો શબ્દ' આપી મેં એની સાથે કપટ નથી કર્યું તે વિશે હું લગભગ નચિંત છું"

મેં એને હૈયાધારણ આપી કે પોતાને ઠપકો આપવો પડે તેવું કશું જ એણે આચર્યું નહોતું, અને પૂછ્યું કે પૃથ્વીના આ પ્રદેશમાંથી એ માત્ર પસાર ન થતો હતો કે કેમ ? એણે વળતો જવાબ આપ્યો કે થોડા દિવસોમાં જ વતન પાછા ફરવાની એ તજવીજમાં હતો. અને ત્યારે મેં જાણ્યું કે એ ઓર્કનિ ટાપુઓમાંથી આવેલો સ્કોટલેન્ડનો વતની હતો. મેં એને જણાવ્યું કે સ્ટિવન્સન અને હ્યુમ પરના મારા પ્રેમને પરિણામે સ્કોટલેન્ડ પર મને ઘણું અંગત વહાલ હતું.

"તમારું કહેવું છે સ્ટિવન્સન અને રૉબી બર્ન્સ", એણે મારી ભૂલ સુધારી.

અમારી વાતચીત દરમ્યાન અનંત પુસ્તક મેં ઉથલાવ્યા કર્યું. ઉદાસીનતાનો ડોળ કરતાં મેં પૂછ્યું. "આ અચરજ બ્રિટિશ સંગ્રહાલયને વેચવાનો ઈરાદો છે કે શું ?"

"ના. એ હું તમને વેચવા માગું છું," એણે કહ્યું, અને પછી પુસ્તક માટે જરા મોટી રકમનો પ્રસ્તાવ મૂક્યો

પૂરી સચ્ચાઈથી મેં જણાવ્યું કે એટલી મોટી રકમ ખરેખર

મારા ગજા બહાર હતી, અને પછી વિચારવા માંડયું. એકાદ મિનિટ પછી મેં એક દરખાસ્ત રજૂ કરી.

"હું અદલાબદલીનો પ્રસ્તાવ મૂકું છું", મેં કહ્યું. "તમે આ પુસ્તક થોડા રૂપિયા અને બાઈબલની એક નકલના બદલામાં પ્રાપ્ત કર્યું. હું તમને મારા નિવૃત્તિવેતનની રકમ, જે હમણાં જ મને મળી છે, અને મારું કાળાં અક્ષરવાળું વાયક્લિફ બાઈબલ આપી શકું. મને તે પૂર્વજો તરફથી વારસામાં મળ્યું હતું"

"કાળાં અક્ષરવાળા વાયક્લિફની નકલ!" એ ગણગણ્યો.

હું સુવાના ઓરડામાં ગયો અને પૈસા તેમજ પુસ્તક એને લાવી આપ્યાં. ખરા પુસ્તકસંગ્રાહકની પૂરજોશ ઉત્સુકતાથી એણે પાનાંઓ ઉથલાવી જોયાં અને પુસ્તકના પહેલા પાનાની ચકાસણી કરી.

"સોદો મંજૂર", એણે કહ્યું.

એણે રકઝક કરી નહીં તેનું મને અચરજ થયું. પણ, પુસ્તક વેચી નાંખવાના મક્કમ નિશ્ચય સાથે જ એ મારા ઘરમાં પ્રવેશ્યો હતો તે વાત મને બહુ મોડેથી સમજાઈ. પૈસા એણે ગણ્યા વિના જ મૂકી દીધાં.

અમે ભારત વિશે, ઓર્કનિ વિશે, અને એક સમયે તેના પર રાજ્ય કરતાં તે નોર્વેના યાર્લ લોકો વિશે વાતો કરી. આગંતુક ગયો ત્યારે રાત થઈ ગઈ હતી. ફરી ક્યારેય મેં એને જોયો નથી, કે નથી જાણ મને એના નામની ય.

'રેતપુસ્તક'ને અભરાઈ પર વાયક્લિફ બાઈબલની ખાલી પડેલી જગ્યાએ રાખવાનો મેં વિચાર કર્યો, પણ અંતે 'એક હજાર ને એક રાત્રીઓ'નાં ફાટલાતૂટલા ગ્રંથોના સંપુટ પાછળ તેને છુપાવી રાખવાના નિર્ણય પર હું આવ્યો. હું પથારીમાં પડયો, પણ ઊંઘ આવી નહીં. વહેલી સવારે ત્રણ કે ચાર વાગે મેં બત્તી કરી. અસંભવિત પુસ્તક નીચે ઉતારી મેં તેનાં પાનાંઓ ઉથલાવવા માંડયાં. એક પાના પર મેં મહોરાની નકશી જોઈ. પાનાના ઉપલા ખૂણે નવમા ઘાત સુધી સંવૃદ્ધ કરેલી એક સંખ્યા હતી, જેનું સ્મરણ મને રહ્યું નથી.

કોઈને ય મેં મારી અણમોલ સંપત્તિ બતાવી નહીં. તેને ધરાવવાના સદ્ભાગ્યમાં તે ચોરાઈ જવાના ભયનો ઉમેરો થયો, અને પછી આશંકા– કે ખરેખર તે અંતહીન ન પણ હોય. મનમાં ઘોળાયા કરતી આવી વિવિધ ચિંતાને પરિણામે લોકો પ્રત્યેનો મારો જૂનો દ્વેષભાવ વધુ પ્રબળ બન્યો. મારે મિત્રો બહુ ઓછા રહ્યા હતા; એમને ય મળવાનું મેં હવે બંધ કરી દીધું. પુસ્તકનો હું લગભગ બંદી બની ગયો, અને ભાગ્યે જ હવે ઘરની બહાર નીકળતો. કોઈ પણ છૂપી કરામત યોજવામાં આવી હોય તેવી સંભાવના પુસ્તકની પાંખી પડી ગયેલી કરોડને દગકાચમાંથી તપાસ્યા પછી મેં નકારી કાઢી. પછી, મેં જાણકારી મેળવી લીધી કે નાનાં નાનાં ચિત્રો દર બે હજાર પાનાંઓ પછી આવતાં હતાં. એક નોંધપોથીમાં મેં તેમની કક્કાવાર યાદી બનાવવાનો આરંભ કર્યો, જેને ભરી દેતાં મને બહુ સમય ન લાગ્યો. એક પણ ચિત્રનું ક્યારે ય પુનરાવર્તન થતું નહોતું. અનિદ્રાનો મારો વ્યાધિ ક્યારેક મને આપતો તે ટચુકડા સમયગાળાઓ દરમ્યાન રાતે હું પુસ્તકનાં સ્વપ્નો જોતો.

ઉનાળો આવ્યો ને પસાર થઇ ગયો, અને મને પ્રતીતિ થઈ ગઈ કે પુસ્તક શેતાની હતું. સગી આંખોએ તેને નીરખ્યા કરનાર, પોતાના હાથમાં તેને ઝાલનાર–હું–પણ ક્યાં તેનાથી ઓછી માત્રાએ શેતાન હતો એવું વિચારવાથી શો લાભ થતો હતો મને? લાગ્યું કે પુસ્તક કોઇ ભયાવહ દુઃસ્વપ્ન હતું, ખુદ વાસ્તવિકતાની અવમાનના કરી તેને દુષિત બનાવી રહેતી બિભત્સ હસ્તી હતું.

મેં અગ્નિ વિશે વિચાર્યું, પણ મને ભય હતો કે અનંત પુસ્તકનું સળગવું ય કદાચ તેની જેમ જ અંતહીન પુરવાર થાય અને ધુમાડાથી આખી પૃથ્વીને ગુંગળાવી મારે. ક્યાંક વાંચ્યું હોવાનું મને સ્મરણ થઈ આવ્યું કે પાંદડાને છુપાવવાનું ઉત્તમ સ્થળ જંગલ છે. નિવૃત્તિ પહેલાં હું મેક્સિકો ગલીમાં આવેલા 'આર્જેન્ટાઇન રાષ્ટ્રીય પુસ્તકાલય'માં કામ કરતો હતો, જે નવ લાખ ગ્રંથો ધરાવે છે. મને જાણ હતી કે પ્રવેશ-

દ્વારની જમણી બાજુએની સીડી વાટે ભોંયતળિયે જવાય છે, જ્યાં પુસ્તકો ને નકશાઓ ને સામયિકો રાખવામાં આવે છે. એક દિવસ હું ત્યાં ગયો. અને એક ગ્રંથપાલની નજર ચૂકાવી, દરવાજાથી કેટલે ઊંચે અને કેટલા અંતરે એ પ્રત્યે બેધ્યાન રહેવાનો પ્રયાસ કરતાં, ભોંયતળિયાની અવાવરૂ અભરાઈઓમાંની કોઈ એક પર 'રેતપુસ્તક' મેં ખોઈ નાંખ્યું.

(નોંધ : ભાષાકીય કારણોસર અનુવાદમાં ક્યારેક આવશ્યક છૂટ લીધી છે.)

## વદાય / હાઇનરિખ બ્યોલ અનુ. ભારતી દલાલ

અમારું મન ખિન્ન અને ગ્લાનિભર્યું થઈ ગયું હતું. આપણે સ્ટેશન પર કોઈને મૂકવા ગયા હોઈએ, 'આવજો આવજો' કરી લીધું હોય પણ ગાડી ઉપડતી ન હોય એટલે છૂટા પડી શકાતું ન હોય-ત્યારે આવું બનતું હોય છે. એ સ્ટેશન બીજા સ્ટેશન જેવું જ હતું. ગન્દુ અને પવનવાળું. એના છાપરા સુધી વરાળ જેવી આછી ઝાંય અને ઘોંઘાટ વ્યાપી ગયા હતા. એમાં ગાડીના ડબ્બાઓનો અવાજ પણ ભળી જતો હતો.

શાર્લોટ લાંબા કોરિડોરની બારી આગળ ઊભી હતી. એને પાછળથી વારેવારે ધક્કા અને હડસેલા વાગ્યા કરતા હતા. પણ આ કોરિડોરમાંથી આવતા જતા લોકો પણ બબડતા હતા. પણ આ મારી છેલ્લી કીમતી ક્ષણોમાં (જે કદાચ અમારે માટે ખરેખર છેલ્લી જ નીવડે) અમને એ ભીડવાળા ડબ્બામાંથી હાથ હલાવીને આવજો કહેવા સિવાય બીજી કશી અપેક્ષા હતી.

"તું સ્ટેશને જતા વચ્ચે રોકાઈ અને મને મળી તે ખરેખર ખૂબ જ સારું થયું." આ વાત મેં એને ત્રીજીવાર કહી.

'એવી બેહૂદી વાત ન કરીશ. જોને આપણે તો એકબીજાને પન્દર વરસથી ઓળખીએ છીએ.'

'સાચું. આપણે હવે ત્રીસ થયાં...છતાં તું આવે તે કાંઈ જરૂરી નહોતું.'

'મહેરબાની કરીને–. હા, આપણને હવે ત્રીસ થયાં. રશિયાની ક્રાન્તિ જેટલી આપણી વય થઈ.'

'આપણી ઉમ્મર આ ધૂળ અને ભૂખમરા જેટલી...'

'ના એનાથી તો જરા જુવાન...'

'હા, તારી વાત સાચી છે. આપણે તો હજી ખાસ્સાં જુવાન છીએ.'

એ હસી પડી.

એણે કંઈક ગભરાટમાં પૂછ્યું, 'તેં મને કશુંક કહ્યું ?' એ દરમ્યાન એને કોઈની મોટી સૂટકેસનો ધક્કો વાગ્યો હતો.

'ના, એ તો મારો પગ જરા...'

'તારે એનું કંઈક કરવું જોઈએ.'

'હા, હું જરૂર એ વિશે કંઈક કરીશ. એ પગ જરા વધારે પડતું બોલે છે.'

*'આટલા લાંબા વખત સુધી ઊભા રહેવાનું તને ફાવે છે !'*

'હા...' અને મારે ખરેખર તો એને જે કહેવું હતું તે એ કે હું એને ચાહું છું પણ શબ્દો જ જડ્યા નહિ. છેલ્લાં પન્દર વર્ષોથી મને એને માટેના શબ્દો જડ્યા નથી.

'શું કશું કહ્યું ?'

'ના–સ્વીડન, તો તું સ્વીડન જાય છે.'

'હા. મને જરા શરમ આવે છે. મારા જીવનનો એ અંશ બની રહ્યો છે. ધૂળ, ચીંથરાં, ખણ્ડેર અને મને શરમ આવે છે. આ બધું છોડીને હું ભાગી જતી હોઉં એવું મને લાગે છે ..'

'એવું મૂર્ખાઈભર્યું ન બોલીશ. તારું સ્થાન ત્યાં જ છે. તું સ્વીડન જઈ રહી છે એટલે તારે તો ખુશી થવાનું છે.'

'હા, મને કેટલીક વાર આનન્દ થાય છે. ત્યાં ખાવાપીવાનું કેટલું અદ્ભુત હશે અને ખણ્ડેરની તો વાત જ નહિ. એના પત્રો પણ ભારે ઉત્સાહભર્યા લાગે છે....'

ગાડી ઉપડવાની જાહેરાતનો અવાજ પાસેના પ્લેટફોર્મ ઉપરથી સંભળાયો અને મેં મારો શ્વાસ થંભાવી દીધો પણ એને અમારા પ્લેટફોર્મ સાથે સમ્બન્ધ નહોતો. એ અવાજ તો રોટરડેમથી આસેલ જવાની ગાડી આવતી હતી તેની જાહેરાત કરતો હતો. મેં શાર્લોટના નાના નાજુક મુખ તરફ જોયું અને મને તરત જ સાબુ અને કોફીની વાસની યાદ આવી. હું મને સાવ દુર્ભાગી લાગવા માંડ્યો.

ક્ષણભર તો મારામાં ગજબની હિમ્મત આવી ગઈ હું એને બારીમાંથી ખેંચીને મારી પાસે રાખવા ઈચ્છતો હતો કારણ કે એ મારી હતી. હું એને ચાહતો હતો....

'કેમ શું થયું ?'

'ના, કશું નહિ. તું સ્વીડન જઈ રહી છે તેથી ખુશી થા '

'હા, હું ખુશ છું જ. અને એમની શક્તિ ય ગજબની છે. ખરું ને ? તું શું કહે છે ? ત્રણ વરસ યુદ્ધના કેદી તરીકે રશિયા રહ્યા પછી રૂંવાડા ખડા કરી દે એવું દુસ્સાહસ કરીને ભાગી છૂટયા અને હવે સ્વીડનમાં રૂબેન્સનાં ચિત્રો વિશે વ્યાખ્યાનો આપે છે.'

'અદ્‌ભુત, ખરેખર અદ્‌ભુત '

'તારે પણ હવે કામમાં પરોવાઈ જવું જોઈએ. કાંઈ નહિ તો ભણવાનું તો પૂરું કર...'

'મોઢું બંધ કર.'

'શું કહ્યું ?' એણે ગભરાઈ જઈને પૂછ્યું. એ બિચારી સાવ ફિક્કી પડી ગઈ.

'માફ કરજે.' હું ધીમે અવાજે બોલ્યો. હું તો મારા પગને કહી રહ્યો હતો. હું કોઈકવાર એની જોડે વાતો કરતો હોઉં છું...'

એ સહેજે ય રૂબેન્સનાં ચિત્રોમાંની સ્ત્રી જેવી લાગતી નહોતી. પિકાસોનાં ચિત્રમાંની હોય એવી વધુ લાગતી હતી. પેલો એને શા સારુ પરણ્યો હશે એની મને નવાઈ લાગ્યા કરતી હતી, આમ તો એ નમણી કહી શકાય એવી નહોતી અને હું એને ચાહતો હતો..

હવે પ્લેટફોર્મ પર પ્રમાણમાં શાન્તિ છવાઈ ગઇ હતી. જનારાં બધાં ગાડીમાં બેસી ગયાં. માત્ર થોડા લોકો મિત્રોને આવજો આવજો કરવા ઊભા હતા. ગાડી ઉપડવાની જાહેરાત કરતો અવાજ હવે ગમે તે ક્ષણે સંભળાશે એવું લાગતું હતું. હવે પછીની ગમે તે ક્ષણ અમારા સમ્બન્ધની છેલ્લી ક્ષણ હોઈ શકે....

'તારે ખરેખર કંઈ કરવું જોઇએ. તું ગમે તે કર. આમ ને આમ તો ચાલી જ નહિ શકે.'

'હા, ચાલી જ નહિ શકે.' મેં કહ્યું.

એ રૂબેન્સના ચિત્રમાંની સ્ત્રી કરતાં સાવ જુદી જ લાગતી હતી. પાતળી, લાંબા પગવાળી અને તંગ. એ રશિયન ક્રાન્તિના જેટલી વયની, યુરોપની ગન્દકી અને ભૂખમરાના જેટલી વયની, યુદ્ધના જેટલી વયની હતી.

'હજુ મારા તો માન્યામાં જ આવતું નથી...સ્વીડન...મને તો હજુ એ સ્વપ્ન હોય એવું જ લાગે છે.'

'હા, એ બધું સ્વપ્ન જેવું જ છે.'

'ખરેખર તને એવું લાગે છે?'

'હાસ્તો. પન્દર વરસ. ત્રીસ વરસ...પછી બીજાં ત્રીસ વરસ. શા માટે ફિકરની પંચાતમાં પડું? એ માટે શક્તિ વેડફવા જેવું નથી. તું હવે ચૂપ કર. નખ્ખોદ જાય તારું.'

'તું તારા પગ સાથે વાત કરે છે?'

'હા.'

'એ શું કહે છે?'

'તે તું જ સાંભળ ને!'

પછી અમે ક્યાં સુધી મૂગાં રહ્યાં. અમે એકબીજાં સામે જોયું અને હસ્યાં. એકપણ શબ્દ બોલ્યા વિના એકબીજાંને કહેવાનું હતું તે કહ્યું.

એણે હસીને મારી સામે જોયું. 'તને મારી વાત સમજાઈ ને?

હું જે કરું છું તે બરાબર ને ?'

'હા...હા.'

'સાચેસાચ ?'

'હા, હા.'

'જો' એણે સહેજ મૃદુ બનીને કહ્યું. 'સાથે રહેવું ને એવું બધું બહુ મહત્ત્વનું નથી. મહત્ત્વનો મુદ્દો એ નથી ખરું ને ?'

ગાડીના ઉપડવાની જાહેરાત કરતો અવાજ સાવ સ્પષ્ટ અને સરકારી બિલકુલ મારા માથા ઉપર સંભળાયો. અને હું સહેજ આંચકો અનુભવીને ઊભો રહી ગયો. જાણે કોઈ એક વ્યક્તિએ નહિ પણ હવામાંથી જ ઉગામ્યો હોય એવો મોટો ભૂખરો ચાબૂક સ્ટેશનના છાપરા નીચેથી મારા ઉપર વીંઝાયો.

'આવજે ત્યારે !'

'આવજે !'

ખૂબ ધીમે ધીમે ગાડી સરકવા લાગી. એ સ્ટેશનના મોટા છાપરા નીચેના અન્ધકારમાં થઈને દૂર સરવા લાગી.



**રાજના આદિવાસી છેલિયા :** લેખક : ડો. જયાનંદ જોષી પ્રકાશક : પોતે, પ્રાપ્તિસ્થાન, શૈલેશકુમાર જયાનંદ જોષી, ૧૦/૬૧, રાયચંદ રોડ, નવસારી ૩૯૬૪૪૫, મૂલ્ય રૂા. ૨૭/–

**સફેદ અંધારાં :** લઘુનવલ : લેખક જયન્ત રેલવાણી, સિંધુ ભારતી પ્રકાશન ૧૨–અ, જંકશન પ્લોટ, રાજકોટ–૩૬૦૦૦૧, મૂલ્ય છ રૂપિયા પાંત્રીસ પૈસા.

## ચાહનો એક પ્યાલો / કેથેરાઈન મેન્સફીલ્ડ

અનુ. ભાલચંદ્ર ભટ્ટ

રોઝમેરી ફેલ ખરી રીતે સુંદર તો ન હતી. તેને સુંદર કહી શકાય એમ ન હોતું. દેખાવડી? તેને ચીગતવાર નીરખીએ તો કદાચ કહેવાય... પણ કોઈનું આવું ઝીણવટભર્યું નિરીક્ષણ કરી ક્રૂરતા બતાવવાની શી જરૂર? તે યુવાન, તેજસ્વી, બહુ જ મોડર્ન, સર્વોત્કૃષ્ટ વસ્ત્રપરિધાનવાળી હતી. નવીન પુસ્તકોમાંના નવીનતમ પુસ્તકોથી આશ્ચર્યજનક રીતે પરિચિત હતી. તેની પાર્ટીઓ સાચા અગત્યના લોકો. કલાકારો, વિચિત્ર વ્યક્તિઓ, તેણે પોતે શોધી આણેલા માણસોનો એક અતિરસિક શંભુમેળો હતી. આમાંના કેટલાંક લોકો શબ્દોમાં વર્ણવતા ભયંકર લાગે તેવા હતા પણ બીજા તો ગમે એવા અને આનંદજનક હતા.

રોઝમેરીના લગ્ન થયે બે વર્ષ થયા હતા. તેને એક લાડકવાયો પુત્ર હતો. પીટર નહીં–માઈકલ. અને તેનો પતિ તેને સંપૂર્ણ રીતે પૂજતો. તેઓ પૈસાદાર, ખરેખર પૈસાદાર હતા, ફક્ત સગવડો ભરેલી સારી સ્થિતિના જ નહીં. આવી સ્થિતિ તો ધિક્કારપાત્ર અને ગુંગળામણી ગણાય અને દાદાદાદીઓની પેઢીની ગણાય. જેમ તમે અને હું બોન્ડ સ્ટ્રીટ જઈએ તેમ રોઝમેરીને ખરીદી કરવી હોય તો તે પેરીસ જતી. જો તેને ફૂલ ખરીદવા હોય તો તેની કાર રીજન્ટ સ્ટ્રીટમાં યોગ્ય દુકાન આગળ ખડી થઈ જતી, રોઝમેરી ચકિત પરદેશીની નજરે ·

અંદર જોતી અને બોલતી, 'મને આ અને પેલાં જોઈએ. પેલાંના ચાર ગુચ્છો આપો. ગુલાબની પેલી ફૂલદાની આપો. ફૂલદાનીમાંના બધાં ગુલાબ મારે જોઈએ છે. લીલેક નહીં. લીલેક મને જરાયે ગમતાં નથી. તેને કોઈ આકાર હોતો નથી.' દુકાનદાર માથું નીચું નમાવતો અને લીલેકને અદૃશ્ય કરી દેતો. કેમ જાણે બાઈનું કહેલું સાચું ના હોય. લીલેક તો જાણે તદ્દન આકાર વગરના હતા. 'પેલા નાના ભરાઉદાર ટ્યુલીપ આપો, રાતા અને સફેદ.' અને પોતાની બગલમાં ખૂબ મોટા સફેદ કાગળમાં લપેટેલાં ફૂલોના ભારથી લથડતી પાતળી દુકાનની છોકરી તેની પાછળ કાર આગળ આવતી. આ છોકરી લાંબા કપડામાં નાની કન્યા જેવી લાગતી...

શિયાળાના દિવસના એક નમતા પહોરે કર્ઝન સ્ટ્રીટની એક નાની અને જૂની દુકાનમાં તે કાંઈક ખરીદી કરી રહી હતી. આ દુકાન તેને ગમતી હતી કોઈને કોઈ કારણસર કોઈક વસ્તુ કોઈકને ખાસ પસંદ પડે. અને આ દુકાનનો માલિક તેને કશું પણ વેચવા માટે અતિ-ઉત્સાહિતપણે આતુર હતો. જ્યારે જ્યારે તે અંદર જતી ત્યારે ત્યારે તેના મોંઢા પર હાસ્ય છવાઈ જતું. તે પોતાનાં હાથમાં હાથ દબાવી દેતો, તેને એટલો બધો સંતોષ થઈ જતો કે તે ભાગ્યે જ બોલી શકતો. ખુશામત, હાસ્તો. ગમે તેવા પણ, કંઈ હતું તો ખરું જ ને...

ધીમા, વિનયભર્યા ટોનમાં તે સમજાવવા માંડતો, "મેડમ, હું મારી વસ્તુઓને ચાહું છું. મારી વસ્તુઓને જે માણી ન શકે, જેને અલભ્ય, સુંદર લાગણી વસ્તુઓ પ્રત્યે ન હોય તેને વેચવા કરતાં મારી વસ્તુઓ મારી પાસે જ રાખવાનું પસંદ કરું...' અને ઊંડો શ્વાસ ખાઈને ભૂરા વેલ્વેટનો નાજુક ગાલીચો તેણે પાથર્યો અને પોતાની ફીક્કી આંગળીઓ વડે તેને કાચના કાઉન્ટર ઉપર દબાવ્યો.

આજે એક નાની ડબ્બી હતી. તેણે તે તેને માટે રાખી મૂકી હતી. તેણે હજુ તે કોઈને બતાવી નહોતી. તે એવી સુંદર, નાની, સરસ ચમકવાળી ડબ્બી હતી કે જાણે તે મલાઈમાં શેકી હોય તેવી લાગતી.

તેના ઢાંકણ પર એક નાના પ્રાણીએ પોતાના હાથ તેના ગળાની આજુબાજુ રાખ્યા હતા. જીરેનિયમની પાંખડી જેવી તેની હેટ ડાળ પરથી લટકતી હતી. તેના પર લીલી રીબન હતી. પોતાના મસ્તક ઉપર તરતા કાળજીવાળા દેવ-બાળકના જેવું ગુલાબી વાદળું હતું. પોતાના લાંબા હાથના મોજાંમાંથી રોઝમેરીએ પોતાના હાથ બહાર કાઢ્યા. આવી વસ્તુઓ તપાસવા માટે તે પોતાના હાથના મોજાં હંમેશાં કાઢી નાંખતી. આ તેને ખૂબ ગમી ગઈ, તે તેને ચાહવા લાગી. તે ખૂબ પ્રિય હતી. તેણે એ ખરીદવી જ જોઈએ. મલાઈ-શી લીસી ડબ્બીને આમતેમ ફેરવી ખોલી અને બંધ કરીને તેને લાગ્યા વગર રહ્યું નહીં કે ભૂરા વેલ્વેટ પર તેના હાથ કેટલા આકર્ષક લાગતા હતા. દુકાનદારને પણ પોતાના મનના કોઈ ઝાંખા ખૂણામાં એવો જ વિચાર આવ્યો હશે. તેણે હાથમાં પેન્સિલ લીધી. કાઉન્ટર ઉપર ઝૂકયો અને તેની લોહી વગરની ફીક્કી આંગળીઓ પેલા ચમકતા ગુલાબી પુષ્પો તરફ ફરવા માંડી. તે વખતે તે ધીમેથી બબડયો, 'નમણી સ્ત્રીના બ્લાઉઝ ઉપરનાં ફૂલો તો જુઓ.'

'બહુ સુંદર !' રોઝમેરીએ પુષ્પોની પ્રશંસા કરી પણ તેની કિંમત કેટલી ? એક પળ તો દુકાનદાર સાંભળતો ન હોય એમ લાગ્યું. એટલામાં કાંઈક અવાજ તેને અથડાયો. 'મેડમ, અઠ્ઠાવીસ ગીની.'

'અઠ્ઠાવીસ ગીની' રોઝમેરી પર કોઈ અસર જણાઈ નહીં. તેણે નાની ડબ્બી નીચે મૂકી દીધી. તેણે પોતાના હાથના મોજાનાં બટન બીડી દીધાં. અઠ્ઠાવીસ ગીની. કોઈ પૈસાદાર હોય તો પણ...તે અસ્પષ્ટ ભાવ દર્શાવવા માંડી. દુકાનદારના માથા પરની જાડી મરઘીના જેવી વજનદાર ચાહની કીટલી તરફ તે એકીટશે જોઈ રહી અને સ્વપ્નમાં હોય એવા અવાજે બોલી, 'ભલે, મારે માટે રાખી મૂકજો-રાખશો ને ? હું...પણ દુકાનદાર તો ઝૂકી પડયો જ હતો જાણે કે એને માટે એ રાખી મૂકવાનું તો કોઈપણ મનુષ્ય કહી શકે. અલબત્ત, તે તો હંમેશને માટે તે તેને માટે રાખી મૂકવા તૈયાર જ હતો.

ધીમા અવાજ સાથે પણ કાળજીથી દરવાજો બંધ થયો. તે બહાર પગથિયા પર ઊભી હતી અને શિયાળાના નમતા પહોર તરફ જોઈ રહી હતી. વર્ષા ચાલુ હતી અને વર્ષાની સાથે રાખની જેમ ધૂમરીઓ ખાતો અંધકાર પણ આવી રહ્યો હતો. વાતાવરણમાં ઠંડી, તીવ્ર સોડમ પ્રસરતી હતી, અને નવા સળગાવેલા દીવા જાણે નિરાશ લાગતા હતા સામેના ઘરોના દીવા પણ નિરાશ હતા. કશા વિષે દિલગીરી દર્શાવતા હોય તેમ તે ઝાંખા ઝાંખા લાગતા હતા. પોતાની અણગમતી છત્રીઓમાં છૂપાઈને લોકો ઉતાવળે ઉતાવળે જતા હતા. રોઝમેરીને વિચિત્ર પ્રકારની પીડા થઈ. તેણે પોતાનું ગરમ હસ્તાવરણ પોતાની છાતી સાથે દબાવ્યું. તેને થયું કે વળગવા માટે તેની પાસે નાની ડબ્બી હોય તો કેવું સારું. અલબત્ત, કાર તો હતી જ. તેણે તો ફક્ત ફૂટપાથ ઓળંગવાની હતી પણ હજુ તે રાહ જોઈ રહી. જીવનમાં ભયંકર, ઘડીઓ આવે છે જયારે માણસ આશ્રયસ્થાનમાંથી બહાર આવીને બહાર જૂએ છે અને તેને બધું ભયંકર લાગે છે. માણસે આવી બધી વસ્તુઓને વ્યક્ત થવા દેવી જોઈએ નહીં. માણસે ઘરે જઈને એક્સ્ટ્રા સ્પેશિયલ ચાહ લેવી જોઈએ. પણ આવા વિચારની પળે જ એક યુવાન પાતળી, કાળી, પડછાયા જેવી છોકરી આવીને રોઝમેરીની કોણી આગળ ઊભી રહી ગઈ અને નિઃશ્વાસ જેવા, લગભગ ડૂસકાભર્યા અવાજે કહેવા લાગી, 'મેડમ, જરાક મારી વાત તમને કહું ?'

રોઝમેરીએ ફરીને કહ્યું, 'મારી સાથે બોલવા માંગે છે ?' તેની આંખે મોટી આંખોવાળું નાનું ગરીબડું પ્રાણી દેખાયું, પોતાનાથી જરાય મોટું નહીં અને ખૂબ જ યુવાન તે હતું. લાલ રંગાયેલા હાથે તેણે તેના કોટનો કોલર પકડી લીધો અને તે જાણે તાજું જ પાણીમાંથી બહાર નીકળ્યું હોય એમ ધ્રુજતું હતું.

'મેડમ, તમે મને એક પ્યાલો ચાહના પૈસા આપશો ?'

'ચાહનો એક પ્યાલો ?' તેના અવાજમાં સાદાઈ અને સચ્ચાઈનો રણકો હતો. આ કોઈ ભિખારીનો અવાજ નહોતો.

'તારી પાસે બિલકુલ પૈસા નથી ?' રોઝમેરીએ પૂછ્યું.

'બિલકુલ નહીં, મેડમ.'

'કેવું અસામાન્ય !' સંધ્યાના ઝાંખા પ્રકાશમાં રોઝમેરી જોવા લાગી અને પેલી છોકરી તેની સામે તાકીને ફરી જોવા લાગી. અસામાન્ય કરતાં યે કેવું વધારે ! અને અચાનક રોઝમેરીને આમાં એક સાહસ દેખાયું : ઝાંખી સંધ્યાએ આ મિલન, જાણે દોસ્તોયેવેસ્કીની નવલકથામાંનું કોઈ દશ્ય. આ છોકરીને તે પોતાને ઘેર લઈ જાય તો ? પોતે જે હંમેશાં વાંચતી હતી અને સ્ટેજ પર જોતી હતી એમાંની એકાદ વસ્તુ તે કરી દે તો શું થાય ? તો તો બહુ રોમાંચક થાય. પાછળથી પોતે જાણે પોતાનાં મિત્રોનાં આશ્ચર્ય વચ્ચે કહેતી હોય તેમ તેને થયું, 'હું તો તેને મારે ઘેર જ લઈ ગઈ' પછી તે ડગલું ભરીને આગળ આવી અને પોતાની બાજુમાં ઊભેલી ઝાંખી-શી વ્યક્તિને કહ્યું, 'મારી સાથે ચાહ માટે મારે ઘેર ચાલ.'

ચમકીને છોકરી પાછી ખસી ગઈ. એકાદ ઘડી માટે તે ધ્રુજતી પણ બંધ થઈ ગઈ રોઝમેરીએ પોતાનો હાથ પ્રસારીને તેના ખભાનો સ્પર્શ કર્યો. તેણે સહાસ્ય કહ્યું, 'હું ખરેખર તું આવે એમ ઇચ્છું છું.' તેને તે વખતે પોતાનું હાસ્ય કેવું સાદું અને ભલાઈભરેલું હતું તેનો ખ્યાલ આવ્યો. 'તું કેમ નથી આવતી ? આવને, અત્યારે જ મારી સાથે ઘરે ચાલ મારી કારમાં, ચહા પીવા.'

'મેડમ, તમે ખરેખર તેમ ઇચ્છતાં નથી.' છોકરીએ દર્દભર્યા અવાજે કહ્યું.

'હું ખરેખર ઇચ્છું છું. હું ઇચ્છું છું કે તું આવે. મારા આનંદ ખાતર તું મારી સાથે ચાલ.'

છોકરીએ પોતાની આંગળીઓ પોતાના હોઠ પર મૂકી અને તેની આંખો રોઝમેરીને જાણે ભરખી રહી. તેણે તૂટક અવાજે પૂછ્યું, 'તું મને પોલિસ-સ્ટેશને તો નહીં લઈ જાયને ?' રોઝમેરીએ હસીને કહ્યું, 'પોલિસ-સ્ટેશન ! હું એવી દયાહીન શા માટે ? ના

તો ફક્ત તને શરમાટો આવે અને તું મને જે કાંઈ ગમે તે કહે તેટલું જ ઇચ્છું છું.'

ભૂખ્યા માણસો જલદીથી દોરવાઈ જાય છે. નોકરે કારનો ખુલ્લો દરવાજો પકડી રાખ્યો અને થોડીવારમાં બન્ને જણા સંધ્યાસમયના વાતાવરણમાં કારમાં ચાલવા માંડ્યા.

વેલ્વેટના પટામાં હાથ ફેરવતા ફેરવતા રોઝમેરીને વિજયનો ભાવ થયો. જાળમાં પકડેલા નાના બન્દી તરફ જોઈને તે કહી શકી હોત કે હવે તું મારા હાથમાં આવી ગઈ છે. અલબત્ત એણે તો આ બધું ભલાઈથી કર્યું હતું. ભલાઈથી પણ વધારે. તે આ છોકરી સમક્ષ સાબિત કરવા માંગતી હતી કે જીવનમાં આશ્ચર્યજનક બનાવો બને છે, પરીકથાઓની દેવમાતાઓ સાચી છે, પૈસાદાર લોકોને દિલ હોય છે અને સ્ત્રીઓમાં ભગિનીભાવ હોય છે. એકાએક આવેગથી તે બોલવા લાગી, 'ગભરા નહીં! તું મારી સાથે જ પાછી આવશે. હું વધારે નસીબવાન હોઉં તો તારે અપેક્ષા રાખવી જોઈએ કે....'

તેને તે વખતે ખબર નહોતી કે તેનું વાક્ય કેવી રીતે પૂર્ણ થવાનું હતું અને સારે નસીબે તે જ વખતે કાર અટકી. બેલ વગાડવામાં આવ્યો, દરવાજો ખૂલ્યો અને આકર્ષક રીતે ભેટીને જાણે તેનું રક્ષણ કરતી હોય તે રીતે રોઝમેરી તેને ખંડમાં લઈ ગઈ. હૂંફ, સુંવાળાશ, પ્રકાશ અને માદક સુગંધ. આ બધી પરિચિત વસ્તુઓનો તેણે વિચાર સરખો કર્યો નહીં પણ પેલી છોકરી આ બધું ગ્રહણ કરે તે તરફ તે ધ્યાન આપી રહી. દૃશ્ય બહુ આકર્ષક હતું. બધા કબાટો ખોલી શકે અને બધા ખોખાં ખાલી કરી શકે એવી પોતાની 'બાલવાડી'માં ખેલતી તવંગર નાની છોકરી જેવી તે લાગતી હતી.

વધારે ઉદાર થવાની ઇચ્છા પ્રગટ કરતાં રોઝમેરીએ તેને કહ્યું, 'ચાલ, ચાલ ઉપર, મારા ઓરડામાં આવ.' વળી તે આ નાની છોકરીને તેના નોકરો તાકી તાકીને જોયા કરે તેમાંથી તેને બચાવવા માંગતી હતી, દાદર ચડતાં ચડતાં તેણે નક્કી કરી લીધું કે જેનીને પણ

બોલાવવાનું કામ નથી, તે પોતે જ પોતાની વસ્તુઓ લેતી જશે. કુદરતી વર્તન કરવું તે જ મોટી વાત હતી ને!

પડદાવાળા, આકર્ષિત કરે એવા વાર્નિશવાળા ફરનિચર પર અગ્નિજ્વાળાઓની છાયાવાળા, સોનેરી તકિયાઓવાળા અને પીળી તથા ભૂરી રજાઈઓવાળા પોતાના સુંદર વિશાળ શયનખંડમાં જ્યારે તેઓ પહોંચ્યાં ત્યારે રોઝમેરી બોલી ઊઠી, 'હવે, આ જો.'

છોકરી તો દરવાજાની જરાક જ અંદર ઊભી રહી. તે તો ચકિત થઈ ગયેલી લાગતી હતી. પણ રોઝમેરીને કાંઈ વાંધો નહોતો.

પોતાની મોટી ખુરશી અગ્નિ-સ્થાન તરફ ખેંચીને તેણે તેને કહ્યું, 'આવ, આ આરામદાયક ખુરશીમાં બેસ. આવ, આવ, જરા હૂંફ તો લે. તું તો ખૂબ ઠંડી થઈ ગઈ છે.'

મારી હિંમત થતી નથી એમ કહીને તે ધીમેથી પાછી હટી ગઈ. રોઝમેરીએ આગળ દોડીને કહ્યું, 'અરે, આવ, આવ, તારે ડરવાની કાંઈ જરૂર નથી. બેસને. મારી વસ્તુઓ કાઢ્યા પછી આપણે બાજુના ઓરડામાં જઈશું અને હૂંફાળા વાતાવરણમાં ચહા પીશું, તું કેમ ગભરાય છે?' અને આ નાની છોકરીને તેણે ઘોડિયાના ખાડામાં અડધી ધકેલી દીધી.

પણ પેલી છોકરીએ કોઈ જવાબ ન આપ્યો. પોતાની બન્ને બાજુએ પોતાના બે હાથ રાખી, મોઢું થોડું ખુલ્લું રાખી પેલી છોકરીને જેમ બેસાડવામાં આવેલી તેમ જ તે પડી રહી. સાચું કહીએ તો તે લગભગ મૂરખ જેવી લાગતી હતી પણ રોઝમેરી આમ સ્વીકારશે નહીં. છોકરી પર વાંકી વળીને તેણે તેને પૂછ્યું, 'તું તારી હેટ પણ નહીં ઉતારે? તારા સુંદર વાળ તો ભીના થઇ ગયા છે. અને હેટ ઉતારી નાંખવાથી વધારે સારું લાગે, કેમ નહીં?' 'બહુ સારુ, મેડમ' જેવો અવાજ સંભળાયો અને દબાયેલી હેટ ઉતરી ગઈ.

'કોટ ઉતારવામાં, લાવ, તને હું મદદ કરું.'

છોકરી ઊભી થઈ ગઈ પણ એક હાથે તેણે ખુરશી પકડી રાખી

અને રોઝમેરીને તેણે પોતાને ખેંચવા દીધી. આમાં ખૂબ પ્રયત્ન કરવો પડ્યો. પેલી છોકરીએ ભાગ્યે જ સહકાર આપ્યો. તે બાળકની જેમ લથડવા લાગી અને રોઝમેરીના મનમાં વિચાર આવીને પસાર થઈ ગયો કે લોકોને જો મદદ જોઈતી હોય તો તેમણે પણ થોડોક સામો સહકાર આપવો જોઈએ, નહીં તો આવું કામ બહુ મુશ્કેલ થઈ જાય. અને હવે તે કોટનું શું કરવાની હતી? કોટ અને હૅટ તેણે નીચે મૂક્યાં: તે અભરાઈ પરથી સિગરેટ લેવાની તૈયારીમાં જ હતી એટલામાં છોકરીએ ખૂબ ઝડપથી પણ ધીમી વિચિત્ર રીતે કહ્યું, 'હું ખૂબ દિલગીર છું, મેડમ, હું બેહોશ થઈ જવાની છું. મેડમ, મને કાંઈ નહીં મળે તો હું ચાલી જઈશ.' 'હું કેવી વિચારમૂઢ!' આમ બોલીને રોઝમેરી બેલ તરફ દોડી.

'ચાહ! તરત ચાહ! થોડીક બ્રેન્ડી તાત્કાલિક!'

નોકરડી તો ફરી ચાલી ગઈ પણ પેલી છોકરી લગભગ બૂમ પાડી ઊઠી: 'ના, મારે બ્રેન્ડી નથી જોઈતી. હું કદિ બ્રેન્ડી પીતી નથી. મેડમ, મારે તો ચાહનો એક પ્યાલો જોઈએ છે.' અને તે ડૂસકાં સાથે રડવા લાગી.

આ ઘડી ભયપ્રદ અને અસરકારક હતી. રોઝમેરી પોતાની ખુરશીની બાજુમાં ઘુંટણિયે પડી.

'રડ નહીં. ગરીબ બાળકી, રડ નહીં' અને તેણે બાળકીને પોતાનો લેસવાળો રૂમાલ આપ્યો. તેની લાગણી ઉભરાઈ ઊઠી હતી જે શબ્દ દ્વારા અવર્ણ્ય હતી. પાતળા, પક્ષીના જેવા પેલી બાળકીના ખભાની આજુબાજુ તેણે પોતાના હાથ વીંટાળી દીધા.

હવે છેવટે પેલી છોકરીની શરમ જતી રહી. પોતે બન્ને સ્ત્રીઓ છે તે સિવાય તે બધું ભૂલી ગઈ અને બોલી ઊઠી, 'આમને આમ મારાથી હવે બહુ રહેવાશે નહીં, મારાથી આ સહન નથી થતું: હું આ બધું સહી શકું એમ નથી, હું મારો જ ત્યાગ કરીશ. હવે આવું સહન નહીં થાય.'

'તારે હવે આવું કરવું નહીં પડે હું તારી દેખભાળ કરીશ. હવે જરા પણ રડ નહીં. તું મને મળી ગઈ તે કેટલું સારું થયું તે તું સમજતી નથી? આપણે ચાહ પીશું અને પછી તુ મને તારી વાત કહેજે. હું તારે માટે બધી વ્યવસ્થા કરીશ. હું વચન આપું છું. રડવાનું બંધ કર. એ બહુ થકવનારું છે.'

ચાહ આવી તે પહેલાં મેરી ઊભી થાય છે; એટલામાં જ પેલી છોકરીએ રડવાનું બંધ કર્યું. તેણે બન્નેની વચ્ચે ટેબલ મૂકાવ્યું. તેણે પેલી નાની બાળકી, પાસે સેન્ડવીચ, બ્રેડ, બટર બધું જ ધર્યું અને જ્યારે જ્યારે તેનો પ્યાલો ખાલી થયો ત્યારે તેણે તે ચાહ, મલાઈ અને ખાંડ નાંખી ભરી દીધો. ખાંડ પૌષ્ટિક વસ્તુ છે એમ લોકો હંમેશાં કહેતા. પોતે કશું ખાધું નહીં. તેણે સિગરેટ પીધી અને ચતુરાઈથી બહાર જોતી રહી જેથી પેલી બાળકીને શરમ ન લાગે.

અને ખરેખર આ લઘુ ભોજનની ગજબની અસર થઈ જ્યારે ચાહનું ટેબલ ખસેડી લેવામાં આવ્યું ત્યારે પ્રકાશની સામે જોઈ રહેલું, હલકું, નાજુક, વાંકડિયા વાળવાળું, ઘેરા કાળા હોઠવાળું, ઊંડી ચમકતી આંખોવાળું નવું પ્રાણી મંદ સુસ્તીમાં મોટી ખુરશીમાં પડેલું જણાયું. રોઝમેરીએ નવી સિગરેટ સળગાવી, શરૂઆત કરવાનો સમય હવે થઈ ગયો હતો.

તેણે ધીમેથી પૂછ્યું, 'તેં છેલ્લું ભોજન ક્યારે કરેલું?' પણ તેજ વખતે દરવાજાનું હેન્ડલ ફર્યું.

'રોઝમેરી, હું આવું?' તે ફિલીપ હતો.

'હા, ચોક્કસ.'

તે અંદર આવ્યો. 'ઓ, હું દિલગીર છું' તેણે કહ્યું. તે અટક્યો અને ચાલવા લાગ્યો.

રોઝમેરીએ હસીને કહ્યું, 'કાંઈ વાંધો નહીં', આ તો મારી સખી, કુમારી–'

સ્તબ્ધ થઈને પણ ડર્યા વગર પેલી અશક્ત બાળકી બોલી;

'સ્મિથ, મેડમ.'

રોઝમેરીએ કહ્યું, 'સ્મિથ, આપણે થોડીક વાત કરીશું ને!'

ફિલીપે કહ્યું, 'હાસ્તો' અને ફરસ પર પડેલા કોટ અને હેટ તેની નજરે પડયાં. તે અગ્નિ-સ્થાન પાસે આવ્યો અને પોતાની પીઠ તે તરફ ફેરવી. હજીયે પેલી અવાક્ બાળકી. તેના હાથ તથા બૂટ તરફ નજર ફેરવીને પછી રોઝમેરી તરફ જોઈને તે બોલ્યો, 'કેવો જંગલી નમતો પહોર છે!' રોઝમેરીએ પણ કહ્યું, 'હા, કેવો શરમજનક!'

ફિલીપે પોતાનું આકર્ષક હાસ્ય કર્યું અને બોલ્યો, 'હકીકતમાં તો હું ઇચ્છતો હતો કે તું પળભર લાયબ્રેરીમાં આવે. આવે છે? કુમારી સ્મિથ વાંધો નહીં લે ને?'

મોટા ડોળા તેની તરફ ફર્યા પણ રોઝમેરીએ તેને બદલે કહ્યું, 'તેને કાંઈ વાંધો નહીં હોય.' અને તે બન્ને સાથે ઓરડાની બહાર જતાં રહ્યાં.

જ્યારે બન્ને એકલાં પડયાં ત્યારે ફિલીપે કહ્યું, 'આ બધું શું તે સમજાવ. આ કોણ છે?'

દરવાજે અઢેલીને હસતાં હસતાં મેરીએ કહ્યું, 'મેં તેને કર્ઝન સ્ટ્રીટમાંથી લીધી. ખરેખર તે લાવવા જેવી છે. તેણે મારી પાસે એક પ્યાલા ચાહના પૈસા માંગ્યા અને હું તેને મારી સાથે ઘેર લઈ આવી.'

'પણ તેની સાથે તું શું કરવાની છે?' ફિલિપે પૂછયું.

'હું તેની સાથે સારી રીતે વર્તીશ, તેની સંભાળ લઈશ. તેને હું ચોક્કસ કઈ રીતે રાખીશ તેની મને હજુ ખબર નથી. અમે હજુ તે વિષે વાત કરી નથી. પણ તેને બતાવીશ...તેની સાથે વર્તીશ-તેને ભાન કરાવીશ...'

'ડાર્લિંગ, તું તદ્દન ઘેલી છે. આવું કરી શકાય જ નહીં.'

રોઝમેરીએ પ્રત્યુત્તર વાળ્યો; 'હું જાણતી જ હતી કે તું આમ જ કહેવાનો. કેમ નહીં કરી શકાય? માટે કરવું છે, એ જ શું કારણ નથી? અને વળી આવી વસ્તુઓ વિષે આપણે હંમેશાં વાંચતા હોઈએ

છીએ. મેં નક્કી કર્યું છે....'

'પૂણ', ફિલિપે ધીમેથી કહ્યું અને તેણે પોતાની સિગરેટનો છેડો કાપી નાંખ્યો, 'તે ખૂબ દેખાવડી છે.'

'દેખાવડી ?' રોઝમેરીને એટલી બધી નવાઈ લાગી કે તે શરમાઈ ગઈ. 'તને એમ લાગે છે ? મેં તેનો તો વિચાર કર્યો જ નહોતો.'

'ઓ, ભગવાન', ફિલિપે દીવાસળી સળગાવી, 'તે સંપૂર્ણ સુંદર છે. ડીયર, ફરીથી જો, હું હમણાં જ્યારે તારા ઓરડામાં આવ્યો ત્યારે હું તો ચમકી ગયેલો. તું આવી ભયંકર ભૂલ કદિ કેવી રીતે કરી શકે ? હું જો અણઘડ રીતે બોલતો અને વર્તતો હોઉં તો સોરી, ડાર્લિંગ પણ કુમારી સ્મિથ આપણી સાથે સમયસર ભોજન લેવાની છે કે કેમ તે મને જણાવ જેથી મને ધ મિલીનર્સ ગેઝેટ જોવાનો સમય મળે.'

'કેવો એબ્સર્ડ માણસ !' એમ બોલીને રોઝમેરી લાયબ્રેરીની બહાર જતી રહી પણ પોતાના શયનખંડમાં પાછી ગઈ નહીં. તે પોતાના લેખન-ખંડમાં ગઈ અને ડેસ્ક આગળ બેસી ગઈ. દેખાવડી ! સંપૂર્ણ સુંદર ! ચમકી ગયો ! તેનું હૃદય ભારી બેલની જેમ ધબકવા માંડ્યું. દેખાવડી ! સુંદર ! તેણે પોતાની ચેકબુક પોતાની પાસે ખેંચી પણ ના, ચેક ઉપયોગી નહીં થાય. તેણે ટેબલનું ખાનું ખોલ્યું અને પાંચ પાઉંડની નોટો કાઢી તેની સામે તાકી રહી, એમાંની બે પાછી મૂકી દીધી અને ત્રણ પોતાના હાથમાં દબાવીને પકડી તે ફરી પાછી પોતાના શયનખંડમાં ગઈ.

અડધા કલાક પછી ફિલિપ જ્યારે લાયબ્રેરીમાં જ હતો ત્યારે રોઝમેરી અંદર આવી તે દરવાજે ટેકાઈને ઊભી રહી અને આશ્ચર્ય-ચકિત, વિચિત્ર નજર તેના તરફ રાખી બોલી, 'હું તને ફક્ત એટલું જ કહેવા માંગું છું કે કુમારી સ્મિથ આજે રાત્રે આપણી સાથે ભોજન લેવાની નથી.'

ફિલિપે કાગળ નીચે મૂકી દીધો અને તે બોલ્યો, 'ઓ, કેમ, શું

થયું ? પહેલેથી નક્કી કરેલો કાર્યક્રમ ?'

રોઝમેરી પાસે આવી અને તેના ઘુંટણ પર બેસી ગઇ અને બોલવા લાગી, 'તેણે જવાનો આગ્રહ રાખ્યો અને તેથી મેં તેને થોડાક પૈસા ભેટ તરીકે આપ્યા. તેની ઇચ્છા વિરુદ્ધ હું તેને રાખી શકી નહીં. કોઈને કોઈની ઇચ્છા વિરુદ્ધ રાખી શકાય કે ?'

રોઝમેરીએ પોતાના વાળ ઓળ્યા, પોતાની આંખોને જરાક ડાર્ક કરી, મોતીનાં ઝુમખાં પહેર્યાં. પોતાના હાથ લંબાવીને તેણે ફિલિપના ગાલનો સ્પર્શ કર્યો.

'તને હું ગમું છું ?' તેના આવા ધીમા મધુર ટોનથી તે મુંઝાયો. 'તું મને ખૂબ ગમે છે' એમ કહી તેણે એને આશ્લેષમાં લીધી. અને કહ્યું, 'મને ચૂમ તો.'

નીરવતા છવાઈ ગઈ પછી રોઝમેરી સ્વપ્નમાં હોય તે રીતે બોલી, 'મેં આજે એક આકર્ષક નાની ડબ્બી જોઈ. તેની કિંમત અઠ્ઠાવીસ ગીની છે. હું તે ખરીદું ?'

ફિલિપે તેને પોતાના ઘુંટણ પર કૂદાવી. 'ભલે ખરીદ, ઉડાઉ ઔરત.'

પણ રોઝમેરીને ખરેખર આવું કહેવું નહોતું. ફિલિપનું માથું પોતાની છાતીસરસું દબાવીને તે બોલી, 'ફિલિપ, હું રૂપાળી છું ?'



## સંતતિ / ચંપૂ વ્યાસ

શક્યતાનાં ઝાંઝર ઝણકે છે બારણે પણ બારણાની પેલી પાર 'શક્યતા અને આ પાર ઊભો છે સંભવ. સંભવ 'આવો' એટલું તો ઉમંગથી બોલી નાખે છે. 'આવો'માંથી 'આવ' થયું. પણ આ પાર પેલી પાર એમ જ.

'આવ...આવ...આવ...શક્યતા...'

પણ બારણાંની આ પાર પેલી પાર-બંને વચ્ચે ઉંબરા પર ઊભો છે આખેઆખો પહાડ. પહાડ કાંઈ અડીખમ નથી. તેણે તો વાંકા વળવા માંડયું સંભવના પગ તરફ. પણ સંભવ કાંઈ એવો લપટો નથી કે પહાડ પગે પડે એટલે ગલવાઈને ગદ્દગદ થઈ જાય. હા, પહાડ વાંકો વળ્યો એનું સુખ એટલું કે ઉંબરાની પેલી બાજુ ઊભેલી શક્યતા આખેઆખી દેખાઈ ગઈ શક્યતા પણ ખાસ્સા ગજાની છે હોં. પહાડ ચઢવા માંડી અને ટોચે પહોંચવા લાગી. સંભવે પણ જોર કરવું જ રહ્યું, જોર કર્યું. ઉંબર પાર કરવો અઘરો હતો, પણ બંને પહાડ ચઢી ગયાં ને પહોચ્યાં ટોચે.

પહાડની ટોચે થોડી સમથળ જગ્યા -મઝા પડી જાય એવી. ચારે તરફ કેસૂડાં જ કેસૂડાં, સંભવે શક્યતાની રાતી હથેળી જોઈને તાળી આપી. હથેળીની રાતી કુમાશ અંગેઅંગમાં ફરફરી રહી. પછી સંભવે શક્યતાની આંખ દીઠી અને આંખમાં પણ જોયો કેસૂડાંનો રાતોમાતો રંગ. એટલે સંભવે શક્યતાના જમણા હાથની હથેળી ફરી લીધી હાથમાં. સંભવને નામ મળ્યું શક્યતાનું પહાડને પીગળાવી દેવાની કેસૂરંગી શક્યતાની રાતી હથેળીની આંગળીઓમાં આંગળીઓ ભીડાવી સંભવે સાત રંગનું મેઘધનુ રચી દીધાનો ઊંડો હાશકારો લીધો.

સંભવની હાશના અવાજમાં શક્યતાનો સિસિકારો ભળી ગયો. શ્વાસનો લય કેસૂરંગ્યો ગુંજવા લાગ્યો.

૦

વિચારતંતુના દોરે બંધાયો એક હીંચકો. કેસૂડાંની ડાળ પર લંબાયા દોર–બંધાયા દોર. એમાંથી ઝર્યા કરે કેસૂડાંનો રંગ. સંભવ અને શક્યતાનો હીંચકો તો ચગ્યો. એકવાર પૂરવમાં જાય તો એ સૂરજને અડીને-આવે એવો ચગ્યો હીંચકો. દિવસ–રાત ચગતો રહ્યો હીંચકો. દિવસે સૂરજને અડે બંને જણ અને રાતે તો હથેળીમાં ચાંદ લઈ લે માળાં. ચાંદ તેમને રમાડે અને તેઓ ચાંદને રમાડે હીંચકે ઝૂલતાં ઝૂલતાં. બંનેને થયું કે પૂર્ણતાની સરહદ અહીં જ છે.

અહીં જ છે, અહીં જ છે, અહીં જ છે.

પણ આ સંભવ અને શક્યતાનું તો એવું છે કે તેમાંનું એકેય નથી તો પૂર્ણ કે નથી મર્યાદિત.

બન્યું એવું કે ..          શું બન્યું ?

હીંચકો તૂટ્યો...          બીજું શું બને ?

બીજું શું બને ?          શું બને ? ?

? ? ? ? ? ? ? ? ? ?



– પ્રશ્નાર્થચિહ્નો ખલાસ થઈ ગયાં, સા'બ.

– સઉઉઉઉસ ધમ ધમાક...ધમ ધમાક...ધમ...ધમાક.

– પ્રશ્નાર્થચિહ્નો ખલાસ થઈ ગયાં, સા'બ.

– ખટાક્...ખટ્...ખુઉઉઉઉડ...ખટાક્...ખટ્...ખુઉઉઉઉડ.

– પ્રશ્નાર્થચિહ્નો....

– છાપ છાપ છાપ છાપ છાપ છાપ છાપ...

– પણ શું કરું, સા'બ ? આગળ હવે શબ્દો આવતા જ નથી.
આખું પાન ભરીને પ્રશ્નાર્થચિહ્નો છે.

– પછી ?

– બસ, પછી પાન પૂરું.

– આ ખાનાનાં ઢગલો તો છે. લાંબાં...લાંબાં...

– એ તો આશ્ચર્યચિહ્નો છે.

– એ ગોઠવી દે.

– ના ચાલે સાંબ. એ તો કવિતા માટે છે.

– તો આ શું છે?

– આ તો...આ...તો...

o

સંભવે અને શક્યતાએ એક સંયુક્ત સાહસ કર્યું હતું – વાર્તા લખવાનું. એક વાક્ય સંભવ લખે અને બીજું વાક્ય શક્યતા લખે. શરત એટલી હતી કે અંધારામાં લખવાનું અને કાગળને બદલે એકબીજાની હથેળીમાં લખવાનું. સંભવનું વાક્ય તે શક્યતાની હથેળીમાં લખે અને શક્યતાનું વાક્ય તે સંભવથી હથેળીમાં લખે. ખાસ્સું અંધારું થયું એટલે લખાણ શરૂ થયું. સંભવે લખ્યું : 'એક હતો ચકો.' શક્યતાએ લખ્યું : 'એક હતી ચકી'. પછી સંભવે લખ્યું : 'ચકો લાવ્યો ચોખાનો દાણો.' શક્યતાએ લખ્યું : 'ચકીએ ગર્ભ ધારણ કર્યો.'

– આ શું ? આવી વાર્તા હોય ?

– હા...હા...એવી જ વાર્તા, એવી જ. મારે દાળનો દાણો લાવવો નથી, મારે ખીચડી કરવી નથી, મારે સમાજવાદ જોઈતો નથી. મારે જોઈએ સંતતિ–સંતાન.

– પણ એ શી રીતે બને ? હજુ તો વાર્તા લખાય છે અને તું તો અંતનો મુદ્દો લાવી.

– સંતતિ એ સાતત્ય છે. અંત નથી.

– પણ એ હમણાં શી રીતે બને ?

– શી રીતે ??

– બને ???

o

– અજવાળું ક્યારે થશે ?

– કેમ ?

– કશું અનુભવાતું નથી, શું છે આ બધું ?

– શું અનુભવાતું નથી ?

– જેમ કે તું...સંભવ તું ક્યાં છે?

– મારા હોવાનો અનુભવ નથી થતો તને?

– અજવાસ હોય તો અનુભવાય ને?

– આંખના અનુભવને જ અનુભવ ગણવાનો?

– તો શું કરું? શું સમજુ?

– બગીચાનાં ફૂલ દેખાય છે તને? છતાં અનુભવાતાં નથી?

– તું અનુભવી શકતો હોય તો ચાલ, બગીચામાંથી રાતું ગુલાબ ચૂંટી કાઢ અને મારી વેણીમાં પરોવી દે. કરી શકીશ?

સટ્ટાક.. સટ્ટાક...સટ્ટાક...સટ્ટાક ..સટ્ટાક ○

પાચ તમાચાના પાંચ અનુભવ થયા? કે પાંચેયનો એકસામટો અનુભવ થયો? લાવ તારી હથેળી, લાવ, ક્યાં છે હથેળી? આટલાં બધાં પ્રશ્નાર્થચિહ્નો પછી એક પૂર્ણવિરામનું વાક્ય લખું: અનુભવ એ જ આપણી સંતતિ છે. ○

'આવો'માંથી 'આવ' થયુ એ અનુભવ નથી? યૌવનકાળમાં જ ઉંબરા ડુંગરા બને. એ અનુભવ નથી? ડુંગર વાંકો વળે, એ અનુભવ નથી? સંભવ અને શક્યતા ડુંગર ચઢી જાય. એ અનુભવ નથી? ડુંગરની ટોચ, એ અનુભવ નથી? ટોચ પરનો હીંચકો, એ અનુભવ નથી? હથેળી અને આંખમાં કેસૂડાંય સમાય અને અંધારુંય ભરાય, એ અનુભવ નથી? સૂરજને ઊગતો સંભવ, એ અનુભવ નથી? હથેળીમાં ચાંદ દાખવતી શક્યતા, એ અનુભવ નથી? હીંચકો તૂટે, એ અનુભવ નથી? પ્રશ્નાર્થચિહ્નો ખૂટી જાય અને આશ્ચર્યચિહ્નો અકબંધ જળવાઈ રહે, એ અનુભવ નથી!

ઓછી છે આપણી સંતતિ? ○

– ચાલ સંભવ, આપણે કવિતા લખીએ. – આશ્ચર્યચિહ્નો ધરાવતી? – ના, આશ્ચર્યો ધરાવતી. – એના સાક્ષી કોણ? – પહેલી કળા ધરાવતો પ્રતિપદાનો ચંદ્ર અને તારકોમાં પરમ તેજસ્વી શુક્રતારક. – ચાલ શક્યતા, એક નવા અનુભવ તરફ.... 

નૂતન વર્ષાભિનંદન !

આધુનિક શોપિંગ સંકુલના પ્રાયોજક

# જે. જે. કોર્પોરેશન

૩૦૫, સાગર શોપિંગ સેન્ટર, સહરા દરવાજા,
રીંગરોડ, સૂરત.



પ્રેરણામૂર્તિ
પૂજ્ય પ્રમુખ સ્વામી મહારાજ



સૂરતના ઔદ્યોગિક સાહસનું આધુનિક પ્રતિક
જે. જે. એરકન્ડીશન્ડ માર્કેટના નિર્માતા
ફોન નં. ૩૬૧૪૪-૨૯૩૩૯

# કન્યા કેળવણીની દિશામાં ઐતિહાસિક કદમ



**રજત જયંતી વર્ષમાં ગુજરાતે મહત્વનું કદમ ઊઠાવ્યું છે. ગુજરાતમાં તમામ વિદ્યા શાખાઓમાં દરેક સ્તરે કન્યાઓને નિઃશુલ્ક કેળવણી અપાશે.**

રાજ્યમાં હાલ ૧૧ ધોરણ સુધી કન્યાં માટે નિઃશુલ્ક શિક્ષણની સવલત આપવામાં આવે છે. ગરીબ અને મધ્યમ વર્ગના કુટુંબોનો ઉચ્ચ કન્યા શિક્ષણનો આર્થિક પ્રશ્ન હળવો બનાવવા આવતા શૈક્ષણિક વર્ષથી કન્યાઓને તમામે સ્તરે નિઃશુલ્ક શિક્ષણ અપાસે.

ગુજરાતમાં પુરુષ શિક્ષણની ૫૪-૪૪ ની ટકાવારી સામે સ્ત્રી શિક્ષણનો દર ૩૨-૩૦ ટકા છે. તમામ સ્તરે શિક્ષણ મફત થતાં, આ નીચો દર ઊંચો લાવી શકાશે.

ગુજરાતમાં ઉચ્ચ શિક્ષણ મેળવતી એક લાખ જેટલી કન્યાઓને આ યોજનાનો લાભ મળશે. કન્યા કેળવણીની દિશામાં આ ઐતિહાસિક કદમ ભરનાર ગુજરાત દેશભરમાં પ્રથમ રાજ્ય છે:

## રજત જયંતી વર્ષે ઝળહળતો નિર્ણય

# ઉંડાણ

ડિસેમ્બર
૧૯૮૫

કાવ્ય

જયન્ત પાઠક

નીતિન મહેતા

વિવેચન

વિજય શાસ્ત્રી

લેખ

ચન્દ્રવદન ચી. મહેતા

વાર્તા

પ્રાણજીવન મહેતા

કેતુ સુણાવકર

વિનોદ

# કંકાવટી

ડિસેમ્બર
૧૯૮૫

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૭ : અંક ૩૧૯ : મૂલ્ય : બે રૂપિયા**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.



વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૦, બે વર્ષના રૂા. ૩૮, વિદેશ : શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), ૭ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ००૨ સરનામે જ કરવો.

## વરસાદ / જયન્ત પાઠક

લો પાછી લીલીછમ એની બધે ગૈ યાદ
ફરફર ફરક્યો પાલવ એનો, અમે કહ્યો વરસાદ !

ઘૂઘરીઓ વાગે છે જાણે નેપૂરની ચોપાસ
મેલો રેલો થઈને ચાલ્યો એકલતા અવસાદ.

ઓળખાય ના રોજ જોઉં તે ટેકરીઓ યે આજ
ઓઢ્યું વાદળ આખું એમણે ને પ્હેર્યો વરસાદ !

ધૂળ ધરાની ભીનો આપે ભીતરનો અણસાર
વાંસ ફૂટે વગડે ને એનો મઘમઘ આવે સાદ.

આજ હવે ઘનઘોર દિવસ ને ઘનઘેરી છે રાત
એકાકાર થયાં બે વીસરી તેજ-તિમિરના વાદ.

આ ભીંતો, આ છપ્પર, કમરા, સલામતી ને હૂંફ-
સુખના સૌ સરવાળામાંથી અમને કરી દો બાદ !

## એક કાવ્ય / નીતિન મહેતા

તૂટી તો શકે
પણ તૂટતું નથી
કે નથી પહોંચી શકાતું
તાર પર અદ્ધર ચાલવાથી યે
પગ લોહીલુહાણ થાય માત્ર
તંગ ભમ્મરો વચ્ચે
હોડી ઉછળે

આંગળીના કાપાઓ પર
તરતા ટાપુઓ
પંખી બની જાય
તો ઊડી શકાય
પણ ઊડી શકાતું નથી
કોણે કહ્યું કે જન્મ લો
કોણે કહ્યું કે પાછું જોયા કર
કોણે કહ્યું કે પ્રણામ કર

હું આવું છું
માત્ર પડયો રહ્યો
સાંભળ્યું તો ખરું પણ
પછી ઊઠી શકયો જ નહીં
તો ખાલી હોડી ઉછાળ્યા કર

પાછો વળી જોયા કર
કોઈ આવવાનું નથી
માત્ર પડયો રહે

કોણ વારંવાર
આમ ચીડવ્યા કરે છે
પથ્થર લઈ તેના ટુકડા કરું
દર્પણ તો તૂટશે
પણ નદી તો વહ્યા જ કરશે
તને જોતો તેમાં જ કૂદી પડ
ચાલ જલદી કર
પણ કૂદી પડયો નહીં

રેતી પસંદ કરી ?
જા નીચે જા
હજી નીચે જા
ઊંડે ઊંડે જા
જીવડાંઓ મળશે
વનસ્પતિ ભેટશે
નારી મળશે
નીચે જા
નીચે જા

સુક્કા થડ જેવા પગ
ખોડાઈ ગયા રેતીમાં
કરવત તો ચાલતી રહી
પણ વહેરાયો નહીં

સુક્કી રેતી બની
હવે ઊડતો જ રહું છું
ક્યાંય પણ જરા...!

## 'માજા વેલાનું મૃત્યુ'–વિશે* / ડૉ. વિજય શાસ્ત્રી

ભિખારીઓની ત્રીસેકની જમાતનું વર્ણન અહીં વિગતવાર થયું છે. એ વિગતો અને વાર્તાના રચનાસમય–ગાંધીયુગ–એ બેને ધ્યાનમાં રાખીએ તો પ્રસ્તુત રચના ગાંધીયુગની લાક્ષણિક દીનજનવાત્સલ્યની કૃતિ લાગવા પૂરો સમ્ભવ છે. ડૉ. સુરેશ દલાલે તો આ સામાજિક પરિમાણનો ઉલ્લેખ કરતાં લખ્યું છે કે 'માજા વેલાના મૃત્યુ ભણી ગતિ કરતો સમય એની પ્રત્યેક છટામાં માજા વેલાની, આપણને કોઠે પડી ગયેલા સામાજિક સન્દર્ભ વિનાની જીવનલીલાને ચિત્રિત કરે છે... શહેરના સત્તર દરવાજાની બહાર–અઢારમે દરવાજે–જે નીચલા થરની વસ્તી છે એનું વાસ્તવિક ચિત્ર માત્ર વસ્તુપૂરતું જ મર્યાદિત નથી રહેતું. એ વસતીની વાસ્તવિકતા–વર્તન અને ભાષા દ્વારા પણ આબેહૂબ પ્રગટ થાય છે.' ૧

ડૉ. સુરેશ દલાલની ઉપરોક્ત નોંધમાં આ કૃતિ ૧. માજા વેલાની 'જીવનલીલા'નું 'વાસ્તવિક ચિત્ર' 'આબેહૂબ' પ્રગટ કરતી ગણાવાઈ છે. એટલે કે નીચલા થરની વસ્તીનું દસ્તાવેજી ચિત્ર આપવાનો લેખકનો ઉપક્રમ હોવાનો અભિપ્રાય ડૉ. દલાલ આપે છે. ૨. વળી એ પૂર્વે તેમણે વાર્તાના આરમ્ભે આવતા ટાવરને સમયના પ્રતીક લેખે સ્થાપીને તેના ટકોરાને માજા વેલાના 'પડનારા ડંકા'ના સંકેત તરીકે જોયા છે અને ૩. વાર્તાનું શીર્ષક 'વાર્તાના અંતને ઉઘાડી દેતું' હોવાનું તેઓનું કહેવું છે.

એમના ઉપરોક્ત ત્રણે મુદ્દાઓની ફેરતપાસ કરીએ તો–

---

* સુન્દરમ્ કૃત

૧. નીચલા થરની વસ્તીનું દસ્તાવેજી ચિત્ર આ કૃતિમાંથી 'આબેહૂબ' સાંપડે છે એ સાચું પણ ગરીબો પ્રત્યે સમભાવ / સહાનુકમ્પા જન્માવવા માટે આ કૃતિ રચાઈ છે એમ કહી શકાય નહીં. માજા વેલાના ગરીબ કુટુમ્બને બદલે કોઈ શ્રીમન્ત કુટુમ્બનાં સભ્યો લીધાં હોત તોયે વાર્તાકારને જે ઉદ્દિષ્ટ છે તે-માનવીની અમરતાની ઝંખનાના આલેખન-ને કશો બાધ આવત નહીં. આ રચનામાં માજો વેલો પોતાની વીરતાપૂર્ણ ભૂતકાલીન કારકિર્દીને વર્તમાનમાં ક્ષીણ થતી અનુભવે છે. પોતાની પરાક્રમશીલતા પોતાની સાથે જ અન્ત પામવાની ભીતિ એને લાગે છે એ ઝંખે છે કે ત્રીસ જણના બૃહદ્ પરિવારમાં કોઈ એક જણ પણ પોતાની વીર-ભવ્ય પરાક્રમશીલતાની સતતતા જાળવી રાખી શકે એવું પાકે, એને ઝંખના છે સ્વ-ના પરાક્રમસભર વ્યક્તિત્વને અખણ્ડ રાખી શકે એવી સંતતિની. સંતતિ તો છે પણ સતતતા દેખાતી નથી. જે ભવ્ય ભૂતકાળ પ્રત્યે તેને Nostalgia છે તેનું સાતત્ય તે ઝંખે છે. એટલે કૃતિ દીનજનવાત્સલ્યના સંનિવેશને ભલે પ્રાધાન્ય આપતી હોય, તથાપિ વાત તો કરે છે માનવીની; સંતતિ વડે સ્વ.ને સતત કરી જવાની, બીજાઓ વડે સ્વ-ને અ-મર કરી જવાની અદમ્ય ઝંખનાની.

૨. ટાવરને સમયગતિના પ્રતીક તરીકે સ્થાપવાનો ડૉ. દલાલનો ઉદ્યમ પ્રશસ્ય છે, કેમ કે સમય એ સમગ્ર કૃતિનું વાતાવરણ છે. માજો વેલો-તેની એક તરફ ભૂતસમય એની સમસ્ત ભવ્યતા અને આકર્ષકતા સાથે ધૂંધવે છે તો તેની બીજી તરફ છે એ ભૂતકાલીન રોમાંચકતાનો સદંતર અભાવ અને તજ્જન્ય નિરાશાનો બનેલો ભાવિ સમય. વચ્ચે છે માજો વેલો. એ ભૂતકાળના જેવું જ ભવિષ્ય પણ ઇચ્છે છે. પોતાનું મૃત્યુ પોતાના રોમાંચક ભૂતકાળનુંય મૃત્યુ બની રહે એમ એ ઇચ્છતો નથી.

૩. માજો વેલો અન્તે આઈસક્રીમ ને સૂતરફેણી ખાઈને મૃત્યુ તો પામે છે, પણ ડૉ. દલાલે નોંધ્યું છે તેમ 'વાર્તાનું શીર્ષક વાર્તાના

અતને ઉઘાડી દેતું ' નથી જ. ખરેખર તો સુ-જ્ઞ ભાવક શીર્ષકની પછી પ્રશ્નચિહ્ન મૂકી દેશે. કેમ કે માજા વેલાનું સ્થૂળ મૃત્યુ ભલે થતું, પણ મૃત્યુ પૂર્વે જ એની જે પોતાની સાહસિકતા અને પરાક્રમશીલતાને સાચવી જાણે, ટકાવી જાણે, વધારી જાણે એવી સંતતિની શોધ ને ઝંખના છે તે વનામાં પૂરી થાય છે. માજો વેલો વનાને માટે કહે છે કે 'ખરો ભરાડી, મારું નામ રાખે એવો!' એટલે આમ વનો તેનાં (માજા વેલાનાં) સાહસોત્સાહ અને વીર્યનો સાચો વારસ હોવાનું તે અનુભવે છે અને તેની સ્વ-ને અમર-સતત-કરી જવાની ઝંખના વના દ્વારા સાકાર થતી લાગે છે, ત્યારે વનો લાવેલો એ સૂતરફેણી જ 'ઊભે પગે બેઠો બેઠો માજો વેલો પરમ સંતોષથી' ખાય છે. એ સૂતરફેણી કોઈ ખાદ્ય, મિષ્ટ વાનગી જ ન રહેતાં માજા વેલાની, રોમાંચકતાસભર ભૂતકાળને સાચવનારી સંતતિ પ્રાપ્ત થયાની સંતૃપ્તિની લાગણીની પ્રતીક બની રહે છે. ટૂંકી વાર્તાની આ 'પ્રેગનન્ટ મોમેન્ટ' છે.

વનો કૃતિના અન્તભાગે આવતું ગૌણ છતાં સૂચક પાત્ર છે, કેમકે માજા વેલાના આવડા મોટા પરિવારમાં એ એકલો જ (અને કંઈક અંશે એની દીકરી 'માજા વેલાને અમર કરી શકે એવી વના પછીની પેઢી-] માજા વેલાના 'સંસ્કાર' (?) ની જ્યોતને સંકોરી / સાચવી શકે એમ છે.

મૃત્યુ પામેલા માજા વેલાને 'છેવટે તે એકલો જ' ખંધોલે નાખી ચાલવા લાગે છે એમાં રહેલાં વ્યંજના અને વિરોધભાવ પણ સૂચક છે. માજા વેલાને ઊંચકીને ચાલી શકે, તેના 'દેહ'ને ઊંચકી/ધારણ કરી શકે એવો જેમ એકલો વનો જ છે તેમ એની ભડવીરતા, એની વીરતા, સાહસિકતાનેય ધારણ કરી ચાલી શકે એવો વનો એકલો જ છે! અને વનામાં આમ માજા વેલાનું સંસ્કારાનુસન્ધાન થયેલું ખુદ માજો વેલો પણ જોઈને જાય છે એટલે જ એની 'ત્રીસેક જણની સંતતિ' જ્યારે 'માજો વેલો બહુ સારું મોત પામ્યા' એમ બોલતી-બોલતી

। લાગે છે ત્યારે પણ એક સૂક્ષ્મ કટાક્ષ એ વરતાય છે કે આવું

'બોલનારી' સંતતિ પોતે તો માજાને સુખી / સારું મોત અપાવવામાં નિષ્ફળ જ ગઈ છે ! જે 'મૂગોમૂગો' 'કોઈએ રડવાનું નથી' એમ કહેતો 'દઢ અવાજવાળો' ચાલે છે એ વનો જ માજાને સુખી કરી શક્યો છે.

શીર્ષક પાસે આવી ઊભીએ તો માજા વેલાનું મૃત્યુ ભલે સ્થૂળ રીતે આલેખાયું હોય પણ ભાવાત્મક દૃષ્ટિએ તો માજો વેલો વનામાં સંક્રાન્ત થઈ અમર થઈ ગયો છે. માજા વેલાનું મૃત્યુ એ વનાની પરાક્રમશીલતાને પરિણામે, એક નરી સ્થૂળ ઘટના જ બની રહે છે. ભાવાત્મક રીતે તો માજો વેલો મરવા છતાં નથી મર્યો, નથી મરતો એ રહસ્ય વાર્તાના શીર્ષકમાં રહેલું છે. □

## સાભાર સ્વીકાર

**સંવાદ** : [શિક્ષણવિભાગ, દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીનું વર્ષાન્ત સામયિક] સંપાદકો : ડૉ. શશિકાન્ત શાહ / ડૉ. ઉમ્મેદ સિંગ. વર્ષ : ૮ માર્ચ ૧૯૮૫, અંક : ૮

**પાર્થિવ** : ગઝલસંગ્રહ : જગદીશ વ્યાસ, પ્ર. કવિલોક પ્રકાશન, લાવણ્ય, વિજય પાર્ક, નવરંગપરા, અમદાવાદ, મૂલ્ય સાત રૂપિયા.

**રંગ શરદની રાતડી** : શરદઋતુનાં કાવ્યોનો સંગ્રહ : સં. ડૉ. પ્રભાશંકર રા. તેરૈયા, ડૉ. નિરંજન વ. રાજ્યગુરૂ, પ્ર. રંગરેખા ટ્રસ્ટ પ્રકાશન, સુરૂપ મુદ્રિકા ડૉ. યાજ્ઞિક રોડ, રાજકોટ–૧.

**ગઝલ** : ૮૩–૮૪ : સં. હર્ષદ ચંદારાણા, પ્ર. મુદ્રા C/o. મોતીવાલા ક્લિનિકલ લેબોરેટરી, ઇંદિરા માર્કેટ સામે, અમરેલી–૩૬૯૬૦૧, મૂલ્ય બાર રૂપિયા.

## ઘણું ગયું—ચા ગઈ / ચન્દ્રવદન મહેતા

બ્રિટિશ રાજ્ય જતાં શિસ્તમાં ગાબડાં પડ્યાં. ડાબી બાજુએ ચાલો, જમણી બાજુએ એક તરફથી ચઢો, ઊતરો—રેલ્વેનો પુલ, રસ્તા પર ડાબાજમણી એ નિયમો ઓસરવા લાગ્યા—અકસ્માતો વધવા લાગ્યા, સાયકલવાળાઓને વગર બત્તીએ ચલાવવાની છૂટ મળી, એથી કેટલાક પોલિસને કમાણી ગઈ! એવું એવું ઘણું ગયું. પ્રમાણિકતા હજી નથી ગઈ, એમ રેડિયો પરથી તા. ૧૬ નવેમ્બરે શ્રી સતીશ કાલેલકરે પોતાની વાતચીતમાં જોરશોરથી કહ્યું કે પ્રમાણિકતા આ દેશમાંથી નથી ગઈ; એનો મૃત્યુઘંટ નથી વાગ્યો. કેટલા નસીબદાર એ ભાઈ, કે હજી એમને કોઈ રિક્ષાવાળાનો, ટિકિટ કલેક્ટરનો, રસ્તે ચાલનારનો પાકો અનુભવ નથી થયો.—પણ, બીજું ઘણું ગયું, એની પ્રજાને પૂરી જાણ નથી થઈ, એ રીતે ચા—ટી ગઈ. ચાની લોરીથી માંડી ઠેઠ બદરીકેદાર કે રામેશ્વર સુધી એ લોરી ફરતી યા સ્થિર લારીઓ વધી છે. ચા મળે છે. પોસ્ટડોડાનો ડ, એકની એક ભૂકીનો દશબારમી વખતનો ઉકાળો મળે છે, પણ ચા—ચા ઉપર મૌલાના અબુલ કલામની પુસ્તક 'ચા કેમ પીવી' સરસ ગ્રન્થ છે તે ચા. એટલે કે પાંદડીની, પત્તીની ચા. એ ચા હવે નથી મળતી. ગ્રીન લિપ્ટન સાબુદાણા જેવી પણ ભૂકી, ગોળ નાનડી ગોળી જેવી ભૂકી, અને ચાના વેપારીઓને મોઢે બે વાક્યો રમતાં [illegible]ઈ ગયાં છે : આ છે તે ચામાં 'કલર' મળશે, આ બીજી ચા

છે, એમાં 'ફ્લેવર' મળશે.

આમ કલકત્તા ટી સેન્ટરથી ભારતના સૌ કોઈ ટી-સેન્ટરમાં આ બે સૂત્રો વહેતાં થયાં છે, અને એમાં 'ફ્લેવર' અને 'કલર' બેનો પ્રાસ મેળવી બોલનારા જે નાના નાના વેપારીઓ છે તે પ્રાસ મેળવી, બોલી ચા વેચે છે. પણ પત્તાની, પાંદડાની, ઉકળતા પાણીમાં ચાનાં પત્તાં નાખી, જરી ઠરે કે એની સોઢમ મહાણવા મળે તે ચા ગઈ અલબત્ત, લિપ્ટન કે બ્રુકબોન્ડનાં પડીકાં યા ડબ્બા ક્યાંક મળી શકે છે પણ હવે અમદાવાદ. સૂરત, વડોદરા જેવાં શહેરોમાં નવા લિપ્ટનો સર ટોમસ લિપ્ટન-જેની પોતીકી શોપ પચ્ચીસ મિત્રોને લઈ દુનિયાના સાગરોમાં ઘૂમતી ચા ય ગઈ, એ સર ટોમસ લિપ્ટન કબરમાં પોઢી પણ ગયા, એની એ કમાણી પણ ગઈ, એ મોનોપોલી પણ ગઈ, પરન્તુ નવા લિપ્ટનો -મણિભાઈની ચા, 'નવનીતલાલની ચા જ માગો', મનસુખલાલની ચા, ભોળાભાઈની ચા-એવાં ગુજરાતી નામોનાં બંડલો પડીકાંઓની જાહેરાત વાંચવા મળે છે અને એ જ સારી. એમાં મોટાભાગની ગોળ મીની એલચીદાણા-એ જ ચા ઉત્તમ-પેલી ઓરેન્જ પીકો કે એવી કોઈ ચા હવે મળતી નથી, મળશે નહીં. અલ્લા / બારીની, લોપચુની પ્રખ્યાત ચાનાં નામો તો વીસરાવા લાગ્યાં. નીલગિરિ સિલોન ઊથમણી દિશામાં, હવે ફક્ત મફતલાલની ટી, જગદીશભાઈની ટી, મણિભાઈની ટી, બધી જ લગભગ એક જ જમાતની. મોટા આખા પેકેજ આવે એમાં કોઈક ભેળસેળ કરે કે ન કરે, પણ મોટા ભાગનો ભૂકો જ, તેમાં ભેળસેળ પણ શું કટરે-કરનારા કરે-એમ હવે ગુજરાતમાં મફતલાલનું કાપડ, અંબાલાલનું કાપડ, ગાયકવાડનું રેયોન, ટાટાનું ક્લોથ એમ ચા હવે ગુજરાતીઓના નામને કીર્તિ અપાવવા માંડશે.

પણ ખરું પૂછો તો ચા હવે ગઈ. એ સોઢમ, એ શિરેહ, એ સ્વાદ, એ એક જ પ્રકારની ફ્લેવરમાં આવી ગયું. અંગ્રેજી ભૂલવા કહેનારાઓ ભલે અંગ્રેજી ભુલાવે, પણ-ફ્લેવર અને કલર-આજની નવી ચા સાથે, ચા પીવાશે ત્યાં સુધી જોતરાયેલા રહેશે.

## ઘણું ગયું—ચા ગઈ / ચન્દ્રવદન મહેતા

બ્રિટિશ રાજ્ય જતાં શિસ્તમાં ગાબડાં પડ્યાં. ડાબી બાજુએ ચાલો, જમણી બાજુએ એક તરફથી ચઢો, ઊતરો—રેલ્વેનો પુલ, રસ્તા પર ડાબાજમણી એ નિયમો ઓસરવા લાગ્યા—અકસ્માતો વધવા લાગ્યા, સાયકલવાળાઓને વગર બત્તીએ ચલાવવાની છૂટ મળી, એથી કેટલાક પોલિસને કમાણી ગઈ! એવું એવું ઘણું ગયું. પ્રમાણિકતા હજી નથી ગઈ, એમ રેડિયો પરથી તા. ૧૬ નવેમ્બરે શ્રી સતીશ કાલેલકરે પોતાની વાતચીતમાં જોરશોરથી કહ્યું કે પ્રમાણિકતા આ દેશમાંથી નથી ગઈ; એનો મૃત્યુઘંટ નથી વાગ્યો. કેટલા નસીબદાર એ ભાઈ, કે હજી એમને કોઈ રિક્ષાવાળાનો, ટિકિટ કલેક્ટરનો, રસ્તે ચાલનારનો પાકો અનુભવ નથી થયો.—પણ, બીજું ઘણું ગયું, એની પ્રજાને પૂરી જાણ નથી થઈ, એ રીતે ચા—ટી ગઈ. ચાની લોરીથી માંડી ઠેઠ બદરીકેદાર કે રામેશ્વર સુધી એ લોરી ફરતી યા સ્થિર લારીઓ વધી છે. ચા મળે છે. પોસ્ટડોડાનો ડ, એકની એક ભૂકીનો દશબારમી વખતનો ઉકાળો મળે છે, પણ ચા—ચા ઉપર મૌલાના અબુલ કલામની પુસ્તક 'ચા કેમ પીવી' સરસ ગ્રન્થ છે તે ચા. એટલે કે પાંદડીની, પત્તીની ચા. એ ચા હવે નથી મળતી. ગ્રીન લિપ્ટન સાબુદાણા જેવી પણ ભૂકી, ગોળ નાનડી ગોળી જેવી ભૂકી, અને ચાના વેપારીઓને મોઢે બે વાક્યો રમતાં ઈ ગયાં છે: આ છે તે ચામાં 'કલર' મળશે, આ બીજી ચા

## લાખા ફૂલણની લડાઈ / પ્રાણજીવન મહેતા
(એકલપંડ અને આખરી)

લાખા ફૂલણે પછેડીને ખભા પરથી ખેસવી કમરની પાછળ સરકાવી બન્ને પગને ગોઠણથી ભેગા કરી પછેડીના બન્ને છેડાની દોઢ ગાંઠ વાળી પછી ધૂંટણમાં માથું ખોડીને બેઠો. ધૂંટણભેર ગોઠવાઈને બેસતાંની સાથે પીઠ પાછળ કરોડરજ્જુમાંથી એક ટાચકો ફૂટયો. લાખો જરી ચમકયો. સહેજ ઉંહુકાર પણ સરી પડયો. પાછો ધૂંટણમાં માથું ઘાલી બેસી રહ્યો. માથામાં સબાકા વીંઝાતાં હોય એવા અવાજ કાને પડયા પણ એ એમ જ બેસી રહ્યો.

માથું ઢાળી બેસી રહેલો લાખો પોતાના ફાટી ગયેલા ચોણિયાની અંદરથી દેખાતી જાંઘને જોઈ રહ્યો. ડૂચો વાળેલા કાગળમાં પડેલી અનેક કરચલીઓની માફક જાંઘ પર કરચલીઓના થર વળી ગયેલા દેખાયા. જાંઘ ઉપરથી એ કરચલીઓની હેઠે વહેતા ઠંડા લોહીને એ પોતાની ઝાંખી નજરથી જોઈ રહ્યો હોય એમ જાંઘ પરની કરચલીઓને તાકી રહ્યો. ત્યાંથી સરકી એની નજર ધૂળાળા ખુલ્લા પગ ઉપર પડી. પગને તળિયે પડેલા અનેક ચિરાઓની ગણતરી એણે મનોમન કરવા માંડી. ત્યાં એની નજર ડાબા પગના અર્ધા કપાયેલા અંગૂઠા પર ગઈ. અર્ધા કપાયેલા અંગૂઠાની ઉપર ઉપસી આવેલી લીસ્સી સપાટ ચામડી ઉપર એણે સ્પર્શ કર્યો. એને થયું હજુ અંગૂઠો ટૂટું ટૂટું થઈ રહ્યો છે. એ સફાળો ઊભો થઈ ગયો. ભેટે બાંધેલી પછેડી છોડવાનું ભૂલી

ચા ગઈ ૧૯૨૦માં ગાંધીજી ગુજરાતમાં આવ્યા ત્યારે ચાના હોટેલો પર પિકેટિંગ થતાં અમે જોયાં. ચા છોડનારાઓએ કંઈક વ્રતો પણ લીધાં, ત્યારે અમુક મુદત માટે ચા છૂટી, પણ પછી તો, બ્રુકબોન્ડે અને લિપ્ટને ફરી અડ્ડો જમાવ્યો. હવે ચા ગઈ. ચાની ભૂકી ફ્લેવર અને કલરને નામે વેચાશે. એમાં કલર અલબત્ત, બનાવટી યા સિન્થેટીક હશે, ફ્લેવર પણ સિન્થેટીક હશે, અને હજી વધારે ચા પીવાતાં સફળ ચા પણ સિન્થેટીક બનાવટની પીવા મળે તો નવાઈ નહીં.

ચા ગઈ. વગર ઉથમણે ચા ગઈ. કશા તોફાન વિના ચા ગઈ.

હડતાળ વિના ચા ગઈ. રવિશંકર મહારાજ તો ગયા; એમણે ચાના હોટેલો પર પિકેટિંગ કરાવેલું, ત્યાર પછી ફરી ચા ચાલી, હવે એ ચા ગઈ ચા ગઈ પણ દરેક શહેરમાં ખૂણે ખૂણે ખાંચરે ચાની લારી કોપ રકાબી, ફરતી યા સ્ટેડી જોવા મળે છે. પણ બાદશાહી ચા ગઈ. અરધો કોપ ચા, ગઈ. □

## સાભાર સ્વીકાર

મહાનિબંધનો પરિચય અને પ્રદાન : લેખક : ડૉ. મુગટલાલ ``સી પ્રાપ્તિસ્થાન : ગૂર્જર એજન્સી, રતનપોળ નાકા સામે, , અમદાવાદ ૩૮૦૦૦૧, મૂલ્ય : રૂ. ૮–૦૦

## લાખા ફૂલણની લડાઈ / પ્રાણજીવન મહેતા
(એકલપંડ અને આખરી)

લાખા ફૂલણે પછેડીને ખભા પરથી ખેસવી કમરની પાછળ સરકાવી બન્ને પગને ગોઠણથી ભેગા કરી પછેડીના બન્ને છેડાની દોઢ ગાંઠ વાળી પછી ઘૂંટણમાં માથું ખોડીને બેઠો. ઘૂંટણભેર ગોઠવાઈને બેસતાંની સાથે પીઠ પાછળ કરોડરજ્જુમાંથી એક ટાચકો ફૂટ્યો. લાખો જરી ચમક્યો. સહેજ ઉંહુકાર પણ સરી પડ્યો. પાછો ઘૂંટણમાં માથું ઘાલી બેસી રહ્યો. માથામાં સબાકા વીંઝાતાં હોય એવા અવાજ કાને પડયા પણ એ એમ જ બેસી રહ્યો.

માથું ઢાળી બેસી રહેલો લાખો પોતાના ફાટી ગયેલા ચોણિયાની અંદરથી દેખાતી જાંઘને જોઈ રહ્યો. ડૂચો વાળેલા કાગળમાં પડેલી અનેક કરચલીઓની માફક જાંઘ પર કરચલીઓના થર વળી ગયેલા દેખાયા. જાંઘ ઉપરથી એ કરચલીઓની હેઠે વહેતા ઠંડા લોહીને એ પોતાની ઝાંખી નજરથી જોઈ રહ્યો હોય એમ જાંઘ પરની કરચલીઓને તાકી રહ્યો. ત્યાંથી સરકી એની નજર ધૂળાળા ખુલ્લા પગ ઉપર પડી. પગને તળિયે પડેલા અનેક ચિરાઓની ગણતરી એણે મનોમન કરવા માંડી. ત્યાં એની નજર ડાબા પગના અર્ધા કપાયેલા અંગૂઠા પર ગઈ. અર્ધા કપાયેલા અંગૂઠાની ઉપર ઉપસી આવેલી લીસ્સી સપાટ ચામડી ઉપર એણે સ્પર્શ કર્યો. એને થયું હજુ અંગૂઠો ટૂટું ટૂટું થઈ રહ્યો છે. એ સફાળો ઊભો થઈ ગયો. ભેટે બાંધેલી પછેડી છોડવાનું ભૂલ

જતાં લાખો માંડ માંડ ઊભો થયો પણ સ્થિરતા ગુમાવી ઓસરીમાં ચત્તોપાટ અફડાયો.

આ અફડાટના અવાજથી ફળિયાને ખૂણે ખીંટે બાંધેલી લાલ ઘોડી ચમકી, ભડકી અને હણહણી. હણહણાટી સાંભળી લાખો ફરી બેઠો થવા લાગ્યો પણ પછડાટના મૂઢ મારથી એ ઊભો ન થઈ શક્યો. એના કાનમાં હણહણાટી વંટોળની માફક ઘૂમી વળી અને છેવટે છાતીની પાંસળીઓની વચ્ચોવચ્ચ ફેરફૂદરડી રમતી રહી.

લાખાએ બોખા મોંના બન્ને જડબાં સખત ભીડી એક ઊંડો શ્વાસ લીધો. ઘોડીની પાંસડીઓમાં પાટું મારી લગામ તંગ તાણી દોડાવતાં હાંફી જઈ ફૂલી જતા ઘોડીના નસ્કોરા અને મોંએથી ઊડતી લાળ–એ બધું પોતાની આંખ આગળ નાકના બન્ને ફોયણા ફૂલી-સંકોચાઈ જતા એમાં જોઇ રહ્યો. ધીમે ધીમે શ્વાસોશ્વાસ મંદ ગતિએ પડ્યા. પોતે સ્વસ્થ થયો.

પડયો પડયો લાખો ખોરડાની છત તરફ જોઈ રહ્યો. તૂટેલ વાંસની આડીઅવળી ગોઠવેલી સળિયો ઉપર ખસી ગયેલા ભાંગ્યાં તૂટયાં નળિયાં પડયાં હતાં. તૂટી ગયેલ નળિયાં ઉપર પડતો તડકો તલવારની ધાર માફક ઘરની અંદર ઊતરી આવતો એને દેખાયો. ચાળણીની માફક ચળાઈ ગયેલ છતમાંથી સરી આવતા તડકાના કેટલાંય ચાંદરણાં ઓસરીમાં પડતાં દેખાયાં. ઝાંખપ વળેલ નજરે એણે આ બધું જોયા કર્યું. અગ્નિમાંથી પસાર કરી પાણીમાં ઝબકોળી નવી નક્કોર તાતીં તલવારો એની ફરતે વીંઝાઈ રહે છે. માથે. અડખે પડખે પીઠ પાછવાડે છાતી સમોર વીંઝાતી, લટકતી તલવારો જોઇ ઝાંખપ વળેલી આંખે અંધારાં આવવા લાગ્યાં. ચોમેર અફડાતી–અથડાતી તલવારોના ખણખણાટથી ઓસરી અંદર અવાજના પડઘા પડવા માંડયા. નગારા પર પડતી દાંડીની માફક એના મગજની અંદર પડઘા પડતા રહ્યા. નગારા પર પડતી દાંડીના લયબદ્ધ–તાલબદ્ધ અવાજના ઉન્માદથી ફરી એ થોડું સળવળ્યો. ફરી ઊભો થવા ગયો. પણ પાછો ઢળી પડયો.

માથું ઓસરીના ઊંબરે અફડાયું. ડાબી તરફ ફૂલેલી મગજની નસ દસ મણના ભારથી દબાતી જતી હોય તેમ દબાઈ, ફૂલેલી નસમાં ફરતું લોહી અટકી ગયું. ઊંબરે માથું ઢાળી અધખુલ્લી આંખે લાખો ઓસરીની બહાર ફળિયાને ખૂણે ઊભેલી લાલ ઘોડીને જોઈ રહ્યો. લાલ ઘોડીનો રંગ પીઠ પરથી રેલાઈ જતો દેખાયો. એક રેલો આ ગમ ઊંબરાભણી વહી આવતો એ જોઈ રહ્યો. અર્ધા કપાયેલ હાથમાં જકકડ પકડેલી તલવારની મૂઠ એવી જ અકબંધ જકડાયેલી જણાઈ. ઘૂંટણેથી કપાયેલો પગ લોહીમાં પાની બોળી ઝડપભેર દોડી જતો લાગ્યો. ગૂંચળુ વળેલ આંતરડું ખાબોચિયામાં પડ્યું પડ્યું આપમેળે ઉકેલાતું જતું હોય એમ તરતું રહ્યું. ઊંબર બહાર પડેલ હાથને કશું સ્પર્શી ગયું અને લાખો થોડો સભાન થયો. ઝાંખપ વળેલી આંખે લાખાએ જોયું તો લાલ ઘોડીએ કરેલ પેશાબના એક રેલામાં એનો હાથ પડયો હતો.

લાખો હવે ઊભો થવા ગયો. માંડ ઊભો થઈ રહ્યો. થોડીવાર ત્યાં જ ઊભો રહ્યો. શૂન્યમનસ્ક. પાણિઆરા તરફ વળી હાથે પાણી ઢોળી હાથ સાફ કર્યા. મોઢું ધોયું. પાણી થોડું પીધું. ઓસરી તરફ એક નજર કરી બધું જોઈ રહ્યો. પાણિઆરેથી પાછો ફરી ખડકી તરફ વળ્યો. કશુંક ફંફોસ્યું. ખડકી બંધ કરી ઊંબરે આવી ઊભો. ત્યાં એની નજર ઓસરીની આગળ બાંધેલ ઢાળિયા તરફ ગઈ પવનથી નમી–ઢળી ગયેલ ઢાળિયાને ટેકવી રાખવા કાટ ખાધેલી તલવાર –મ્યાનસમેત– ત્યાં ખોડી મૂકી હતી તે દેખાઈ. ઝટ બે ડગ આગળ જઈ તલવાર ત્યાંથી ખેસવી લીધી. ઢળી ગયેલ ઢાળિયું વધુ નમી ગયું. મ્યાનમાંથી તલવાર કાઢવા પ્રયત્ન કર્યો. કાટ ખાધેલી મૂઠને કારણે ઝટ તલવાર ખેંચાઈને મ્યાનમાંથી બહાર આવી નહીં. ફરી પ્રયત્ન કર્યો. નિષ્ફળ. છેવટે તલવાર ઊંધી ગોઠવી બે પગ વચ્ચે મૂઠ દબાવી મ્યાન ખેંચતા ઉપર એક ઝાટકે ખસી આવી. મ્યાનનો અણિવાળો ભાગ ગળા પાસે ઉપસી આવેલ હાડકાં પર જોરથી અફડાયો.

લાખાને આવા અનેક ઘા અગાઉ વાગી ચૂક્યા હતા. આજનો આ ઘા વધુ કપરો લાગ્યો. એનાથી આ ઘા વધુ જીરવાયો નહીં. તમ્મર આવતાં એ ઊંબરાની બહાર ઢાળિયા પાસે જ ઢળી પડયો. કાટ ખાધેલી ખુલ્લી તલવાર એના પડખામાં એક બાજુએ પડી રહી. મ્યાન પડખામાં દબાઇ ચપટ વળી ગઈ. ખુલ્લી તલવાર પરથી કાટની કરચો ઊડી એ એના આખા શરીર પર ધૂળની માફક ચોંટી ગઇ. હવામાં ઊડતી કાટકરચો એના ઢળી પડેલા શરીર પર ઢગની માફક ખડકાતી ગઈ. કરચોના એ ઢગની હેઠળ લાખો દટાતો ગયો.

એક એક કાટની કરચ ખુલ્લી તલવારની માફક એના શરીર ફરતે ચોમેર ઘૂમી ફરી રહી છે, પોતાની વિંઝાઈ રહી છે, પોતાની રુંવાટી રુંવાટીને છેદી ભેદી છિન્નભિન્ન કરી અંદર અંદર ખખડતી ખણખણતી તૂટી ભાંગી પાછી! પોતાના શરીર પર ઢગની જેમ ખડકાતી જાઇ રહી છે એવું એ અભાનાવસ્થામાં અનુભવી રહ્યો.

ઢળતી સાંજનો તડકો ઊંબરો મેલી છેક ઓસરીની અંદર દૂર સુધી પસરી ગયેલો. લાખાના મોં પર તડકો ફરી વળતાં એ પાછો ભાનમાં આવ્યો. થોડીવારે સ્વસ્થ થયો. ઊભો થઈ શરીર પરના કપડાં ખંખેર્યાં. કાટ-કરચો બધું ખંખેર્યું. પછેડી ઉપાડી. તલવારની મૂઠ ઝાલી ઊંચકી. દબાઈ ચપટ વળી ગયેલ મ્યાનને જોઈ રહ્યો. ખુલ્લી તલવાર લઈ પાછો ઓસરીમાં દાખલ થયો. પા મણ વજનની પાઘડી માથે પહેરી. પછેડીને ભેટ ફરતે એક હાથે વીંટી દોઢ ગાંઠ દીધી. પગે પગરખાં પહેરી લાલ ઘોડી તરફ વળ્યો. પાછું કંઈ યાદ આવતાં પાછો વળી ઓસરીનાં કમાડ વાસી સાંકળ ભેરવી લાલ ઘોડી તરફ ત્યાં ઊભા રહી જોયું અને પછી ઘોડી તરફ વળ્યો. લાખાને જોઈ ઘોડીએ માથું ધુણાવ્યું થોડું થનગની. લાખાએ ઘોડીની પીઠે હાથ ફેરવ્યો. પંપાળી. લાખાનો હાથ ઘોડીની પીઠે-પેટ પરની ઉપસી આવેલ પાંસળીઓભેર અથડાયો. એક આંચકો વાગ્યો હોય એમ લાખાએ પોતાનો હાથ પાછો ખેસવી લીધો. ઘડીવાર લાખો ઘોડીને જોઈ રહ્યો.

લાખાએ ઘોડીની લગામ હાથમાં લીધી. ખીલેથી ઘોડી છોડી લાખો ડેલીમાંથી બહાર નીકળ્યો.

સૂમસામ શેરી વટાવી. એકાદ કૂતરું જરી ભસ્યું. ઘોડી ભડકી. લાખાએ લગામ તાણી. પાછો લગામ ઝાલી આગળ લાખો અને પાછળ ઘોડી એમ બન્ને ગામના ચોકમાં આવ્યાં ચોકના ઓટે બેઠેલા ગામભાઈઓને એક અછડતી નજરે જોઈ એ પાછો ધીમે ડગ લગામ ખેંચતો ગામ બહાર પાદરમાં આવી ઊભો. હજુ ગામધણ ગામ ભણી પાછું વળ્યું નહોતું. દૂર ધૂળ માટી ઊડતી દેખાતી હતી. એને થયું ધણ પાછું વળવામાં છે. પાદરમાં વડ વૃક્ષની લટકતી વડવાઈઓની છાંયમાં ઊભી દેરી તરફ એક નજર નાખી એ તરફ વળી ઊભો રહ્યો. મનોમન નમન કર્યાં. વિચાર્યું. કઈ તરફ જવું. જે બાજુએથી ધણ આ મેર ગામ ભણી આવી રહ્યું છે તે મેર તો નથી જ જાવું એમ મનમાં ગોઠવ્યું. નક્કી કરી એ સીમ તરફ વળ્યો. ઘોડી થોડી ખચકાઈ. લગામ ખેંચી ઘોડીને આગળ ઢસડી. પાછા બન્ને સીમ તરફ વળ્યાં. આગળ લાખો. એક હાથમાં ખુલ્લી તલવાર. બીજા હાથમાં લગામ. પાછળ ઘોડી ખચકાતી ચાલે.

સીમ વટાવી તળાવ આવ્યું. ઘોડીને પાણી પાયું. સૂરજ દૂર તળાવની છેક પેલે પાર ઢળતો દેખાયો. તળાવનું પાણી લાલ લાલ દેખાવા લાગ્યું. લાખો આ લાલ પાણી જોઈ પાછો ચોંકી ઊઠયો. થરથરી ગયો. ઝટ ઘોડીની લગામ ઝાલી સીમની અંદરની બાજુ તરફ સરકયો. એક ખખડધજ અવાવરુ ખોરડા તરફ વળ્યો. ઘોડીની લગામને એક મોટા પથ્થર ફરતે વીંટી. પોતે થોડી વાર ઊભો રહ્યો. જમીન સાફસુથરી કરી ખોરડાની ખખડી ગયેલ ભીંતને ટેકે પીઠ ગોઠવી પગ પર પગ ચઢાવી આડે પડખે બેઠો. આજુબાજુ પવનમાં ખખડતા પાંદડાનો અવાજ કાને પડતો. કોઈ પંખી બાજૂના ઝાડ પરથી ઊડીને પાછું ત્યાં ફરી ડાળ પર ગોઠવાતું. ક્યારેક ઝાડપરનાં પંખીઓ એક સાથે કલબલી ઊઠતાં–ઊડતાં અને પાછાં ચકરાવો લઈ ડાળે ગોઠવાતાં

લાખાએ ઘોડીની લગામ હાથમાં લીધી. ખીલેથી ઘોડી છોડી લાખો ડેલીમાંથી બહાર નીકળ્યો.

સૂમસામ શેરી વટાવી. એકાદ કૂતરું જરી ભસ્યું. ઘોડી ભડકી. લાખાએ લગામ તાણી. પાછો લગામ ઝાલી આગળ લાખો અને પાછળ ઘોડી એમ બન્ને ગામના ચોકમાં આવ્યાં ચોકના ઓટે બેઠેલા ગામભાઈઓને એક અછડતી નજરે જોઈ એ પાછો ધીમે ડગ લગામ ખેંચતો ગામ બહાર પાદરમાં આવી ઊભો. હજુ ગામધણ ગામ ભણી પાછું વળ્યું નહોતું. દૂર ધૂળ માટી ઊડતી દેખાતી હતી. એને થયું ધણ પાછું વળવામાં છે. પાદરમાં વડ વૃક્ષની લટકતી વડવાઈઓની છાંયમાં ઊભી દેરી તરફ એક નજર નાખી એ તરફ વળી ઊભો રહ્યો. મનોમન નમન કર્યાં. વિચાર્યું. કઈ તરફ જવું. જે બાજુએથી ધણ આ મેર ગામ ભણી આવી રહ્યું છે તે મેર તો નથી જ જાવું એમ મનમાં ગોઠવ્યું. નક્કી કરી એ સીમ તરફ વળ્યો. ઘોડી થોડી ખચકાઈ. લગામ ખેંચી ઘોડીને આગળ ઢસડી. પાછા બન્ને સીમ તરફ વળ્યાં. આગળ લાખો. એક હાથમાં ખુલ્લી તલવાર. બીજા હાથમાં લગામ. પાછળ ઘોડી ખચકાતી ચાલે.

સીમ વટાવી તળાવ આવ્યું. ઘોડીને પાણી પાયું. સૂરજ દૂર તળાવની છેક પેલે પાર ઢળતો દેખાયો. તળાવનું પાણી લાલ લાલ દેખાવા લાગ્યું. લાખો આ લાલ પાણી જોઈ પાછો ચોંકી ઊઠયો. થરથરી ગયો. ઝટ ઘોડીની લગામ ઝાલી સીમની અંદરની બાજુ તરફ સરકયો. એક ખખડધજ અવાવરુ ખોરડા તરફ વળ્યો. ઘોડીની લગામને એક મોટા પથ્થર ફરતે વીંટી. પોતે થોડી વાર ઊભો રહ્યો. જમીન સાફસુથરી કરી ખોરડાની ખખડી ગયેલ ભીંતને ટેકે પીઠ ગોઠવી પગ પર પગ ચઢાવી આડે પડખે બેઠો. આજુબાજુ પવનમાં ખખડતા પાંદડાનો અવાજ કાને પડતો. કોઈ પંખી બાજૂના ઝાડ પરથી ઊડીને પાછું ત્યાં ફરી ડાળ પર ગોઠવાતું. ક્યારેક ઝાડપરનાં પંખીઓ એક સાથે કલબલી ઊઠતાં–ઊડતાં અને પાછાં ચકરાવો લઈ ડાળે ગોઠવાતાં

ત્યારે એ ધ્રુજી જતો. પડખે ખુલ્લી પડેલ તલવાર પર ઘડીકમાં હાથ જતો અને પાછો થંભી જતો.

, પડખાભેર પડયો પડયો લાખો જોડા સમેત પગને તળિયે ઊંડે ખૂંતી ગયેલ બાવળની સૂકી શૂળને ખેંચી કાઢયા મથી રહ્યો. શૂળ અરધી ભાંગી જઈ પગમાં જ ખૂંતેલી રહી ગઈ. પડખાભેર પડયે બાજુમાં પડેલ તલવાર ઊંચકી એની છેવટની ધારથી પોતાના પગતળિયાને લાખો ખોતરતો ગયો. જેમ જેમ લાખો ભાંગેલી શૂળને બહાર આણવા પ્રયત્ન કરતો ગયો તેમ તેમ પગમાંની શૂળ અંદર ને અંદર વધુ ખૂંચતી ગઈ. તલવારની અણિયી ખોતરતાં ખોતરતાં પગ તળિયે ખાસ્સો મોટો ઘા પડી ગયો અને લોહી ટપકવા લાગ્યું, લાખો મૂંઝાયો. લોહી વહેતું બંધ કરવા મૂઠી ધૂળ ભેગી કરી. કાંકરા રેતી તારવી ધૂળને ઘા પર દાબી દીધી. આમ લોહી સહેજમાં વહેતું બંધ તો થયું પણ પગમાં સબાકા પડવા લાગ્યા. ધીમે ધીમે પગમાં પીડા પ્રસરવા લાગી. લાખાથી ત્યાં બેસી રહેવાયું નહીં. ઊભો થયો. આમતેમ આંટા માર્યા. કેમેય પીડા ઓછી થાય નહીં. ફરી ઘામાંથી લોહી ટપકવા મંડયું પાછી મૂઠી ધૂળ ભેળી કરી ઘા આડે ધરી. હથેળીથી દબાવી ટપકતું લોહી માંડ અટકે એમ ધારી જરી ત્યાં બેઠો. પછેડીને એક છેડેથી ફાડી પાટો બાંધ્યો. પગમાં ઉપડતો સણકો–સબાકો ઠેઠ મગજની નસમાં પસરી જઈ આખા શરીરને હચમચાવી મૂકતો. વેરાન સીમમાં કોઈ નજરે પડે એમ નહોતું. લાખાએ ઝાંખી નજરે ચારે તરફ જોયા કર્યું. સણકા મારતું મન કંઈ ભાળી શકયું નહીં. નીચે નમી જોયું તો પોતાનો પડછાયો લંબાઈ પડયો હતો તે તેને ઝાંખોપાંખો દેખાયો. ઝાડપાનમાંથી હજૂ રહ્યો સહ્યો ચળાઈ આવતો તડકો એના પડછાયાને પાંચ–સાતમાં વહેંચી નાખતો હતો. સણકા–સબાકા મારતા લાખાના મનને થયું કોઈ એની તરફ આ મેર ધસી આવી રહ્યું છે. એક નહીં, બે નહીં, બાર નહીં, બાવીસ નહીં...નહીં...નહીં...કરતો એ તલવાર તરફ વળ્યો. ઝાંખા અજવાળામાં પટમાં પડેલ તલવાર ઝટ

હાથમાં આવી નહીં. ખાંખાખોળા કરતા માંડ હાથ આવી. મુઠ્ઠીમાં તલવાર ઝાલી અડખેપડખે ચોમેર વીંઝવા લાગ્યો. કાટ ખાધેલી તલવાર હવામાં વીંઝાતી રહી. લાખો અત્યારે સણકા મારતા પગના ઘાને ભૂલી ગયો હતો. કોઈ કેમ નજીક નથી આવતું. ક્યાં સરી ગયા સહુ ક્યાં ભરાઇ ગયા. આમ આ ઘડીકમાં એમ બબડતો. બબડતો હવામાં તલવાર વીંઝતો આટલા પટમાં ઘૂમી રહ્યો. છેવટ વાંકા વળી એણે પટમાં જોયું. ટૂકડાઓમાં વહેંચાયાએલો એનો પડછાયો જ પાછો એને દેખાયો. એ ઘૂંટણભેર બેઠો. ઘડીમાં શું સૂઝયું ને કોણ જાણે શુ સમજ્યો અને પોતાના પડછાયાને જ તલવારથી વીંઝતો ગયો. તલવારનો ઘા પટમાં વીંઝાતો. પાન ખખડતાં, પાનના અવાજથી વૃક્ષ પરનાં પંખીઓ કલબલી ઊઠી ઊડવા લાગ્યાં. એક ચક્રાવો લઈ પંખીઓ પાછા ડાળીઓ પર ગોઠવાવા પ્રયત્ન કરતાં અને ફરી પાછાં પાંદડાંઓના ખડખડાટથી ધ્રુજી ઊઠી, ઊડતાં. લાખો પોતાના પડછાયા પર ઘા કરવા જતો અને પડછાયો જરી દૂર સરકી જતો. સૂરજ નમી ગયો હતો. સીમમાં ચોમેર અંધારું ફેલાઈ જવા આવ્યું. છેવટ લાખાનો પડછાયો અંધારામાં ભળી ગયો. લાખાને થયું મારી ઉપર ધસી આવનાર એક નહીં, બે નહીં, બાર નહીં, સહુ નાસી છૂટયા લાગે. એ હાંફતો હાંફતો ત્યાં અંધારામાં જ બેસી રહ્યો.

થોડીવારે પાછો પગના ઘામાંથી સણકો ઉપડયો. પગ ઉપર બાંધેલ પાટો ક્યારનો ઉખડી ગયેલો ઘામાં ધૂળ કાંકરી શૂળ સમેત કેટલુંય ભરાઈ ગયેલું. આ સણકાથી લાખો સભાન થયો. ઘડીપળ પહેલાં શું થઇ ચૂકયું એ વિચારતાં વિચારતાં એને બધું સ્પષ્ટ સમજાયું. આ સમજ માત્રથી જ એ પોતાની જાત પર ફિટકાર વરસાવી રહ્યો. આ એક નહીં, બે નહીં, બાર નહીં, એ કોણ એમ પોતાની જાતને પૂછી રહ્યો. સણકા મારતા પગ ઉપર હાથમાં ઝાલેલી તલવાર વીંઝવા ગયો. પછી થંભી ગયો. પોતા પર ફિટકાર કરતો પાછું કશું વિચારતો બેઠો. ઘડી ઊભો રહી ઘોડી તરફ વળ્યો. પથ્થરે

હાથમાં આવી નહીં. ખાંખાખોળા કરતા માંડ હાથ આવી. મુઠ્ઠીમાં તલવાર ઝાલી અડખેપડખે ચોમેર વીંઝવા લાગ્યો. કાટ ખાધેલી તલવાર હવામાં વીંઝાતી રહી. લાખો અત્યારે સણકા મારતા પગના ઘાને ભૂલી ગયો હતો. કોઈ કેમ નજીક નથી આવતું. ક્યાં સરી ગયા સહુ ક્યાં ભરાઇ ગયા. આમ આ ઘડીકમાં એમ બબડતો બબડતો હવામાં તલવાર વીંઝતો આટલા પટમાં ઘૂમી રહ્યો. છેવટ વાંકા વળી એણે પટમાં જોયું. ટૂકડાઓમાં વહેંચાયાએલો એનો પડછાયો જ પાછો એને દેખાયો. એ ઘૂંટણભેર બેઠો. ઘડીમાં શું સૂઝયું ને કોણ જાણે શુ સમજ્યો અને પોતાના પડછાયાને જ તલવારથી વીંઝતો ગયો. તલવારનો ઘા પટમાં વીંઝાતો. પાન ખખડતાં, પાનના અવાજથી વૃક્ષ પરનાં પંખીઓ કલબલી ઊઠી ઊડવા લાગ્યાં. એક ચકરાવો લઈ પંખીઓ પાછા ડાળીઓ પર ગોઠવાવા પ્રયત્ન કરતાં અને ફરી પાછાં પાંદડાંઓના ખડખડાટથી ધ્રુજી ઊઠી, ઊડતાં. લાખો પોતાના પડછાયા પર ઘા કરવા જતો અને પડછાયો જરી દૂર સરકી જતો. સૂરજ નમી ગયો હતો. સીમમાં ચોમેર અંધારું ફેલાઈ જવા આવ્યું. છેવટ લાખાનો પડછાયો અંધારામાં ભળી ગયો. લાખાને થયું મારી ઉપર ધસી આવનાર એક નહીં, બે નહીં, બાર નહીં, સહુ નાસી છૂટ્યા લાગે. એ હાંફતો હાંફતો ત્યાં અંધારામાં જ બેસી રહ્યો.

થોડીવારે પાછો પગના ઘામાંથી સણકો ઉપડયો. પગ ઉપર બાંધેલ પાટો ક્યારનો ઉખડી ગયેલો ઘામાં ધૂળ કાંકરી શૂળ સમેત કેટલુંય ભરાઈ ગયેલું. આ સણકાથી લાખો સભાન થયો. ઘડીપળ પહેલાં શું થઇ ચૂકયું એ વિચારતાં વિચારતાં એને બધું સ્પષ્ટ સમજાયું. આ સમજ માત્રથી જ એ પોતાની જાત પર ફિટકાર વરસાવી રહ્યો. આ એક નહીં, બે નહીં, બાર નહીં, એ કોણ એમ પોતાની જાતને પૂછી રહ્યો. સણકા મારતા પગ ઉપર હાથમાં ઝાલેલી તલવાર વીંઝવા ગયો. પછી થંભી ગયો. પોતા પર ફિટકાર કરતો પાછું કશું વિચારતો બેઠો. ઘડી ઊભો રહી ઘોડી તરફ વળ્યો. પથ્થરે

ત્યારે એ ક્રુજી જતો. પડખે ખુલ્લી પડેલ તલવાર પર ઘડીકમાં હાથ જતો અને પાછો થંભી જતો.

પડખાભેર પડયો પડયો લાખો જોડા સમેત પગને તળિયે કોરે ખૂંતી ગયેલ બાવળની સૂક્કી શૂળને ખેંચી કાઢવા મથી રહ્યો. શૂળ અરધી ભાંગી જઈ પગમાં જ ખૂંતેલી રહી ગઈ. પડખાભેર પડયે બાજુમાં પડેલ તલવાર ઊંચકી એની કેવટની ધારથી પોતાના પગતળિયાને લાખો ખોતરતો ગયો. જેમ જેમ લાખો ભાંગેલી શૂળને બહાર આણવા પ્રયત્ન કરતો ગયો તેમ તેમ પગમાંની શૂળ અંદર ને અંદર વધુ ખૂંચતી ગઈ. તલવારની અણિયી ખોતરતાં ખોતરતાં પગ તળિયે ખાસ્સો મોટો ઘા પડી ગયો અને લોહી ટપકવા લાગ્યું, લાખો મૂંઝાયો. લોહી વહેતું બંધ કરવા મૂઠી ધૂળ ભેગી કરી. કાંકરા રેતી તારવી ધૂળને ઘા પર દાબી દીધી. આમ લોહી સહેજમાં વહેતું બંધ તો થયું પણ પગમાં સબાકા પડવા લાગ્યા. ધીમે ધીમે પગમાં પીડા પ્રસરવા લાગી. લાખાથી ત્યાં બેસી રહેવાયું નહીં. ઊભો થયો. આમતેમ આંટા માર્યા. કેમેય પીડા ઓછી થાય નહીં. ફરી ઘામાંથી લોહી ટપકવા મંડયું પાછી મૂઠી ધૂળ ભેળી કરી ઘા આડે ધરી. હથેળીથી દબાવી ટપકતું લોહી માંડ અટકે એમ ધારી જરી ત્યાં બેઠો. પછેડીને એક છેડેથી ફાડી પાટો બાંધ્યો. પગમાં ઉપડતો સણકો–સબાકો ઠેઠ મગજની નસમાં પસરી જઈ આખા શરીરને હચમચાવી મૂકતો. વેરાન સીમમાં કોઈ નજરે પડે એમ નહોતું. લાખાએ ઝાંખી નજરે ચારે તરફ જોયા કર્યું. સણકા મારતું મન કંઈ ભાળી શક્યું નહીં. નીચે નમી જોયું તો પોતાનો પડછાયો લંબાઈ પડયો હતો તે તેને ઝાંખોપાંખો દેખાયો. ઝાડપાનમાંથી હજી રહ્યો સહ્યો ચળાઈ આવતો તડકો એના પડછાયાને પાંચ–સાતમાં વહેંચી નાખતો હતો. સણકા–સબાકા મારતા લાખાના મનને થયું કોઈ એની તરફ આ મેર ધસી આવી રહ્યું છે. એક નહીં, બે નહીં, બાર નહીં, બાવીસ નહીં....નહીં...નહીં...કરતો એ તલવાર તરફ વળ્યો. ઝાંખા અજવાળામાં પટમાં પડેલ તલવાર ઝટ

હાથમાં આવી નહીં. ખાંખાખોળા કરતા માંડ હાથ આવી. મુઠ્ઠીમાં તલવાર ઝાલી અડખેપડખે ચોમેર વીંઝવા લાગ્યો. કાટ ખાધેલી તલવાર હવામાં વીંઝાતી રહી. લાખો અત્યારે સણકા મારતા પગના ઘાને ભૂલી ગયો હતો. કોઈ કેમ નજીક નથી આવતું. ક્યાં સરી ગયા સહુ ક્યાં ભરાઇ ગયા. આમ આ ઘડીકમાં એમ બબડતો. બબડતો હવામાં તલવાર વીંઝતો આટલા પટમાં ઘૂમી રહ્યો. છેવટ વાંકા વળી એણે પટમાં જોયું. ટૂકડાઓમાં વહેંચાયાએલો એનો પડછાયો જ પાછો એને દેખાયો. એ ઘૂંટણભેર બેઠો. ઘડીમાં શું સૂઝયું ને કોણ જાણે શું સમજ્યો અને પોતાના પડછાયાને જ તલવારથી વીંઝતો ગયો. તલવારનો ઘા પટમાં વીંઝાતો. પાન ખખડતાં, પાનના અવાજથી વૃક્ષ પરનાં પંખીઓ કલબલી ઊઠી ઊડવા લાગ્યાં. એક ચકરાવો લઈ પંખીઓ પાછા ડાળીઓ પર ગોઠવાવા પ્રયત્ન કરતાં અને ફરી પાછાં પાંદડાંઓના ખડખડાટથી ધ્રુજી ઊઠી, ઊડતાં. લાખો પોતાના પડછાયા પર ઘા કરવા જતો અને પડછાયો જરી દૂર સરકી જતો. સૂરજ નમી ગયો હતો. સીમમાં ચોમેર અંધારું ફેલાઈ જવા આવ્યું. છેવટ લાખાનો પડછાયો અંધારામાં ભળી ગયો. લાખાને થયું મારી ઉપર ધસી આવનાર એક નહીં, બે નહીં, બાર નહીં, સહુ નાસી છૂટયા લાગે. એ હાંફતો હાંફતો ત્યાં અંધારામાં જ બેસી રહ્યો.

થોડીવારે પાછો પગના ઘામાંથી સણકો ઉપડયો. પગ ઉપર બાંધેલ પાટો ક્યારનો ઉખડી ગયેલો ઘામાં ધૂળ કાંકરી શૂળ સમેત કેટલુંય ભરાઈ ગયેલું. આ સણકાથી લાખો સભાન થયો. ઘડીપળ પહેલાં શું થઇ ચૂક્યું એ વિચારતાં વિચારતાં એને બધું સ્પષ્ટ સમજાયું. આ સમજ માત્રથી જ એ પોતાની જાત પર ફિટકાર વરસાવી રહ્યો. આ એક નહીં, બે નહીં, બાર નહીં, એ કોણ એમ પોતાની જાતને પૂછી રહ્યો. સણકા મારતા પગ ઉપર હાથમાં ઝાલેલી તલવાર વીંઝવા ગયો. પછી થંભી ગયો. પોતા પર ફિટકાર કરતો પાછું કશું વિચારતો બેઠો. ઘડી ઊભો રહી ઘોડી તરફ વળ્યો. પથ્થરે

ત્યારે એ ધ્રુજી જતો. પડખે ખુલ્લી પડેલ તલવાર પર ઘડીકમાં હાથ જતો અને પાછો થંભી જતો.

પડખાભેર પડયો પડયો લાખો જોડા સમેત પગને તળિયે ઊંડે ખૂંતી ગયેલ બાવળની સૂકી શૂળને ખેંચી કાઢવા મથી રહ્યો. શૂળ અરધી ભાંગી જઈ પગમાં જ ખૂંતેલી રહી ગઈ. પડખાભેર પડયે બાજુમાં પડેલ તલવાર ઊંચકી એની ફેવટની ધારથી પોતાના પગતળિયાને લાખો ખોતરતો ગયો. જેમ જેમ લાખો ભાંગેલી શૂળને બહાર આણવા પ્રયત્ન કરતો ગયો તેમ તેમ પગમાંની શૂળ અંદર ને અંદર વધુ ખૂંચતી ગઈ. તલવારની અણિયી ખોતરતાં ખોતરતાં પગ તળિયે ખાસ્સો મોટો ઘા પડી ગયો અને લોહી ટપકવા લાગ્યું, લાખો મુંઝાયો. લોહી વહેતું બંધ કરવા મૂઠી ધૂળ ભેગી કરી. કાંકરા રેતી તારવી ધૂળને ઘા પર દાબી દીધી. આમ લોહી સહેજમાં વહેતું બંધ તો થયું પણ પગમાં સબાકા પડવા લાગ્યા. ધીમે ધીમે પગમાં પીડા પ્રસરવા લાગી. લાખાથી ત્યાં બેસી રહેવાયું નહીં. ઊભો થયો. આમતેમ આંટા માર્યા. કેમેય પીડા ઓછી થાય નહીં. ફરી ઘામાંથી લોહી ટપકવા મંડયું પાછી મૂઠી ધૂળ ભેળી કરી ઘા આડે ધરી. હથેળીથી દબાવી ટપકતું લોહી માંડ અટકે એમ ધારી જરી ત્યાં બેઠો. પછેડીને એક છેડેથી ફાડી પાટો બાંધ્યો. પગમાં ઉપડતો સણકો–સબાકો ઠેઠ મગજની નસમાં પસરી જઈ આખા શરીરને હચમચાવી મૂકતો. વેરાન સીમમાં કોઈ નજરે પડે એમ નહોતું. લાખાએ ઝાંખી નજરે ચારે તરફ જોયા કર્યું. સણકા મારતું મન કંઈ ભાળી શક્યું નહીં. નીચે નમી જોયું તો પોતાનો પડછાયો લંબાઈ પડયો હતો તે તેને ઝાંખોપાંખો દેખાયો. ઝાડપાનમાંથી હજી રહ્યો સહ્યો ચળાઈ આવતો તડકો એના પડછાયાને પાંચ–સાતમાં વહેંચી નાખતો હતો. સણકા–સબાકા મારતા લાખાના મનને થયું કોઈ એની તરફ આ મેર ધસી આવી રહ્યું છે: એક નહીં, બે નહીં, બાર નહીં, બાવીસ નહીં....નહીં...નહીં...કરતો એ તલવાર તરફ વળ્યો. ઝાંખા અજવાળામાં પટમાં પડેલ તલવાર ઝટ

હાથમાં આવી નહીં. ખાંખાખોળા કરતા માંડ હાથ આવી. મુઠ્ઠીમાં તલવાર ઝાલી અડખેપડખે ચોમેર વીંઝવા લાગ્યો. કાટ ખાધેલી તલવાર હવામાં વીંઝાતી રહી. લાખો અત્યારે સણકા મારતા પગના ઘાને ભૂલી ગયો હતો. કોઈ કેમ નજીક નથી આવતું. ક્યાં સરી ગયા સહુ ક્યાં ભરાઇ ગયા. આમ આ ઘડીકમાં એમ બબડતો. બબડતો હવામાં તલવાર વીંઝતો આટલા પટમાં ઘૂમી રહ્યો. છેવટ વાંકા વળી એણે પટમાં જોયું. ટૂકડાઓમાં વહેંચાયાએલો એનો પડછાયો જ પાછો એને દેખાયો. એ ઘૂંટણભેર બેઠો. ઘડીમાં શું સૂઝયું ને કોણ જાણે શુ સમજ્યો અને પોતાના પડછાયાને જ તલવારથી વીંઝતો ગયો. તલવારનો ઘા પટમાં વીંઝાતો. પાન ખખડતાં, પાનના અવાજથી વૃક્ષ પરનાં પંખીઓ કલબલી ઊઠી ઊડવા લાગ્યાં. એક ચકરાવો લઈ પંખીઓ પાછા ડાળીઓ પર ગોઠવાવા પ્રયત્ન કરતાં અને ફરી પાછાં પાંદડાંઓના ખડખડાટથી ફ્રુજી ઊઠી, ઊડતાં. લાખો પોતાના પડછાયા પર ઘા કરવા જતો અને પડછાયો જરી દૂર સરકી જતો. સૂરજ નમી ગયો હતો. સીમમાં ચોમેર અંધારું ફેલાઈ જવા આવ્યું. છેવટ લાખાનો પડછાયો અંધારામાં ભળી ગયો. લાખાને થયું મારી ઉપર ધસી આવનાર એક નહીં, બે નહીં, બાર નહીં, સહુ નાસી છૂટયા લાગે. એ હાંફતો હાંફતો ત્યાં અંધારામાં જ બેસી રહ્યો.

થોડીવારે પાછો પગના ઘામાંથી સણકો ઉપડયો. પગ ઉપર બાંધેલ પાટો ક્યારનો ઉખડી ગયેલો ઘામાં ધૂળ કાંકરી શૂળ સમેત કેટલુંય ભરાઈ ગયેલું. આ સણકાથી લાખો સભાન થયો. ઘડીપળ પહેલાં શું થઇ ચૂક્યું એ વિચારતાં વિચારતાં એને બધું સ્પષ્ટ સમજાયું. આ સમજ માત્રથી જ એ પોતાની જાત પર ફિટકાર વરસાવી રહ્યો. આ એક નહીં, બે નહીં, બાર નહીં, એ કોણ એમ પોતાની જાતને પૂછી રહ્યો. સણકા મારતા પગ ઉપર હાથમાં ઝાલેલી તલવાર વીંઝવા ગયો. પછી થંભી ગયો. પોતા પર ફિટકાર કરતો પાછું કશું વિચારતો બેઠો. ઘડી ઊભો રહી ઘોડી તરફ વળ્યો.

વીંટેલ ઘોડીની લગામ છોડી થાબડી છૂટી મૂકી દીધી ઘોડીને. ઘોડી તો ઘડીપળ ત્યાં જ થંભી ઊભી રહી. પછી હણહણતી આછા અંધારામાં દૂર સરકી ગઈ.

આછા અંધારામાં દૂર સરકી જતી ઘોડીના ડાબલા થોડીવાર સુધી લાખાને સંભળાયા. ડાબલાને અવાજ સંભળાતો બંધ થયો એટલે લાખો ત્યાંથી પાછો વળ્યો. પાછા વળતાં ઠેસ વાગી. અર્ધા કપાયેલા અંગૂઠાની લીસ્સી ચામડી ઉતરડાઈ. લાખાને એનું ભાન થયું નહીં. એ પેલા ખખડધ્વજ ઓરડાની દિવાલ તરફ વળ્યો. ઓરડાની દિવાલને અઢેલી ઊભો રહ્યો. ગૂમસૂમ. ગૂપચૂપ. હાથમાં હજુ ખુલ્લી કાટ ખાધેલી તલવાર ઝાલેલી તે આમતેમ વીંઝતો રહ્યો. તલવાર આછા અંધારામાં વીંઝતો હતો એવામાં અજાણ્યે તલવાર દિવાલને અઢેલીને ખોડાયેલા એક પાળિયા સાથે અફડાઈ. ખણણણ ખણકાર થયો. સૂની સીમમાં અવાજ ચીસની જેમ પ્રસરી ગયો. ઝાડ પર જંપી ગયેલાં પંખીઓ કલબલી ઊઠયાં. આ ખણણણ ખણકાર કલબલાટ અવાજોના પડઘા પડતા ગયા. મગજની ફૂલી ગયેલી નસમાં પવન ફૂંકાય, લોહી પ્રસરે એમ પડઘા ફૂંકાતા ગયા. પ્રસરતા ગયા. લાખાએ માથું ધુણાવ્યું. આજુબાજુની સીમ, દૂર તળાવ, ગામ, ઘર બધું એની નજર સામે ધૂણતું લાગ્યું. એકાએક ઊભા થઈ એણે પાળિયાને ઊંચકી દૂર ફેંક્યો. ડાબા હાથે તલવાર ઝીલી જમણે હાથે પાળિયો ખોડાયેલ તે જમીન પરની માટી ઢેફાં ખેસવી ઊંડો ખાડો કરવા મંડયો. માટી ઢેફાં ખેસવતાં ખેસવતાં છેવટ હાંફી રહ્યો. છેવટ લાખો પેલા પાળિયાની જગાએ ખોદેલ ખાડામાં પલાંઠીવાળી બેઠો. ખુલ્લી તલવારને છાતી પ્રમેત જનોઈવાઢ ગોઠવી બન્ને હાથ બથ ભીડી લાખાએ એક ઊંડો શ્વાસ લીધો. □

## રૂપાંતરકાળ / કનુ સુણાવકર

['અકસ્માત્‌કાળ'ની અનુગામી રચના]

અરીસાની આડે કાળો પડદો ઢળી ગયો બારણાં બંધ થયાં, એક બારી ઊઘડી, એક પછી એક નામ અને રૂપ અદૃશ્યમાન થઈ ઓગળી ઓગળીને ધૂંધળાં ધૂંધળાં ગૂંચળાં વળી વળીને ઝાંખાં થતાં ગયાં ધીરે ધીરે દુનિયા ડૂબવા લાગી...

મારી છાતી પરથી મારો હાથ ઊંચકાયો, સ્હેજ હવામાં તોળાયો ને દૂર ફેંકાઈ જતો હોય તેમ પથારીમાં પડ્યો. મારી છાતી પરથી ભારે પહાડ હટી ગયો. હું હળવુંફૂલપણું અનુભવી રહ્યો.

'જૂઓ. જરા હસે છે!...પૂછો, પાણી પીશો?' કોઈએ કોઈને કહ્યું. કોઈએ પૂછ્યું : ભઈ, પાણી પીવું છે? મારા હોઠ જરા ફફડ્યા....થોડાં ટીપાં પાણીનાં ગળે.... અટકી રહ્યાં...આંખ બીડાઈ, કાન છૂટી ગયા, હાથની મૂઠી વળી ગઈ, નાકમાંથી છેલ્લો ઉચ્છ્વાસ બહાર નીકળી ગયો...

બત્રીસે-બત્રીસ કોઠાના દીવાની અસ્થિર જ્યોતો ઝબૂકવા લાગી ચોમેરથી સુસવાતા પવનો ઘેરાઈ વળ્યા....

સાગરતળિયેથી કિનારે લપકી–સરકી અવાયું : હળવાશ હા...શ થઈ. મોટ્ટો પાણીદાર પરપોટો, ઉપર સૂરજકિરણ પડતાં ઝળાંહળાં થયું પટ કરતોક પરપોટો ફૂટી ગયો....

મચ્છરનો ગણગણાટ, ચટકો અને ઉંઉંઉં ઉંવા પછી વાઉ વાઉ

વીંટેલ ઘોડીની લગામ છોડી થાબડી છૂટી મૂકી દીધી ઘોડીને. ઘોડી તો ઘડીપળ ત્યાં જ થંભી ઊભી રહી. પછી હણહણતી આછા અંધારામાં દૂર સરકી ગઈ.

આછા અંધારામાં દૂર સરકી જતી ઘોડીના ડાબલા થોડીવાર સુધી લાખાને સંભળાયા. ડાબલાનો અવાજ સંભળાતો બંધ થયો એટલે લાખો ત્યાંથી પાછો વળ્યો. પાછા વળતાં ઠેસ વાગી. અર્ધા કપાયેલા અંગૂઠાની લીસ્સી ચામડી ઉતરડાઈ. લાખાને એનું ભાન થયું નહીં. એ પેલા ખખડધજ ઓરડાની દિવાલ તરફ વળ્યો. ઓરડાની દિવાલને અઢેલી ઊભો રહ્યો. ગૂમસૂમ. ગૂપચૂપ. હાથમાં હજુ ખુલ્લી કાટ ખાધેલી તલવાર ઝાલેલી તે આમતેમ વીંઝતો રહ્યો. તલવાર આછા અંધારામાં વીંઝતો હતો એવામાં અજાણ્યે તલવાર દિવાલને અઢેલીને ખોડાયેલા એક પાળિયા સાથે અફડાઈ. ખણણણ ખણકાર થયો. સૂની સીમમાં અવાજ ચીસની જેમ પ્રસરી ગયો. ઝાડ પર જંપી ગયેલાં પંખીઓ કલબલી ઊડયાં. આ ખણણણ ખણકાર કલબલાટ અવાજોના પડઘા પડતા ગયા. મગજની ફૂલી ગયેલી નસમાં પવન ફૂંકાય, લોહી પ્રસરે એમ પડઘા ફૂંકાતા ગયા. પ્રસરતા ગયા. લાખાએ માથું ધુણાવ્યું. આજુબાજુની સીમ, દૂર તળાવ, ગામ, ઘર બધું એની નજર સામે ધૂણતું લાગ્યું. એકાએક ઊભા થઈ એણે પાળિયાને ઊંચકી દૂર ફેંક્યો. ડાબા હાથે તલવાર ઝીલી જમણે હાથે પાળિયો ખોડાયેલ તે જમીન પરની માટી ઢેફાં ખેસવી ઊંડો ખાડો કરવા મંડયો. માટી ઢેફાં ખેસવતાં ખેસવતાં છેવટ હાંફી રહ્યો. છેવટ લાખો પેલા પાળિયાની જગાએ ખોદેલ ખાડામાં પલાંઠીવાળી બેઠો. ખુલ્લી તલવારને છાતી સમેત જનોઈવાઢ ગોઠવી બન્ને હાથ બથ ભીડી લાખાએ એક ઊંડો શ્વાસ લીધો. □

## રૂપાંતરકાળ / કનુ સુણાવકર

['અકસ્માત્કાળ'ની અનુગામી રચના]

અરીસાની આડે કાળો પડદો ઢળી ગયો બારણાં બંધ થયાં, એક બારી ઊઘડી, એક પછી એક નામ અને રૂપ અદૃશ્યમાન થઈ ઓગળી ઓગળીને ધૂંધળાં ધૂંધળાં ગૂંચળાં વળી વળીને ઝાંખાં થતાં ગયાં ધીરે ધીરે દુનિયા ડૂબવા લાગી...

મારી છાતી પરથી મારો હાથ ઊંચકાયો, સ્હેજ હવામાં તોળાયો ને દૂર ફેંકાઈ જતો હોય તેમ પથારીમાં પડ્યો. મારી છાતી પરથી ભારે પહાડ હટી ગયો. હું હળવુંફૂલપણું અનુભવી રહ્યો.

'જૂઓ. જરા હસે છે !...પૂછો, પાણી પીશો ?' કોઈએ કોઈને કહ્યું. કોઈએ પૂછ્યું : ભઈ, પાણી પીવું છે ? મારા ઓઠ જરા ફફડ્યા....થોડાં ટીપાં પાણીનાં ગળે.... અટકી રહ્યાં...આંખ બીડાઈ, કાન છૂટી ગયા, હાથની મૂઠી વળી ગઈ, નાકમાંથી છેલ્લો ઉચ્છ્વાસ બહાર નીકળી ગયો...

બત્રીસે-બત્રીસ કોઠાના દીવાની અસ્થિર જ્યોતો ઝબૂકવા લાગી ચોમેરથી સૂસવાતા પવનો ઘેરાઈ વળ્યા....

સાગરતળિયેથી કિનારે લપકી–સરકી અવાયું : હળવાશ. હા...શ થઈ. મોટો પાણીદાર પરપોટો, ઉપર સૂરજકિરણ પડતાં ઝળાંહળાં થયું પટ કરતોક પરપોટો ફૂટી ગયો....

મચ્છરનો ગણગણાટ, ચટકો અને ઉંઉંઉં ઉંવા પછી વાઉ વાઉ

મ્યાઉં મ્યાઉં, મેઆવ આવ આવ મેઆવ, ગડડડ ત્રત્રાટ સરસરાટ્ટ્ ધડૂમ ધૂમ્મ, ટપ ટપ ઝડ ઝડ ઝડઝડાટ ઙ્ઙ્ઙ્...

પછી મંદિરની આરતી–ઘંટના ઘોર, ઝાલરની ઝણઝણઝણ, પછી શાળાનો ઘંટ ટન ટન ટન ટનન ટન. વડડાળે ઝૂલો, વાંદરાંની ચિચિયારીઓ બાજની ઝાપટ, ચકલીની ચીસ, સર્પની સરસર્ ને કાબરોનો કલબલાટ. કકળાટ ક્યારેક વડનો ટેટો માથા પર પટકાય : સસલાને માથે જાણે આખ્ખું આભ તૂટી પડે....તળાવને આ તીરે હું. પેલું તીર રૂડુંરૂપાળું રળિયામણું ભાસે. હું તળાવનીરમાં. પ્રથમ તરવરાટ પછી તરફડાટ ઉધામા–ઉપર ઉધામા. કોઇને એમ થાય કે હું તરી રહ્યો છું. પણ હકીકતે ડૂબવાનું બની રહ્યું છે. એકાએક ભૂરૂરરર બબૂ બબૂ ને એક જોરદાર ધક્કો. હડસેલાયો પેલે કિનારે. રમણીયતીરે રમવા લાગ્યો. સાંજ ઢળી સૂર્યનું છેલ્લું કિરણ આંખે અંજાયું. આંખ મીંચાઈને ઘર સાંભર્યું. સામે કિનારે ઘર. ઝંપલાવ્યું ને આવી ગયો આ કિનારે. ઉપર ચાંદની રાત નીચે સરલજલ તરી જવાયું સામે તીર. થોડા ઉધામા...ઉંવા ઉંવા.

આંગણામાં તાપણું : એમાં થોડાં વધુ છોડિયાં નંખાયાં. તડતડ ને ભડકો ધુમાડો ને અંગારા તગતગતા. બાજુમાં હોકકો પીતા દાદાજી. પાસે દાદીમા. દાદી કહે : 'લ્યો ! તમારો દીકરો દાદા થયો.' દાદાએ ઊંડો દમ ખેંચ્યો–હોકાનો–સંતોષનો કહે : 'બૂચી ! તારો વેલો વધ્યો, જા જઈને સાકર વહેંચ બધાંને !' દાદા ખુશ થાય ત્યારે દાદીને 'બૂચી' કહે ને ખીજાયા હોય ત્યારે 'રાંડ'. કદીક તો 'રાંડ' કહી ન અટકતાં છૂટ્ટો હોકકો દાદી પર ફેંકતા.. દાદી દાઝે–કે–ન દાઝે પણ ચૂપચાપ. માત્ર દાદા ભણી એવી રીતે જોઈ રહે કે દાદાને આખરે નીચે જોવું પડે. ખુશ હોય દાદા ને 'બૂચા' બોલે. પછી આજુબાજુ જરા નજર ફેરવી લઈને જો સર્વસંજોગ અનુકૂળ હોય તો દાદીની કેડે ગલી કરી લ્યે. હું દેખતો હોઉં તેનો વાંધો નહીં દાદાને. નાનો ખરોને હું દોઢેક વર્ષનો.

મંદિરમાં પાઠશાળા બેસે છે. એક દિવસ મોટી થેલીમાં નાની

સ્લેટ લઇને મને શાળાએ મોકલ્યો. મૂકાયો. ચુનીલાલ માસ્તરને સોંપાયો. તે દિવસે તો ચુનીલાલ માસ્તરે સ્નેહથી હસીને માથે હાથ ફેરવ્યો, એ હાથ ફેરવ્યો–એ–ફેરવ્યો પછી તો એ હાથે મારા ગાલ–બરડો–ખોચી... એકવાર ચોકનો લખોટો મને મારીને કહ્યું : લાવ. હું ચોક લઈ એમની પાસે જવાને બદલે દોડીને ભાગ્યો...આગળ હું અને પાછળ ચુનીલાલ. શિષ્યને ગુરુ શ્વાસભેર અનુસર્યા વેગથી, પણ ઠોકરથી પડ્યા હેઠે. નખ ઉખડી ગયો એમનો પણ મારો પછી બરડો, ગાલ માથું કાન : બધાં અંગો...અત્યારે યાદ આવતાં દુઃખવા લાગ્યાં છે...ઓહ...'

કોઈ કહે છે : 'ભઈ, પાણી પીવું સે ?'

ઘરવખરી ગાડામાં ભરાય છે. સૌથી પ્રથમ અનાજના કોથળા, પછી વાસણકૂસણ, પછી ગાભાં ગોદડીઓ, ઉપર ગાદલું, બાજુમાં લાકડાં, ઉપર ઘાસપૂળા, ભેંસનું પાડું છેલ્લે, ફળિયાનાં બધાં ભેગાં થઈ 'આવજો આવજો' કહે છે. દાદીદાદા તો નથી તેથી કાકા ગળગળા અવાજે કહે છે: 'અવાશે તો જરૂર આવીશ પણ અવાય કે ન અવાય, તમને બધાંને ભૂલીશ નહીં.'

બા આંસુ લૂછી ગાડે ચડે છે. નીચેથી ઝવેરફોઈ મને ચડાવે છે, ભેંસનું ગાળિયું મારા હાથમાં પકડવા હું હઠ કરું છું. કાકા કહે : ભઈ ભેંસ તો એના દીકરા પાછળ હેંડી જ આવવાની...ગાડું ચાલવા લાગ્યું. ભેંસ પાછળ પાછળ દોડતી આવે છે... ઘૂઘરમાળ રણકાવતા બળદો શરૂશરૂમાં જરા ધીરે ધીરે, પછી રસ્તે ચડતાં, ધમધમાટ ચાલે ચાલે છે. ગામનું પાદર આવ્યું : તળાવ વડ આંબા પાછળ જવા લાગે છે. સીમ આવી. કાકા કહે : 'પશા, હવે ઘૂઘરમાળ કાઢી લે. રાતનો સમો છે. કોક ચોરચપારને પહોંચી વળીએ, પણ બહારવટિયા....' બળદો ચૂપચૂપ ગાડું ખેંચી રહે છે. ઉપર આકાશ છે. ચન્દ્ર ક્યાંય દેખાતો નથી, ખરતા તારાના પ્રકાશમાં–ઉજાસમાં માનું ઉદાસ મોઢું દેખાય છે. ગાડાના આંચકા–હીંચકા ખાતાં ખાતાં મારી આંખ ઘેરાય છે.

કોઈ કહે છે : 'ભઈ, થોડું પાણી પીશો ?'

ગાડું ખખડતું ચાલ્યે જાય છે. મોસાળનું ગામ આવે છે. મંદિર સામેના ઝાડતળે છૂટે છે. બા નીચે ઊતરી, મને નીચે લેવાયો. ભેંસ આરહી, પાડું ખોલ્યું. ભેંસ દૂધની સેડે પિત્તળની પવાલીમાં ઝન ઝન ઝન થાય છે. દૂધ મને થોડું પિવડાવ્યું.

બીજાંએ ચા પીધી. પાડાને છૂટું મૂક્યું : બચ બચ ધાવવા લાગ્યો. 'ભલે બધું ધાવી જાય કોકવાર તો એનુંય નસીબ હોયને ?' કાકા કોઈને કહે છે.

'આવજો, સાચવજો'ના અવાજો વચ્ચેથી ફરી પાછું ગાડું ઉપડ્યું. રાતમાં ગાડું ધપી રહે છે. સવાર પડતાં સુણાવનાં મોટાં મોટાં ઘરોની અગાશીઓ દેખાય છે. મને બીક લાગે છે. અજ્ઞાત ભયથી આંસુ આવે છે. બા મારાં અને એનાં પોતાનાં આંસુ લૂછે છે. કાકા કહે છે : હવે રાંડ રડે છે શાની ?' કાકાએ દાદાનો વારસો મેળવ્યો છે. કાકાએ બાને 'બૂચી' કહી હોય એવું બન્યું નથી ! બ્રહ્મપોળ આગળ ગાડું અટકે છે ને છૂટે છે, બધાં નીચે ઊતરે છે. મારાથી બોલાય છે : 'મારે નથી આવવું. નહીં ઊતરું હું. મારે પાછા જવું છે.'

'હા, ભઈ હા, પાછો જજે પણ હમણાં તો ઊતર. હેંડ.'

'મારે ઊતરવું પડ્યું સુણાવ શાળામાં, હાઈસ્કૂલમાં ભણવું પડ્યું. સારું જ થયું જો. પછી આણંદ ડી. એનમાં. પછી વિદ્યાનગર આમ–ને–આમ તેપન ગયાં છે...હવે ?

'ભઈ, પાણી જરા પીવું છે ?'

લગ્નવેદી સામે વિપ્રસમક્ષ, કોડભરી કન્યાનો હાથ પકડીને બેઠો છું. મારા હાથમાં એનો હાથ ને ઉપર રંગીન રેશમી રૂમાલ ઢંકાયો છે. કોઇ સ્ત્રી આવીને કન્યાને નાકે નથની પરોવે છે. એને ચહેરે સ્મિતભર્યાં આંસુ છલકાય છે...પછી હું શરદનો ચન્દ્ર અને એ સરવરજલ કુમુદ...

'બધાં આવી ગયાં ?' કોઇ કોઇને કહે છે. 'ચંપૂ બાકી છે. નોખૂડીવાલા સાહેબ તો આવી જ જશે.' કોઈ જવાબ દે છે.

ચંપૂ આવે છે. 'કનેશ ! ચાલો ચા પીવા. પહેલાં કેળાં ન હોય. ગળ્યાં કેળાં પછી કમસકકર કડક ચા ન ચાલે ભઈલા મારા. ઢેબરાં સાથે ચા, ચાલે નહીં, પણ જામી જાય ચરોતરના પટેલ ભાયડાને તો.. કેટકેટલું બોલે છે આ ચંપૂ. પણ મારાથી એક શબ્દ પણ થતો નથી... ચંપૂનું ચાલે છે : 'સાલા, વાતોડિયા વાર્તાકાર, છેલ્લે છેલ્લે એક તો ટૂંકીવાર્તા કહે....'

'કનુ ! નારિયેળનું પાણી પીશો ?'

શેખડીવાલા સાહેબ આવે છે. બાજુમાં પીરઝાદા સાહેબ. શેખડીવાલા કહે : 'તેજસ્વી વિદ્યાર્થી ખરો, પણ ઉતાવળિયો બહુ ..' પીરઝાદા સાહેબ જરા સ્મિત સાથે : 'બરાબર છે.' પછીનું સ્મિત વિલાઈ જાય છે. બોલબોલ કર્યા કરતો કે. પી. ચૂપ કાં ?

– ભઈ, પાણી પીવું છે ?

– ભઈ ઘૂંટડો દૂધ ?

– ભઈ જરા, ચા ?

ચશ્મો ઉતારીને શેખડીવાલા કહે : 'હવે મૂકોને પાણી–બાણી. એ કંઈ પીવાનો નથી...તમારે રેડવું હોય તો રેડો...ગમે તેમ પણ હવે એને છોડો. તરસ્યો હશે તો માગશે. ચશ્માં પહેરીને એ ઓરડાની બહાર જાય છે. મારાથી 'આવજો' કહેવાતું નથી.

અનુભવી વૃદ્ધાનારી કહે : 'હવે ગંગાજળ લાવો.'

દસે દિશાએથી પવન સૂસવવા લાગે છે. બત્રીસે બત્રીસ કોઠાના દીવા એક–પછી–એક ઝબક ઝબક થૈ થૈને બૂઝાય છે. છેલ્લા કોઠાના બૂરજ પરનો દીવો સ્થિત–સ્થિર છે. અપલક. તેજસ્વી ભૂરી જ્યોત છે, ધીરે ધીરે જ્યોત અલ્પ, અલ્પાતિઅલ્પ થતી થતી એક બિન્દુ બને છે. કિરણત્રિજ્યાઓ સમેટાઈને અચલ બિન્દુમાં પરિવર્તે છે.

ઘૂઘરમાળ સર્વત્ર રણકી રહે છે. રૂમઝૂમ રૂમઝૂમ ઝન ઝન ઝન... ઝૂમ ઝૂમ...



## કૂઉઉઉ....! / રતિલાલ 'અનિલ'

ગંગાબા હાથમાં રોટલાનો કટકો લઈ ઓટલે આવી કૂતરાને વ્હાલભેર સાદ કરતા હતા : કૂઉઉઉ ! કૂઉઉઉ ! લે, લે, આવ, આવ ! છતાં કોઈ કૂતરું દેખાયું નહીં એટલે લાલિયા, લે, લે ! આવ, આવ !' બોલ્યા એટલે ગંગાબાના હેતાળ નોતરે લાલિયો પૂંછડી પટપટાવતો આવી પહોંચ્યો. રોટલો ખવડાવતી વખતે પણ ગંગાબા લે, લે, ખા, ખા ! કહેતાં હતાં !

પ્રાણીમાત્રમાં કૂતરાં કેટલાં સદ્‌ભાગી છે ! માણસનું કેટલું બધું સાચું વહાલ એમને મળે છે ! અને તેય જાહેરમાં ! ગંગાબાનું લાલિયા પ્રત્યેનું વહાલ પાડોશીઓએ જોયું, રસ્તેથી પસાર થતાં સૌએ જોયું ! સંભવ છે કે એમને ગંગાબાના વહાલભર્યા હેતાળ શબ્દો સાંભળીને પોતાને વિશે મનમાં ખૂબ જ ઓછું આવી ગયું હોય ! અરે, માણસનો અવતાર ધર્યો તોયે અમને કોઈએ આટલા હેતથી, જીભની ડચકારી બોલાવીને 'આવ, આવ !' એવું આમંત્રણ આપ્યું નથી ! આ કૂતરો કેટલો સદ્‌ભાગી છે ! ગંગાબાનો પાડોશી ઓટલે આવીને તરત ઘરમાં પાછો ફરી ગયો ! એને એકદમ ઓછું આવી ગયું હશે કે ગંગાબાએ તો ઠીક મારા બાએ પણ મને આટલા હેતથી કોઈ દિવસ જમવા બોલાવ્યો નથી ! ગળે ડૂમો ભરાઈ આવ્યો હશે, એટલે એ તરત ઘરમાં ભાગી ગયો ! એને થયું હશે કે નાનપણમાં ભૂખ લાગતી અને સામેથી જમવાનું માગતો ત્યારે 'બેસ, હજી થવાનું છે !' એવા આદેશો જ

સાંભળવા મળતા. ઘરના ખૂણે પણ મને 'લે મારા બચુ ખા! આમ શું કરે છે? મારો દીકરો કરું, ખા!' એવું કહ્યું નથી! ખાનગીમાં ઘરખૂણે એમ કહ્યું હોત તો મારા સિવાય બીજું કોણ સાંભળવાનું હતું? તોય કહ્યું નહીં! અને આ ગંગાબા ઊભી શેરીએ ઘાંટો પાડીને, લહેકાભેર ઘાંટો પાડીને, આસપાસના બધા સાંભળે એમ કૂતરાને જમવા બોલાવે છે! અરે, માણસ કૂતરા જેટલો ય સદ્ભાગી નહીં! એણે હેતભૂખ્યા, હેતદુકાળિયા જ રહેવાનું? એને એ પણ સાંભર્યું હશે કે એક દિવસ પત્નીને નજીક બોલાવવા ધીરેથી ત્સીત્ ત્સીત્ કરેલું તે સાથે ઘરમાં કોઈએ જોરથી ખોંખારો ખાધેલો, પછી તો એમને ખાસ્સી ઉધરસ જ ચઢેલી! પણ ગંગાબા આટલા જોરથી બોટલે આવીને કૂતરાને હેતના કટકા જેવા શબ્દો બોલીને, બોલી બોલીને નજીક આવવા માટે આમંત્રણ આપે છે તો યે કોઈ ખોંખારો ખાતું નથી, કોઈને ઉધરસ ચઢતી નથી!

એ પાડોશીને એ પણ યાદ આવ્યું હશે કે ગઈ કાલે ગંગાબાના દીકરાનો નાલ્લો દીકરો ઓટલે રોટલી લઈ આવી ખાવા લાગ્યો ત્યારે ગંગાબા જ એનું ચિચોડું પકડીને બારણે રોટલી ખાય છે? એવું ધમકાવીને ઘરમાં ઘસડી ગયેલાં! અરે રે, એ બાળક પેલા લાલિયા જેટલું યે સદ્ભાગી નહીં! અરે રે! દીકરો બહાર હોય તો, 'હાળા બહાર રખડ્યા કરે છે! ઘરમાં ટાંટિયો વાળીને બેસતો જ નથી!' એમ ધમકાવે છે. સંભવ છે કે બપોરની નીરવતામાં લાલિયો ચૂપચાપ જરા પૂછડી દબાવી, ધીમેથી દાદર પાછળના પોલાણમાં જમીન સૂંઘીને બેસી જાય છે, આમતેમ જુએ છે, પછી આંખ મીંચી દે છે એ રોજિંદી ઘટનાએ ગંગાબાને આમ કહેવાની પ્રેરણા આપી હોય!

ગંગાબાના સંયુક્ત કુટુમ્બમાં વહુઓને એમના દીકરા પ્રત્યે વહાલ ઊપજે ત્યારે ય સંયમ પાળવો પડે! રાત્રે પોતાની સૂવાની ઓરડીમાં ખાસ અવાજ ન થાય એમ દીકરાને વહાલનો શબ્દ કદાચ કહેતી હોય! પોતરાને વહાલ કરનારી હું બેઠી છું ત્યાં સુધી મારા ઘરમાં દીકરાને

વહાલ કરનારાં તમે કોણ! એવા અશ્રાવ્ય ભણકાર પણ એમને સંયમમાં રાખતા હોય!

એમ સમજાય છે કે આપણે પ્રતિષ્ઠા અને ગૌરવનાં ધોરણોમાં ફેરફાર કરીએ! ઓટલે બેસીને બીડી ફૂંકતા તાપીદાસ ડોસાનો ગણગણાટ એવો છે કે પોતે કેવી દાનેશ્વરી છે એ મને બતાવી આપવા માટે, હું ઓટલે બેઠો હોઉં ત્યારે જ ગંગા ડોસી કૂતરાને વહાલભર્યું આમંત્રણ આપવા ઓટલે આવે છે! કૂતરાને નહીં, મને સંભળાવવા માટે જોરથી લહેકાભેર બોલે છે! એ કેટલી ટૂંકા મનની છે તે હું શું નથી જાણતો! શેરીના ગરબાની લહાણીમાં ડોશીએ ચમચી વહેંચી, પછી અમે બરાબર સમજીને ચમચા વહેંચ્યા ત્યારે ડોશી કેવાં પગ પછાડતાં ઘરમાં ચાલ્યાં ગયેલાં તે કોણ નથી જાણતું!–અને એક દિવસ એ ડોસા બે ત્રણ રોટલી લઈને ઓટલે બેઠા, પાસે ચોકલેટ આપી દીકરાને બેસાડેલો, જેવા ગંગા ડોસી ઘરમાંથી કૂતરા માટે રોટલો લઈને આવતાં દેખાયાં કે પેલા છોકરાએ 'કૂઉઉઉ! લાલિયા!' બુચકારાના અવાજો અને ફરી 'કૂઉઉ! લાલિયા!' એવા હેતાળ સાદ કર્યા અને લાલિયો જ નહી, ત્રણેક કૂતરાં ત્યાં દોડી ગયાં અને પેલા છોકરાએ સૌને વનસ્પતિ ચોપડેલી એકેક રોટલી ધરી દીધી! પછી નાચવા લાગ્યો. અલબત્ત, ડોસાની નજર ગંગાબાના ઘરના ઓટલે મંડાયેલી હતી!

આપણે આ વહાલ કરવાની પ્રથા માણસ સુધી લંબાવીએ, એને પ્રતિષ્ઠિત કરીએ, બને તો એને ધર્મભાવનાનો ઓપ પણ આપીએ તો રંગમંચ પર જે જે રોમેન્ટિક કહેવાતાં દશ્યો જોઈએ છીએ અને તે નાટકિયાં લાગે છે તે ક્ષેત્ર વિસ્તરી શેરી મહોલ્લા સુધી પહોંચી જાય અને મંચ પરના દશ્યને પણ ગૌરવ સાંપડે, એને કોઈ નાટકી નહીં કહે, સ્વાભાવિક કહે!

આપણે કૂતરાને તો કહેતા નથી કે 'હાળા, હવારનો ભૂખ્યો ભૂખ્યો બહાર રખડયા કરે છે, માંદો પડી જશે એનું ભાન જ નથી, ચાલ

ઘરમાં, આવે છે કે નહી ? ઘસડી જાઉં ઘરમાં ?' તો પછી શેરીમાં વિહરતા બાળકને કેમ એવું કહેતાં હોઈશું ? એને પણ, બ...અ...ચૂ... બ...અ....ચૂ...આવ, આવ, આવ તો મારો દીકરો કરું...બ...અ...ચૂ....' એમ કહીને કેમ ન બોલાવીએ ? ગંગાબા એમના પોતરાને ઓટલે આવીને એવી વહાલભરી હાંક મારે, હેતાળ નોતરું આપે તો પેલા ઓટલે બેસીને બીડી ફૂંકતા ડોસાને પણ હેતનો એ ચેપ લાગશે અને છોકરાને કહેશે કે ચાલ ઘરમાં શું ભરાઈ રહ્યો છે ? બહાર જા, હુ તને ગંગાબાની જેમ બોલાવું ત્યારે દોડયો આવજે ! હું તને ઊંચકી લઈશ અને ગંગાબા સાંભળે એમ કહીશ 'તડકે રમીને મારો બચુ કેવો લાલચોળ થઇ ગયો છે ! તને કંઈ થયું તો...'

એક જણ માણસને જાહેરમાં હેતાળ સાદે બૂમ મારશે તો ધીરે ધીરે એ હેત સંપૂર્ણ જાહેર ક્ષેત્રમાં વિસ્તરી નહીં જાય ? માણસ પણ પેલા ધર્મરાજાના સંબંધી જેટલો જ પોતાને પ્રેમભૂખ્યો અને પ્રેમપાત્ર નહીં અનુભવે ?



